# અનોખા આચાર્ય
# શ્રી નાથાભાઈ ના. દેસાઈ


**ડૉ. મંગુભાઈ પટેલ**

નિવૃત્ત રીડર, ઈતિહાસ વિભાગ, ગુજરાત યુનિવર્સિટી
પૂર્વમંત્રી, સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, ગાંધીનગર

**પ્રા. ત્રિકમભાઈ પટેલ**

પૂર્વપ્રાધ્યાપક, અધ્યક્ષ, ગુજરાતી વિભાગ
વિવેકાનંદ આર્ટ્સ કૉલેજ, અમદાવાદ



: પ્રકાશક :

**પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ**

૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમરોડ, અમદાવાદ-૯, ● ફોન : ૨૬૫૮૪૯૬૩

**અનોખા આચાર્ય શ્રી નાથાભાઈ ના. દેસાઈ**
Anokha Acharya Shri Nathabhai N. Desai
by *Dr. Mangubhai R. Patel*
*Prof. Trikambhai Patel*



**આવૃત્તિ પહેલી :** ઓક્ટોબર, ૨૦૦૯

**નકલ :** ૧૦૦૦

**પ્રકાશક :**
પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ, અમદાવાદ
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમરોડ, અમદાવાદ-૯, ● ફોન : ૨૬૫૮૪૯૬૩

**આર્થિક સહયોગ :** સર્વ વિદ્યાલય, કડીના પૂર્વવિદ્યાર્થીઓ

**કિંમત :** રૂ. ૩૫૦/-

**મુદ્રક :**
હરેશ પટેલ ● પ્રિન્ટોગ્રાફ
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમરોડ, અમદાવાદ-૯, ● ફોન : ૨૬૫૮૪૯૬૩

# પ્રસ્તાવના

જેમની ચિરવિદાયને આડત્રીસ વરસનાં વહાણાં વાઈ ચૂક્યાં છતાં જેમની સુવાસ ગુજરાતભરમાં આજે પણ ફેલાયેલી રહી છે એવા એક આદર્શ શિક્ષક-આચાર્ય જ નહિ, પણ આદર્શ પુરુષની જન્મશતાબ્દીનું આ વર્ષ છે : સંવત ૨૦૦૯.

શ્રી નાથાભાઈ 'આચાર્ય' તરીકે જ ખ્યાતનામ રહ્યા. શાળાના એક આચાર્ય અને આશ્રમના ગૃહપતિ પણ અનેક વિદ્યાર્થીઓના સંસ્કારપિતા બની શકે, વિદ્યાર્થીઓને વિદ્યાવ્યાસંગી બનાવી શકે, એમની સુષુપ્ત શક્તિઓ જાગ્રત કરી વિકસાવી શકે અને પોતે અકિંચન હોવા છતાં ગૃહસ્થના તમામ ધર્મો લઘુતાગ્રંથિ અનુભવ્યા વિના બજાવી શકે, ગરીબ અને તવંગર વચ્ચે સમભાવ રાખી શકે અને સ્વમાનપૂર્વક સ્વીકૃત વ્યવસાયને વળગી રહીને પોતાની ઉત્તમ શક્તિઓ સમાજને ચરણે પ્રસન્તાપૂર્વક ધરી શકે એવું ઉત્તમ દૃષ્ટાંત આ મહાનુભાવે પૂરું પાડ્યું છે.

શાળામાં ભણતા અને આશ્રમમાં રહેતા વિદ્યાર્થીઓને પોતાની સાહિત્યરુચિ, સદ્‌વિચારશીલતા અને ચારિત્ર્યનિર્માણની ઝંખના પોતાના સંપર્કમાં આવતા વિદ્યાર્થીઓને એમણે વારસામાં આપી. ગાંધી-વિચારમાંથી પોતે જે ઝીલ્યું અને પચાવ્યું તેનું અનેકની વચ્ચે એમણે છૂટથી પ્રેમપૂર્વક વિતરણ કર્યું.

એક વ્યક્તિ એક જ જીવનમાં કેટલું બધું આપી શકે એ એમણે પોતાના જીવનથી સાક્ષાત્‌ કરી બતાવ્યું. શિક્ષણવ્યવસાયની ઉચ્ચતમ પરિપાટી આ કાર્યક્રમમાં પણ એમણે સ્થાયી બનાવી. સાંદીપનિ ઋષિએ જેમ કૃષ્ણ અને સુદામા જેવા રાય અને રંકને એકીસાથે સંસ્કાર આપ્યા અને ઉત્તમ માનવી તરીકે એમનું ઘડતર કર્યું તેમ સાધુચરિત આ આચાર્યએ ૨૧મી સદીમાં પણ શ્રમ, સંસ્કાર, સેવાપરાયણતા, સમાનતા, અભ્યાસની ઘનિષ્ઠતા અને જીવનનાં ઉચ્ચ મૂલ્યોના સંરક્ષણ પર ભાર મૂકી સ્વ. બાપુભાઈ ગામીની જેમ પોતાની બધી જ શક્તિ જીવનના અંત સુધી આચાર્યવર્તનની ઉચ્ચતમ પ્રણાલિકાઓને પુનર્જીવિત કરી એક તંદુરસ્ત સમાજના ઘડતર માટે ખર્ચી.

અનેક વિષયોમાં પ્રાવીણ્ય મેળવી, બધેથી મેળવેલો જ્ઞાન અને માહિતીનો ખજાનો અનેકને છૂટે હાથે વહેંચી દેનાર આ અકિંચન વિપ્ર સાધુચરિત આચાર્યને ગુજરાત આજે કૃતજ્ઞતાપૂર્વક યાદ કરે છે. તેમણે મૂકેલો અમર વારસો તેમના શતાબ્દી ગ્રંથ દ્વારા મળી રહે તેઓ અમારો પ્રયાસ છે. તેમનું પ્રેરક જીવન આજના

યુગને માટે પણ પ્રેરક બને અને અનેકને એમના અનુગામી થવાની ઉત્કંઠા જગવે એમ પ્રાર્થીએ.

આમ, તો ગણિત અને વિજ્ઞાન તેમના પ્રિય વિષયો હતા. તેમ છતાં તેમને જે વિષય શીખવવાનો હોય એ ઉત્તમ રીતે શીખવતા હતા અને એના વિશેનો જીવંત રસ પેદા કરતા હતા. પણ એ બધા શીખેલા વિષયો છેવટે આ જીવનના અને સમાજના ઉત્કર્ષ માટે કેવી રીતે વાપરવા એની દૃષ્ટિ પણ આપતા હતા. માણસના હાથપગની, બુદ્ધિની અને હૃદયની કેળવણી પણ થવી જોઈએ એ એમની માન્યતા હતી. એમની કેળવણી વિશેની નિષ્ઠા એટલી (એવી) બળવાન હતી કે એનાથી ઊલટું ગમે તેટલું સમાજમાં ચાલતું હોય છતાં એમના માર્ગેથી એ ચલિત થતા નહિ, અને જ્યાં જાય ત્યાં - જેમ દીવો અંધારામાં અજવાળું કરી મૂકે છે એમ - અનેક કુરુચિઓ વચ્ચે એ સુરુચિ પેદા કરી દેતા હતા. એ બધાંનો મૂળ સ્રોત હતો : માનવ માત્ર પ્રત્યેનું એમના દિલમાં વહેતું પ્રેમનું ઝરણું.

આજકાલ શિક્ષણ જ્યારે બજારુ-વેપારી ચીજ બની ગયેલું દેખાય છે ત્યારે એક ધ્યેયનિષ્ઠ આચાર્યનું શતાબ્દી વર્ષ પણ ચાલી રહ્યું છે. આથી એમનાં આચરણ અને કાર્ય અંગેનું સાહિત્ય પ્રગટ કરવાની યોજના કેટલાક મિત્રો અને શુભેચ્છકોએ વિચારી અમલમાં મૂકી : ના. ના. દેસાઈ અંગેનું પુસ્તક પ્રગટ કરવું. તેનાથી અનેક ભાવનાશીલ આચાર્યો અને શિક્ષકોને બળ મળશે, (આપશે) અનેક નવજવાનોમાં આદર્શો પાછળ ઘસાઈ છૂટવાની અને જીવન દ્વારા સુવાસ અને સંસ્કારિતા ફેલાવવાની પ્રેરણા આપશે એવી શ્રદ્ધા સેવું છું.

આવા સંસ્કારસ્વામી વિશે લખેલું આ પુસ્તક આચાર્યકુળના પ્રતિનિધિ કેવા હોય એનો દાખલો પૂરો પાડી શકશે અને એ માર્ગે ચાલવાની અદૃશ્ય રીતે પ્રેરણા પૂરી પાડશે.

તેઓ ગુજરાતના ગઈ પેઢીના એક અગ્રગણ્ય આચાર્ય હતા. એમણે અમદાવાદ, કડી, બાવળા - જ્યાં જ્યાં શિક્ષણકાર્ય કર્યું ત્યાં ત્યાં સર્વત્ર એમના સંસ્કારલક્ષી શિક્ષણની ચિરંજીવ અસર પડેલી. એટલું જ નહિ, વિદ્યાર્થીઓ ઉપરાંત વાલીઓ, મિત્રો તથા સગાંવહાલાંનાં મનમાં પણ સંસ્કારમય જીવન દૃષ્ટિની સુવાસ પ્રસરેલી. એમના સંપર્કમાં આવનાર ઘણાબધા સંપર્કના દરેક પ્રસંગમાંથી કંઈ ઉદાત્ત અસર પામતા ને પુનઃ પુનઃ સંપર્કમાં આવવાનું ચાહતા. શ્રી નાથાભાઈ દેસાઈની નિવૃત્તિને આડત્રીસ વર્ષ થયાં. એમના હાથ નીચે ભણેલા દેશ-વિદેશમાં વસતા વિદ્યાર્થીઓ, સ્નેહીજનો આજે પણ એમને આદરપૂર્વક સંસ્મરી કૃતાર્થતા અનુભવે

છે. જોકે પ્રતિવર્ષ એ પેઢીની સંખ્યા ઘટતી જાય છે. આથી પૂ. નાથાભાઈને લગતું સાહિત્ય વધુ લખાય અને પ્રકાશિત થાય એની જરૂર લાંબા સમયથી લાગતી હતી. પૂ. નાથાભાઈના જીવનનું તથા કાર્યનું પદ્ધતિસરનું પુસ્તક લખાય એની ખોટ સાલ્યા કરતી.

'કર્મયોગી દાસકાકા', 'સામાજિક ક્રાંતિના પ્રણેતા છગનભા', 'અલગારી આચાર્ય શ્રી બાપુભાઈ ગામી' જેવાં પુસ્તકો લખાતાં હતાં ત્યારે ઘણો પત્ર વ્યવહાર કરવો પડેલો, અનેક મુલાકાતો કરવી પડેલી. તે દરમ્યાનમાં આપણી સંસ્થાના શ્રી માધવલાલ પ્ર. પટેલ (હિસાબનીશ)ના પત્રોમાં મને ખાસ લખેલું કે પૂ. નાથાભાઈ બાપુભાઈ ગામી જેવા જ અલગારી આચાર્ય હતા. તેમના જીવન વિશે જરૂર લખશો. તેમની સાથે બે-ત્રણ મુલાકાતો પણ થઈ. બીજા ઘણાબધાના પત્રો આવ્યા. એમાં કહેવાયું હતું : પૂ. નાથાભાઈ માટે કંઈક લખો.

તેમના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ ફંડ ફાળો કરી તેમના નામની પ્રાથમિક શાળા સર્વવિદ્યાલય કેમ્પસમાં બાંધી. ગૌશાળામાં જૂના વિદ્યાર્થીઓ મળે, ચર્ચાઓ થાય પણ કંઈ ન થાય. ત્યારબાદ ૧૯૬૩માં તેમને ઉચ્ચશિક્ષક તરીકેનો રાષ્ટ્રીય એવોર્ડ મળ્યો ત્યારે સન્માન માટે એમના પૂર્વવિદ્યાર્થીઓએ સભા કરી; તેમના અવસાન વખતે પણ અંજલિ આપવાની સભા થઈ, છતાં કાયમી તેમની સ્મૃતિ સચવાય તેવું કંઈક કરવું જોઈએ તેવી ઈચ્છા તેમના ચાહકોમાં જોવાતી રહી.

પૂ. બાપુભાઈ ગામીનું પુસ્તક પૂર્ણ થવાને આરે હતું. હું અને પ્રા. ત્રિકમભાઈ આર્થિક મૂંઝવણની વાતો કરતા હતા ત્યાં પૂ. ના. ના. દેસાઈના પૂર્વવિદ્યાર્થી અમરશીભાઈ આવી ચડ્યા અને મેં કહ્યું : આ પુસ્તકમાં મદદ કરો. તેમણે કહ્યું : પૂ. ગામીસાહેબમાં થોડા આપું છું, પણ પૂ. નાથાભાઈનું પુસ્તક લખો તો એકાવન હજાર રૂપિયા અમારા પરિવાર તરફથી આપું. અમે બંને રાજીરાજી થઈ ગયા.

પૂ. નાથાભાઈનું પુસ્તક લખવાનાં ચક્રો ગતિમાન કરી દીધાં. પરિપત્ર તૈયાર કરી, શક્ય તેટલાં સરનામાં મેળવી દેશ-પરદેશ રવાના કર્યો. ફોનથી સંપર્ક શરૂ કરી દીધા.

આ યોજનાના અમલ માટે પહેલાં જરૂરી ભંડોળ એકત્ર કરવાની કાર્યવાહી શરૂ કરી. અનેક પૂર્વવિદ્યાર્થીઓ અને તેમનાં સગાંસ્નેહીઓનો પત્રવ્યવહારથી સંપર્ક સાધવામાં આવ્યો. આ સુભગ કાર્યમાં પોતપોતાની અનુકૂળતા અનુસાર મોટી-નાની જે રકમ આપે તેને પ્રેમથી આવકારવી; કોઈને કંઈ જ દબાણ ન કરવું; જે આપે તે ઉમળકાથી આપે અને ઉમળકાથી લેવાય તેમાં જ સદ્‌ગતની ગરિમા

સચવાય તેવી નીતિ અપનાવી. તેમના ચાહકોમાંના કેટલાક હયાત નથી, કેટલાક નિવૃત્ત અને વયોવૃદ્ધ થઈ ગયેલા અને એમાંયે મંદીનો માર, મોંઘવારી વગેરેની વિષમ પરિસ્થિતિ આવી પડી. આથી અમારું કાર્ય વિકટ નીવડશે એવી દહેશત હતી, પરંતુ અમને જણાવતાં આનંદ થાય છે કે પૂ. નાથાભાઈ દેસાઈના ચાહકોએ રાજીખુશીથી અમારી ઝોળી છલકાવી દીધી. કોઈ ચાહકોએ અપેક્ષિત પ્રતિભાવ ન દર્શાવ્યો હોય એવા ય અનુભવ થયા. ઘણા ઓછા આર્થિક સહકાર અને લેખો ન મોકલવા બદલ પણ સૌનો આભાર. માત્ર પૂ. નાથાભાઈના સર્વવિદ્યાલય કડીના જ પૂર્વવિદ્યાર્થીઓનું દાન લેવામાં આવ્યું છે. કોઈ એન.આર.આઈ.નું દાન લીધું નથી. પુસ્તક તૈયાર થયા બાદ જે વરસવાના બાકી છે તે કેટલું વરસે છે તે જોવાનું રહ્યું.

આ પુસ્તકનું સર્જન મુશ્કેલ હતું. તેમની વિગતો મેળવવા તેમના વતન ચાચરાવાડી વાસણા, તેમના પિતાશ્રીના મોસાળ બાવળા અને બાવળા આ. કે. વિદ્યામંદિર વગેરે સ્થળોની મુલાકાત લીધી. આ. કે. વિદ્યામંદિરના પૂર્વગ્રંથપાલ શ્રી મનુભાઈ પગી અને તેમના મિત્રો તરફથી સારો પ્રતિભાવ મળ્યો.

સર્વવિદ્યાલય કેળવણીમંડળના મંત્રીશ્રી વલ્લભભાઈ પટેલ અને સંસ્થાના ચેરમેનશ્રી માણેકલાલે સંસ્થામાં ગયો ત્યારે સંપૂર્ણ સહકાર આપવાની ખાતરી આપી. શ્રી વલ્લભભાઈએ સંસ્થાના અધિકારીવર્ગને બોલાવી પૂ. નાથાભાઈને લગતી જે કંઈ વિગતો મળે તે આપવા ભલામણ કરી. ચેરમેનશ્રી અને મંત્રીશ્રી ડૉ. કનુભાઈએ આ કાર્યમાં સંસ્થા આર્થિક સહયોગ આપવા પણ તૈયાર છે તેની પણ જાણ કરી.

પૂ. નાથાભાઈના ભાઈઓ અને તેમના કુટુંબીજનો તેમજ સાહેબના સુપુત્ર શ્રી કિરીટભાઈ અને તેમના પરિવારે તેમજ શ્રી લક્ષ્મીપ્રસાદ અમીને જે સહયોગ આપ્યો તે ન ભુલાય તેવો છે. અમે બંને આ જ કુટુંબના સભ્યો બની ગયા હોય તેવો માહોલ અનેક મુલાકાતો વખતે સર્જાયો.

શ્રી ચંદુભાઈ પટેલ તેમજ શ્રી જયંતીભાઈ પ્રત્યે સદ્ભાવ પ્રગટ કરીએ છીએ. મુદ્રણની ચીવટ માટે શ્રી હરેશભાઈ અને નયનભાઈનો તેમજ પુસ્તકના આવરણ માટે નીરજ પંચોલીનો આભાર.

દશેરા **ડૉ. મંગુભાઈ પટેલ**

૨૮-૯-૦૯ **પ્રા. ત્રિકમભાઈ પટેલ**

અમદાવાદ પૂર્વવિદ્યાર્થીઓ, સર્વ વિદ્યાલય, કડી

# પ્રકરણ-૧

## ૧.

## જન્મ-ભણતર-ઘડતર-પારિવારિક કથન

શ્રી નાથાભાઈ દેસાઈનો જન્મ ચાચરાવાડી વાસણા (તા. સાણંદ)માં શ્રી નારાયણદાસ દેસાઈને ખોરડે થયો. માતા કાશીબાની છત્રછાયા નાથાભાઈએ આઠ વર્ષે ગુમાવી. નાથાભાઈનું મોસાળ સરઢવમાં વેલાસરના માઢમાં થાય. તેમના પિતાએ બીજાં લગ્ન કનીજમાં જીવીબહેન સાથે કર્યાં. તેમને ત્રણ સંતાન થયાં. શ્રી બળદેવભાઈ, શ્રી કાન્તિભાઈ, શ્રી નટુભાઈ. આ લોકોની શાખ ઢેઢિયા દેસાઈ તરીકે ઓળખાતી. તે કેમ પડી તે સવાલ છે. અમદાવાદના પૂર્વમેયર અને એમ.એલ.એ. ડૉ. સોમાભાઈ દેસાઈ, રીલિફ રોડના પેટ્રોલ પંપના માલિક રતિભાઈ દેસાઈ અને મુંબઈના જે. પી ગિધુભાઈ દેસાઈની શાખ પણ ઢેઢિયા દેસાઈ હતી. કદાચ હરિજનોના સહવાસથી મશ્કરીમાં આ અટક પડી હશે !

ત્રીજી પેઢીએ વીરમગામથી શ્રી નાથાભાઈ દેસાઈના દાદા સુખરામ દેસાઈ મોસાળમાં ચાચરાવાડી વાસણા આવેલા. આ માહિતી અમને આજ ગામના ૯૫ વર્ષીય ચુનીભાઈ પટેલે આપેલી. આ સાથે બારોટના ચોપડાની વિગત સામેલ છે. તેમના જણાવ્યા મુજબ મૂળ લીંબડીના દેસાઈઓ વીરમગામમાં આવી વસ્યા હશે. સાતમી પેઢીએ વીરમગામમાં રતિલાલ કેશવલાલ દેસાઈને ત્યાં તાણા મળે છે. તેમનું વંશવૃક્ષ આ માહિતી આપે છે.

મોસાળમાં લગભગ સિત્તેર વીઘા જમીન હતી, પણ ખાસ ઊપજ આવતી નહિ. નાથાભાઈએ ચાર ધોરણ સુધીનું પ્રાથમિક શિક્ષણ ગામની શાળામાં લીધેલું, ત્યારબાદ તેમને ભણવા અમદાવાદ મૂક્યા. કોચરબમાં આવેલા વિદ્યાર્થી છાત્રાલયમાં રહેતા. ગૂજરાત કૉલેજમાંથી ૧૯૨૭-૨૮માં પ્રિલિમિનરી પાસ કરી.

આ સમય દરમિયાનમાં તેઓ યુવા સંગઠનો સાથે જોડાયેલા હતા. સુધારણાની પ્રવૃત્તિમાં તેમને રસ હતો. તેમણે પ્રથમ **'ચેતન'**નો હસ્તલિખિત અંક બહાર પાડ્યો હતો. ત્યારબાદ શ્રી બબાભાઈએ 'ચેતન' લિખિત સ્વરૂપે પ્રગટ કર્યું. પહેલા જ અંકમાં ચેતનને બદલે 'ચેનત' છપાઈ ગયેલું.

શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ છાત્રાલયનું બીજું સ્નેહસંમેલન બોલાવેલું ત્યારે તેઓ મંડળના મંત્રી હતા.

ઉપરોક્ત સંમેલન, અગાઉથી જણાવ્યા મુજબ સંવત ૧૯૮૩ના વૈશાખ સુદ ૧,૨, તા.૩-૪ મે ૧૯૨૭ના રોજ શ્રી નગીનભાઈ વ્રજલાલના પ્રમુખસ્થાને કડવા પાટીદાર બોર્ડિંગના મકાનમાં મળ્યું હતું. હાજર રહેલા જૂના છાત્રો તથા વાલીઓની સંખ્યા આશરે ૬૦ની હતી.

શરૂઆતમાં સંમેલનના મંત્રીએ પધારેલા મહેમાનોનો યોગ્ય શબ્દોમાં સત્કાર કર્યો હતો. બાદ રા. સોમનાથ નરસિંહભાઈ, રા. હીરાલાલે વસંતદાસ, રા. ખોડીદાસ, કડી વિદ્યાલયના આચાર્ય રા. પોપટલાલ, રા. પ્રાણજીવન વ્રજલાલ તથા રા. બબાભાઈએ યોગ્ય શબ્દોમાં પ્રાસંગિક વિવેચનો કર્યાં હતાં.

રાત્રે આઠ વાગે બોર્ડિંગના હાલના વિદ્યાર્થીઓએ આકર્ષક શૈલીમાં લોકગીતો હાસ્યજનક સંવાદો, તથા ‘સ્વામીભક્ત સુરપાળ’નો વીરત્વભર્યો સંવાદ ૩૦૦થી ૪૦૦ પ્રેક્ષક સમક્ષ ભજવી તેમનું મનોરંજન કર્યું હતું.

બીજે દિવસે સવારે આઠ વાગે બોર્ડરોએ કસરતના ખેલ કરી બતાવ્યા હતા. તેમાં મલખમના, સિંગલ બારના, નેતરના મલખમના, રોમન રિંગના, બોક્સિંગના અને વીર રસના ખેલો ઘણા આકર્ષક હતા. બાદ જાણીતા પ્રો. ટી.ડી. અવધાનીએ સ્મરણશક્તિના અદ્‌ભુત પ્રયોગો બતાવી પ્રેક્ષકોને દિંગ કરી દીધા હતા.

સાંજે છ વાગે ફરીને સભા મળી હતી. આ વખતે કેટલાક ઠરાવો પસાર થયા હતા. ત્યારબાદ મંત્રીએ બહાર ગામથી આવેલા સહાનુભૂતિના પત્રો વાંચી બતાવ્યા હતા. ઠરાવો પસાર થયા પછી પ્રમુખશ્રીનો ઉપસંહાર થયા બાદ સભાનું કાર્ય પૂર્ણ થયું હતું. રાત્રે મેજિકલેન્ટર્ન (જાદુઈ ફાનસ) થી કેટલાક દૃશ્યો છોકરાઓને બતાવવામાં આવ્યાં હતાં. આ રીતે સભા સંતોષકારક રીતે પૂર્ણ થઈ હતી.

**ઠરાવ ૧ લો :** આ બોર્ડિંગના અત્યાર સુધીમાં નીચે જણાવેલા સ્વર્ગવાસી થયેલા છાત્રોના આત્માને આ સંમેલન પરમ શાંતિ ઇચ્છે છે અને તેમના કુટુંબ પ્રત્યે દિલસોજી જાહેર કરે છે.

(૧) નરસિંહભાઈ ધનજીદાસ, ચાણસ્મા.

(૨) રામલાલ બળદેવદાસ, કેરાળા.

(૩) મૂળજીભાઈ રણછોડદાસ, ઝાંઝરવા.

(૪) પ્રહ્‌લાદભાઈ મથુરભાઈ, સેરથા.

**ઠરાવ બીજો :** શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ બોર્ડિંગના જૂના અને નવા વિદ્યાર્થીઓ કે જેમણે મહામંડળનો લાભ લઈ લીધો છે અને હાલ

લઈ રહ્યા છે, અને જેમની ચાલુ સ્થિતિ ઉપરોક્ત મંડળને આભારી છે તેવા વિદ્યાર્થીઓનું આ સંમેલન ઉપરોક્ત સંસ્થાના ઉત્પાદક મ. દરબારશ્રી સૂરજમલસિંહજી વિ. તથા તેના વહીવટકર્તાઓનો અંતઃકરણપૂર્વક આભાર પ્રદર્શિત કરે છે.

**ઠરાવ ૩જો :** શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ બોર્ડિંગના છાત્રો જેઓ અભ્યાસ કરી ધંધામાં જોડાયા હોય તેમને શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળને આર્થિક મદદ કરવા તથા તેના સભાસદ થઈ તેના વહીવટમાં મદદ કરવા આ સંમેલન આગ્રહ ભરી વિનંતી કરે છે.

**ઠરાવ ૪થો :** આપણી જ્ઞાતિની કેળવણી તરફની અભિરુચિ પ્રતિદિન વધતી જાય છે એ વાત જ્ઞાતિમાં હયાતી ધરાવતાં છાત્રાલયો અને છાત્રોની સંખ્યા ઉપરથી સ્પષ્ટ થાય છે, તેથી અમદાવાદ જેવા મધ્યમવર્તી અને કેળવણીના કેન્દ્ર સ્થળમાં શ્રી ક. પા. હિ. મ. બોર્ડિંગ માટે પોતાની માલિકીનું મકાન હોવું એ અત્યંત આવશ્યક છે એમ આ સંમેલન માને છે. તેથી મહામંડળના માનનીય વહીવટકર્તાઓને ઉપરોક્ત બોર્ડિંગ માટે મકાન ખરીદવા કે બાંધવા આ સંમેલન સવિનય વિજ્ઞપ્તિ કરે છે.

**ઠરાવ પાંચમો :** સ્નેહ સંમેલન ભરવામાં હરકોઈ જોગવાઈ કરી આપવા માટે બોર્ડિંગના સુપ્રિટેન્ડેન્ટ તથા તેના કાર્યકર્તાઓનો આ સંમેલન અંતઃકરણપૂર્વક આભાર માને છે.

**ઠરાવ ૬ઠ્ઠો :** સંમેલનનું કાર્ય ફત્તેહમંદ બનાવવામાં પ્રમુખશ્રીનો આ સંમેલન આભાર માને છે.

ક. પા. બોર્ડિંગ — લિ. સેવકો,
વસંતવાસ, કોચરબ — **મણિલાલ ગીરધલાલ પટેલ**
અમદાવાદ. — **નાથાલાલ નારણદાસ દેસાઈ**
મંત્રીઓ

'ચેતન' ૧૯૨૭ — બીજું સ્નેહસંમેલન

તેમનું ભણતર અને ઘડતર તબક્કાવાર આ રીતે રહ્યું હતું. પોતાના સાવકીમા કબીરપંથી હતાં, ખૂબ જ ધાર્મિક હતાં. સરસ અવાજમાં સૌને પોતાના ઓટલે ભેગાં કરી ભજનો ગાતાં, સોમનાથ તરફથી આવતી ગાડીને પવિત્ર માની વહેલાં ઊઠી દર્શન કરતાં, ક્યારેક તો મટોડી સ્ટેશને પહોંચી જતાં. માતા-પિતા પર ક્રાંતિકારી વિચારવાળા કબીર અને દયાનંદની ભારે અસર હતી. નાથાભાઈના પિતાશ્રી ચુસ્ત આર્યસમાજી હતા.

વીરમગામના તેમના સગા રતિલાલ પણ આર્યસમાજી હતા. આ બે વિચારસરણીની અસર જેના પર હોય તે યુવાન કેવો હોય ?

આ યુવાન તે જ આપણા પુસ્તકના ચરિત્રનાયક શ્રી નાથાભાઈ નારણદાસ દેસાઈ. તેમનાં લગ્ન સાણંદના ખાનદાન કુટુંબમાં ચંચળબેન સાથે થયાં હતાં. તેમને ત્રણ સંતાન : ઈન્દુબેન, કિરીટભાઈ અને કોકીલાબેન હતાં.

તેમની પ્રગતિની તવારીખ આ પ્રમાણે હતી.

## શ્રી નાથાભાઈ ના. દેસાઈ

બી.એ., બી.એસ.સી., બી.ટી., એસ.ટી.સી.

સને ૧૯૬૩નો કેન્દ્ર સરકારનો શિક્ષક માટેનો રાષ્ટ્રિય ઍવૉર્ડ પ્રાપ્ત કરવાનું બહુમાન મેળવનાર નિષ્ઠાવાન ને નેકદિલ લોકપ્રિય શિક્ષક શ્રી નાથાભાઈનો જન્મ તા.૧૭-૩-૧૯૦૯ના રોજ અમદાવાદ જિલ્લાના સાણંદ તાલુકાના ચાચરાવાડી વાસણામાં ગામના આગેવાન શ્રી નારણદાસ દેસાઈને ઘેર થયો હતો.

શ્રી નાથાભાઈએ ગુજરાતી ચાર ધોરણનો અભ્યાસ ગામની શાળામાં કર્યો હતો. પોતાની આઠ વર્ષની વયે તેમની માતાનું અવસાન થયું હતું. દસ વર્ષની કુમળી વયે માધ્યમિક શાળાના અભ્યાસ માટે તેઓ અમદાવાદમાં કડવા પાટીદાર મહામંડળ બોર્ડિંગ હાઉસમાં દાખલ થયા હતા. જે. એલ. ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ, પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ અને ટ્યુટોરિયલ હાઈસ્કૂલ એમ ત્રણ જગ્યાએ તેમનો માધ્યમિક અભ્યાસ ચાલ્યો હતો. શાળામાં ઘણુંખરું તેઓ પ્રથમ નંબર આવતા. સને ૧૯૨૩માં મેટ્રિકમાં ટ્યુટોરિયલ હાઈસ્કૂલના પોણા બસો વિદ્યાર્થીઓમાં તેઓ બીજા નંબરે પાસ થયા હતા.

તેમના આ માધ્યમિક અભ્યાસ દરમ્યાન ચરોતર એજ્યુકેશન સોસાયટીવાળા શ્રી રાવજીભાઈ ચતુરભાઈ પટેલ, ફેલોશિપ હાઈસ્કૂલવાળા શ્રી બબાભાઈ રામદાસ પટેલ તથા શ્રી છગનભાઈ પુરુષોત્તમદાસ પટેલ, ટ્યુટોરિયલ હાઈસ્કૂલવાળા શ્રી વિનાયકરાય ત્રિવેદી તથા શ્રી ચંદુલાલ ત્રિવેદી જેવા પ્રસિદ્ધ શિક્ષકો અને ક. પા. મહામંડળ છાત્રાલયના ગૃહપતિ શ્રી હીરાલાલ વસંતલાલ મહેતા જેવી સદાચારી વ્યક્તિઓના હાથે એમનું જીવનઘડતર થયું.

મેટ્રિક થયા પછી ઉચ્ચ અભ્યાસનાં બે વર્ષ ગુજરાત કૉલેજમાં ગાળ્યાં અને તે દરમ્યાન મેરિટ સ્કૉલરશિપ મેળવી - પછીનાં બી.એ. અને બી.એસસી.નાં વર્ષો તેમણે બરોડા કૉલેજમાં ગાળ્યાં. ત્યાં જુનિયર બી.એ.માં તેમણે પ્રિન્સિપાલ

કલાર્ક પ્રાઇઝ મેળવ્યું. સને ૧૯૩૦માં બી.એ.માં તેઓ આશરે ઓગણસાઠ ટકા મેળવી બીજે નંબરે આવ્યા. બી.એ.ના આ પરિણામ ઉપરથી મુંબઈ યુનિવર્સિટી તરફથી તેમને 'પ્રાગજી ઠાકરસી મૂળજી સાયન્સ સ્કૉલરશિપ ઇન આર્ટ્સ' મળી.

સને ૧૯૩૧માં તેમણે આ જ બરોડા કૉલેજમાંથી બી.એસસી.ની પરીક્ષા ઊંચા બીજા વર્ગમાં પસાર કરી. આ પરીક્ષામાં ભૌતિકશાસ્ત્ર જેમનો મુખ્ય વિષય હતો તે કૉલેજના બધા વિદ્યાર્થીઓમાં તેઓ પ્રથમ આવ્યા. બી.એસસી.ના આ વર્ગમાં તેમણે કૉલેજમાં 'વિદ્યાર્થી ડેમોન્સ્ટ્રેટર' તરીકે પણ કામ કર્યું.

સને ૧૯૩૧થી તેમના શિક્ષકજીવનની શરૂઆત થઈ. પોતાની માતૃસંસ્થા ટ્યુટોરિયલ હાઈસ્કૂલ-અમદાવાદમાં તેઓ વિજ્ઞાન અને ગણિતશાસ્ત્રના શિક્ષક તરીકે જોડાયા અને લગભગ તેર વર્ષ સુધી ત્યાં રહી તેમણે પોતાના સહકાર્યકરો તેમજ વિદ્યાર્થીવર્ગનાં દિલ જીતી લીધાં. શિક્ષક તરીકેની અહીંની કામગીરીનાં વર્ષો દરમ્યાન જ સને ૧૯૩૭માં તેમણે એસ.ટી.સી. અને બી.ટી. બંને એકસાથે પાસ કર્યાં.

અમદાવાદમાંની આ કારકિર્દી દરમ્યાન તેમણે માધ્યમિક શિક્ષકમંડળની કારોબારીના સભ્ય તરીકે તેમજ એસ.ટી.સી.ના વર્ગોમાં ગણિતશાસ્ત્રની પદ્ધતિના પ્રવચનકાર તરીકે પોતાની સેવાઓ આપી.

કડવા પાટીદાર યુવકસંઘના પ્રમુખ તરીકે તેમણે ગામડામાં સમાજસુધારણા અને સ્વાસ્થ્યપ્રદ ટેવોના પ્રચાર માટે પ્રવૃત્તિઓ શરૂ કરી. પોતાના અભ્યાસકાળ દરમ્યાન તેમની આગેવાની નીચે પગપાળા પ્રવાસની ટુકડીઓની તેમને મળેલી તાલીમ આ વખતે કામયાબ નીવડી. શ્રી બબાભાઈ પટેલના મંત્રીપદે નીકળતા 'ચેતન' માસિકમાં પણ તેમણે રસ લીધો અને થોડા સમય માટે એનું સંપાદન પણ સંભાળ્યું.

સને ૧૯૪૪માં કડીની સર્વ વિદ્યાલય હાઈસ્કૂલમાં દૃષ્ટિવંત આચાર્યની જગ્યા ખાલી પડી અને સંસ્થાના પ્રમુખ અને મંત્રીના આમંત્રણથી શ્રી નાથાભાઈ દેસાઈએ એ સ્થાન સંભાળ્યું. ધીમે ધીમે એમના કાર્યની સુવાસ સારાયે મહેસાણા જિલ્લામાં ફેલાઈ રહી. મહેસાણા જિલ્લા માધ્યમિક શાળાસંઘના તેઓ પ્રમુખ બન્યા અને છેક સને ૧૯૬૧ સુધી તેઓ એ સ્થાન ઉપર રહ્યા. આ દરમ્યાન તેમણે વસ્તુલક્ષી કસોટીઓની પરીક્ષાઓ દાખલ કરી. વિશેષમાં મહેસાણા જિલ્લા વ્યાયામમંડળના પ્રમુખ તરીકે પણ પાંચ વર્ષ સેવાઓ આપી.

મહેસાણા જિલ્લા માધ્યમિક શિક્ષકસંઘની સ્થાપનામાં તેમણે રસ લીધો અને સ્થાપનાથી બે વર્ષ સુધી તેના પ્રમુખ તરીકે પણ કામગીરી બજાવી. પણ તબિયત બગડતાં તેમને બહારની આવી પ્રવૃત્તિઓમાંથી કમને ફરજિયાત નિવૃત્તિ સ્વીકારવી પડી. સવા વર્ષ આરામ કરી પુનઃ સ્વાસ્થ્ય પ્રાપ્ત થતાં આચાર્યની કામગીરી ફરી ચાલુ કરી. મહેસાણા જિલ્લા આચાર્યસંઘના તેમને પ્રમુખ બનાવવામાં આવ્યા.

સને ૧૯૬૧માં તેમણે કડીની સંસ્થા છોડી. મહેસાણા જિલ્લામાં તેમની કારકિર્દીનાં આ કીમતી સત્તર વર્ષોમાં તેઓ સારાયે જિલ્લાની લોકચાહનાના અધિકારી બની ગયા હતા. જિલ્લાના કેળવણીના ક્ષેત્રમાં તેઓ શ્રદ્ધેય વ્યક્તિ ગણાતા. પ્રશ્નો ઊભા થાય ત્યારે તેમની મદદ લેવાતી. તેમને આ વર્ષે મળેલા ઍવૉર્ડ માટે મહેસાણા જિલ્લામાંથી પણ તેમનું નામ સૂચવાયેલું.

સને ૧૯૬૧થી તેમણે અમદાવાદ જિલ્લાના બાવળા મુકામે આ. કે. વિદ્યામંદિરના આચાર્ય તરીકે પોતાની સેવાઓ આપી. મહેસાણા જિલ્લાની જેમ જ અમદાવાદ જિલ્લો હવે તેમનું કાર્યક્ષેત્ર બન્યું. આગવી સૂઝ, અનુભવી દૃષ્ટિ અને નિરભિમાની સેવાવૃત્તિથી તેઓ અહીં પણ કેળવણી અને સુધારણામાં અગ્રયાયી બની રહ્યા. બે વર્ષથી અમદાવાદ જિલ્લા (ગ્રામ-વિભાગ) આચાર્ય મંડળના પ્રમુખ રહ્યા. જિલ્લા વ્યાયામ મંડળના પણ પ્રમુખ હતા અને જિલ્લાની વ્યાયામ પ્રવૃત્તિઓ અને સ્પર્ધાઓને સુવ્યવસ્થિત કરવા મથી રહ્યા. ગઈ સાલે બાવળા મુકામે તેમની આગેવાની નીચે જિલ્લાની વ્યાયામ-હરીફાઈઓ પણ ગોઠવવામાં આવી હતી.

ગુજરાત રાજ્ય આચાર્યસંઘની કારોબારીના પણ તેઓ સભ્ય હતા.

ગણિતશાસ્ત્ર અને વિજ્ઞાનવિષયક તેમનાં પાઠ્યપુસ્તકો ગુજરાતભરમાં વ્યાપક લોકાદર પામ્યાં છે.

નિષ્ઠા, નેકદિલી, સદાચાર, સેવા, સૌજન્ય અને મિલનસારપણું એમના વ્યક્તિત્વનાં આગળ તરી આવતાં લક્ષણો છે જે એમને સૌ સાથે અવેર ને આત્મીયતાથી સ્વજન જેવા બનાવી મૂકે છે. વિદ્યાવ્યાસંગ, ગુણજ્ઞતા, નમ્રતા અને સમતુલા એમના લોહીમાં જ જાણે વણાઈ ચૂક્યાં છે. ચહેરો જોતાં જ સરળતા, સંતોષ, ગરવી સુજનતા અને સ્ફૂર્તિની છાપ પડે એવા એ નમ્ર, શાંત, સરળ સજ્જન છે. એમનું વ્યક્તિત્વ મધુરતા અને ભદ્રતાથી એવું ભર્યું ભર્યું છે કે ગમ ખાવાના, જતું કરવાના કે મૂંઝાવાના પ્રસંગો આવ્યા હોય તોપણ એની જાણ સુધ્ધાં એમણે બહાર આવવા દીધી નથી. સારપમાંની, નિજ કર્તવ્યના ઈષ્ટ મૂલ્યમાંની

શ્રદ્ધા તેમણે ક્યારેય ચલિત થવા દીધી નથી. જીવનનો ઉચ્ચાગ્રહ તેઓ કદી ચૂક્યા નથી.

સને ૧૯૬૩નો શિક્ષક માટેનો રાષ્ટ્રિય ઍવૉર્ડ આપીને કેન્દ્ર સરકારે એમની ઉચિત જ વરણી કરી છે એમ સૌ કોઈને લાગ્યું છે.

શ્રી નાથાભાઈએ **'બાવળા મારું બીજું વતન'** લેખ લખ્યો છે તેમાં પણ પારિવારિક સંબંધોની સિલસિલાબદ્ધ વિગતો આપી છે. તેમણે છગન કવિની ખડકીની વાત કરી છે. બાવળામાં આજ ખડકીમાં જેસંગ નામનો મોટો કવિ થઈ ગયો. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ગુજરાતના દુકાળો ઉપર નિબંધસ્પર્ધા યોજી હતી તેમાં જેસંગ કવિ પ્રથમ આવ્યા હતા. છગન કવિએ આ કવિને અંજલિ આપતું કાવ્ય લખ્યું છે. શ્રી નાથાભાઈ દેસાઈના પારિવારિક સંબંધોના ઈતિહાસને દસ્તાવેજની જરૂર નથી, તેમના પરિવારના ઘણાખરા સભ્યો જીવંત છે. તેમની સાથે અનેક બેઠકો કરી તેમના જન્મ સ્થળની, બાવળાની તેમજ નાથાભાઈના ચિ. કિરીટભાઈ અને તેમના જીજાજી શ્રી લક્ષ્મીપ્રસાદભાઈના પરિવારની મુલાકાત લીધી. આને કારણે પારિવારિક ઈતિહાસ મેળવવામાં અમને સફળતા રહી. નાથાભાઈના ભાઈઓ અને તેમની પત્નીઓએ લખેલા લેખો જ નાથાભાઈનું જીવન દર્શન કરાવે છે. આ પરિવારની શાખ એટલી બધી બંધાઈ હતી કે કુટુંબમાં આવેલી વહુવારુઓ પણ નાથાભાઈના પરિવારમાં પરણવાનું ગૌરવ લે છે. એટલું જ નહિ પણ આ દેસાઈ પરિવારમાંથી જે દીકરીઓ જ્યાં ગઈ છે ત્યાં તેમના સગાઓ નાથાભાઈના પરિવારમાંથી આવતી દીકરીને સન્માનથી જુએ છે.

તેઓ ગાંધીભક્ત હતા. ખાદી જ પહેરતા, તેનો પ્રચાર પણ કરતા. આમ ગાંધીજીના રચનાત્મક કાર્યો જેવાં કે, ખાદીપ્રચાર, અસ્પૃશ્યતા નિવારણ, ગ્રામોદ્ધાર, સ્ત્રીઉદ્ધાર, કોમી એકતા, નિરક્ષરતા નાબૂદી જેવા કાર્યો યુવા અવસ્થાથી જ કરતા અને પોતાને ગામ જતા ત્યારે પણ કરતા હતા.

ઈ.સ. ૨૦૧૦મું વર્ષ આપણા અણમોલ, અનોખા, સંસ્કારમૂર્તિ, કરુણામૂર્તિ પ્રેરણામૂર્તિ એવા કૃષિ-ઋષિ આચાર્યનું શતાબ્દી વર્ષ છે. આ ઋણ ચૂકવવાનો અવસર આપણને મળ્યો તે આપણું સદ્‌ભાગ્ય છે.

## ૨.

## શ્રી નાથાલાલ ના. દેસાઈની જીવન ઝરમર

**શ્રી નટુભાઈ નારણદાસ દેસાઈ**

સને ૧૯૬૩નો રાષ્ટ્રપતિનો શિક્ષક માટેનો નેશનલ ઍવૉર્ડ મેળવનાર શ્રી નાથાલાલ દેસાઈના પિતાજી નામે શ્રી. નારણદાસ દેસાઈ વ્યવસાયે ખેડૂત હતા. એ વર્ષોમાં ખેડૂતની ખેતી મુખ્યત્વે વરસાદ આધારિત હતી. તેથી તેઓ એક વસ્તુ પામી ગયેલા કે જો ખેડૂત અને તેના પરિવારે સારી રીતે જીવવું હશે તો ફક્ત ખેતી ઉપર જ તે અને તેનું કુટુંબ નભી શકશે નહિ. શ્રી નાથાભાઈને પોતાની સાથે કુલ ત્રણ ભાઈઓ હતા. પિતાજીની ઉંમર થતાં તેઓએ શ્રી નાથાભાઈને પાસે બોલાવીને કહેલું કે ભાઈ નાથા, તારાથી નાના આ ત્રણે ભાઈઓને બરાબર ભણાવજે કે જેથી ખેતી ઉપરાંત અન્ય વ્યવસાય-નોકરી તમો કરી શકો.

પિતાજીની ઇચ્છા અનુસાર તેમણે પિતાજીના સ્વર્ગવાસ પછી પોતાના ત્રણે નાના ભાઈઓને સારી રીતે ભણાવ્યા અને નોકરી ધંધે વળગાડ્યા.

તેઓએ જ્યારે ગામની શાળામાં અભ્યાસ કરતા હતા ત્યારે પિતાજીએ તે વખતના ચલણની એક ગીની (સોનાની) આપી અને કહ્યું કે આ ગીની સોનાની છે અને તે સાચવી રાખજે. ખેડૂતના દીકરાને એ જ્ઞાન હતું કે જેમ જમીનમાં બી વાવીએ અને એકનાં અનેક થાય તેવી રીતે આ ગીની પણ જો જમીનમાં વાવીએ તો અનેક ગીનીઓની ઊપજ થાય. તેથી તેઓ એ આપેલ ગીની લઈને પોતાના ખેતરમાં કોઈ જગાએ વાવી આવ્યા. ઘેર જ્યારે સૌને જાણ થઈ કે આપેલ ગીની પોતાની પાસે ન રાખતાં ખેતરમાં વાવી આવ્યા છે, ત્યારે તે જગા શોધીને ગીની પરત મેળવી હતી, અને જ્ઞાન થયું કે ગીની વાવેથી એકની અનેક ગીની ન થાય. બિયારણના એક દાણામાંથી અનેક દાણાની ઊપજ મેળવી શકાય !

સને ૧૯૪૪માં ઉત્તર ગુજરાતની અગ્રગણ્ય કેળવણી સંસ્થા એવી સર્વ વિદ્યાલય હાઈસ્કૂલમાં આચાર્ય તરીકે જોડાયા. સાધારણ રીતે ઉનાળાની રજાઓમાં તેઓ અમદાવાદના મૂળ મકાનમાં જ્યાં ભાઈઓ વગેરે રહેતા ત્યાં આવતાજતા હતા.

આ વાતની જાણ તેમના મિત્ર અને મણિનગરની સ્વામીનારાયણ સંસ્થાના મહંત પૂ. મુક્તજીવનદાસને થતાં તેઓ પોતે તેમના પરમ મિત્ર શ્રી નાથાભાઈ દેસાઈને તેમના અમદાવાદના મૂળ રહેઠાણે મળવા આવેલા. સર્વ વિદ્યાલય હાઈસ્કૂલમાં અનુભવી શિક્ષકોની તંગીને કારણે પોતે અન્ય શિક્ષકોનો ભાર પોતે

તૈયાર થઈ વહન કરતા અને તેને કારણે ઉનાળાની લાંબી રજાઓમાં નવા સત્રની તૈયારીમાં અમદાવાદ તેમના મૂળ ઘેર પણ રજાઓમાં આવી શકતા નહિ.

બનતાં સુધી સને ૧૯૪૫ કે સને ૧૯૪૬ની ઉનાળાની રજાઓમાં શ્રી નાથાભાઈને તેમના અમદાવાદનાં રહેઠાણે પોતે રૂબરૂ મળવા આવેલા. એ ઉનાળાની રજાઓમાં શ્રી નાથાભાઈ કડીથી અત્રે અમદાવાદ આવી શકેલા નહિ, પણ એ વખતે હું ઘરે હાજર હોઈ, પૂ. મુક્તજીવનદાસજી મહારાજને મારે રૂબરૂ મળવાનું બનેલું. તેમણે મને તેઓની ઓળખાણ આપીને જણાવ્યું કે, 'શ્રી નાથાભાઈ મારા મિત્ર થાય. અમે બંને બોર્ડિંગમાં એક જ રૂમમાં રહેતા અને મિત્રો થઈએ. વળી, હું જે મણિનગરની સ્વામીનારાયણ સંસ્થામાં મહંતગાદીપતિનો હોદ્દો શોભાવી રહ્યો છું તેના મૂળમાં શ્રી નાથાભાઈ રહેલા છે. તેઓની પાસેથી જ હું સેવાના પાઠ શીખ્યો છું. બોર્ડિંગમાં જમી રહ્યા પછી તેઓ તેમની અને મારી થાળી માંજી નાંખતા અને મને રૂમ ઉપર જવા જણાવતા. મારી ઘણી ના છતાં મને કદીએ મારી થાળી માંજવા દીધી નથી.'

અત્રે એ યાદ રહે કે અંદાજે સને ૧૯૬૫ના અરસામાં મુક્તજીવનદાસજી મહારાજની સુવર્ણતુલા થયેલી અને હેલિકોપ્ટર દ્વારા સમગ્ર વિસ્તારમાં પુષ્પવૃષ્ટિ થયેલી.

મુક્તજીવનદાસજી મહારાજની પધરામણી તેમના કોઈ સેવકે ઉત્તર ગુજરાતના કોઈ શહેરમાં કરેલી. તે વખતે યોગાનુયોગ શ્રી નાથાભાઈ પણ તે શહેરમાં હાજર હોઈ, તેઓ શોભાયાત્રામાં સૌની સાથે પગપાળા ચાલતા જોડાયા. આની જાણ મુક્તજીવનદાસજી મહારાજને થતાં તાકીદે શ્રી નાથાભાઈને પોતાની પાસે ગાડીમાં બેસાડ્યા. નાથાભાઈએ ઘણી આનાકાની કરેલી કે હું શોભાયાત્રાના મુકામે મહંતશ્રીને મળું છું તેમ છતાં પોતે આગ્રહ કરીને શ્રી નાથાભાઈને પોતાની પાસે, શોભાયાત્રાના મુખ્ય વાહનમાં પોતાની પાસે બેસાડીને જ જંપ્યા !

સ્વામીનારાયણ સંપ્રદાય પ્રત્યે અને અન્ય બીજા ધર્મો પ્રત્યે ઘણોબધો આદર હોવા છતાં તેમણે પોતે કોઈ પણ સંપ્રદાયની કંઠી બાંધેલી નહિ, તેમ છતાં સર્વધર્મ પ્રત્યે તેમનો અનન્ય સદ્ભાવ રહેતો.

પૂ. શ્રી મોટાને આજે આખુંયે ગુજરાત સારી રીતે ઓળખે છે. પ્રાથમિક શાળાના ઓરડાઓના બાંધકામમાં જે ગામ પોતાનો ફાળો ન આપી શકે તેનો ફાળો હરિ ૐ આશ્રમ તે ગામવતી ભરી દે, એ રીતે જે તે ગામોમાં પ્રાથમિક શાળાના ઓરડા બાંધવામાં હરિ ૐ આશ્રમનો ફાળો અનન્ય રહ્યો છે. એ વર્ષોમાં ખેડા જિલ્લાના

ડે. કલેક્ટર તરીકે તેમના મિત્ર કામકાજ કરતા હતા અને તેઓ પૂ. શ્રી મોટાના હરિ ૐ આશ્રમ નડિયાદ સાથે સંકળાયેલા હતા. તેઓએ પૂ. શ્રી મોટાની પ્રવૃત્તિ અંગે શ્રી નાથાભાઈને જાણ કરેલી અને પૂ. શ્રી મોટા સાથે તેમની ઓળખાણ કરાવેલી. તેઓએ પૂ. મોટાને જણાવેલ કે આધ્યામિક ક્ષેત્રે મને કંઈ ગૂંચ હોત તો હું તમારું માર્ગદર્શન મેળવું છું. તેવી રીતે સંસાર વ્યવહારમાં માટે 'કંઈ ગૂંચ હોય તો હું શ્રી નાથાભાઈને એક ગુરુ તરીકે વાત કરી માર્ગદર્શન મેળવું છું.'

પૂ. શ્રી મોટાએ નાથાભાઈ માટે કહેલું કે આ વ્યક્તિને મારે કંઈ પણ કહેવાનું રહેતું નથી. જ્યાં ગુણ અને સંસ્કાર આપવાનું કાર્ય તેઓ પૂરું કરે છે તે પછી આધ્યામિક ક્ષેત્રે આગળનું માર્ગદર્શન હું આપું છું.

તેઓ દેખીતી રીતે જે તે ધાર્મિક સ્થળોનો જીર્ણોદ્ધાર આગળ પડી કરાવતા નહિ, તેમ છતાં અમારા ગામ નામે વાસણા ચાચરાવાડીનું મહાદેવનું મંદિર જે તળાવના કિનારે સુંદર જગાએ આવેલું છે તે સ્થળ વરસાદની થપાટોથી ધોવાતું જતું હતું અને મહાદેવની બહારનું પ્લાસ્ટર ઘણુંબધું ખવાઈ ગયેલું. ઉનાળાની રજાઓમાં અમે અમારા વતન જઈ અને ટૂંકી આવક ધરાવતા ખેડૂત ભાઈઓ પાસેથી ચાર આના આઠ આનાનો નજીવો ફાળો ઉઘરાવી સિમેન્ટ-ઈંટો વગેરે મંગાવી તે સ્થળ ટકી રહે તેવું આયોજન કરતા. વળી પૂજારીના રહેઠાણનું પણ જરૂરી સમારકામ કરાવી, પૂજારી ત્યાં રહી શકે તેવી સગવડ પૂરી પાડતા.

છેલ્લે છેલ્લે મારા ગામમાં આવેલી અમારી જમીનનો વહીવટ સંભાળવા માટે હું થોડાં વખત અમારા વતન રહેવા ગયેલો. મારાં બા જીવતાં હતાં ત્યાં સુધી તો તેઓ બધું સંભાળતાં, પરંતુ તેઓના સ્વર્ગવાસ પછી એ જવાબદારી મેં ઉપાડેલી. મારા વતનથી અંદાજે એકાદ કિલોમીટરના અંતરે ચાચરાવાડી માતાનું પ્રખ્યાત મંદિર આવેલું છે. જ્યાં બાધા-આખડી અને અન્ય ધાર્મિક પ્રસંગો માટે આજુબાજુના ગામની પ્રજા સારો એવો લાભ લેતી. એ વર્ષોમાં મારે શ્રી નાથાભાઈના મિત્ર જેવા સરખેજના એક અંબાલાલભાઈ પટેલનો ભેટો થયેલો. હું તેમને ઘણા વર્ષોથી ઓળખું પણ રૂબરૂ મળવાનું ભાગ્યે જ થતું. તેઓ અવારનવાર ચાચરાવાડી માતાના સ્થાનના દર્શને આવતા અને ત્યારબાદ અમારાં ગામમાં આવીને પરત સરખેજ કે અમદાવાદ તેમના ઘેર જતા. એક દિવસ તેમણે મને કહેલું કે, હું અવારનવાર ચાચરાવાડી માતાનાં દર્શને આવું છું અને ત્યાર પછી તમારા ગામ વાસણા ચાચરાવાડી પણ જાઉં છું. સ્વાભાવિક રીતે મેં પૂછ્યું કે, વાસણા તમે કોના ત્યાં જાઓ છો ? તેમણે કહ્યું કે, આમ તો ગામના બધા શિક્ષકો મારા પરિચયમાં છે કારણ કે હું અમદાવાદ જિલ્લા શાળા મંડળમાં આગળ પડતો હોદ્દો ધરાવું છું.

તેઓ ક્લાસ-૨, ગેઝેટેડ ઑફિસર હતા. તમારા મકાનના (નાથાભાઈના) વાસણાના ખાંચામાં સ્થાનિક એક શિક્ષક પણ રહે છે. તેથી તેઓના આગ્રહને કારણે હું તેમને ત્યાં અવારનવાર જાઉં છું, પરંતુ ખરેખર મારું મન તો તે શિક્ષકભાઈને મળવાનું નિમિત્ત ઊભું કરી શ્રી નાથાભાઈસાહેબના મકાનનાં દર્શન કરવાનો આશય હોય છે. શ્રી નાથાભાઈને હું ઘણી બધી રીતે ઓળખું છું અને તે ક્ષેત્રના અન્ય શિક્ષણ ક્ષેત્ર સાથે સંકળાયેલી વ્યક્તિઓને પણ ઓળખું છું. તેમ છતાં મને શ્રી નાથાભાઈ માટે જે આદર છે તેવો ભાગ્યે જ કોઈ અન્ય વ્યક્તિ માટે છે. તે ત્યાં સુધી કે મારે મન **શ્રી નાથાભાઈનું મકાન (કાચું-નળિયાંવાળું) એ ફક્ત એક ઈમારત ન ગણતાં દર્શનીય સ્થાન ગણું છું અને જ્યારે જ્યારે તક મળે ત્યારે વાસણા ચાચરાવાડી ગામે જઈ શ્રી નાથાભાઈ દેસાઈના મકાનનાં દર્શન કરી હું મારી જાતને ધન્ય અનુભવું છું.**

મારે મન શ્રી નાથાભાઈ દેસાઈનું મકાન દાર્શનિક જગા છે, નહિ કે એક સામાન્ય ઘર કે મકાન !

પૂ. શ્રી મોટાની હયાતીમાં એકવાર અમદાવાદના ટાઉનહોલમાં શ્રી નાથાભાઈની યાદમાં એક કાર્યક્રમ યોજાયેલો. સમગ્ર હોલ ચિક્કાર ભરાઈ ગયેલો અને નવા આવનાર મહેમાનો માટે બેસવા માટે ખુરશીઓ ખાલી ન હતી. આથી આયોજકોએ હાજર રહેલા સૌને અપીલ કરી કે અત્રે હોલમાં હાજર ભાઈઓ-બહેનોમાં જે શ્રી નાથાભાઈસાહેબના વિદ્યાર્થીઓ હોય તે પોતાની ખુરશી ખાલી કરીને બાજુમાં નીચે બેસી જાય.

આ અપીલને માન આપી સારી એવી સંખ્યામાં તેમના વિદ્યાર્થીઓએ આમંત્રિત મહેમાનો માટે ખુરશી ખાલી કરી આપેલી ! આવું હતું શ્રી નાથાભાઈ પ્રત્યે વિદ્યાર્થીઓનું માન !

**તેમને મન શાળા એટલે મંદિર અને તેમાં ભણતા બાળકો એટલે દેવ-દેવીઓ ! વિદ્યાર્થીઓ માટે તેમના ઘરના દરવાજા ચોવીસે કલાક ખુલ્લા રહેતા.**

તે વખતે ગુજરાત રાજ્યમાં, ગુજરાતી પાઠ્યપુસ્તક મંડળનાં પુસ્તકો જ ભણાવવાં તે ફરજિયાત ન હતું. અભ્યાસક્રમને આવરી લેતાં જે તે લેખકોનાં પુસ્તકો જે તે શાળાના વિદ્યાર્થીઓને ભણાવાતાં. ગણિત અને વિજ્ઞાનનાં પુસ્તકો શ્રી નાથાભાઈએ લખેલાં અને જે ગુજરાતની ઘણીબધી સારી આગળપડતી શાળાઓમાં ચલાવાતાં. ઉ. ગુ. એક શાળાના હોંશિયાર વિદ્યાર્થીએ પોતાના ગણિત શિક્ષકને પૂછ્યું કે, સાહેબ મારે ગણિતમાં ૧૦૦માંથી ૧૦૦ માર્ક્સ આવે ? મને બધું જ આવડે છે. શિક્ષકે વિદ્યાર્થીને પૂછ્યું કે, તેં એન. એન. દેસાઈનું ગણિત કર્યું છે ?

તેને એન. એન. દેસાઈનું બીજગણિત છે એવું પહેલવહેલું સાંભળેલું તેથી તે કરેલું પણ નહિ અને તેથી નકારમાં જવાબ આપ્યો. સાહેબે તરત જ રોકડું પરખાવ્યું : જો એન. એન. દેસાઈનું બીજગણિત કર્યું ન હોય તો તારા ૧૦૦માંથી ૧૦૦ માર્ક્સ આવવાની શક્યતા ઘણી ઓછી સમજી લેવી. પ્રિલિમનરી પરીક્ષા પછી, વાર્ષિક, એસ.એસ.સી. બોર્ડની પરીક્ષાને ઠીક ઠીક સમય હોઈ તે છોકરો એન. એન. દેસાઈનું બીજગણિત કરી ગયેલો અને સારા માર્ક્સ મેળવેલા.

બે વર્ષ ઉપર મારા ભાણાએ જે છોકરી સાથે લગ્ન કરેલાં તેના પિતાજી (ભાણાના સસરા) વ્યવસાયે ડૉક્ટર હતા. વાતવાતમાં ખબર પડી કે નાથાભાઈસાહેબ આ ભાણાના દાદા થાય ! તેમણે કહ્યું કે જો અમે ડૉક્ટર થયા તેનું મુખ્ય કારણ એન. એન. દેસાઈ છે, એમણે જે ગણિત લખ્યું છે તે પૂરેપૂરું સમજીને ખંતપૂર્વક કરેલું જેના પરિણામરૂપે અમે ડૉક્ટર થયા છીએ.

બાવળાની શાળામાંથી રિટાયર્ડ થયા પછી થોડા જ વખતમાં તેમને કેન્સર થયેલું અને દવા વગેરે ચાલુ હોવા છતાં દર્દમાં કોઈ ખાસ ફેરફાર જણાયેલો નહિ. પોતાને ખ્યાલ આવી ગયેલો કે હવે હું થોડા દિવસોનો જ મહેમાન છું તેમણે જે તે કોઈને મદદ નિમિત્તે કે અન્ય રીતે પૈસા કે અન્ય રીતે મદદ કરી હોય તેની નોંધ ડાયરીમાં રાખતા. પોતાના મરણ બાદ આ ડાયરી પોતાના એકના એક પુત્રને હાથમાં આવે તો તે ડાયરીની નોંધ વાંચે અને જે તે વ્યક્તિ માટે રાગદ્વેષ ન થાય તે માટે પોતે લખેલી નોંધવાળી ડાયરી મંગાવી પોતાની સમક્ષ જ તે ડાયરીનો નાશ કરાવેલો, જેથી કોઈ પ્રત્યે અન્યથા ભાવ પ્રગટ થાય જ નહિ !

અમે જ્યારે અમદાવાદ ખાતે હાઈસ્કૂલમાં ભણતા ત્યારે ઉનાળાની અને દિવાળીની રજાઓમાં અમારા વતન વાસણા - ચાચરાવાડી જતા અને નળિયાંવાળાં ઘર સંચવાનું કામ અમે જાતે જ કરતા. બારે માસનાં બાળવાનાં લાકડાં અમે જાતે જ કાપતા. ગામમાં **હરિજનવાસ-કુંભારવાસમાં જઈ જે તે ભાઈઓના વ્યવસાયમાં પ્રત્યક્ષ રસ લઈ યોગ્ય માર્ગદર્શન આપતા.** એક ગાલ્લામાં, ભાંગતોડ ન થાય તે રીતે અમુક કરતાં વધારે ‘નાળો’ નળિયાં સમાવેશ કરી શકાય નહિ તે પરાપૂર્વથી ચાલી આવતી પ્રથાને શ્રી નાથાભાઈએ ગણિતની રીતે અભ્યાસ કરી એક વડીલ કુંભારને સમજ આપેલી, જેને પરિણામે તે પ્રજાપતિ ભાઈ મને મળે ત્યારે કહેતા કે, વધુ નાળો ભાંગે તૂટે નહિ તેમ વધુ નળિયાં સમાવવાની કળા અમને નાથાકાકાએ શિખવાડી ! જેને પરિણામે અન્ય પ્રજાપતિ કુટુંબો એ પ્રથા અપનાવી લાભ પામ્યા. આમ નાથાકાકા સવાયા કુંભાર પણ હતા.

## બિયારણ અંગે

અમારા ગામના ખેડૂતભાઈઓ પણ ભાલિયા ઘઉં પકવતા. જેનો ભાવ સામાન્ય ઘઉં કરતાં વધુ આવતો તેમ છતાં જોઈએ તેટલો વધુ આવતો નહિ. નાથાભાઈએ જાણ્યું કે જે ઘઉં ગામના ખેડૂતભાઈઓ પકવે છે તેમાં વાજિયા ઘઉંનું બિયારણ અજાણતાં આવી જાય છે જેથી અમારા ભાલિયા ઘઉંનો ભાવ જોઈએ તેવો આવતો નહિ. અમારા ગામના ખેડૂતોને આ વાત ગળે ઉતારી પણ ખેડૂતો તો જૂની પ્રણાલી મુજબ જ ચાલતા ! આથી અમે ભાઈઓએ થોડું એવું બિયારણ વીણીને ચોખ્ખું કર્યું જેમાં વાજિયા ઘઉંનો એક દાણો પણ ન હોય ! જે ખેડૂત ભાઈએ શુદ્ધ બિયારણ વાવ્યું તે ખેડૂત ભાઈના ઘઉં પાકતાં તેમાં નહિવત્ વાજિયા ઘઉં જણાયા અને તેનું કારણ જે કોથળામાં શુદ્ધ બિયારણ ભર્યું તે કોથળામાં અજાણતાં આવા વાજિયા ઘઉંના દાણા આવી ગયેલા તે હતું.

એવું જ ઘઉંના વાવણિયાનાં તમામ પાંખિયાં પૂર્ણ રીતે કામ કરે તો ઘઉંની ઊપજ વધુ આવે તે માટે ઘઉં વાવણી વખતે કોઈ મોટા કાંકરાથી વાવણિયાનું પાંખિયું ભરાઈ ન જાય તે માટે બિયારણ શુદ્ધ તો ખરું જ તેમ છતાં કાંકરા-કાંકરી સિવાયનું હોય તેનો આગ્રહ રખાવતા.

જેવું ઘઉંમાં તેવું ડાંગરમાં પણ કરતા. તે વર્ષોમાં કમોદ કરતાં પણ પંખાળી ડાંગરનો ભાવ વધુ આવતો અને પંખાળીનું બિયારણ તો તરત પરખાઈ જાય તેથી પંખાળીનું શુદ્ધ બિયારણ પણ અમારી મદદથી ખેડૂતભાઈ પાસે કરાવતા જેથી શુદ્ધ પંખારી ડાંગરનો ભાવ ખેડૂતને વધુ મળે.

શ્રી નાથાભાઈના બાપુજી હુક્કો પીવાના ભારે શોખીન હતા. સારી જાતની તમાકુ અને બાવળના લાકડાનો દેવતા હુક્કામાં મંડાવતા અને આ કામ કરતા એક સેનવાભાઈ. **હરિજનથી પણ સેનવો હલકી જ્ઞાતિનો ગણાતો, તેમ છતાં હુક્કો તૈયાર થતાં જ સેનવો નાથાભાઈના બાપુજી નામે નારણદાદાને હુક્કો પીવા બોલાવા આવતો અને નારણદાદા કોઈની પણ પરવા રાખ્યા સિવાય સેનવાને ત્યાં હુક્કો પીવા જતા.** હુક્કાની પોલી નળીના મોઢા આગળ પોતાનું કપડું રાખતા જેથી અન્ય કોઈનો રોગ પોતાને લાગે નહિ.

વરસતા વરસાદમાં વહી જતા પાણીને રોકવાની અનન્ય કળા શ્રી નારણદાદા તેમજ તેમની ખેતીના ભાગીદાર એવા શ્રી રણછોડદાદા અજમાવતા. વરસતા વરસાદમાં ક્યારી ભરવા માટે વહેતા પ્રવાહના મૂળ આગળ એક જણ આડા પડી જતા અને બીજા ભાઈ તેમની પીઠ પાછળ જમીન ખોદીને પાળી જેવું કરતાં અને માટી ચીકણી હોઈ તે ધોવાઈ જતી નહિ અને આ કળાથી એક પછી એક અનેક

ખેતર ભરતા અને ડાંગર પકવતા. વરસતા વરસાદમાં કોઈ દહાડીએ આવે પણ નહિ અને દહાડીએ આવે ત્યાં સુધીમાં તો પાણીનો પ્રવાહ કદાચ બંધ પણ પડી જાય. પાણીનો સંગ્રહ કરવાની આવી અનન્ય રીતો પણ શોધી કાઢતા !!!

શ્રી નાથાભાઈ જ્યારે અમદાવાદ ખાતે હાઈસ્કૂલમાં અભ્યાસ કરતા ત્યારે અમારા નજીકનાં સગા એવાં કંકુમા તેમને રજાઓ પૂરી થતાં અમદાવાદ જતાં અગાઉ વિક્ટોરિયા રાણીની છાપવાળો ગાડાના પૈડા જેવો ચાંદીનો રૂપિયો આપતાં જેનો ઉલ્લેખ શ્રી નાથાભાઈનું જ્યારે ઉત્તમ શિક્ષક માટેનો ઍવૉર્ડ તેમને મળતાં, ગામ લોકોએ બહુમાન કરેલું ત્યારે કરેલો. એ વખતના વડીલો પણ કેળવણી મેળવવા અમદાવાદ ભણવા જતા વિદ્યાર્થીઓને પ્રોત્સાહન આપતા !

આપણું ગુજરાત રાજ્ય, મુંબઈ રાજ્યથી અલગ પડ્યું તે વખતની વાત છે. શ્રી નાથાભાઈને ગણિત વિષય માટે ઘણો અહોભાવ હતો. એ વર્ષોમાં હાયર એરિથમેટિક એસ.એસ.સી. લેવલે ફરજિયાત વિષય નહોતો. એસ.એસ.સી. બોર્ડમાં ઉચ્ચ ગણિત (હાયર એરિથમેટીક)માં વિદ્યાર્થીઓને પ્રોત્સાહિત કરવા શ્રી નાથાભાઈએ અમુક રકમ તે વખતના મુંબઈ રાજ્યના કેળવણી ખાતાને મેટ્રિકમાં ઉચ્ચ ગણિતમાં સૌથી વધુ માર્ક્સ મેળવનારને, નાથાભાઈ પોતાના પિતાશ્રીની યાદમાં શ્રી નારણદાસ સુખલાલ દેસાઈ પ્રાઇઝ ઈન હાયર એરિથમેટીકયોજના કરેલી જેના પરિણામે દર વર્ષે આ ઈનામ જે તે વિદ્યાર્થીને મળતું.

અમારા ગામમાં પ્રાથમિક શાળાના શિક્ષકો જ્યારે બદલી થઈને ગામમાં આવતા ત્યારે તેમના રહેઠાણનો પ્રશ્ન રહેતો નહિ. અમે બધા ભાઈઓ અમદાવાદ રહેતા હોઈ, અમારા ગામનું એક ઘર કાયમી ધોરણે પ્રાથમિક શાળાના શિક્ષક માટે ખાલી રહેતું. જેનું માસિક ભાડું અંદાજે ફક્ત એકાદ રૂપિયા જેટલું જ રહેતું. અને તે પણ બિલકુલ ન લેવાનો આગ્રહ. એક શિક્ષક બીજા શિક્ષકને કહી રાખતો કે વાસણા ચાચરાવાડી ગામે જો બદલી થાય તો રહેવાના મકાનની કોઈ અગવડ નહિ પડે ! **કાયમી ધોરણે શ્રી નાથાભાઈ દેસાઈનું એક મકાન પ્રાથમિક શાળાના શિક્ષક માટે ખાલી પડેલું જ હોય છે.**

પોતે જ્યારે કડી ખાતે સર્વ વિદ્યાલયમાં આચાર્ય તરીકે હતા ત્યારે ગામના આગળ પડતા વિદ્યાર્થીઓને પ્રોત્સાહિત કરી પોતાની દેખરેખ નીચે આગળ અભ્યાસ કરવા જણાવતા. જેને પરિણામે ગામલોકો પણ વિશ્વાસથી પોતાનાં બાળકોને વધુ અભ્યાસ માટે કડી બોર્ડિંગમાં મૂકતા. આ સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ અને કડી બોર્ડિંગની પ્રતિષ્ઠા એટલી બધી હતી કે શ્રી ઝવેરચંદ મેઘાણીએ તેમના બે પુત્રોને ભણવા માટે કડી સંસ્થામાં મૂકેલા. મેઘાણીભાઈ જેવી વ્યક્તિ પણ સૌરાષ્ટ્રની ઘણીબધી આગળ

પડતી કેળવણીની સંસ્થાઓને છોડીને, કડીની સંસ્થાને પ્રાધાન્ય આપે તે સંસ્થાની પ્રતિષ્ઠાને આભારી છે.

અમેરિકા ખાતે સ્થાયી થયેલા ડૉ. દીપક પંડ્યા કે જેમની છોકરી સુનિતા વિલિયમ સેટેલાઇટમાં અમુક સમયનું રોકાણ પૂરું કરી સહીસલામત પરત આવેલા તે ભાઈ ડૉ. દીપક પંડ્યા અને તેમના ભાઈ નવીનચંદ્ર પંડ્યાએ પણ સર્વ વિદ્યાલયમાં અભ્યાસ કરેલો. બંને ભાઈઓએ કહ્યું કે શ્રી નાથાભાઈ અમારી ફી ભરી દેતા. તેમની મદદ મળી ન હોત તો અમે ભણી શક્યા ન હોત.

**કન્યાકેળવણી અંગે :**

ઊંઝા ખાતે કન્યાકેળવણી શરૂ કરવામાં આગળ પડતો ભાગ ભજવનાર શ્રી નાથાભાઈ હતા.

શિક્ષણ ખાતાએ ગુજરાતમાં ગણિત-વિજ્ઞાનના વિષયો માટે નવી પદ્ધતિનો કોર્સ દાખલ કરેલો જે તમામ શાળાઓએ ફરજિયાત ભણાવવાનો હતો અને તે અંગે શિક્ષકોને જરૂરી ટ્રેનિંગ-માર્ગદર્શન માટે અલગ વ્યવસ્થા કરેલી.

આ વાતને અંદાજે ત્રણ વર્ષ વીતી ગયા પછી એક જાણીતી શાળાના ગણિતના શિક્ષક શ્રી નાથાભાઈને મળ્યા અને ગણિત શીખવવામાં પોતાને પડતી મુશ્કેલી કહી. આ અંગે શ્રી નાથાભાઈએ તેઓને રૂબરૂ મળવાનું કહ્યું. તે ભાઈ રૂબરૂ મળતાં જ થોડી ચર્ચાને અંતે તે ભાઈને નવા કોર્સમાં પોતાને પડતી મુશ્કેલીનું નિરાકરણ થઈ ગયું. છૂટા પડતી વખતે તે શાળાના ગણિતના શિક્ષકને પૂછ્યું કે આટલાં ત્રણ વર્ષ છોકરાંઓને તેં ભણાવ્યું શું ? જવાબમાં તેમણે ગોળ-ગોળ વાત કરી. **શ્રી નાથાભાઈએ સ્પષ્ટ જણાવ્યું કે તે નિર્દોષ છોકરાઓને અન્યાય કર્યો તેનું મને ભારે દુઃખ છે.** આપણે તો અવારનવાર મળતા તેથી તેં તે વખતે વાત કરી હોત તો શરૂઆતથી જ તેં છોકરાઓને વ્યવસ્થિત ભણાવ્યાં હોત અને તને તારો ધર્મ બજાવ્યાનો આનંદ થાત.

મણિનગર સ્વામીનારાયણ સંસ્થાવાળા પૂ. મુક્તજીવનદાસજી મહારાજની હયાતીમાં પૂ. શ્રી મોટાનો એક ઉત્સવ મણિનગર તે સંસ્થાના હોલમાં ઊજવેલો ત્યારે તેમણે જાણ્યું કે હરિ ૐ આશ્રમના આ ઉત્સવ ઊજવનાર તેમના મિત્ર નાથાભાઈ દેસાઈના જમાઈ થાય - (શ્રી લક્ષ્મીપ્રસાદ અમીન) તે જાણીને તેઓ અનહદ ખુશ થઈ ગયેલા અને તે હોલનું ભાડું ન લેતાં સામેથી હરિ ૐ આશ્રમને અમુક રકમનું દાન કરેલું.

હવે સને ૧૯૪૨ની સવિનય કાનુન ભંગની ચળવળ અંગે. એ વર્ષે ઓગસ્ટ-'૪૨ પછી વિશેષ કરીને ગુજરાતી શાળા-કૉલેજો બંધ હોઈ અમે બધા ભાઈઓ

અમારા વતન વાસણા ચાચરાવાડી આવી ગયેલા. શ્રી નાથાભાઈ તો ગાંધીજીના મૂલ્યોમાં માનનાર તેમજ ખાદીધારી હોવાને કારણે તેમની સંમતિ અને ઈચ્છાથી ગૂજરાત વિદ્યાપીઠ અને ગાંધી આશ્રમથી ૪-૫ ભાઈઓ ભૂગર્ભમાં રહીને ઉપરની પ્રવૃત્તિ ચલાવવા અમારા ગામે રહેલા. અમારા ગામના ૪-૫ કુટુંબોમાં જ તેઓનું બે ટંકનું જમવાનું વારાફરતી ગોઠવાઈ જતું. તેઓ દિવસે આજુબાજુના ગામડામાં જઈને પ્રવૃત્તિ ચલાવતા. ગામ લોકોનો અનન્ય સહકાર હોઈ આ ભૂગર્ભ પ્રવૃત્તિની જાણ કોઈને થતી નહિ અને કામકાજ શાંત રીતે ચાલતું.

એ અરસામાં જ ગામના તેમજ બાવળાના થોડા ઉત્સાહિત યુવાન ભાઈઓએ મટોડા રેલવે સ્ટેશનનો ડબો બાળવાનો પ્રયત્ન કરેલો અને પાટા ઉખાડેલા, સ્લીપર નટ-બોલ્ટ પણ ઢીલા કરી દીધેલા. આ બનાવની જાણ રેલવે અધિકારીઓને થતાં ગામમાં તેમજ બાવળામાં પોલીસની થોડી ધોંસ રહેલી. એક ભાઈ કે જેમનું નામ શ્રી નારાયણભાઈ સલારિયા હતું તેમણે બે વર્ષ ઉપર ગાંધી આશ્રમમાં જ આખરી શ્વાસ લીધેલો તેવું એક સ્નેહીજન દ્વારા જાણવા મળ્યું છે.

શ્રી નાથાભાઈનાં દાદી એટલે કે બાપુજીનાં બાનું મૃત્યુ થતાં સ્વાભાવિક રીતે સરાવવાની ક્રિયા કરવાનું કામ નાથાભાઈને સોંપવામાં આવ્યું. જે કંઈ દાન-દક્ષિણા, કપડાંલતાં ગરીબો-બ્રાહ્મણોને આપવાનાં થતાં હતાં તે **બધી સામગ્રી સાથે તેમને સિદ્ધપુર મુકામે દાદીમાનું સરાવવા મોકલ્યા. તેઓ તો કાલુપુર સ્ટેશને પહોંચતાં જ, જે કંઈ દાનદક્ષિણા કરવાની હતી તે સઘળી સ્ટેશન ઉપરનાં ગરીબોને વહેંચી તુરત જ ઘેર પરત આવી ગયા. આમ જલદીથી ઘેર આવેલા એ જ્યારે સગાવહાંલાએ જાણ્યું ત્યારે સૌએ કારણ જાણવાની ઈંતેજારી કરી. જેના જવાબમાં શ્રી નાથાભાઈએ જણાવ્યું કે તમારે સઘળી સામગ્રી ગરીબોને જ આપવાની હતી ને ! તેથી મેં એ બધી સામગ્રી ગરીબોને કાલુપુર સ્ટેશને વહેંચી દીધી અને તુરત જ ઘેર પાછો ફર્યો છું. આ હતી તેમની શ્રાદ્ધ કરવાની સરાવવાની પદ્ધતિ.**

**તેમનો પુત્ર નામે કિરીટ અમુક વરસનો થતાં બાબરી ઉતરાવવાની ક્રિયા બહુચરાજી જઈને ન કરતાં ઘર આંગણે જ હજામ પાસે, કોઈ વિધિ કર્યા સિવાય, પોતાના એકના એક પુત્રના વાળ ઉતરાવી દીધેલા. એ કહેવાની જરૂર નથી કે આ રીતે જે કંઈ રકમ બચી તેનો સદ્ઉપયોગ પોતાના સિદ્ધાંતો પ્રમાણે લાયકાતવાળા ભાઈઓને આર્થિક મદદ કરીને કરેલો.**

શ્રી નાથાભાઈના પિતાશ્રી આર્યસમાજી હોવાથી લગ્નની વિધિ આર્યસમાજ પદ્ધતિથી કરતા અને મંડપમુહૂર્ત - ગૃહશાંતિ વગેરે તમામ વિધિ યજ્ઞ કરી હોમ હવનમાં જ પતાવી દેતા.

## ૩.

## પરિવારજનોની કલમે

## ૧. મારા મોટાભાઈ

**ડૉ. બળદેવભાઈ નારણદાસ દેસાઈ**
(નાથાભાઈના ભાઈ)
૭, શ્રી સોસાયટી, પંચવટી બીજી લેઈન,
આંબાવાડી, અમદાવાદ

શ્રી મોટાભાઈના સ્વભાવ વિરુદ્ધ આ લખાણ લખવું પડે છે. તેમના ગુણનાં વખાણ કરવાથી પણ તેમના આત્માને દુઃખ લાગે તે પહેલાં તેમની માફી માગી લઉં. અમે ચાર ભાઈઓ : મોટાભાઈ શ્રી નાથાભાઈ નારણદાસ દેસાઈ જે તેમના પરિચયવર્તુળમાં 'દેસાઈભાઈ'ના હુલામણા નામથી જાણીતા હતા. બાપુજી અમને નાના મૂકીને પ્રભુને વહાલા થઈ ગયા જેથી બધી જવાબદારી મોટાભાઈને શિરે આવી ગઈ. બાપુજીએ મોટાભાઈને મરતી વખતે કહ્યું હતું : ભાઈ નાથા ! તું આ બધાની ભણવાની અને ઉછેરની કાળજી લેજે. એ પિતૃઆજ્ઞા તેમણે શબ્દશઃ પાળી. ઉપરાંત બધાને ઠેકાણે પાડવાની જવાબદારી પણ નિભાવી. આ લખું છું ત્યારે સામે બેઠેલી મારી દીકરી માલતી વાતવાતમાં કહેવા બેસી ગઈ : **'આવા તો લિમિટેડ માણસો હોય કે જેમને કોઈ દિવસ ગુસ્સે થતા જોયા નથી. એ કાયમ હસતા જ હસતા.'**

અમારા મોટાભાઈએ અમને સૌને પહેલું સુખ તે જાતે નર્યાનો મંત્ર આપેલો એટલે તેમણે ગામડે જઈએ એટલે કુદરત સાથે નાતો બાંધી આપેલો, એટલે આ ઉંમરે પણ બગીચામાં જવાનો શોખ જારી રાખ્યો. ત્યાં ફરવા આવતા ઘણા મિત્રો થઈ ગયા. તેઓ મારા મોટાભાઈનું નામ આવતાં ખુશ થઈ જતા અને હું તેમનો ભાઈ છું તે જાણી ભાવવિભોર થઈ જતા. અમારી જે ઓળખ છે તે અમારા મોટાભાઈને કારણે જ છે. શ્રી રણછોડભાઈ વિજાપુરવાળા અને બીજા મિત્રો તેમની 'મોજડીની વાતો'થી માંડી આદર્શ ગુરુ સુધીનાં સંસ્મરણો વાગોળતા.

અમને અમારા મોટાભાઈ 'મહાત્મા ગાંધીની' નાની આવૃત્તિ જેવા લાગતા. કપડાંથી માંડી નીતિનિયમો, જીવનવ્યવહાર, આચરણ દ્વારા શિખામણ આ બધું ગાંધીને મળતું આવતું હતું. પ્રવાસ, વ્યાયામ, આકાશદર્શન, ચર્ચાસભાઓ, ગામસુધારણા. B.A. M.Sc., B.T. S.T.C. અને LL.B.ની ટર્મ ભરેલી એટલે બધી વિદ્યાશાખાઓનું જ્ઞાન હતું એટલે ગમે તે કલાસમાં ભણાવી શકે.

કેળવણીમાં અને ચાલુ જીવનમાં પણ શ્રમના હિમાયતી. વેકેશનમાં અમે વતન જઈએ તો ઉનાળાની ઋતુમાં અનાજ તડકે સૂકવે તથા ઘરનું છાપરું સંચે. તે અમારી પાસે કામ કરાવે અને પોતે એ કામ પહેલાં કરે.

અમારા વતનથી એક ગાઉ દૂર ચાચરાવાડી માતાનું મંદિર છે. ત્યાં જતા ત્યારે આપણે બે હાથ જોડી ઊભા રહેવાનો દેખાડો કરીએ તેવું ના કરે. પૂજારીને થોડા ઘણા પૈસા આપે. શાંત સ્થાનક તરીકે માણે અને આજુબાજુ ફરે.

અમારા આખા જીવન દરમિયાન તેમણે અમને **કોઈ વખત ટીકાટિપ્પણ કરી સલાહસૂચનો આપ્યાં નથી. તેમનું જીવન જ અમારા માટે શિક્ષણ હતું.**

અમારા ગામના તવંગર, ગરીબ, અઢારે વરણના લોકો સાથે મોટાભાઈને લાગણીસભર સંબંધો હતા. માથાભારે ઠાકરડા પણ ભાઈના વશમાં રહેતા. અમારી જમીન બાજુવાળા ગામવાળાને વાવવા ભાગે આપેલી. પણ ખેડૂત બહુ ગરીબ અને ઊપજ આવે નહિ. અમે ઉઘરાણીએ જઈએ ત્યારે ભાગના પૈસા આપે નહિ, પણ સુખડી કરીને ખવડાવે એટલે પત્યું. આવું તો અમે ઘણા વર્ષો સુધી જોયું. પણ મોટાભાઈ તેને એક શબ્દ બોલતા નહિ એટલા બધા દયાળુ હતા. ઉઘરાણી પણ માંડી વાળતા. જાહેર સંસ્થાનો અને ધાર્મિક સંસ્થાનોને તેમની આર્થિક મદદ તો ખરી જ.

નરોત્તમભાઈ મામલતદારના કહેવા મુજબ એમને એટલાબધા આજ્ઞાંકિત મિત્રો હતા કે સાહેબ તેમને કૂવામાં પડવાનું કહે તોપણ પડે.

મોટાભાઈને વધુ અભ્યાસ માટે બીજે જવાનું થયું ત્યારે મને કડવા પાટીદાર આશ્રમ-આંબાવાડી મૂક્યો. થોડાક સમય સુધી આ આશ્રમના વહીવટમાં પણ તેઓએ મદદ કરેલી. કોઈ કામની ના પાડતા જ નહિ.

ટ્યૂશન કરતા ત્યારે ગરીબ વિદ્યાર્થીને મફત ભણાવતા. વાણિયાના ઘરમાં બટાટા ખાવા વર્જ્ય ગણાય. ક્યારેક એવા વિદ્યાર્થીને બટાટા ખાવાનું મન થાય તો ઘરે બોલાવી ખવડાવતા.

મોટાભાઈ જે સિદ્ધિઓમાં સોપાન સર કરવા માગતા હતા તેમાં મારા ભાભીશ્રી ચંચળબહેનનો ફાળો નોંધપાત્ર રહ્યો છે. નહિ તો આટલું ન જ કરી શક્યા હોત.

સ્વામીનારાયણ સંપ્રદાયના મણિનગર મંદિરના મહંતશ્રી મુક્તજીવનદાસજી વિદ્યાર્થીકાળમાં તેમના સહાધ્યાયી હતા. તેઓશ્રી મોટાભાઈનો ખૂબ આદર કરતા. ધાર્મિક પ્રસંગે નીકળેલી રેલીમાં તેમનું બહુમાન કરી મહારાજશ્રીએ પોતાની સાથે જ બગીમાં બેસાડેલા.

મોટાભાઈ હંમેશાં વચનબદ્ધ રહેતા. અમદાવાદની ટ્યુટોરિયલ શાળામાંથી રાજીનામું આપી છૂટા થઈ કડી જોડાય છે તેવી ખબર પડતાં બાવળાના ટ્રસ્ટીઓ

તેમને મનાવી બાવળા સંસ્થામાં જોડાવા વિનંતી કરવા ગયા, પણ મોટાભાઈએ ના પાડી. હું આ સંસ્થા સાથે વચનથી બંધાઈ ગયો છું. કોઈ સંબંધીનો દીકરો અડધા માર્કથી પણ નપાસ થતો હોય તો પાસ કરવાની લાગવગ કરે નહિ અને કરાવે નહિ.

પૂ. શ્રી મોટાના પ્રમુખપદે મોટાભાઈના અવસાન બાદ તેમની શોકસભા રાખેલી. વિદ્યાર્થીવર્તુળ અને શુભેચ્છકો એટલા બધા કે હૉલ ભરાઈ ગયો. સર્વ વિદ્યાલયના એક કાર્યકરે જાહેરાત કરી : જે નાથાભાઈના વિદ્યાર્થીઓ હોય તે નીચે બેસી જાય. એક જ મિનિટમાં બીજાઓ માટે જગ્યા થઈ ગઈ. આ હતો ગુરુપ્રેમ ! અમારા ગામમાં એક ઠક્કર કુટુંબ રહેતું હતું. તે ભાઈને સાપ કરડ્યો અને ગુજરી ગયા. તેમનાં ચાર છોકરાં અનાથ થઈ ગયાં. તેમને વડોદરા બોર્ડિંગમાં મારા બાપુજી મૂકી આવેલા. તેમની દેખરેખ પણ મોટાભાઈ રાખતા. મોટા થયા પછી અમારા કુટુંબ સાથે બહુ જ સારો સંબંધ રાખતા. એક ભાઈ તો આઝાદ હિન્દ ફોજમાં પણ જોડાયેલો. બધા ભાઈઓ અખાડિયન. કિશોરસિંહે તો મોટરસાયકલ ઉપર વિશ્વની સફર પણ કરી હતી.

અમારું કુટુંબ પહેલેથી જ આર્યસમાજીસ્ટ હતું. તેમાં અમારા બે કાકાઓ શ્રી સાંકળચંદ છગનલાલ કવિ અને બીજા વીરમગામવાળા શ્રી રતિલાલ કેશવલાલ તેઓ અમારી પરિવારની મદદે આવતા. એટલે અમારે ત્યાં બધા જ પ્રસંગો આર્યસમાજની વિધિથી જ થતા. દરેક ભાઈનું સાદું જીવન. કોઈ એબ કે વ્યસન નહિ. કપડાંને ઈસ્ત્રી પણ નહિ. હું મેડિકલમાં ભણતો એટલે મને થોડી છૂટ મળેલી. સોનાનાં કોઈ પણ ઘરેણાં નહિ પહેરવાનાં - વીંટી પણ નહિ. **મારાં એક માસી બાવળા હતાં. તેમની દીકરી બાવળા રહેતાં. તેમને ભણાવી મોટાભાઈએ પગભર કરેલાં.**

મોટાભાઈના હિસાબે સમાજમાં અમારું ઊંચું સ્થાન પ્રાપ્ત થયું. સમાજમાં દેસાઈ ગણાઈએ એટલે ચાંલ્લૈયા. મોટાભાઈ આ કુલીનશાહીના વિરોધી હતા. ચાંલ્લા-દહેજના પણ વિરોધી હતા. આ બધા રિવાજો મોટાભાઈએ બંધ કરેલા. સિનેમા જોવાના વિરોધી, પણ સારું પિકચર આવે તો જોવાની ભલામણ પણ કરતા.

એકલો હોઉં ત્યારે ક્યારેક મોટાભાઈની યાદ આવતાં આંસુ આવી જાય છે. મારા ભત્રીજા ચિ. કિરીટમાં પણ મોટાભાઈના સર્વ ગુણ ઊતર્યા છે. તે એટલે સુધી કે અમારા કુટુંબની સહિયારી સમસ્યાઓમાં એ અમારી હરોળમાં બેસી યોગ્ય વિચારી શકે છે.

મોટાભાઈ જે પણ કાંઈ કરી શક્યા તેમાં મારાં ભાભી (ચંચળબહેન)નો મોટો ફાળો હતો એમ કહું તો ખોટું નહિ ગણાય. પતિપરાયણ, સેવાપરાયણ ભાભીએ

તેમને જશ અપાવવામાં ભાગીદારી કરી. સમાજની જે વ્યક્તિઓ અમારા કુટુંબના સંપર્કમાં આવી હશે તે પણ આમાં જરૂર સૂર પુરાવશે એમાં શંકાને સ્થાન નથી.

બોલવા કરતાં કરી બતાવવું અને સાલસ સ્વભાવ એ એમના ઉત્તમ ગુણો હતા. ભાભીશ્રી ખૂબ જ લાગણીવાળાં ને વહાલસોયા હતાં. એમને મન બધાં જ ‘મારાં’ એવી ભાવના હતી. પોતે માનતાં : પહેલી ફરજ ઘરનાંને જોવાની, મહેમાન આવે સ્વાગત એટલે અતિથિ સેવા કરવાની. સગાં-સ્નેહીને પડોશીને ત્યાં ભીડ પડ્યે, પહેલાં જઈને ઊભાં રહીએ એ જ આપણી પહેલી ફરજ ! સાસુબા સામે પણ ભક્તિમય જીવન જીવ્યાં. પારકાં છોકરાં પણ મોટાં કરી આપ્યાં છે. આવાં સેવાપરાયણ ભાભીને અમે કેમ ભૂલી શકીએ ? જેમ ગાંધીજીના જીવનમાં કસ્તૂરબાનો, શ્રી મોતીભાઈ અમીનના જીવનમાં રૂપબાનો નોંધપાત્ર ફાળો રહેલો છે. તેમ પૂ. મોટાભાઈ નાથાભાઈ દેસાઈના જીવનમાં ચંચળભાભીએ મહત્ત્વનો ફાળો આપેલો છે.

મોટાભાઈને નિવૃત્ત થયા બાદ પેટમાં દુઃખાવો રહેતો હોવાથી મુંબઈ બતાવ્યું તો કેન્સર છે તેમ જણાવ્યું. આમાં બીજું કંઈ થઈ શકે તેમ હતું નહિ. તેમની ફરજમાં આવતાં બધાં કાર્ય લગભગ પૂર્ણ કર્યાં હતાં. પરંતુ એક અગત્યનું કામ બાકી રહી ગયું હતું તે ચિ. કિરીટને પરણાવવાનું. તબિયત દિવસે દિવસે બહુ બગડતી જતી હતી. પોતાનાથી તો લગ્નમાં જવાય તેમ હતું નહિ. તેથી કુટુંબે લગ્નનો પ્રસંગ પતાવી વરઘોડિયાને આશીર્વાદ આપી તેમને છેલ્લી ફરજ પૂરી કરી, હવે જીવનમાં કાંઈ બાકી નથી કહી સગાં-સંબંધીઓની હાજરીમાં આ પુણ્ય આત્માએ દેહ છોડ્યો અને કુદરતને ખોળે પોઢી ગયા.

**મોટાભાઈ આટલાં વર્ષોથી અમારી સાથે રહ્યા, મોટાં કાર્યો કર્યાં છતાં અમને ખબર પડવા દીધી નથી. જ્ઞાતિની બોર્ડિંગ ચલાવવામાં, જ્ઞાતિની પરિષદોમાં, જ્ઞાતિમુખપત્ર ચલાવવામાં હંમેશા પડદા પાછળ રહી કામ કર્યું છે. કોઈને પણ પોતાનો કરી લેવાની આવડત. કોઈને કંઈ મુશ્કેલી હોય તો ઉકેલી આપે. મોટાભાઈ સાચે જ સદ્‌ગુણોના ભંડાર હતા.**

શ્રી મોટાના વડપણ હેઠળ ટાઉનહૉલમાં મોટાભાઈની શ્રદ્ધાજંલિ સભા ભરાઈ હતી. છતાં તેમને યોગ્ય ન્યાય મળ્યો હોય તેમ મને લાગતું નહોતું. આધ્યાત્મિક હવામાનનો ભાસ થતો હતો, સામાજિક દુનિયાદારીનો અભાવ હતો. મોટાભાઈની સાથે રહ્યો હોય તે જ તેમના જીવનના લેખા-જોખાં કરી શકે અને ન્યાય આપી શકે.

આવા પૂ. મોટાભાઈને શબ્દરૂપી શ્રદ્ધાંજલિ આપી પુણ્ય આત્માને વંદન કરું છું.

## ૨. અમારા દેવદૂત બાપુજી

**શ્રીમતી માલતીબહેન જનકકુમાર પટેલ**
(ડૉ. બળદેવભાઈના દીકરી) અમદાવાદ

મારા ''બાપુજી'' પણ સૌના. - પૃથ્વી પર દેવદૂત સ્વરૂપે ફરતા જોયા. જાણે મને મનુષ્ય અવતારમાં દેવદૂતની ઝાંખી થઈ.

દાદીમા પાસે વાર્તા સાંભળતા ત્યારે વાર્તામાં - દેવદૂત શબ્દપ્રયોગ થતો. ત્યારે દેવદૂત એટલે શું ? ત્યારે દાદી કહેતાં : 'દેવદૂત' એટલે આપણામાં જ કોઈક હોય જે સતત સારા જ કાર્યો કરે, કોઈકનું કામ કરે પણ તેને અણસાર પણ ન આવવા દે. જ્યારે કોઈ સમઝણ નહિ, હજુ તો ક,ખ,ગ પણ શીખ્યા નહોતા તે ઉંમર - પણ તે ક્ષણથી આજે જ આ પ્રસંગ લખવા બેઠી છું. મને મારા 'બાપુજી'માં દેવદૂતનાં જ દર્શન થયાં છે. - સાથે સદાય ખાદીના સફેદ ધોતી-ઝભ્ભા-ટોપીમાં - વાને ઊજળા. - શું કહું ? તન, મન, ધનથી સદાય પૂર્ણ ચંદ્રની જેમ ચમકતા જ જોયા છે. ક્યારેયે કોઈપણ પ્રસંગ ઉપર નાના સાથે કે મોટા સાથે વાત કરતાં સાંભળ્યા છે, તો તેમાંથી કાંઈકને કાંઈક વીણવા મળે એવા. એમની વાતોમાં સાહિત્ય હોય + વિજ્ઞાન હોય + કળા હોય + હેત હોય અને ઘરમાં હોય તો સાથે સાથે હાથમાં કામ પણ હોય.

વાતમાં વાત. - મારી માતા પાસેથી સાંભળેલી વાત છે : મારા 'બાપુજી'નું સાસરું જે ગામમાં - ત્યાં જ મારું મોસાળ, મારી માએ તેની સહેલીઓ પાસેથી સાંભળેલું કે જે દિવસે તેમનાં લગ્ન હતાં. તે દિવસે તે જાતે પોતાનાં કપડાં ધોતા હતા. નાની છોકરીઓને તો નવાઈ જ લાગે. તેઓ બધી એકબીજાને કહેવા લાગી. અલી, ઓ ચાલો ચાલો, પેલા વરરાજા તો જાતે કપડાં ધુએ છે ! - આ પ્રસંગ ઘણુંબધું કહી જાય છે.

વેકેશનમાં ક્યારેક હું તેમના ઘેર રહેવા ગઈ હતી ત્યારે પણ મેં બાપુજીને જાતે પોતાના કપડાં ધોતા જોયા છે.

જ્યારે અમે નાના હતા ત્યારે પિકચર સંબંધી વાતો અમારા ઘરમાં ઓછી થતી. ક્યારેક થતી તો નાના બાળકોને જોવા જેવાં પિકચર 'જમીન કે તારે', 'સંપૂર્ણ રામાયણ' એવાં જ. ત્યારે બાપુજીએ કહ્યું હતું : 'આનંદ' પિકચર જોઈ આવજો. અમને થયું : બાપુજી પણ પિકચર જુએ છે ? પણ એ કહે એમાં કંઈક જાણવા કે સમઝવા જેવું અચૂક હોય !

હું મારા લગ્ન પછી સાસરે ગઈ. એમના મિત્ર મને હંમેશાં એમ કહીને બોલાવે : તમે તો હવે અમારાં ભાભી થયાં, પણ પહેલાં તો તમે અમારા સાહેબનાં દીકરી, અમારા સાહેબ અમને હજુ એટલા યાદ આવે છે, હું તો તમને અમારા સાહેબનાં દીકરી જ કહીશ.

મારાં દાદી, લગ્ન પહેલાં માત્ર પાંચ ચોપડી ભણેલાં હશે, પણ 'બાપુજી'એ એમને વિશેષ શીખવ્યું હતું, જેથી ખેતીવાડીનો હિસાબ રાખી શકતાં. મારા દાદાને તો મેં જોયા નથી. પણ 'બાપુજી' મને હંમેશાં દાદા સ્વરૂપે જ દેખાયા છે. - મારા પિતાજી, મારા 'મોટાભાઈ' પણ હંમેશા કહે : અમે પૂછ્યું તમને દાદા યાદ છે ? - તો આંખમાં ઝળઝળિયાં સાથે કહે : તમારા 'બાપુજી' જ અમારા બાપ છે. મારા પિતાજીએ એમના 'મોટાભાઈ' 'દેસાઈસાહેબ'માં પિતાનું વાત્સલ્ય માણ્યું છે એવું પ્રતીત થાય છે. 'બાપુજી'નાં નિર્વાણદિવસે હું હાજર નહોતી, પણ બીજા પાસેથી સાંભળ્યું છે કે 'મારા પિતાજી' 'મારા 'મોટાભાઈ' - તેમના 'મોટાભાઈ' - 'દેસાઈસાહેબ' માટે ગંગા-જમના વહાવી ગયા હતા. તેમના માટે તો તેમના બાપની જ વિદાય હતી. અમારે માટે અમારા દાદાની અને મારી દાદીને તેમના વહાલસોયા દીકરાની, જે દીકરાએ ક્યારેય દીવો કે અગરબત્તી કરી જાણી નથી, પણ પોતાની ઓરમાન માતા માટે જાત્રાએથી ચાંદીની દીવી - ટોકરીની ભેટ લાવ્યા હતા. કહ્યું હતું : હું ઈશ્વરમાં નથી માનતો, પણ મારી મા તો માને છે ને ! અહીં જ વિરમું !

## ૩. વાત્સલ્ય મોટાભાઈની છાયાનું

**કાન્તિભાઈ નારણદાસ દેસાઈ**

(નાથાભાઈના ભાઈ)

મારા ભાઈઓને થયા તેવા જ સ્વઅનુભવ મને પણ થયા છે, કારણ અમે બધાં ભાઈઓ પૂ. મોટાભાઈ નાથાભાઈની છત્રછાયા નીચે ઊછર્યા હતા. પૂ. ભાઈ વિશેના પ્રસંગો ભાઈઓની સાથેના તો ઘણી વખત એક જ આવે પરંતુ હું મારી રીતે બે-ત્રણ પ્રસંગોનું વર્ણન કરવા માગું છું.

ગામડે વતનમાં આવે ત્યારે અમારી પાસે ડાંગર અને ઘઉંનું શુદ્ધ બિયારણ કરવા માટે ભેળસેળવાળું બિયારણ વિણાવે.

ચીનમાં જેમ 'ઉઘાડપગા' ડૉક્ટરો હોય છે તેમ મોટાભાઈ પણ ગામ માટે તાત્કાલિક કોઈને સારવાર મળે તે હેતુથી ઘરગથ્થુ દવાઓ ઘરમાં રાખતા. ટિંક્ચર

આયોડિન, દવાની પટ્ટી, પાટાપિંડી, રૂ, સળિયો એવી ફર્સ્ટએઈડ પેટ્ટી રાખતા. મેલેરિયા, ઝાડા, ઉધરસ, કબજિયાત, આંખની દવા, કાનની દવા, ગૂમડા પકાવવાની દવા, પોટૅશિયમ પરમેન્ગેનેટ, શરદી વિગેરેની દવાઓ રાખતા. અમારા ગામના એક ઠાકરડાને ઊંડો ઘા પડવાથી રૂઝ આવતી નહોતી. મોટાભાઈ રોજ તેનો ઘા પોટૅશિયમથી ધોતા અને પાટાપિંડી કરતા.

ઘરવાળાઓને કામમાં મદદરૂપ થવાની ભાવનાથી અને તેમને ઓછી મહેનત પડે તે માટે અમને બધાને કૂવા પર નાહવા-ધોવા લઈ જતા અને કપડાં ધોવડાવતા અને પોતે ધોતા. ઘરે **સાબુ બનાવવાનો ઉદ્યોગ, માથાનું તેલ બનાવવાનું શીખવતા. ગામડે જાજરૂ નહિ હોવાથી ખેતરમાં ખસેડવાના ફરતા જાજરૂની અગત્ય અને પ્રચાર કરતા અને સમજાવતા. વતનમાં લાઈટ નહિ હોવાથી ગરમીથી બચવા ખસની ટટ્ટીને બદલે ખેતરમાં થતા કાંટાવાળા જવાસાના છોડને પલાળી ટટ્ટી બનાવતા અને ઠંડો પવન મેળવતા.** વતનમાં પણ ચોતરે બેસી ગામના છોકરાઓને આકાશદર્શન કરાવતા. એટલું જ નહિ સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ કેમ થાય છે તેની વિગતો સમજાવી અંધશ્રદ્ધાનો નિવેડો લાવતા. વતનમાં આવે ત્યારે ગામના બાળકોને સ્વચ્છતાના પાઠ ભણાવતા. લોકોના - બાળકોના નખ, દાંત જીભ તપાસતા ને તેનો ઉપચાર બતાવતા. એ કુંભારોના પણ ગુરુ હતા. નવરા બેઠેલા આળસુ લોકોને ઘર સંચવાનું શીખવતા.

વતનમાં, કડીમાં ને બાવળામાં રેલવે સ્ટેશન માસ્તરો, ટિકિટ ચેકરો, ગાર્ડ ઘણા જ મોટાભાઈના મિત્રો થઈ ગયેલા હોઈ વગર ટિકિટે મુસાફરી કરવાનો આગ્રહ કરતા, પણ ક્યારેય ટિકિટ વિના મુસાફરી કરી નથી, કોઈને કરાવરાવી નથી. લલ્લુભાઈ સ્ટેશન માસ્તર મટોડામાં હતા.

પોતાનું સ્વાસ્થ્ય સારું રહેતું નહોતું. ટી.બી. થયો હતો ત્યારે તેમણે કડીમાંથી છૂટા થવાની ઇચ્છા પ્રગટ કરી, પરંતુ ટ્રસ્ટીઓએ તેમને છૂટા કરવાની વાત સ્વીકારી નહિ.

ગામમાં મુસલમાન, લુહાર, ઠક્કર, વાઘરી, હરિજનોની સ્થિતિની જાણકારી મેળવી તેમને મદદ કરતા અને માર્ગદર્શન આપતા. પૂ.શ્રી મોટા સાથે ઓળખાણ થઈ પછી તેમણે મોટાભાઈના માનમાં મેરેથોન દોડ શરૂ કરેલી તેનું આયોજન રાજપીપળાથી થાય છે. આજે પણ તે દોડ ચાલુ છે. પ્રથમ દોડ બાવળાથી અમદાવાદ ટાઉન હૉલ સુધી યોજાઈ હતી.

અમારા ગામમાં હરિજનોની વસ્તી ૪૦% હતી તેમની સાથે અમારો પરિવાર ખૂબ જ આત્મીયતા રાખતો. એટલું જ નહિ ઘરોબો પણ રાખતો. તેના જ કારણે કદાચ કટાક્ષમાં અમને 'ઢેઢિયા દેસાઈ' કહેતા હશે.

ગામના હોંશિયાર વિદ્યાર્થીઓને આગળ વધુ ભણવાની સગવડ કરી આપતા અને મદદ પણ કરતા તેના ઉદાહરણ છે; અમદાવાદ મ્યુ.ના એસ્ટેટ ઑફિસરશ્રી માણેકલાલ પટેલ અને બીજા જમનાદાસ ત્રિકમદાસ પટેલ.

રાષ્ટ્રપતિ એવાર્ડ મળ્યો ત્યારે તેમના સન્માનનો કાર્યક્રમ એચ. કે. કૉલેજમાં રાખ્યો હતો. ત્યારે હૉલ ભરચક થઈ ગયો. મોટાભાઈ ઊભા થયા અને માત્ર વિદ્યાર્થીઓને અપીલ કરી. બીજા મહેમાનોને બેસવા દો. ત્યાં તો બધા ઊભા થઈ ગયા અને ઉપર ચાલ્યા ગયા. ગુજરાત રાજ્યના ગવર્નરશ્રી મહેંદી નવાઝ જંગ આ શિસ્ત જોઈ આભા બની ગયા. પોતાના પ્રવચનમાં પણ આ વાત તેમણે વણી લીધી.

પરીક્ષાઓ ચોખ્ખી અને પારદર્શક થાય તે માટે જાણીતી ૧૦-૧૨ શાળાઓના પેપરો - વાર્ષિક પ્રિલિમિનરી બધી જ શાળાઓ માટે પારંગત શિક્ષકો પાસે કઢાવતા અને આમ વિદ્યાર્થીઓની કસોટી કરાવતા. આમ કરવાથી પરીક્ષાનો હાઉ કે બીક રહેતી નહિ.

કડી સંસ્થાનું એસ.એસ.સી. પરીક્ષાનું પરિણામ ૯૦-૯૫% આવતું પણ ૧૦૦% આવતું નહિ. એમણે શોધી કાઢ્યું અને જોઈ લીધું કે ફક્ત અંગ્રેજી વિષયમાં વિદ્યાર્થીઓ નાપાસ થવાથી આમ બને છે. તેથી તેમણે અંગ્રેજીમાં તૈયાર થઈ વધારાના વર્ગો લઈ તે અંગ્રેજી વિષયમાં વધુ ધ્યાન આપી કડી સંસ્થાને એસ.એસ.સી.માં ૧૦૦% પરિણામ આવતું કર્યું.

પરીક્ષામાં ઓળખીતા સગાંસંબંધીને ખોટા માર્ક્સ વધારી આપતા નહિ, ખોટી રીતે ઉપલા ધોરણમાં ચડાવી આપે નહિ.

એમના હાથ નીચેના કર્મચારીઓ કે વિદ્યાર્થીઓ કે સંસ્થાના માણસોનો ભ્રષ્ટાચાર ચલાવી લેતા નહિ. ખરાબ ચાલ ચલગતવાળાને કાઢી મૂકતા.

કડીમાં મોટાભાઈ આચાર્ય હતા, પણ તે ઘણી સંસ્થાઓ સંભાળતા. એમના સેવાભાવી સ્વભાવને કારણે બધી જ ફરજો બજાવતા હતા. ખરીદી-વેચાણના હિસાબો ચોખ્ખા રહે તે માટે પૂરેપૂરું ધ્યાન રાખતા. જેથી થોડા ઘણા ભ્રષ્ટાચાર્યોને પસંદ નહતું અને ઈર્ષા કરતા હતા, ટૂંકમાં કડી સંસ્થાના બધા વહીવટમાં સલાહસૂચનો અને વહીવટમાં સહકાર આપતા.

૧૯૪૨ની ચળવળ વખતે ગામોગામ ફરતા સેવકો પ્રચારકોને ગામે નિમંત્રણ આપતા અને તેઓને ગામના આગેવાનોના ઘરોમાં જમાડતા અને રાત્રે સભાઓ કરી આઝાદીની લડતની માહિતી આપતા. ૧૫ ઓગસ્ટ ૧૯૪૭નો સ્વાતંત્ર્ય દિન ભાઈએ કડી સંસ્થામાં દબદબાથી ઊજવ્યો હતો.

આજે પણ અમારી 'ઉસ્માનપુરા ઉદ્યાન સુમિત્ર મંડળ'માં એમની સાથે કામ કરેલા સાહેબો - જે દિવસે સાહેબ કડીમાં જોડાયા તે દિવસે પહેલા ધોરણમાં ભણતા ઘણા બધા ભાઈઓ મળે છે. પૂ. મોટાભાઈનાં ભરપેટે વખાણ કરે છે. ત્યારે અમારું શરીર મોટાભાઈની પ્રતિભાને નમી જાય છે. મોટાભાઈની મહાનતા સમજાય છે. ગુજરાતી વિશ્વકોષમાં ક્યારેક ભાષણો સાંભળવા જઉં ત્યારે પણ સાહેબના બે-ત્રણ વિદ્યાર્થીઓ મળી જાય છે. સાહેબની યશોગાથા ગાતાં થાકતા જ નથી.

સાહેબ આચાર્ય હતા, વૈજ્ઞાનિક હતા, આંકડાશાસ્ત્રી હતા, પાયાની કેળવણીના પ્રચારક હતા.

નિવૃત્ત થયા પછી અમે અમદાવાદ અમીન સોસાયટીમાં રહેવા આવ્યા હતા. **સોસાયટીનો કોમન પ્લોટ ઉજ્જડ પડ્યો રહેતો હતો તે તેમને ખૂંચ્યું. ત્યાં તેમણે ફૂલઝાડ અને શાકભાજી ઉગાડ્યાં અને સોસાયટીને શાકભાજી ખવડાવ્યાં.** આવા મોટાભાઈને વંદન કરી વિરમું છું.

**હરિ ૐ ૩૯, પંચશીલ સોસાયટી,**
**ઉસ્માનપુરા, અમદાવાદ-૧૩**

## ૪. બાપુજી એટલે બાપુજી

**શ્રીમતી લીલાબહેન કાન્તિલાલ દેસાઈ**

પૂ. નાથાભાઈ મારા જેઠ થાય, પણ અમે તેમને 'બાપુજી' કહી બોલાવતા. બધા ભાઈઓમાં મોટા હતા. પણ ક્યારેય મોટાઈ બતાવી નથી. સાવકી માના ભાઈઓ હોવા છતાં ક્યાંય સંબંધોમાં આંતરો દેખાય નહિ. પૂ. કાશીબા પણ બધાની સાથે સગા દીકરા જેવું રાખતા અને 'બાપુજી' પણ સગીમા જેવું જ રાખતા. તેમની લાગણી બરાબર સમજતા. મારાં સાસુ કબીરપંથી હતાં અને ખૂબ જ શ્રદ્ધાળુ. સોમનાથ તરફથી આવતી ગાડીનાં દર્શન કરવા વહેલાં ઊઠી ગાંદરે પહોંચીને તેમ જ ક્યારેક મટોડી સ્ટેશને પહોંચી જાય. મારા જેઠાણી પૂ. ચંચળબાએ ક્યારેય

જેઠાણીનો રૂઆબ દાખવ્યો નથી. અમે બધા સૂતા હોઈએ ત્યારે પોતે જ બધું ઘરકામ કરે, અમને કોઈને જગાડે નહિ. ઊંચા અવાજે બોલે પણ નહિ.

ખાસ પ્રસંગ તો મને એ યાદ આવે છે કે બાપુજીના ભાઈ કાન્તિલાલની સાથે મારા વિવાહની વાત ચાલતી હતી. અમારું ઘર ખાધેપીધે સુખી અને ગામમાં મોટી હવેલી એટલે થોડા શ્રીમંત ગણાઈએ. કેશવલાલ - એટલે બાવળાનું ઊંચું ખોરડું - ખાનદાન કુટુંબ. આ સંબંધ અંગે બાપુજી (પૂ. નાથાભાઈ) આવ્યા. તેમને સંબંધની હા પાડતાં પહેલાં એક વાત કરી તે મને આજે પણ યાદ છે. મારું ઘર તમારા રસોડા જેવડું છે. એટલે સંબંધ કરતાં પહેલાં લીલાને આ વાતની જાણ કરશો, પણ હું મનોમન વિચારતી : કેટલી બધી નિખાલસતા. મેં મારી જાતને પૂછી લીધું આપણે કોઈના ઘર સાથે નથી પરણતા પણ તે કુટુંબના સંસ્કારો સાથે પરણીએ છીએ અને આ રીતે આ ઘરમાં મારું આગમન થયું. હું ધન્ય થઈ ગઈ.

## ૫. સાચા સુધારક

**શ્રીમતી હંસાબહેન નટવરલાલ દેસાઈ**

મને મારા જેઠ (નાથાભાઈ) જેઠ જેવા લાગતા જ ન હતા. મને તો મારા બાપુજી હોય તેવો ભાસ થતો હતો.

ખાસ લખવાનું કે મારી સગાઈ કરવા નાથાભાઈ સુરત મારે ત્યાં જ આવ્યા હતા. બે દિવસ સાથે જ રહ્યા હતા. અમારા ઘરની રહેણીકરણી, વાતાવરણ જોઈ મારા બાપુજીને કહે : મારે ત્યાં એક ખુરશી પણ નથી. તો તમારી દીકરીનો વિવાહ મારા ભાઈ સાથે કરવાની શી રીતે હા પાડું. મારું મન માનતું નથી. મારા બાપુજીએ કહ્યું : મને તો સંસ્કારની પડી છે. બાહ્ય આડંબરની મને જરૂર લાગતી જ નથી. છેવટે નાથાભાઈએ વિવાહ કરવાની હા પાડી. તો તે દિવસે અષાઢ સુદ ૧૧ હતી. તેથી મારા બાપુજી કહે તમે જાઓ, પછી હું મારા દીકરાને સાત સોપારી વગેરે લઈને અમદાવાદ મોકલીશ. નાથાભાઈ કહે : મને આ રિવાજ બિલકુલ ગમતો નથી. તેના કરતાં તમારી દીકરી હંસાના હાથે જ ચાંલ્લો કરાવી, સાત સોપારી, રૂપિયા ને નાળિયેર તેના હાથે જ અપાવી દો, તો એ વેવિશાળ મને ગમશે ને તે જ સાચું છે. તેથી મેં જાતે ચાંલ્લો કરી નાળિયેર વગેરે આપી દીધું હતું. આ વાત ૧૯૫૦ની સાલની છે.

પછી જ્યારે અમદાવાદ જવા નીકળ્યા ત્યારે મારા બાપુજીને કહે : અમે હંસાને લગ્નમાં કાંઈ જ આપવાના નથી. ને તમારે પણ મારા ભાઈને કશું જ આપવું નહીં. પણ મારા બાપુજીએ છેલ્લે પગે લાગ્યા ત્યારે મને ૨૦૦ રૂા. આપ્યા હતા. હવે જ્યારે જાન વાસણા પાછી આવી ત્યારે ખબર પડી કે ઠાકોરદાસે (વેવાઈએ) ૨૦૦ રૂા. આપ્યા છે. તો તરત જ મનીઓર્ડર કરી પૈસા પાછા મોકલી આપ્યા હતા તે સૌની જાણ સારું.

## ૬. પિતાશ્રીનો અમર વારસો

### કિરીટભાઈ નાથાભાઈ દેસાઈ

આજે યાદ આવે છે : માત્ર એમની દિનચર્યા નહિ, એમના લખેલા પત્રો, એમની નોંધો, એમની કેટકેટલીયે વાતચીતો અને ઉપદેશપૂર્ણ મજાકો, કેટલાક પ્રસંગો, એમની મૃદુવાણી, એમની સ્નેહ-મમતા નીતરતાં બે નેત્રો, એમનો અમારી અને બીજાઓની સાથેનો મૃદુ અને માયાળુ છતાં, જ્યારે જ્યારે 'સત્યમ્' 'શિવમ્' અને 'સુન્દરમ્'નો પ્રતિકાર થતો જોતા ત્યારે ત્યારે વજ્ર કરતાં પણ કઠોર એમનો વ્યવહાર અને સદ્‌વર્તન કે જેના દ્વારા અમારામાં એમણે સંસ્કાર સિંચ્યા છે, અમારું જીવન ઘડ્યું છે અને અમને અમર વારસો આપ્યો છે એનો અહેસાસ થાય છે. એ અમર વારસો નથી દુનિયાદારીનો કે નથી માત્ર મિલ્કતનો, પણ એ તો છે સાચા સંસ્કાર અને કેળવણીનો વારસો છે.

અમે એમને 'બાપુજી' કહેતા. એ આચાર્ય કરતાં શિક્ષક છે એ ખ્યાલ એમને ઘરમાં અને બહાર સતત રહેતો. એ શિક્ષક હોવામાં ગૌરવ અનુભવતા અને અન્ય શિક્ષકોનું ગૌરવ સચવાય અને વધે તે માટે એ પ્રયત્ન કરતા. શિક્ષકો માટે એ માન ધરાવતા અને માન આપતા.

બૌદ્ધિક કેળવણીને એ અધૂરી માનતા. એ કહેતા કે કેળવણી તો મગજની, હૃદય અને શરીરની એમ ત્રિવિધ હોવી જોઈએ અને આવી કેળવણીને જ પૂર્ણ કેળવણી કહેતા. કેળવણી સાથે શિસ્ત હોવી જ જોઈએ એમ એ માનતા અને જરા કઠોર બનીને એ પોતે પાળતા અને અન્ય પાસે પણ પળાવતા. શિક્ષકે ધંધાદારી શિસ્ત ખાસ પાળવી જોઈએ એમ એ શિક્ષક મિત્રોને કહેતા.

વિદ્યાર્થીઓમાં તો શિસ્ત હોવી જ જોઈએ, નહિ તો ચરિત્ર વિનાનું ભણતર નકામું થઈ પડે. આ શિસ્ત મેં માણી છે અને સર્વ વિદ્યાલય શાળા તેમજ ક.પા.

આશ્રમ અને બાવળાની શાળાના વિદ્યાર્થીઓએ અનુભવી છે. કેટલીક વાર શિસ્તની બાબતમાં કઠોર પણ લાગતા, છતાં જાણનારા જાણતા કે એ કઠોરતાની ભીતરમાં એક બહારથી ન દેખી શકાય તેવી કરુણા, પ્રેમ અને ભક્તિની ત્રિવેણી સતત એમના હૃદયમાં વહી રહી હતી. દુઃખ પ્રત્યે એ કરુણાથી જોતા, સગાં-સ્નેહીઓ પ્રત્યે એ પ્રેમથી અને ગુરુજનો પ્રત્યે એ ભક્તિથી જોતા. આ બાબતોની ચર્ચા મારા પૂ. કાકાશ્રીઓ અને કાકીશ્રીઓએ લાગણી સભર રીતે તેમના લખાણમાં કરી છે. એટલે પુનઃ દોહરાવતો નથી.

એ હૃદયથી અત્યંત કોમળ હતા પણ જ્યાં કોઈ અનિષ્ટ તત્ત્વ જોતા ત્યાં એ વજ્રથી પણ કઠોર બની જતા.

અમને તેમણે વારસામાં આપ્યું સંસ્કારબીજ, અતિથિસેવા, વડીલોને માન, સાહિત્યરુચિ, શુશ્રૂષા, અનિષ્ટોનું નિવારણ, પ્રેતભોજન, કંકાસથી નફરત, બાળ લગ્નનો વિરોધ, અંધશ્રદ્ધા, ભૂવા-પ્રેત, બાધા આખડી અને અપશબ્દ બોલવાની રીત એ બધાનો વિરોધ કરવાની શક્તિ. મારી બાબરી એકની એક હોવા છતાં ઘરઆંગણે જ ઉતરાવી. મેં સાંભળેલું : બાપુજીને દાદાનું સરાવવા સિદ્ધપુર મોકલ્યા ત્યાં રેલવે સ્ટેશન પર ભિખારીઓને જમાડી દીધા.

કન્યા-વિક્રય અને સમાજમાં થતા સ્ત્રીઓ પ્રત્યેના અન્યાય, નિર્દય વ્યવહાર અને અપમાન તેઓ જરાયે ચલાવી લેતા નહિ. તેઓ હંમેશાં ઘરના સ્ત્રીવર્ગને માન આપતા, એટલું જ નહિ પોતાનું કામ પોતે જ કરી લેતા. સ્ત્રીઓને ઓછામાં ઓછું કષ્ટ પડે તે જોતા.

મારાં બા પૂ. ચંચળબા પતિપરાયણ સન્નારી હતાં. ક્યારેય ઊંચા અવાજે કોઈને પણ બોલતાં નહિ. બાપુજીની બે માંદગી, ટી.બી. અને કેન્સરની - આ સમયે મારા બાએ પતિભક્તિનાં દર્શન કરાવ્યાં હતાં. કોઈને ખસ ન કહે એવાં મારાં માતુશ્રી હતાં. વરવિક્રયની પણ નફરત હતી. અમારા કુટુંબમાં જે જે લગ્નો થયા તેમાં લેવડ-દેવડને ચાંલ્લાને કોઈ સ્થાન નહોતું. બાપુજી કુરિવાજોમાં માનતા નહિ કારણ તેમણે જ જ્ઞાતિના આવા કુરિવાજો સામે શ્રી બબાભાઈની સાથે (ચેતનના તંત્રી) ચળવળ ચલાવેલી, વિદ્યાર્થી સ્નેહસંમેલનો પણ કરેલા. તેમની વિનોદવૃત્તિ ગજબ હતી. સૌને આનંદમાં રાખતા અને આનંદમાં રહેતા વત્સલ પિતાની છત્રછાયામાં અમે ઘણું મેળવ્યું છે તેનો આનંદ છે.

શાળામાં હતો ત્યારે મેં સાઇકલની માગણી કરી. ત્યારે પિતાશ્રીએ, ભાઈ કિરીટ, આપણી શાળા દૂર નથી, સાઇકલની જરૂર નથી. પછી મેં રેડિયો લાવવાની

માગણી મૂકી ત્યારે પણ તેમણે કહ્યું : તેની પણ જરૂર નથી. હું બિનાકા સાંભળવા શ્રી માધવલાલ પ્ર. પટેલના દીકરા શંભુભાઈને ઘેર જતો. મેં મારા બા-બાપુજીને રેડિયો સાંભળતા જોયા નથી. એકનો એક દીકરો હોવા છતાં મને ખોટાં લાડ લડાવ્યાં નથી. મને ભણવાની બાબતમાં તો ક્યારેય ટોક્યો નથી.

અમે આજે એમના મૃત્યુને ૩૮ વર્ષ થયા બાદ પણ એ અતીતનો પડદો હટી જાય છે અને એમને હું મારી સામે ઊભેલા જોઉં છું. એ જ સૌમ્ય મૂર્તિ અને પેલાં સ્નેહ-મમતા નીતરતાં બે ચક્ષુઓ ! આંસુ ન રોકાયાં ! ચાલી અશ્રુધારા ! અસ્ખલિત !

અવાજ સંભળાયો : કિરીટ ! અને એ પરિચિત, મૃદુ, અવાજ સાંભળીને સ્વસ્થતા મળી, પ્રેરણાબળ મળ્યું.

અને અતીતના પડદા પર દેખાવા લાગ્યા કેટકેટલાય પ્રસંગો, સંભળાવવા લાગી એમની કેટકેટલીએ વાતચીતો અને યાદ આવ્યાં એમનાં સદ્‌વર્તન દ્વારા મળેલાં સંસ્કાર અને કેળવણી.

બાપુજીની અંતિમ માંદગી મારે માટે કરુણાન્ત ઘટના હતી. તે જ દિવસે લગ્ન કરી ઘરે આવેલો, આશીર્વાદ લીધા અને 'બાપુજી'એ દેહ છોડ્યો. મારા પત્નીને બાપુજીની સાથે રહેવાનો વસવસો રહી ગયો. તે આજે પણ તેમને ભૂલી શકતી નથી. પરંતુ બાપુજીના અવસાન બાદ પૂ. ચંચળબાએ અમને પિતૃવાત્સલ્ય અને માતૃવાત્સલ્યથી ભીંજવી નાખ્યાં હતાં.

મારા બનેવી પૂ. લક્ષ્મીપ્રસાદનો પ્રેમ-લાગણી જે મળ્યાં છે તે શબ્દોમાં વર્ણવી શકાય તેમ નથી. તેઓ ખૂબ જ હોંશિયાર હતા. ચાર દીકરીઓ અને પાંચમું સંતાન એબનોર્મલ. આ દુઃખ ઓછું ન જ કહેવાય. મારા બનેવી ક્યારેય મારી મોટી બહેનને ઊંચા અવાજે બોલ્યા નથી. આજે તો તેમની શારીરિક તકલીફને લઈ પૂ. મોટાનું અહર્નિશ સ્મરણ કરી દિવસો વીતાવે છે.

બાપુજીએ માંદગી વખતે મારા માટે પૂ. બનેવીને ભલામણ કરેલી : તેને એક હજાર રૂપિયા મળે તેવું ગોઠવી આપજો. બાકી તો મારા પુસ્તકની રોયલ્ટીમાંથી તેનું ગુજરાન ચાલશે.

પૂ. નટુકાકાએ પ્રસંગ કહેલો અહીં ટાંકું છું : "શ્રી નાથાભાઈને મન દીકરા-દીકરી વચ્ચે કોઈ ભેદ નહોતો. વેકેશનમાં અમે અમદાવાદથી અમારા ભાઈઓનાં સંતાનો, તેમનાં દીકરી ઇન્દુબહેનનાં ભાણેજ વગેરે કડી ખાતે રજાઓમાં જતાં. અંદાજે ૧૨-૧૩ બાળકોને સવારે ગામનું ગરમ કરેલું દૂધ શ્રી નાથાભાઈ તપેલામાંથી

જાતે આપતા અને દરેક બાળકને પૂછતા કે હજુ પીવું છે ? મતલબ કે દરેક બાળકને - છોકરાં-છોકરીનાં ભેદભાવ સિવાય પીવું હોય તેટલું દૂધ આપતા !''

ચિ. ઈન્દુબહેનને જ્યારે ચોથી દીકરી આવી ત્યારે શ્રી નાથાભાઈ ઈન્દુના પલંગ પાસે બેસીને સમજાવતા હતા કે ઈન્દુ તું રડ નહિ ! આપણે તો એવો વિચાર કરવો જોઈતો હતો કે મારે તો એક બાળક આવવાનું છે ! જો આ વિચાર તેં સતત કર્યો હોત તો તને આજે જે દુઃખ થાય છે તે થયું ન હોત !''

પૂ. બાપુજી સગાઈસંબંધને ખૂબ જ હળવાશથી લેતાં જે કન્યા ઘરમાં આવવાની હોય તેને પૂછી લેતા. તને આ વિવાહ મંજૂર છે. પૂ. બાપુજી એવું વસિયતનામું કરતા ગયા છે કે અમારા સંયુક્ત પરિવારે આનંદમય રહેવું અને આ વસિયતનામાનો અમે સૌએ બુદ્ધિપૂર્વક અને સહર્ષ સ્વીકાર કર્યો છે.

આ પ્રકારની હતી પિતાશ્રીની ઠેઠ નીચલા તેમજ ઉપલા થરના સમાજના માણસો સાથેની આત્મીયતા ! શું શું સંભારું ને શું શું વિસારું ! ધન્ય છે એમનો સંસ્કારવારસો. એથી તો હું આજે ખૂબ જ સમૃધ્ધ છું.

૩૯, પંચશીલ સોસાયટી, અમદાવાદ

# ૭. પૂ. ચંચળબા : સહનશીલતાનું બીજું નામ

**શ્રીમતી વીણાબહેન કિરીટકુમાર**

મારા પૂ. શ્વસુર અને પૂ. સાસુબા ચંચળબા વિશે લખવા પેન ઉપાડું છું અને અટકી જાય છે. સુખની પરાકાષ્ટા અને દુઃખની પરાકાષ્ટા એક જ દિવસે જોઈ હોય તેવું ભાગ્યે જ બનતું હોય છે. હું ઈચ્છું કે કોઈના જીવનમાં આવું ન બને.

વાત જાણે એમ છે કે પૂ. શ્વસુર (ના.ના. દેસાઈ) મારા લગ્નને દિવસે જ અમને આશીર્વાદ આપી પ્રભુને પ્યારા થઈ ગયા હતા. આ દિવસને યાદ કરું છું ત્યારે આનંદના આંસુની જગ્યાએ દુઃખનાં આંસુની ધારા વહે છે. આ તો પ્રભુ તારા દરબારનો કેવો વ્યવહાર કે દુઃખ અને સુખ એક જ દિવસે આપ્યાં.

પૂ. બાપુજી તો ગયા, પણ કુટુમ્બ માટે અમર વારસો મૂકતા ગયા. સ્વજનો, શુભેચ્છકો, તેમના વિદ્યાર્થીઓ અને કુટુમ્બીજનો પાસેથી તેમની વાતો સાંભળું છું ત્યારે પરીકથા જેવી લાગે છે. આ બાપુજી સાથે જીવવાનો લહાવો મળ્યો હોત

તો હું મારી જાતને બડભાગી સમજત. આ કુટુમ્બમાં પુત્રવધુ થવાનું સદ્‌ભાગ્ય મળ્યું તેને મારું અહોભાગ્ય માનું છું.

પૂ. ચંચળબા સાથે ઘણો સમય રહેવા મળ્યું. મને અને મારા પતિને આશ્વાસન આપનાર કાકાશ્રીઓ, કાકીશ્રીઓ તો ખરાં જ, પણ પૂ. બાએ અમને તાકાત અને સંસ્કાર આપ્યા. ખૂબ જ મહેનતુ, પ્રેમાળ, અને ધીરગંભીર હતાં. તેમનો ઉમદા ગુણ એ હતો કે દરેક પરિસ્થિતિમાં સ્વસ્થ રહેતાં. તેમનું બધું જ આયોજન સમયસરનું હોય, કોઈ પ્રકારનો રઘવાટ નહિ, કોઈ પણ નાનું મોટું ફંકશન હોય - જમવા માટે બોલાવ્યા હોય તો તે માટેની બધી તૈયારી અગાઉથી જ કરી રાખતા. એટલે કોઈ પ્રકારની ચિંતા રહેતી નહિ. હું મારા પિયરથી કશું જ શીખી લાવી નહોતી, પરંતુ અત્યારે જે કંઈ શું તે મારા સાસુબાએ આપેલી તાલીમને આભારી છે. મારા બાળકોને ઉછેરવામાં તેઓએ જરા પણ કચાશ રાખી નહોતી. તેમને કોઈ પ્રકારે દુઃખ હોય તો કહી શકતા નહોતા, તે સમજી શકતા બધું, પણ જતું કરવાના સ્વભાવવાળાં હતાં. મારા કહેવાથી સામાવાળાને દુઃખ લાગશે તો તેવા વિચારોને લઈ મોટું હોય તો પણ સહન કરી લેતા એટલે જ અમારા કુટુમ્બના સભ્યો તેમને 'સહનશીલતાની મૂર્તિ' અથવા તો 'સહનશીલતા તો ચંચળબાની' એમ કહે છે.

પૂ. બાપુજીના પિતાશ્રી એટલે કે મારા વડસસરા નારણદાસ દેસાઈ બાપુજી ઉપરાંત ત્રણ દીકરાઓને મૂકી તેમની જવાબદારી પૂ. બાપુજીને સોંપી સ્વર્ગે સિધાવ્યા.

અમારા પરિવારના સભ્યો વચ્ચે કે અપર માતાનાં સંતાનો વચ્ચે ભાણાભેદ કે ઉછેરભેદ રખાયો નથી. પૂ. ચંચળાબાને શિરે આ ત્રણ દિયરનો ઉછેર કરવાની જવાબદારી આવેલી તેમણે તે પ્રેમથી નિભાવી. બધા જ ભાઈઓ પૂ. ચંચળબાની પ્રશંસા કરતાં થાકતા નથી. દિયર તરીકે નહિ, પણ દીકરાઓની જેમ રાખ્યા હતા. ક્યારેય કોઈ પક્ષે ફરિયાદ નહિ. શ્રી નટુકાકા તો આજે કહે છે : મને સગડી સળગાવતાં મારાં ભાભીશ્રી ચંચભબાએ શીખવેલું.

જ્યાં જ્યાં રહેતા હતા, ત્યાં ત્યાં તેમનું અડોશી-પડોશીઓમાં ખૂબ જ માન હતું. બધાને તેમને માટે ખૂબ આદર હતો. બધા જ તેમનો પડ્યો બોલ ઝીલતા હતા. પૂ. બા મંદિર મહાદેવમાં જવામાં માનતાં નહિ. પણ ક્યારેક નામ સ્મરણ થાય ત્યાં જતાં. તેની પાછળ પૂરેપૂરો સમય આપતાં.

પૂ. બાપુજીના સહવાસે એ ખીલી ઊઠ્યાં હતાં. એ જેવા પત્નીપરાયણ હતા તેવાં ચંચળબા પતિપરાયણ હતા. પૂ. ચંચળબાનું ઘર હમેશાં મહેમાનોથી ભર્યુંભાદર્યું રહેતું. ક્યારેક તો એક જાય અને બે આવે એવું હતું. આવું ઘર ચલાવવું સહેલું

નહોતું, પણ ચંચળબા એ બધાને પહોંચી વળતાં. ઘરની વ્યવસ્થામાં બાપુજી માથું મારતા નહિ. એ બધું ચંચળબા કરી લે અને એમણે જે કોઈ ગોઠવણ કરી હોય તે તેમને અનુકૂળ જ લાગે.

પૂ. ચંચળબા ખૂબ જ લાગણીવાળાં ને વહાલસોયાં બા હતાં. એમને મન બધાં જ 'મારાં' હતા ને એ ''વસુધૈવ કુટુમ્બકમ્''માં માનનારાં હતાં. મને હમેશાં કહેતાં : સગાંસ્નેહી ને પડોશીને ત્યાં ભીડ પડ્યે, પહેલાં જઈને ઊભાં રહીએ એ જ આપણી પહેલી ફરજ. ''બીજાને ઉપયોગી ને મદદરૂપ થવાનું હું એમની પાસેથી જ શીખી.''

સ્વ. પૂ.બાપુજી અને પૂ. બાની યાદ ખૂબ જ આવે છે સ્વ. ચંચળબા ગુણમૂર્તિ, સંસ્કારપ્રતિભા, પ્રેમાવતાર ગુજરાતણ હતાં. ચંચળબાએ ન કદી લેખો લંખ્યા, ન કદી ભાષણ કર્યા, ન કદી હારતોરા પહેર્યા પણ એ એક સંસ્કારી-આચાર્યનાં ગૃહલક્ષ્મી હતાં. એટલું જ નહિ આશ્રમવાસી બાળકોનાં પણ વહાલસોયાં 'બા' હતાં.

ઘરમાં અને કુટુમ્બની વચમાં રહી સંસારને ઊજળો કર્યો. પૂ. બાપુજી ને બાને સ્મૃતિવંદના.

## ૮. પૂ. ચંચળબાને એપ્રિલફૂલ બનાવ્યાં. પૂ. બાપુજીએ હળવાફૂલ બનાવ્યા.

**શ્રી કિરીટ ના. દેસાઈ**

પૂ. બાપુજી જ્યારે બાવળા આ.કે. વિદ્યામંદિરમાં આચાર્યપદે હતા તે સમયની આ ઘટના છે. ૧લી એપ્રિલના રોજ ત્રણેક વિદ્યાર્થીઓ અમારા નિવાસ્થાને પહોંચી ગયા. અમારું નિવાસસ્થાન શાળાથી ઘણું નજીક હતું. વિદ્યાર્થીઓએ મારાં બા - પૂ. ચંચળબાને સંદેશો આપ્યો કે શાળામાં પાંચ મહેમાનો આવ્યા છે. સાહેબે કહ્યું છે : તેઓ તમારે ત્યાં જમવાના છે એટલે રસોઈ બનાવી રાખશો.

મારા બા મહેમાનનું નામ પડે એટલે જાણે ભગવાન આવવાના હોય એટલો રાજીપો વ્યક્ત કરે. અતિથિસેવા અને અતિથિસત્કારને તેઓ ભગવાનનું કામ માનતા અને પાછાં પતિપરાયણ હતાં એટલે પતિનો પડતો બોલ ઝીલી લેતાં.

બપોર ૧૨ વાગે શાળામાંથી બાપુજી ઘરે આવ્યા. બાએ પૂછ્યું : એકલા કેમ આવ્યા ? પેલા મહેમાનો ક્યાં ગયા ? બાપુજીને નવાઈ લાગી. મહેમાન કેવા ને

વાત કેવી ! બાએ કહ્યું : તમે તો પેલા વિદ્યાર્થીઓ સાથે સંદેશો કહેવડાવ્યો કે પાંચ મહેમાનની રસોઈ બનાવજો. સાહેબ મલકાયા : આજે પહેલી એપ્રિલ હતી એટલે આવી મજાક થઈ હશે. શાળામાંથી પટાવાળાને બોલાવ્યો. પેલા ત્રણચાર છોકરાઓને બોલાવ્યા અને કહ્યું : જમવા બેસી જાઓ. આજે તમે મારા મહેમાન આ બધું રાંધેલું કોણ ખાશે ? રાંધેલું બગડે. આમ તબિયતથી પટાવાળા સહિત વિદ્યાર્થીઓને જમાડ્યા અને તેમણે તૃપ્તિનો આનંદ લીધો. આમ બાપુજીએ તેમને હળવાફૂલ બનાવ્યા.

## ૯. દુકાળનાં વર્ષો અને ગૌસેવા

**શ્રી નટુભાઈ ના. દેસાઈ**

સમય હશે અંદાજે આજથી ૭૦ વર્ષ પહેલાંનો. વરસાદની અનિયમિતાને કારણે પાંચેક વર્ષમાં એકાદ વરસ તો દુકાળનું ખરું-ખરું અને ખરું જ. પરંતુ તે વર્ષે ઉપરાઉપરી બે વર્ષ દુકાળના આવ્યા હશે, એટલે બીજું વર્ષ તો ભારે દુકાળનું ગણાય. પશુઓને પીવા માટે પાણી પણ ન મળે. ગામના ભરવાડ ભાઈઓ પોતાના પશુઓને પાણી પાવા દૂર દૂર સુધી લઈ જતા, પરંતુ પશુને મોંમા નાખવા માટે તણખલાં પણ ન મળે. ઉકરડાનાં તણખલાં પશુઓ વીણી ખાય !

એ વરસના ઉનાળાની રજાઓમાં અમે ભાઈઓ અમારે વતન હતા. ગામના ભરવાડ ભાઈઓની ગાયોને ચરવાનું કંઈ જ નથી તેવી રજૂઆત ગામના અગ્રગણ્ય પાટીદાર ભાઈઓ સમક્ષ રજૂ કરી. પાટીદાર ભાઈઓની સ્થિતિ પણ ત્રણ સાંધે અને તેર તૂટે તેવી હતી. તેઓ પણ દુકાળના વરસમાં ઘાસચારો લાવે ક્યાંથી ? અમારા ગામમાં વરસાદ ઠીકઠીક હોય ત્યારે થોડી ઘણી ડાંગર થાય અને ગામમાં વિશેષ કરી કાળી જમીન હોય, વત્તાઓછા ઘઉં પણ થાય. ઘઉં લેતાં, ઘઉંની ઉપરના છોડા જેને ગામ લોકો ઘઉંનું "કૂંવળ" તરીકે ઓળખતા તે ઢોરના ખાણમાં ઉમેરવા માટે વાપરતા. વર્ષોવર્ષનું કૂંવળ ખેડૂતભાઈઓ ઘરના કોઈ ઓરડાઓરડીમાં ભરી રાખતા. સમય જતાં તે કૂંવળ ઢોરને ખાવા લાયક ન રહેતાં તેને ઉકરડા ભેગું કરી, ખેતરમાં ખાતર ભરીને ઉપયોગમાં લેતા.

ખેડૂત ભાઈઓ પાસે આવું જૂના વર્ષોનું કૂંવળ જે પડેલું તે ભરવાડ ભાઈઓને ગાયો માટે આપવું તે નક્કી થતાં સૌ પટેલ ભાઈઓને, ભરવાડોની ગાયો જિવાડવા આવું નકામું કૂંવળ આપવાનું નક્કી કર્યું. ગાયોને તો ચરવા માટે સૂકું ઘાસ પણ

મળતું ન હતું તેથી આ ફેંકી દેવા જેવું કૂંવળ પણ ન છૂટકે ઘાસચારા તરીકે ચાલશે તેમ સમજી ગાંસડીઓ બાંધી જતા અને નવું ચોમાસું બેસે ત્યાં સુધી ગાયોને જિવાડવાનો આ નવતર પ્રયોગ કરેલો જે ઉપયોગી સાબિત થયેલો ! કડી આશ્રમની ગૌશાળાનું સંપૂર્ણ ધ્યાન રાખતા ગૌશાળાને દાન પણ આપતા.

અમારું ગામ પ્રમાણમાં નાનું ગણાય. તે વર્ષોમાં આખા ગામની વસ્તી ભાગ્યે જ ૫૦૦ માણસોની હતી. જેમાં અડધા જેટલા ભાઈઓ તો હરિજન હતા અને બાકીના અડધામાં પટેલ, ભરવાડ, ઠાકરડા અને ઈતર વસ્તી આવી જતી. ગામમાં એક મંદિર હતું અને ગામ બહાર તળાવના કિનારે એક મહાદેવ જેમાં ભાગ્યે જ થોડા લોકો દર્શન માટે જતા ! તળાવના પાણીની છાલકોને કારણે મહાદેવના પાયા ખવાઈ ગયેલા અને ઈંટોને પણ લૂણો લાગેલો. નાથાભાઈ અને ગામના અન્ય આગળ પડતા ભાઈઓ ફરતા ફરતા મહાદેવ પહોંચ્યા અને જોયું કે જો મહાદેવના પાયાને પ્રાથમિક રિપેર્સ નહિ કરાવીએ તો આગળ ઉપર રિપેર કામનો ખર્ચ વધી જશે જે ગામ લોકો કેમેય કરી પહોંચી શકશે નહિ. ગામના એકના એક મહાદેવને ટકાવવાનું નક્કી થતાં ગામના ભાઈઓ સમક્ષ ટહેલ નાંખી દરેક પાસેથી બેચાર આના જેવો ફાળો એકઠો કરી સિમેન્ટ, રેતી, ઈંટો લાવી, જાણકાર કડિયા ભાઈઓને મફત ચણતર કામની સેવા આપી અને અન્ય લોકોએ મફત કડિયા કામની મજૂરી કરી. તળાવના પાણીની છાલકોને કારણે જે નુકસાન થયેલું તે દુરસ્ત કરી બે-પાંચ વરસ મહાદેવ ટકે તેવું કર્યું. કડીના એક ગરીબ બ્રાહ્મણના કુટુમ્બને મંદિરની સેવા-પૂજા માટે રાખેલો.

નાથાભાઈએ જોકે કોઈ ધાર્મિક ભાવથી આ બધું કરેલું નહિ, પરંતુ ગામના લોકોમાં શ્રદ્ધા-ભક્તિ જળવાઈ રહે તેવું કામ આગળ પડીને કરતા-કરાવતા. ઉપર જણાવેલ દુકાળના વર્ષોની ગૌસેવા આવું જ એક ઉદાહરણ છે.

અમદાવાદ

## ૧૦. ઈશ્વરેચ્છા ! અડધા તારા ગયા, અડધા મારા !

શ્રી નાથાભાઈ જ્યારે કડી આશ્રમ ખાતેના નિવાસ સ્થાને રહેતા ત્યારે તેમણે એક બકરી રાખેલી, જેથી બકરીનું તાજું દૂધ પી શકાય. સમય જતાં જાણ્યું કે બકરી રાખતાં આપણા પગ બંધાઈ જાય છે તેથી તેને વેચી દેવાનું નક્કી કર્યું. કોઈના કહેવાથી કડી ગામની કોઈ વ્યક્તિને રૂ. ૧૦૦/- રોકડેથી બકરીને વેચી

દીધેલી. તેમાં માલિકે રૂ. ૧૦૦/- રોકડેથી આપી બકરી દોરીને આશ્રમ નજીકના રેલવે પાટા પાસે પહોંચતાં, બકરીને પાટા ઓળંગાવવા ઘણા પ્રયત્નો કર્યા પરંતુ બકરી કેમે કરી પાટા ઓળંગે નહિ. શક્ય છે કે તેને જૂના માલિકને ત્યાગીને નવા માલિક પાસે જવું નહિ હોય ! આથી તે પાટા ઓળંગ્યા સિવાય ત્યાંને ત્યાં જ કોલેપ્સ થઈ ગઈ અને તેનો પ્રાણ ઊડી જતાં ફસડાઈ પડી. બકરી ખરીદનાર આ માલિક નિરાશ વદને શ્રી નાથાભાઈને આશ્રમમાં - તેમને ઘેર આવી મળ્યો અને ક્યા સંજોગોમાં બકરી મરી ગઈ તેનું વર્ણન કર્યું. શ્રી નાથાભાઈએ તુરત જ કહ્યું કે, જેવી ઈશ્વરની ઇચ્છા ! જા મારા અડધા પૈસા ગયા અને તારા અડધા પૈસા ગયા ! આ પ્રમાણે બોલીને તુરત જ બકરી વેચ્યાના જે રૂ. ૧૦૦/- લીધેલા તેમાંથી તે વ્યક્તિને તુરત જ રૂ. ૫૦/- પાછા આપી દીધા ! શક્ય છે કે બકરીને પોતાના જૂના માલિકનો પ્રેમ ત્યજીને નવા માલિક પાસે જવું નહિ હોય !

## ૧૧. શ્રી નાથાભાઈને કારણે અમે સુખી થયા છીએ

વાસણા ચાચરાવાડી ગામે અમારા ભાઈઓની ખેતીની જમીન હતી જે અમારાં બા હયાત હતાં ત્યાં સુધી સંભાળતાં. અમારાં બા અમારી સાથે અમદાવાદ ખાતે રહેતાં હોવાથી વાસણા ખાતેનું અમારું મકાન બંધ રહેતું. સને ૧૯૭૫ના અરસામાં જમીન ટોચમર્યાદા કાયદાનો ચુસ્તપણે અમલ થતાં સરકારી અધિકારીઓ ગામમાં આવીને ખેડૂતભાઈઓને ભેગા કરી સમજ આપતા કે તમે જમીન ખેડતા હોય તેવી જમીનની વિગત આપો તો તે જમીન તમારા નામે કરી આપીએ. આ પ્રલોભન સરકારી અધિકારીઓ ગામના ખેડૂતોને આપતા, તેમ છતાં અમારી જમીન ખેડતા ખેડૂતો પૈકી કોઈ પણ ખેડૂત આગળ આવી અમારી જમીન તેમના નામે કરવા તૈયાર થયેલા નહિ. તેઓનું કહેવું હતું કે શ્રી નાથાભાઈને કારણે અમે આજે સુખી છીએ તેથી અમારાથી દગો થાય નહિ. ખેડૂતોનો આવો જવાબ સાંભળી સરકારી અધિકારીઓ પણ છક થઈ જતા અને ગામના આગળપડતા માણસોને પૂછતા કે આ નાથાભાઈ કોણ છે ? અને એવા તે કેવા છે કે તેમની જમીન ખેડતો કોઈ પણ ખેડૂત તેમની વિરુદ્ધ જવાબ આપવા આગળ આવતો નથી ?

અમે ભાઈઓએ સાથે બેસી, જમીનની વહેંચણી કરી દીધેલી. પરંતુ સરકારી દફતરે તો સમગ્ર જમીન નાથાભાઈને નામે જ ચાલતી તેથી જમીન ટોચમર્યાદા કાયદા અનુસાર અમે રાખી શકીએ તે કરતાં વધુ જમીન ધરાવીએ છીએ તે દેખાઈ આવતું. આ કારણસર અમને સરકાર તરફથી નોટિસ પણ મળેલી એનો જવાબ

કરવા નાથાભાઈના નાનાભાઈ નામે નટુભાઈ પ્રખ્યાત વકીલને મળેલા જે નાથાભાઈને ઓળખતા પરંતુ નટુભાઈને પ્રત્યક્ષ ઓળખતા નહિ. કેવળ નાથાભાઈના ભાઈને કારણે જ તે વકીલે ફીનો ઉલ્લેખ કર્યા સિવાય કે એડવાન્સ માગ્યા સિવાય બધા કાગળો લઈ જવાબ કરી દીધેલો. અને જણાવ્યું કે નોટિસનો જવાબ આપવામાં અમારા તરફથી મોડું થયું હતું !

''નાથાભાઈનું વાક્ય એટલે જાણે બ્રહ્મવાક્ય'' એમ માની અમુક જમીનને હરિજન ભાઈઓને કે જેમની આર્થિક સ્થિતિ નબળી હતી તે સ્વાભાવિક રીતે દસ્તાવેજનો ખર્ચ કરી શકે નહિ અને તેથી પોતાને નામે (ગણોતિયાને નામે) કરાવેલ નહિ. અને બીજું નાથાભાઈ બોલવું પાળવાવાળા છે. ''પ્રાણ જાય અરૂ વચન ન જાય'' એવી નાથાભાઈની આબરૂને કારણે હરિજન ભાઈઓએ દસ્તાવેજ કરાવેલ નહિ.

ડાહ્યા રામા નામનો હરિજન કિરીટને કહેવા આવ્યો કે ભલે તમારા નામે જમીન હોય પરંતુ તમે કોર્ટમાં જવાબ આપવા આવતા નહિ, જેથી મુદત વીતે ગણોતિયાને નામે જમીન થઈ જાય ! અને તે પ્રમાણે કરતાં હરિજન ખુશ થયેલો અને તેને નામે જમીન થઈ ગયેલી !

## ૧૨. સાદગીમાં શરમ શાની ?

**શ્રી કાન્તિભાઈ નારણદાસ દેસાઈ**

તે વર્ષોમાં અમે ભાઈઓ સાઈકલ વાપરતા હોઈ તે માટે હવા ભરવાનો પંપ, પંચર રિપેર માટેનાં સાધનો, સાઈકલનાં પાનાં, નજીવું સુથારી કામ કરવા માટે કરવત, હથોડી તેમજ ચંપલની પટ્ટી સાંધવા ખીલી, હથોડી વસાવેલી જેથી ઘણી કરકસર અને ઓછા ખર્ચે અને ઓછો સમય બગાડીને કામ થઈ શકતાં. પોતે જીવ્યા ત્યાં સુધી ખાદીનાં કપડાં જ પહેરતા અને તેથી ઝભ્ભા વગેરેના બિન ઘસાયેલા ભાગવાળું કાપડ કાઢીને અન્ય કપડાં જેવો કે બંડીને થીગડું મારવામાં કરતા. તેમને મન થીગડું મારેલું કપડું પહેરવામાં કોઈ શરમ ન હતી. ટૂંકમાં, કપડું સ્વચ્છ હોવું જોઈએ.

વળી, મારાં ભાભી ચંચળબહેન પણ પોતાના પતિના સ્વભાવ, ટેવોથી પૂર્ણ જાણકાર હોઈ ધોયેલા ઝભ્ભા-ટોપી-ધોતી બરાબર યોગ્ય રીતે વાળીને ગાદલાં નીચે એવી રીતે રાખતાં કે બીજે દિવસે તે પહેરતાં જણાઈ આવતું કે આ કપડાં ઈસ્ત્રી કરેલાં લાગે છે !

ખાદી પહેરવાનું વ્રત તેમણે આજીવન પાળેલું. તેમના પિતાશ્રી નારણભાઈ ચુસ્ત આર્યસમાજી હતા.

૩૮, પંચશીલ સોસાયટી,
અમદાવાદ

## ૧૩. એક નોખો કર્મયોગી

**ચતુરભાઈ એમ. પટેલ**

પ્રિય ભાઈશ્રી નટુભાઈ

આપનો તા. ૪-૬-૨૦૦૮નો હૃદયના ઊંડાણમાંથી પ્રેમ અને આદર સભર સુંદર અક્ષરોથી લખેલ પત્ર મળ્યો. વાંચી અનહદ આનંદ થયો. આખો પત્ર ગંગા નદીના શાંત અને નિર્મળ જળની જેમ ઠંડકપૂર્ણ લહેરથી ખરેખર શાંતિ અનુભવી. લાંબા સમયે પણ યાદ કર્યો તે બદલ આભારી છું.

પ્રાતઃ સ્મરણીય પૂ. નાથાભાઈસાહેબના પરિવારના ખુશી આનંદના સમાચારથી સંતોષ થયો. પૂ. દેસાઈસાહેબ તો એક નોખા 'કર્મયોગી' હતા. થોડાક વર્ષો તેમની સાથે કામ કરવાનું સદ્ભાગ્ય મળેલું તેમાંથી તેમના કર્તવ્યપરાયણ પવિત્ર, નિખાલસ, સરળ અને સાદગીભર્યા જીવનમાંથી જ અમારું ઘડતર થયું છે. એમને મારા કોટિ કોટિ પ્રણામ. ઈન્દુ કેવી સરળ અને હસમુખી દીકરી હતી. ચાંદની રાતમાં, દેસાઈસાહેબના મિત્ર નાથાભાઈની દીકરી, ઈન્દુ અને અમી, લંગડી, હતુતુ રમતા તે સમયનો નિર્દોષ આનંદ જે માણતા હતા તેવા દિવસો ફરી આવ્યા નથી.

નટુભાઈ, મને પણ ૮૫ વર્ષ થયાં. આપણા જીવનની યાત્રાના છેલ્લા તબક્કામાંથી પસાર થઈ રહ્યા છીએ. શરીરને સમયના ક્રમ મુજબ ઘસારો દરેકને પડે જ છે.

૧, વણીકર ક્લબ બિલ્ડિંગ,
રાજમહેલ રોડ, મહેસાણા.

■ ■ ■

# પ્રકરણ-૨

# નાથાભાઈ દેસાઈ : સર્વ વિદ્યાલયનાં સત્તર વર્ષ

## (૧૯૪૪-૧૯૬૧)

આપણી સંસ્થાના પાયામાં સ્વ. પૂ. છગનભા, પૂ. છ. કા. પટેલ, પૂ. પોપટભાઈ, પૂ. રામચંદ્ર અમીન, સ્વ. પૂ. ગામીસાહેબ, પૂ. નાથાભાઈ, પૂ. દાસકાકા અને બીજા અનેક કાર્યકરોની તપશ્ચર્યા, ત્યાગ, સેવા અને અથાક મહેનત રહેલાં છે. જે આપણને હરહંમેશ નવો ઉત્સાહ, નવી પ્રેરણા અને નવું બળ આપ્યા કરે છે. એને લીધે જ આવડાં મોટાં છાત્રાલયો અને શિક્ષણસંકુલોની જવાબદારી વહન કરી શકાય છે. એ બધા મહાન આત્માઓના આપણે સદાય ઋણી છીએ.

આ મહાન સંસ્થાનો ઈતિહાસ ઘણો જ રોમાંચક છે. પાટીદાર વિદ્યાલયથી સર્વ વિદ્યાલય અને ત્યાંથી વિશ્વવિદ્યાલય સુધી પહોંચાડવામાં અનેક આચાર્યો, દાતાઓ અને હોદ્દેદારોનો સહયોગ મહત્ત્વપૂર્ણ રહ્યો છે.

આ વિકાસગાથાનો દસ્તાવેજી ચિતાર મારા પુસ્તકો કર્મયોગી દાસકાકા, સામાજિક ક્રાંતિના પ્રણેતા છગનભા, બાપુભાઈ વિ. ગામી એક અલગારી આચાર્યમાં સચિત્ર આપેલો છે. તેમજ આદરણીય શ્રી મોહનલાલે પણ 'પ્રજ્ઞાદીપ છગનભા'માં લાગણીસભર ચિતાર આપ્યો છે. આ બધું હોવા છતાં સ્વ. પૂ. ના. ના. દેસાઈએ જીવનનાં મહામૂલાં કેટલાંક વર્ષો વિદ્યાર્થીઆશ્રમ અને સર્વ વિદ્યાલય કડીને સમર્પિત કરી દીધાં હતાં. સમાજ અને શિક્ષણને ઉજાળનાર આચાર્યદીપ તરીકે હજારો વિદ્યાર્થીઓના હૃદયમાં પ્રકાશ ફેલાવનાર પૂ. ના. ના. દેસાઈએ આ સંસ્થાઓને આપેલો અમર વારસો એવો છે જેનાં લેખાં-જોખાં થઈ શકે તેમ નથી. સાચા અર્થમાં તેઓ શિક્ષણયોગી હતા.

પ્રતિભાસંપન્ન આચાર્ય તરીકે લોકચાહના મેળવવી ઘણી અઘરી છે. પરંતુ નાથાભાઈએ ૧૯૪૪-૬૧ સુધીના ગાળામાં વિદ્યાર્થીઓના હૃદયમાં સામ્રાજ્ય જમાવી દીધું હતું.

તા.૨૨-૧૨-૪૦ના રોજ સંસ્થામોભી અને આદ્યસંચાલક શ્રી છગનભાને છીનવી લીધા. તા.૨૪-૬-૪૧ના રોજ સંસ્થાના પ્રમુખ પ્રૉ. જેઠાલાલ સ્વામીનારાયણને અને ૯-૫-૪૩ના રોજ જેનાથી પ્રિય સર્વ વિદ્યાલય શોભતી હતી તેવા આચાર્યશ્રી બાપુભાઈ ગામીને પ્રભુએ તેના દરબારમાં બોલાવી લીધા. આ ત્રિપુટીનાં ત્રણ

વર્ષમાં થયેલાં અવસાનના કારણે થોડાક સમય માટે શૂન્યાવકાશ પેદા થયો તેવું વાતાવરણ ઊભું થયું. સંચાલકો તો મળી રહે પણ આદર્શ આચાર્યની શોધ મુશ્કેલ હતી. પરંતુ સંસ્થાના સદ્‌નસીબે પૂ. ભાનું વાત્સલ્ય આશ્રમવાસીઓને પૂરું પાડે સાચા નાગરિક તૈયાર કરે અને બાપુભાઈએ ચીંધેલા માર્ગને સમજે, કેળવણીને યોગ્ય દિશા આપે એવા આચાર્યઋષિ શ્રી નાથાભાઈ દેસાઈ આપણને ૧૯૪૪માં મળ્યા. તે વખતે શ્રી મોતીભાઈ પટેલ, કલ્યાણભાઈ ગો. પટેલ, છ. કા. પટેલ જેવા કાબેલ શિક્ષકો પર આચાર્યપદનો કળશ ન ઢોળાતાં શ્રી ના. ના. દેસાઈ પર ઢોળાયો કારણ તેમનું વ્યક્તિત્વ અનોખું હતું.

સ્વ. બાપુભાઈના અવસાન વખતે સંસ્થાએ તેમને આપેલી અંજલિમાં તેમનું વ્યક્તિત્વ છતું થાય છે. તેમના વ્યક્તિત્વ સાથે નાથાભાઈના વ્યક્તિત્વની મૂલવણી કરીએ તો તેમના સમયગાળામાં તેઓ અણમોલ આચાર્ય સાબિત થયા હતા. સ્વ. બાપુભાઈને અપાયેલી અવસાનનોંધ કાર્યકારી આચાર્ય છ. કા. પટેલે રજૂ કરી હતી. વચ્ચેના એક વર્ષના ગાળામાં શ્રી પો. ગુ. પટેલે આચાર્ય તરીકે સેવાઓ આપી હતી.

સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, કડીના મંત્રી છ. રા. પટેલ અને ભાઈલાલભાઈ જી. પટેલ તા.૨૪-૬-૪૩ના વાર્ષિક નિવેદનમાં શ્રી બાપુભાઈ ગામીના દુઃખદ અવસાનની નોંધ લેતાં જણાવે છે :

"આચાર્ય શ્રી બાપુભાઈ ગામીના અવસાનની નોંધ લેવાની દુઃખદ ફરજ મારે માથે આવી પાડી છે. આચાર્ય બાપુભાઈનું તા.૯-૫-૪૩ના રોજ કડી મુકામે સંસ્થામાં અવસાન થયું છે. તેમના અવસાનથી સંસ્થાને ન પુરાય તેવી ભારે ખોટ પડી છે. આચાર્ય બાપુભાઈના જવાથી આપણે સૌએ સંસ્થાની પ્રગતિનો અહર્નિશ ચિંતનભાર વહી રહેલા સાથી ગુમાવ્યા છે. વિદ્યાર્થીઓએ સાચા ગુરુ ગુમાવ્યા છે, શિક્ષકોએ સાચા હિતચિંતક ને માર્ગદર્શક ગુમાવ્યા છે અને વિદ્યાલયે આદર્શ આચાર્ય ગુમાવ્યા છે. એટલું જ નહિ પણ તેમના જવાથી સંસ્થાના બાગમાંના નાનકડા બારમાસિયા છોડથી માંડીને સંસ્થાના મોવડીઓ સુધીના સર્વ કોઈ પોતાનું કંઈક અંગત ખોવાઈ ગયાની લાગણી અનુભવી રહ્યા છે. તેઓ આપણી શિક્ષણવાડીના ઉત્કૃષ્ટ માળી હતા."

તેઓએ સંસ્થાની મુખ્ય અને અગ્રણ્ય પ્રવૃત્તિ, સર્વ વિદ્યાલય હાઈસ્કૂલના આચાર્યપદે રહીને અપૂર્વ સેવા બજાવી હતી. તેઓ વિદ્યાલયના પ્રાણસમાન હતા. વિદ્યાલયની પ્રગતિ સાધવામાં તથા સંસ્થાને ગુજરાતભરમાં ઉચ્ચ કક્ષાએ મૂકવામાં તેમનો ફાળો અનુપમ હતો. તેમણે પોતાના કેળવણીના વિશિષ્ટ વિચારો અને

કાર્યપદ્ધતિ દ્વારા પોતાના આધ્યાત્મિક જીવનની ઊંડી છાપ સંસ્થાના કાર્યમાં અને વિદ્યાર્થીઓમાં અંકિત કરી છે.

તેઓએ પોતાનું સર્વસ્વ સંસ્થાના કાર્યમાં સમર્પી દીધું હતું. તેઓએ છેવટની ઘડી સુધી સંસ્થાના કાર્યસંબંધી વિચારણા કરી હતી. માંદગીની પથારી ઉપરથી પણ વિદ્યાલયને વિસ્તૃત કરવાની યોજનાઓ અને પત્રવ્યવહાર ચલાવી રહ્યા હતા અને જીવનદીપ બુઝાવાની અંત ઘડીએ પણ સંસ્થાના ભાવિ વિકાસને જ ચિંતવી રહ્યા હતા. છેવટનો તેમનો સંદેશ એ હતો કે **"મહાશક્તિ સંસ્થાની પ્રગતિ માટે સાધનો તૈયાર કરી રહી છે. !!!"** ધન્ય છે તે ઉચ્ચ આત્માને કે જેણે જીવનની એક એક પળ સંસ્થાના વિકાસના ચિંતનમાં જ ગાળી હતી. એ મહાન આત્માની આપણને પ્રેરણા મળે અને એ પ્રેરણાથી આપણે શિક્ષણના આ કાર્યને પ્રગતિપંથે દોરી જઈએ.

આપણા સૌના વતી એ મહાન પુરુષને ભાવભરી સ્મરણાંજલિ અર્પું છું અને પરમકૃપાળુ પરમાત્મા એમના આત્માને કલ્યાણમયી શાશ્વત શાંતિ અર્પો એવી પ્રાર્થના કરું છું.

સ્વ. બાપુબાઈ ગામીએ છેલ્લા અઢાર વર્ષના લાંબા સમય સુધી સંસ્થાની અનુપમ અને અનુકરણીય સેવા બજાવી હતી. પરંતુ તેમની શક્તિ લાયકાત અને કાર્યની સરખામણીમાં તેમને ઓછો પગાર મળતો હતો. તેની કદર કરી સદ્‌ગતના કુટુંબને મદદ કરવાની ફરજ સમજીને સ્વર્ગસ્થની વિધવા - ગંગાસ્વરૂપ ઝવેરબાને પાંચ વર્ષ સુધી માસિક રૂ.૨૦ પ્રમાણે મદદ આપવાનું સંસ્થાએ ઠરાવ્યું છે.

સર્વ વિદ્યાલય હાઈસ્કૂલના ઈનચાર્જ હેડમાસ્તર છગનભાઈ કા. પટેલ આ વર્ષના નિવેદનમાં સ્વ. બાપુભાઈને અંજલિ આપતાં લખે છે :

"આ નિવેદન રજૂ કરવાની યોગ્યતા ધરાવનાર પુરુષ તો કુદરતે આપણી વચ્ચેથી ઉપાડી લીધા છે. સ્વ. બાપુભાઈએ જ આ શાળાને તેનું હાલનું યશસ્વી સ્વરૂપ આપ્યું છે. દિનરાત તેની પ્રગતિનો ચિંતનશીલ ભાર એમણે જ વહન કર્યો છે. શાળાના વિદ્યાર્થીઓ અને શિક્ષકોના હિતચિંતક વડીલ તરીકે રહીને સૌની પ્રગતિ જોઈ તેઓ રાચ્યા છે. શાળા અંગેના નાનામાં નાના કાર્યમાં તેમની પ્રતિભા અંકિત થયેલી છે. આજે તેમની ગેરહાજરીથી બધાનું ધ્યાન તેમની તરફ દોરી રહ્યા છે. શાળાના સારામાઠા પ્રસંગોએ તેમણે બતાવેલી મહાનુભાવિતાને પ્રતાપે જ અનેક વિસંવાદી સૂરો વચ્ચેથી પણ સંસ્થા આગેકૂચ કરી રહી છે. કોઈનું પણ દિલ દુઃખવ્યા સિવાય સૌની શક્તિઓનો સંસ્થાના લાભ માટે સૌથી

વધારેમાં વધારે ઉપયોગ કરી લેવાની કુનેહ તો સ્વ. બાપુભાઈ જ બતાવી શકે. પોતાની સાથે લઈને બીજાને કામ કરતા તો બાપુભાઈ જ બનાવી શકે. એ બાપુભાઈ હોય તો શાળામાં પરિણામ આટલાં બધાં ઊંચાં આવી શકે. એ બાપુભાઈ હોય તો વિરોધીઓનો વિરોધ બુઠ્ઠો થઈ જાય. એ બાપુભાઈ હોય તો ગુજરાતના કેળવણીકારોનું ધ્યાન સંસ્થા તરફ આકર્ષી શકાય. એ બાપુભાઈ હોય તો સરકારી અમલદારોના દિલમાં પણ સંસ્થાના કાર્ય માટે ઊંચો અભિપ્રાય ખડો કરી શકાય. એ બાપુભાઈની શાંત સેવા જ સમાજમાં શ્રદ્ધા ઉત્પન્ન કરી શકે. એ બાપુભાઈની શીળી છાંય નીચે વિદ્યા સંપાદન કરવામાં વિદ્યાર્થીઓ આનંદ પામે અને સંસ્થામાં વિદ્યાર્થીઓની ભરતી એટલી બધી થાય કે બધા માટે જગ્યાની જોગવાઈ કરવામાં સાધનો ટૂંકાં પડે.

એવા બાપુભાઈ જતાં સંસ્થાનો એક મુખ્ય ઘડવૈયો આપણે ગુમાવી બેઠા છીએ. પરંતુ કુદરતની લીલા અકળ છે, તેની પાસે આપણો કોઈ ઉપાય નથી. હવે માત્ર સ્વ. બાપુભાઈના આત્માને તર્પણ આપવું એ જ આપણી ફરજ રહે છે. એમનું સાચું તર્પણ એમણે વિકસાયેલા વિદ્યાલયને ઉત્તરોત્તર પ્રગતિમય બનાવીને જ આપણે કરી શકીએ. પરમાત્મા તેમના આત્માને શાંતિ આપે અને આપણા સૌને સંપ અને સહકાર રાખી તેમના કાર્યને આગળ વધારવાની શક્તિ આપે એવી પ્રાર્થના છે.''

**સંસ્થામાંથી આવા અલગારી આચાર્યની અણધારી વિદાયથી સંસ્થામાં ખાલીપો અને શૂન્યાવકાશ ઊભો થયો. આ ખાલીપો પૂરવાને સમર્થ એવા મેધાવી આચાર્યશ્રી નાથાલાલ નારણદાસ દેસાઈ મળ્યા. ''મહાશક્તિ સંસ્થાની પ્રગતિ માટે સાધનો તૈયાર કરી રહી છે.'' શ્રી નાથાભાઈની ખોજની બાબતમાં સ્વ. બાપુભાઈની આ ઉક્તિ સાચી પડી.**

સ્વ. બાપુભાઈ કૃષ્ણની ગીતાના અઢાર અધ્યાય આ સંસ્થામાં લખી વિદાય થયા. પરંતુ શ્રી નાથાભાઈને વહીવટી કર્મચારીઓની નફટાઈને કારણે સત્તર અધ્યાય પૂરા કરી ૧૯૬૧માં આ સંસ્થામાંથી વિદાય લેવી પડી. ૧૮મો અધ્યાય લખવા આર. કે. વિદ્યામંદિર બાવળમાં જઈ પૂરો કરવો પડ્યો.

આજે તો સંસ્થાના પ્રમુખોની ભાટાઈ અને ચાલીસા લખવામાં વ્યસ્ત આચાર્યો ક્યાં અને ક્યાં આવા મેધાવી આચાર્યો ?? બિચારો આચાર્ય કે લાચાર્ય !

શ્રી પોપટભાઈ પાસેથી તા. ૫-૬-૪૪ના રોજ નાથાભાઈએ ચાર્જ લીધો. આ સમયગાળામાં ભગિનીસંસ્થાઓ પોતાનું કાર્ય કડી સંસ્થાને મોડેલ બનાવી

કરતી હતી. કડી સંસ્થાની સીધી દેખરેખ નીચે પિલવાઈ, વિસનગર, વડનગર, બલોલ સંસ્થાઓ જોડાયેલી હતી. વાર્ષિક અહેવાલો સંયુક્ત રીતે પ્રગટ થતા.

વિસનગરની ધી ન્યુ ઈંગ્લીશ સ્કૂલના માલિક શ્રી ગોવિંદરાવ ઉત્રાણકરને કૉલેજમાં આગળ અભ્યાસ કરવા જવાનું થવાથી શાળાને ચાલુ રાખી શકવાનો પ્રશ્ન ઊભો થયો. શ્રી ગોવિંદરાવની ઈચ્છા હતી કે તેમાં સ્વ. વડીલબંધુ મધુસૂદનરાવ ઉત્રાણકરે શરૂ કરેલી શાળા તો ચાલુ રહેવી જ જોઈએ અને તેથી તેમણે તે શાળા કડી સર્વ વિદ્યાલય કેળવણી મંડળને સોંપી દીધી. આ મંડળે તા.૨૦-૧૧-૪૧થી શાળાને પોતાના હસ્તક લીધી અને માર્ચ ૧૯૪૨થી શાળાનું નામ બદલીને નૂતન સર્વ વિદ્યાલય રાખવામાં આવ્યું. તેના આચાર્ય તરીકે મોતીભાઈ ન. પટેલ સેવાઓ આપતા હતા.

વડનગર એક પુરાણું નગર છે. તેમજ અહીંના લોકો વેપારધંધામાં આગળ વધેલા છે. અહીં શિક્ષણની જરૂર લાગવાથી જાણીતા કેળવણીપ્રિય શેઠશ્રી માનચંદભાઈ કુબેરદાસની ઉદાર મદદથી સને ૧૯૪૨માં સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, કડી તરફથી વડનગરમાં નવીન સર્વ વિદ્યાલય, વડનગર નામની અંગ્રેજી બે ધોરણની શાળા ખોલવામાં આવી. શ્રી મંછાભાઈ મો. સાકરીઆ (પટેલ) આચાર્ય તરીકે સેવાઓ આપતા હતા.

શેઠ ગિરધરલાલ ચુનીલાલ વિદ્યાલય - પિલવાઈ શાળાની સ્થાપના ઈ.સ. ૧૯૨૯માં શેઠશ્રી ગિરધરલાલે સ્થાપી હતી. ત્યાર પછી ૧૯૩૦થી ચાર ધોરણની શાળા બનાવવામાં આવી. ૧૯૩૧માં શાળાનું મકાન બાંધવામાં આવ્યું. ૧૯૪૩માં છઠ્ઠું ધોરણ અને મકાનમાં મેટ્રિક માટેની સુવિધા ઊભી કરવામાં આવી.

શાળાના ટ્રસ્ટીઓ ધંધાર્થે મુંબઈ રહેતા હોવાથી શાળાનું તંત્ર સારી રીતે ચાલે તે હેતુથી તા.૨૬-૬-૩૯થી ટ્રસ્ટીઓએ શાળાનો વહીવટી શ્રી સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, કડીને સોંપ્યો. ફેબ્રુઆરી ૧૯૪૪થી દરેક શિક્ષકને માસિક રૂ.૧૫ મોંઘવારી આપવામાં આવી તે પેટે ટ્રસ્ટીઓ તરફથી ૧૩૫ રૂ. માસિક વધારાની મદદ કરવામાં આવી હતી.

આ શાળા વડોદરા રાજ્યના કેળવણીખાતામાં નોંધાયેલી હતી. શાળાનો અભ્યાસક્રમ વડોદરા રાજ્યના અંગ્રેજી શાળાઓ મુજબ ચાલતો હતો. આ શાળા મહેસાણા પ્રાંત સેકેન્ડરી સ્કૂલ્સ યુનિયન સાથે જોડાયેલી હતી.

પિલવાઈમાં આ યુનિયનના અધિવેશમાં કડીના આચાર્ય બાપુભાઈ ગામીએ **'શિક્ષણકેન્દ્ર'** નામે સુંદર પ્રવચન આપ્યું હતું. મહેસાણા પ્રાંત શિક્ષક કમિટિનાં

મૂળ નાથાભાઈના વખતમાં ઘણાં ઊંડે સુધી ગયાં હતા. તેઓશ્રી આ યુનિયનના પ્રમુખ પણ બન્યા હતા. આચાર્ય તરીકે અને ગૃહપતિ તરીકે કલ્યાણભાઈ ગો. પટેલ સેવાઓ આપતા હતા. પાછળથી ગૃહપતિની સેવાઓ શ્રી શિવાભાઈ મો. પટેલ અને શ્રી જગન્નાથ વિ. પુરોહિતને સોંપવામાં આવી હતી.

આ શાળામાં ભણવાનો લાભ બહારગામના વિદ્યાર્થીઓ લઈ શકે તે હેતુથી ૧૯૩૦-૩૧માં શેઠશ્રી ગિરધરલાલ ન્હાલચંદે છાત્રાલયની સ્થાપના કરી હતી. વિદ્યાર્થીને બધી સગવડો આપવામાં આવતી. તેની ફી માત્ર રૂ.૬ લેવામાં આવતી. ૧૯૪૩માં ૬૦ વિદ્યાર્થીઓ હતા. ગિરધરલાલના અવસાન પછી છાત્રાલયની સઘળી આર્થિક જવાબદારી શેઠશ્રી મંગળદાસ રણછોડલાલે ઉપાડી લીધી. છાત્રાલયનું નામ પિલવાઈ છાત્રાલય હતું તે બદલીને શેઠશ્રી મંગળદાસ રણછોડદાસ છાત્રાલય રાખવામાં આવ્યું. ૧૯૩૯થી શાળાની જેમ છાત્રાલયનો વહીવટ પણ સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, કડીને સોંપવામાં આવ્યો.

૧૯૪૩ સુધીના સમયગાળામાં આચાર્યપદે શ્રી બાપુભાઈ ગામી હતા. તે આ તમામ ભગિની સંસ્થાઓ પર દેખરેખ રાખતા. ત્યારબાદ શ્રી પોપટભાઈ પણ આના પર દેખરેખ રાખતા.

૧૯૪૪માં શ્રી નાથાભાઈ સર્વ વિદ્યાલયના આચાર્યપદે નિમાયા. **૧૯૪૪થી ૬૧ સુધીનો સર્વ વિદ્યાલયનો સમય સુવર્ણયુગ હતો.**

સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, કડી સને ૧૯૪૪-૪૫ના નિવેદનથી શ્રી નાથાભાઈ યુગનો પ્રારંભ થયો. આ મેધાવી આચાર્યને ઓળખવા માટે - સમજવા માટે તેમનાં વિવિધ પાસાંઓ અને કાર્યોની સમીક્ષા કરવી જોઈએ. તેમના વ્યક્તિત્વનાં દર્શન તેમના જ વિદ્યાર્થીઓએ મોકલેલ લેખોમાં થાય છે. શિક્ષક અને આચાર્યને માપવા માટેનો સાચો ગજ વિદ્યાર્થીઓ અને વાલીઓ જ હોઈ શકે, નહિ કે સંચાલકો.

કડીમાં શ્રી કડવા પાટીદાર કેળવણી મંડળ અંગે ચાલતા પાટીદાર વિદ્યાર્થીઆશ્રમ સાથે ૧૯૨૨માં આ વિદ્યાલયની સ્થાપના કરવામાં આવી હતી. શરૂઆતમાં ત્રણ ધોરણ હતાં અને તેનું નામ પાટીદાર વિદ્યાલય રાખવામાં આવ્યું હતું. ધીમે ધીમે ધોરણોમાં વધારો કરવામાં આવ્યો અને વિદ્યાલયનું નામ બદલીને સર્વ વિદ્યાલય આપવામાં આવ્યું અને જ્ઞાતિના લેબલને ફગાવી દેવામાં આવ્યું. ઈ.સ. ૧૯૩૫માં મેટ્રિકનો વર્ગ ખોલીને હાઈસ્કૂલને પૂર્ણ કક્ષાની હાઈસ્કૂલ બનાવવામાં આવી. આ જ વર્ષમાં આ શાળાને એક સ્વતંત્ર સાર્વજનિક બંધારણીય

સંસ્થામાં ફેરવી નાખી. 'સર્વ વિદ્યાલય કેળવણી મંડળ' એ નામથી લોકોપકારક મંડળ નિબંધે અન્વયે નોંધાવવામાં આવી. ત્યાર પછી આ સંસ્થાની પ્રવૃત્તિઓ વિકાસ પામી અને ભગિનીસંસ્થાઓ પણ વિકાસ પામી.

વહીવટી વ્યવસ્થા માટે ૧૯૪૫માં આવી વ્યવસ્થા ગોઠવવામાં આવી હતી. શાળાના આચાર્યો અને ગૃહપતિઓ તરીકે નીચેના મહાનુભાવોને જવાબદારી સોંપવામાં આવી હતી.

| | | |
|---|---|---|
| ૧. | સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ, કડી | શ્રી નાથાલાલ નારણદાસ દેસાઈ (બી.એ., બી.એસસી., બી.ટી., એસ.ટી.સી.) |
| ૨. | શેઠ જી.સી. હાઈસ્કૂલ, પિલવાઈ | શ્રી છગનભાઈ કાળીદાસ પટેલ (ભાષાવિશારદ - ગૂજરાત વિદ્યાપીઠ) |
| ૩. | નૂતન સર્વ વિદ્યાલય, વિસનગર | શ્રી મોતીભાઈ નાથુભાઈ પટેલ (બી.એ., બી.ટી.) |
| ૪. | નવીન સર્વ વિદ્યાલય, વડનગર | શ્રી રામુભાઈ દશરથલાલ અમીન |
| ૫. | શેઠ મંગળદાસ રણછોડલાલ છાત્રાલય, પિલવાઈ | શ્રી તુલસીદાસ જીવરામ પટેલ (બી.એ., બી.ટી.) |

શાળાઓ અને છાત્રાલયના પ્રત્યક્ષ વહીવટ ઉપર દેખરેખ રાખવાનું કામ મંત્રી શ્રી છ. રા. પટેલ અને શ્રી છોટાલાલ મા. પટેલ કરતા. શાળાસંચાલન પર દેખરેખ રાખવાનું કામ મંડળના પ્રમુખશ્રી રામચંદ્ર અમીન કરતા. વડનગર-વિસનગર શાળાઓના સંચાલનમાં વકીલ શ્રી પુરુષોત્તમ રણછોડલાલ (દાસકાકા)એ કીમતી સહાય આપી હતી.

શ્રી નાથાભાઈએ ૨૩મા વર્ષનું નિવેદન રજૂ કર્યું ત્યારે વિદ્યાર્થીઓની સંખ્યા વધવા લાગી હતી. જોતજોતાં ગુજરાતનું ધ્યાન આ સંસ્થા તરફ ખેંચાવા લાગ્યું અને વાલીઓ માટે પોતાના પાલ્યને અહીં મૂકવા માટેનું આકર્ષણ બની રહી હતી. તે વખતે વિદ્યાર્થીઓની વિગતો જે રજૂ કરવામાં આવી હતી તે શરૂઆતમાં હતી તેવી જ પેટર્ન જારી રાખવામાં આવી હતી. અંગ્રેજી વિષયમાં શિક્ષકો માટે ખેંચ રહેતી. શિક્ષકોના પગારમાં વધારો કરી આપવા છતાં આ સ્થિતિ હતી. પુસ્તકાલયમાં પુસ્તકોની સંખ્યા વધતી ગઈ. દાસપુસ્તકાલયમાં ૬૨૭૧ પુસ્તકો હતાં. સ્વ. નાનજીભાઈ વિદ્યાર્થી સહાયક પુસ્તકાલય, ગરીબ વિદ્યાર્થીને પાઠ્ય પુસ્તકોનો લાભ મળે તે હેતુથી ચલાવવામાં આવતું. શ્રી નાથાભાઈ વિદ્યાર્થીઓ

શું વાંચે છે, કેટલા વાંચે છે, પુસ્તકાલયનો ઉપયોગ કેવો થાય છે તેનું નિરીક્ષણ કરતા. વિદ્યાર્થીઓ ન વાંચે તો ટકોર કરતા. હિન્દી રાષ્ટ્રભાષાના વર્ગો ચાલતા. ચિત્રકામ, સંગીતના પણ વર્ગો ચાલતા, તેની પરીક્ષાઓ લેવાતી. વિદ્યાર્થીઓની શારીરિક તપાસ દર વર્ષે થતી. ડૉ. માણેકલાલ મફત સેવાઓ આપતા. શારીરિક નબળા વિદ્યાર્થીઓ તેમજ ખામીઓવાળા વિદ્યાર્થીઓની જાણ વાલીને કરવામાં આવતી.

શિક્ષકો તરફથી અને વિદ્યાર્થીઓ તરફથી હસ્તલિખિત સામયિકો નીચે પ્રમાણે બહાર પાડવામાં આવતાં.

| | |
|---|---|
| શિક્ષક ભાઈઓ તરફથી | યાત્રિક |
| ધોરણ છ તરફથી | કોજાગરી-પૂર્ણિમા |
| ધોરણ પાંચ તરફથી | પંકજ - વિહંગ |
| ધોરણ ચાર તરફથી | જ્યોતિ - વિહંગ |
| ધોરણ ૧-૨-૩ તરફથી | ત્રિવેણી-હંસ |
| આશ્રમ તરફથી | ભારતી |

પહેલા સત્રમાં ગાંધીજયંતી ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો. સરઘસ, ધ્વજવંદન, ગાંધીજીવન પર પ્રવચનો, નામદાર ગણેશ વાસુદેવ માવલંકર સાહેબનું પ્રવચન, સાંઘિક રમતો અને નાટ્યપ્રયોગોનો કાર્યક્રમ રાખ્યો હતો. ગાંધીજીને લગતાં પુસ્તકો ને ચિત્રોનું એક નાનકડું પ્રદર્શન ગાંધી કુટિરમાં ગોઠવવામાં આવ્યું હતું. આઝાદીની ચળવળ શરૂ થઈ ત્યારબાદ ગાંધીજીએ સંસ્થામાં પાડેલાં પુનિત પગલાં સુધીનો ઘટનાક્રમ આ સંસ્થા સાથે જોડાયેલો છે. આ સંસ્થાના સેવકો ગાંધીરંગે પૂરેપૂરા રંગાયેલા હતા. ગાંધીજીની અસહકારની ચળવળ વખતે જ આ સંસ્થા જન્મી હતી. ગૂજરાત વિદ્યાપીઠ પહેલાં આ સંસ્થાનો જન્મ થયો હતો. હું ૧૯૫૪માં આશ્રમની રૂમ નં. ૨૯ અને ૨૭માં રહેતો ત્યારે મેડા પર શ્રી જોઈતારામભાઈ સિનિયર પટાવાળા રહેતા. કપડાં એકદમ સફેદ પહેરતા. તેઓ મને વાત કરતા : આ મેડા પર ગાંધીજી દશ મિનિટ ઊંઘી ગયા હતા. મેં સંસ્થાના લાગતાવળગતાને અનેક વખતે કહ્યું હતું કે, આપણી સંસ્થામાં જ્યાં ગાંધીજીની સ્મૃતિ મળે તેને હેરિટેજ તરીકે જાહેર કરીએ; પણ કોઈનું આ દિશામાં હકારાત્મક વલણ દેખાયું નહીં. તેમનાં સ્મૃતિચિહ્નો ભૂંસાવા લાગ્યાં છે. ત્યાં સરકારનો પરિપત્ર આવ્યો કે ગાંધી સાથે જોડાયેલી સ્મૃતિને જાળવવી. હવે મેનેજમેન્ટ જાગી, પણ ખેલ ખતમ થઈ ગયો. દર વર્ષે આ સંસ્થા ગાંધીજયંતી - રેટિંયા બારસ અચૂક ઊજવતી.

**રાજરત્ન શેઠશ્રી પ્રાણસુખલાલ મફતલાલ સરસ્વતી સદન અને રૌપ્ય મહોત્સવ :**

શ્રી નાથાભાઈએ આ બંને પ્રસંગો સાથી કાર્યકરોની મદદથી સાંગોપાંગ પાર ઉતાર્યા હતા. સંસ્થાના શિક્ષકો અને કાર્યકરો જેમણે રૌપ્ય મહોત્સવની ઉજવણીનો પ્રત્યક્ષ ભાર ઉપાડ્યો હતો તેમની નાથાભાઈના નેતૃત્વમાં છબી પાડવામાં આવી હતી.

શેઠશ્રી મફતલાલ ગગલભાઈ તરફથી એક લાખ રૂપિયાના ખર્ચે એક આલીશાન મકાન ક.પા. કે. ઉ. મંડળને બંધાવી આપવામાં આવ્યું હતું. મકાનનું ઉદ્‌ઘાટન તા.૧૨-૩-૪૫ના રોજ શેઠશ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરીના વરદ હસ્તે રાખવામાં આવ્યું હતું. પૂજાવિધિ શેઠશ્રી યોગેન્દ્રભાઈ નવીનચંદ્ર મફતલાલે કરી હતી.

સ્વ. શેઠશ્રી મફતલાલ તથા સ્વ. શેઠશ્રી પ્રાણલાલનાં તૈલચિત્રો સરસ્વતી સદનમાં મૂકવામાં આવ્યાં હતાં. આ ચિત્રોનું અનાવરણ શેઠશ્રી દુર્ગાપ્રસાદે કર્યું હતું.

આ સંસ્થા કે વિદ્યાલયને સ્થપાયાને હજુ ૨૫ વર્ષ પૂરાં થયાં નહિ હોવા છતાં જે સંસ્થાની એક પ્રવૃત્તિરૂપે આ મંડળ અને વિદ્યાલયની સ્થાપના થઈ હતી તે સંસ્થા શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળને ૨૫ વર્ષ થતાં હોઈ આ મંડળનો રૌપ્ય મહોત્સવ ઉજવવાનું નક્કી થયું હતું. રૌપ્ય મહોત્સવ તા.૧૧-૩-૪૫ અને તા.૧૨-૩-૪૫ના દિવસોમાં નામદાર પાટડી દરબારસાહેબના પ્રમુખપદે ઊજવવામાં આવ્યો હતો. તેમજ તા.૧૨-૩-૪૫ના દિવસે વિદ્યાલયના જૂના અને વર્તમાન વિદ્યાર્થીઓનું સ્નેહસંમેલન યોજવામાં આવ્યું હતું. શ્રી નાથાભાઈ પોતે પોતાની વિદ્યાર્થી અવસ્થામાં આવા સંમેલનો દરબાર બોર્ડિંગમાં યોજી ચૂક્યા હતા એટલે તેમના માટે આયોજનનો કોઈ સવાલ નહોતો.

સ્નેહસંમેલનના પ્રમુખસ્થાને શેઠશ્રી જયકૃષ્ણભાઈ હરિવલ્લભદાસની વરણી કરવામાં આવી હતી. સંમેલનમાં વિદ્યાર્થીઓને સહાયરૂપ થઈ પડે તેવા બે ઠરાવો કરવામાં આવ્યા હતા. આગળ અભ્યાસ કરવા ઇચ્છતા વિદ્યાર્થીઓને જુદાજુદા ક્ષેત્રોના અભ્યાસક્રમ વગેરે સંબંધી માહિતી આપવા માટે એક ઇન્ફર્મેશન બ્યુરો જેવી ઑફિસ ચલાવવાનું ઠરાવ્યું અને અભ્યાસ પૂરો કરી બહાર પડતા વિદ્યાર્થીઓને ધંધામાં સહાયરૂપ થઈ શકાય તે માટે શેઠશ્રી જયકૃષ્ણભાઈના પ્રમુખપદે વગદાર ઉદ્યોગપતિઓની એક સમિતિ નીમવામાં આવી.

સંસ્થાના કાર્યકરોનું સન્માન કરવામાં આવ્યું હતું. સર્વ વિદ્યાલયના આચાર્ય અને આ સંસ્થાના વિકાસમાં આગળ પડતો ભાગ ભજવનાર સ્વ. આચાર્ય બાપુભાઈ ગામીનું શ્રી રવિશંકર રાવળે તૈયાર કરેલું તૈલચિત્ર સરસ્વતી સદનમાં શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરીના વરદ હસ્તે ખુલ્લું મૂકવામાં આવ્યું.

મંડળની અને શાળાની અવિરત સેવાની કદર કરી પૂર્વઆચાર્ય અને સંસ્થાના પ્રમુખ શ્રી પોપટલાલ ગુ. પટેલને શ્રી ક. પા. કે. ઉ. મંડળ તરફથી શેઠશ્રી દુર્ગાપ્રસાદના હસ્તે માનપત્ર આપવામાં આવ્યું હતું.

માધ્યમિક, ઉપરાંત ઉદ્યોગની કેળવણી, બાળવર્ગો, પ્રાથમિક વર્ગો ચલાવવા માટે નાથાભાઈએ આગ્રહ રાખ્યો હતો. વાણિજય શિક્ષણ આધુનિક જમાનાનું અતિઉપયોગી શિક્ષણ થઈ ગયું છે એટલે મુંબઈ સરકારે કૉલેજ સુધી ન પહોંચનાર વિદ્યાર્થી માટે ‘કોમર્શિયલ હાઈસ્કૂલ’ની યોજના દાખલ કરી હતી. તેવી યોજના માટે શાળાના એક વિભાગને ‘કોમર્શિયલ હાઈસ્કૂલ’ નામ આપી મુંબઈ સરકાર સાથે એફિલિયેટ કરી શકાય તેવો વિચાર રજૂ થયો. ઉત્તર ગુજરાતમાં મેટ્રિકના સેન્ટર માટે મંત્રણા કરી કડીને સેન્ટર બનાવવા ભલામણ પણ કરવી. શ્રીનાથાભાઈના પ્રયત્નોથી જ કડીને મેટ્રિકનું સેન્ટર મળ્યું હતું. **આપણે આપણી ભગિનીસંસ્થાઓનો ઈતિહાસ અને તેની ગૌરવગાથા આ પુસ્તક સાથે વિગતે જોડી શકતા નથી, કારણ આ પુસ્તક માત્ર પૂ. નાથાભાઈને કેન્દ્રસ્થાને રાખી કડીનો ઈતિહાસ આલેખવામાં આવ્યો છે. વિસગનર, વડનગર, પિલવાઈ, બલોલ જેવી ભગિનીસંસ્થાઓએ પોતીકો ગૌરવશાળી ઈતિહાસ સચવાય તે માટે અલગ ઈતિહાસ લખાવવો જોઈએ.**

વર્ષની આખરે સર્વ વિદ્યાલય કેળવણી મંડળ મંત્રીઓના નામે નિવેદન બહાર પાડતું જ્યારે સર્વ વિદ્યાલય હાઈસ્કૂલનું નિવેદન આચાર્ય બહાર પાડતા, આશ્રમનું નિવેદન મુખ્ય ગૃહપતિ બહાર પાડતા. આ ત્રણે સંસ્થામાં શાળાના આચાર્ય પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે જોડાયેલા રહેતા. ક્યારેક હોદ્દેદારની રીતે કે વ્યવસ્થાપક મંડળમાં તેમની ભાગીદારી રહેતી. ૧૯૪૪થી ૧૯૬૧ સુધી આ ત્રણે સંસ્થાઓના નિવેદનો વાંચીએ તો જણાશે કે ક્યારેક શ્રી નાથાભાઈ દેસાઈને હોદ્દાથી દૂર રાખવામાં આવતા. તેઓને સંસ્થાના મંત્રીપદે પણ નિયુક્ત કરવામાં આવ્યા હતા. આ બધા જ હેવાલો જોતાં લાગે છે કે હોદ્દેદારો, પ્રમુખો, મંત્રીઓ બે ત્રણ વર્ષે બદલાતા રહેતા. આજની જેમ પેઢી ચલાવતા નહોતા, સંસ્થા ચલાવતા હતા. મૃત્યુ પર્યન્ત પદ પર ચીટકી રહેતા નહોતા.

સને ૧૯૪૪ સુધી શાળા કડવા પાટીદાર આશ્રમના મકાનમાં બેસતી. પરંતુ શેઠશ્રી મફતલાલની ઉદાર સખાવતને કારણે શાળા ‘રાજરત્ન શેઠશ્રી પ્રાણસુખલાલ મફતલાલ સરસ્વતી સદન’ના મકાનમાં બેસતી થઈ હતી.

પૂ. નાથાભાઈના નિવેદનોથી સ્પષ્ટ થાય છે કે તેમને યોગ્ય લાગે તે રીતે બેધડક વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ રજૂ કરતા. વિદ્યાર્થીઓની અપટુડેટ માહિતી રાખતા.

૧૯૪૬ના તેમના રિપોર્ટથી ખ્યાલ આવશે તેમની ચોકસાઈનો. ‘‘વર્ષની આખરે રહેલા ૫૭૮ વિદ્યાર્થીઓ પૈકી ૧૬૦ કડીના હતા, ૬૨૪ બાકીના મહેસાણા પ્રાંતના, ૧૩ બાકીના વડોદરા રાજ્યના, ૨૧ બીજા દેશી રાજ્યોના અને ૬૦ બ્રિટિશ હિંદના હતા.

૫૭૮ વિદ્યાર્થીઓ પૈકી ૧૭ વિદ્યાર્થિનીઓ છે. ૫૭૮ વિદ્યાર્થીઓમાંથી ૨૯૪ પાટીદાર આશ્રમમાંથી, ૧૩ ઝવેરી બોર્ડિંગમાંથી, ૯ જૈન વિદ્યાર્થીભવનમાંથી, ૨૦૮ કડીમાંથી, ૪૮ આજુબાજુના ગામોમાંથી અને ૬ આશ્રમમાં રહેતા શિક્ષકોને ત્યાંથી આવે છે.

તે વિદ્યાર્થીઓના વાલીઓમાંથી ૧૯૬ ખેડૂતો, ૧૫૦ વેપારી, ૫૮ ખેતી અને વેપાર બંને કરનાર, ૫૭ સરકારી નોકર, ૬૨ ખાનગી નોકરી કરનાર, ૧૯ કારીગર, ૮ યજમાનવૃત્તિ કરનાર, ૩ વકીલ, ૪ ડૉક્ટર અને ૨૦ ખાસ ધંધા વિનાના છે.

૫૦૩ વિદ્યાર્થીઓ કુંવારા છે અને ૭૫ પરણેલા છે. કુંવારાનું પ્રમાણ વધતું જાય છે તે આનંદની વાત છે.’’

પરીક્ષાનાં પરિણામોનો ચાર્ટ અદ્‌ભુત બનાવતા, કારણ પોતે ગણિતના ખાંટુ હતા.

રાષ્ટ્રભાષા સમિતિ વર્ધા તરફથી હિન્દીમાં લેવાતી પરીક્ષાઓને ઉત્તેજન આપી શ્રીનાથાભાઈ રાષ્ટ્રભાષાનો પ્રચાર કરતા હતા.

મુંબઈ સરકાર તરફથી ચિત્રકલાની પ્રાથમિક અને માધ્યમિક પરીક્ષાઓ લેવાતી. ઉપરાંત જુનિયર રેડક્રોસ સોસાયટી તરફથી ચાલતી ફર્સ્ટ એઈડ ટુ ધી ઈન્જર્ડની પરીક્ષાઓ પણ લેવાતી. આ ત્રણે પરીક્ષાઓ માટે શ્રી નાથાભાઈ ખૂબ જ રસ લેતા, પ્રોત્સાહન આપતા અને સન્માન આપતા. તેનાં વ્યવસ્થિત પરિણામો જાહેર થતાં. નાની ઉંમરે ભણવાનારા. શ્રી પી. સી. પટેલ અને કંબોઈના એન.આઈ.

પટેલે વિશારદ પણ પાસ કરી તે માટે 'સરસ્વતી સદન'ના મકાનમાં સન્માન સમારંભ રાખેલો. શ્રી નાથાભાઈ વિદ્યાર્થીઓની રુચિને પારખનાર નાડીવૈદ્ય હતા.

પોતાના કાર્યકર વર્ગની કદર કરવાની - માનસન્માન આપવાની રીત અનોખી હતી. ઉત્તમ કોટિના શિક્ષક સ્વ. ઉમેદભાઈ રણછોડભાઈ પટેલના અવસાન બદલ અને જેમને પરિણામે વિજ્ઞાનનાં પરિણામો ઊંચાં આવતાં હતાં તેમની માંદગીના કારણે રાજીનામું આપતાં આ બંને પ્રસંગે નાથાભાઈએ ખેદની લાગણી અનુભવી હતી અને બંનેના કાર્યોની પ્રશંસા કરી હતી.

દાસપુસ્તકાલય અને વાંચનાલયનો વિકાસ સારો થયો હતો, કારણ નાથાભાઈ ખુદ વાંચનના શોખીન હતા. વિદ્યાર્થીને પુસ્તકો ઘેર વાંચવા લઈ જવા આપતા તેમજ વર્ગોમાં પણ ઇતર વાચન માટે સમય ફાળવવામાં આવતો. એ રીતે વાચનની વૃદ્ધિને ઉત્તેજન આપતા. ક્યારેક વાચકની પરીક્ષા પણ પૂછીને આડકતરી રીતે લઈ લેતા. વિદ્યાર્થીઓનો સર્વાંગી વિકાસ સાધવો તે આ સંસ્થાનું પ્રથમથી જ ધ્યેય હતું. શ્રી નાથાભાઈ માનતા : ફક્ત બૌદ્ધિક અને તેમાંય તે પાઠ્ય પુસ્તકોથી મળતા શિક્ષણથી કેળવણી પૂરી થતી નથી. એ વસ્તુ સતત લક્ષમાં રાખીને બીજી પ્રવૃત્તિઓ હંમેશાં યોજવામાં આવતી જેનું મૂલ્યાંકન હેવાલોમાં થયેલું છે.

અન્ય વિવિધ પ્રવૃત્તિઓમાં ચિત્રકળા, સંગીત, હસ્તલિખિત સામયિકો, વ્યાયામ, પ્રવાસ, ચર્ચાસભાઓ અને ઉત્સવો દ્વારા શ્રી નાથાભાઈ વિદ્યાર્થીની કારકિર્દીને એરણ ઉપર ચઢાવી ધારદાર બનાવતા. તેના પર પહેલ પાડતા.

એકલી બુદ્ધિની કેળવણી માણસને શુષ્ક બનાવે છે. તે ઊણપ ટાળવા માટે શ્રી નાથાભાઈ સજાગ હતા. સંસ્થાઓમાં લલિતકળાઓનું શિક્ષણ ખાસ જરૂરી છે. ચિત્રકળા માત્ર પરીક્ષા પૂરતી નહિ, પણ તેનો જીવનરસ કલા સાથે જોડાઈ રહે તે તેમનો હેતુ હતો. આજીવન કલાપ્રેમ પ્રગટે તે માટે વિદ્યાર્થીઓએ સ્વયંપ્રેરણાથી 'રંગરેખા' નામના ફક્ત ચિત્રોના સામયિકના ત્રણ અંકો વર્ષ દરમ્યાન કાઢ્યા હતા. જે પ્રશંસા પામ્યા હતા. લાગણીની 'કેળવણી માટે સંગીત એ બીજો કેળવણીનો અગત્યનો વિષય છે. થોડાક સમય માટે આ પ્રવૃત્તિમાં ઓટ આવી હતી, પણ નાથાભાઈએ સંગીતશિક્ષકની નિમણૂક કરી સંસ્થાને સંગીતથી ગુંજતી કરી દીધી.'

હસ્તલિખિત સામયિકો ઉપરાંત, દાસપુસ્તકાલય, તરફથી શિક્ષકવર્ગ અને વિદ્યાર્થીઓના સહકારથી 'સોમવાર' નામનું હસ્તલિખિત ચોપાનિયું પણ દર સોમવારે બહાર પડતું.

શારીરિક કેળવણી એ કેળવણીનું ત્રીજું અંગ છે માટે સંસ્થામાં વ્યાયામની ફરજિયાત અને સ્વૈચ્છિક તાલીમ આપવામાં આવતી. દરરોજ સવારે અડધો કલાક વ્યાયામ ફરજિયાત હતો. સાંજની રમતો મરજિયાત હતી. સાંઘિક અને વ્યક્તિગત વ્યાયામની હરીફાઈ ગોઠવવામાં આવતી હતી. શ્રી પુરાણીભાઈઓના પ્રયાસથી આપણી સંસ્થામાં સારામાં સારો અખાડો હતો.

વ્યાયામની પ્રવૃત્તિઓનો ખ્યાલ સંસ્થાએ મેળવેલા વિજય ઉપરથી આવશે. સંસ્થામાંથી શ્રીનાથાભાઈસાહેબ સાથે ખેલાડીઓએ શિલ્ડ સાથે ફોટાઓ પડાવ્યા છે તે ઘણા મળી આવે છે પણ તેની પાછળ કોઈ પ્રકારનું લખાણ નહિ હોવાથી ચોક્કસ માહિતી આપી શકાતી નથી.

આવી તસ્વીરોમાં દેખાતા ખેલાડીઓ પોતાને ઓળખી કાઢે છે અને માહિતી આપે છે. વ્યાયામની પ્રગતિનો સાચો ખ્યાલ ૧૯૪૪થી ૬૧ સુધીમાં મેળવેલા વિજયોથી આવે છે. હિંદવિજય જિમખાના, વડોદરાની હરીફાઈમાં સર્વ વિદ્યાલયની ખોખોની ટીમ બીજે નંબરે આવી હતી. ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ તરફથી અમદાવાદની હરીફાઈમાં આ ટીમ બીજે નંબરે આવી હતી. મહેસાણા પ્રાંત વ્યાયામ મંડળની બહુચરાજી મુકામે થયેલી હરીફાઈઓમાં પહેલે નંબરે આવતાં શ્રી પાટણ હાઈસ્કૂલ સિલ્વર જ્યૂબિલી કપ આપણે મેળવ્યો હતો. આ કપ આપણે સતત ચાર વર્ષ માટે મેળવ્યો હતો. ખોખોમાં પ્રથમ આવતાં શ્રી નરવણે ખોખો કપ આપણે જીતી ગયા હતા. સતત ત્રણ વર્ષ જીતવાથી તેનું પ્રતીક રાખવા આપણે હકદાર બન્યા હતા. વળી છોકરીઓની ટુકડી શ્રી મીસીસ ડી.બી. શુકલ લંગડી કપ જીતી લાવી હતી. આ સંસ્થાની વ્યક્તિગત રમતોમાં પણ વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ ચાંદ અને ઇનામો જીતી લાવતાં.

આ પુસ્તક જેમના માતાપિતાને અર્પણ થયું છે તે ભાઈ અમરશી ૧૯૫૬માં ખોખોની ટીમના કેપ્ટન હતા. દ્વિભાષી રાજ્ય વખતે મહેસાણા જિલ્લાની ટીમ પ્રથમ નંબરે આવી હતી. નાસિક બીજા નંબરે અને પૂનાની ટીમ ત્રીજા નંબરે આવી હતી. આપણી ટીમમાં બે ખેલાડી વિસનગરના હતા. ૧૯૪૭-૪૮માં પણ આપણી ટીમો શ્રેષ્ઠ રહી હતી. આ વર્ષમાં હિંદવિજય જિમખાનામાં આપણી શાળાની મોટી ટુકડી પ્રથમ નંબરે આવી હતી. વડોદરા રાજ્ય સ્કૂલ ચેમ્પિયનમાં બીજા નંબરે આવી હતી, નાની ટુકડી પ્રથમ નંબરે આવી હતી. મહેસાણા પ્રાંત વ્યાયામ મંડળની હરીફાઈઓમાં આપણે પ્રથમ રહેતા. ગાંધીજીનું અવસાન થતાં હરીફાઈઓ બંધ રહી હતી.

શ્રી નાથાભાઈ વ્યાયામ ઉપરાંત સ્કાઉટિંગ, લશ્કરી તાલીમને ખૂબ જ મહત્ત્વ આપતા હતા.

આ સમયમાં શાળાના કેટલાક વિદ્યાર્થીઓને અમરાવતી તથા સૂરત વ્યાયામ પ્રવૃત્તિમાં ભાગ લેવા માટે મોકલવામાં આવ્યા હતા. ૧૯૪૮થી શાળામાં સ્કાઉટિંગની પ્રવૃત્તિ દાખલ કરવામાં આવી. તેનો ઉદ્દેશ નાથાભાઈના મતે એ હતો કે **તાલીમ લેવાથી વનસૃષ્ટિનો અભ્યાસ, શરીરબળમાં વૃદ્ધિ, સ્વાશ્રય, ચરિત્રની કેળવણી અને સેવા જેવા ગુણો ખીલે છે.** આપણી શાળાની ટુકડીએ પાટણમાં યોજાયેલ રેલીમાં ભાગ લીધો હતો. તદુપરાંત શ્રી મહેસાણા પ્રાંત સ્કાઉટ ઓર્ગેનાઈઝર તરફથી કડી તાલુકા માટે માસ્તર ટ્રેઈનિંગ કેમ્પ આપણા આશ્રમમાં રાખ્યો હતો. આપણી શાળાના ૬ શિક્ષકોએ તાલીમ લીધી હતી. તેમને ચંદ્રકો એનાયત કરવામાં આવ્યા હતા. પેટ્રોલ લીડરોને શ્રી લાલાજીએ તાલીમ આપી હતી. શાળામાં તે વખતે ચાર ટ્રુપ હતા.

આપણી શાળામાંથી બે શિક્ષકોને વડોદરા સરકારે મિલિટરી ટ્રેઈનિંગ માટે પસંદ કરી તાલીમ આપી હતી. રાજ્ય તરફથી લશ્કરી તાલીમની યોજના અમલમાં આવશે. આપણા વિદ્યાર્થીઓને લશ્કરી તાલીમ મળશે. બાલઘર પ્રવૃત્તિ પણ ચાલુ કરી હતી. મહેસાણા પ્રાંત રેલીમાં આપણી ટુકડી ટૂંકી તાલીમ પછી પણ બીજા નંબરે આવી હતી.

શ્રી નાથાભાઈ સ્પષ્ટપણે માનતા કે **મગજની તાલીમ માટે ભણતર અને વાચનની જરૂર છે. હૃદયના વિકાસ માટે સંગીતનું શિક્ષણ આવશ્યક છે. તેવી જ રીતે શરીરના વિકાસ માટે વ્યાયામની જરૂર છે. માટે જ તેમને આશ્રમ અને શાળામાં વ્યાયામની પ્રવૃત્તિને ખૂબ વિકસાવી હતી તેનો યશ શ્રી ચતુરભાઈ (સેન્ડો)**ને ફાળે જાય છે. ૧૯૫૦ની સાલમાં રાજપીપળામાં પણ આપણી ખોખો ટુકડી પ્રથમ આવી હતી. ગુજરાતની હરીફાઈમાં વિજેતા થતાં આ ટુકડીને ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે અખિલ હિંદ વ્યાયામ પરિષદની પૂનાની હરીફાઈમાં મોકલી આપી હતી.

૧૯૫૦-૫૧માં મહેસાણા જિલ્લા વ્યાયામ સંમેલન, કડી તાલુકા વ્યાયામ મંડળની બધી, મહેસાણા જિલ્લા વ્યાયામ મંડળની ઘણી અને બૃહદ્ ગુજરાત માધ્યમિક શિક્ષક સંઘની મધ્યમ વર્ગની સાંઘિક રમતોમાં આપણી ટુકડીઓ વિજેતા થઈ હતી.

૧૯૫૨માં તાલુકા જિલ્લાની હરીફાઈમાં ખોખો અને હુતુતુતુમાં પ્રથમ આવી હતી. એટલું જ નહિ પણ ગુજરાત ઓલિમ્પિક હરીફાઈમાં આપણી ખોખો, હુતુતુમાં પ્રથમ સ્થાને આવી હતી.

૧૯૫૩માં કલોલ મુકામે યોજાયેલી જિલ્લા વ્યાયામ હરીફાઈઓમાં જુદી જુદી રમતોમાં પ્રથમ આવી હતી. તાલુકાવાર ગુણોમાં કડી તાલુકાનો સરવાળો વધતાં વીરમભાઈ ભાવસંગદાસ પટેલ સૌથી વધુ ગુણ મેળવી વ્યાયામવીર થયા હતા. ગત વર્ષે તેઓ મહેસાણા જિલ્લાના વ્યાયામવીર બન્યા હતા.

બાવળા મુકામે યોજાયેલી બૃહદ ગુજરાત માધ્યમિક વ્યાયામ શિક્ષક સંઘની હરીફાઈમાં ગયેલી મહેસાણા જિલ્લાની ટુકડીઓ બધી જ સાંઘિક રમતોમાં વિજેતા થઈ હતી. તેમાં ઘણા હરીફો આપણી શાળાના હતા.

ગોધરા મુકામે થયેલી ગુજરાત ઓલિમ્પિક હરીફાઈમાં આપણા વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. ત્યાં અમદાવાદ શહેરની ટુકડી ખોખો-હુતુતુતુમાં પ્રથમ આવી હતી. આનંદની વાત એ છે કે આ ટુકડીઓમાં એકાદને બાદ કરતાં આપણી શાળાના જૂના વિદ્યાર્થીઓ હતા.

ઈ.સ. ૧૯૬૦માં કડી સર્વ વિદ્યાલયનું નામ બદલી ''રાજરત્ન શેઠશ્રી પ્રાણસુખલાલ મફતલાલ વિવિધલક્ષી સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ'' રાખવામાં આવ્યું. (સાધારણ સભા ઠરાવ નં.૯ તા.૭-૫-૬૦).

આ વર્ષે ટેક્‌નિકલ શિક્ષણવિભાગના મકાનનું ખાતમુર્હૂત ૮-૧૨-૬૦ના રોજ કેળવણીપ્રધાન મા. શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈના શુભ હસ્તે કરવામાં આવ્યું. આ સભાના પ્રમુખસ્થાને મુંબઈનિવાસી, આગેવાન વેપારી અને આ સંસ્થાના હિતચિંતક અને સહાયક વડીલ શેઠ શ્રી મણિલાલ હરજીવનદાસે લીધું હતું.

૧૯૬૦-૬૧નું નિવેદન, નાથાભાઈસાહેબનું આચાર્ય તરીકેનું આખરી નિવેદન હતું. રાગદ્વેષ વિનાના આ આચાર્યયોગીને ખટપટોને કારણે સંસ્થા છોડવી પડી. તેમને વિવિધલક્ષી પ્રવૃત્તિઓમાં આ શાળા માત્ર ગુજરાતમાં જ નહિ પણ બીજા રાજ્યોમાં જાણીતી કરી. ધરમપુરમાં ભરાયેલ તાલુકા સંમેલનમાં શાળા પ્રથમ સ્થાને, બાવળામાં ભરાયેલ જિલ્લા સંમેલનમાં ભાગ લીધો. બધા તાલુકામાં પ્રથમ રહી. ગુજરાત રાજ્યક્રીડા મહોત્સવમાં ભાગ લીધો. ઉપરાંત વિદેશી રમતો દાખલ કરી વોલીબોલ, બેઝબોલ, બાસ્કેટ બોલ રમાડવામાં આવતા. વિદ્યાર્થીઓ-શિક્ષકો વચ્ચે હરીફાઈઓ યોજાતી. ક્રિકેટની રમત પ્રત્યે સાહેબને થોડો અભાવ હતો.

ગુજરાત રાજ્ય તરફથી લેવાતી ગુજરાત રાજ્ય કાયાકૌશલ્ય કસોટીઓમાં ૨૦૦ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. ઉપરાંત ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળની કસોટીઓમાં પણ ૪૦ ભાઈઓ તથા ૫ બહેનોએ ભાગ લીધો હતો.

એન.સી.સી. પણ સાહેબે દાખલ કરી. બે ટુકડીઓ મળી ૧૦૦ કેડેટ આ તાલીમ લઈ રહ્યા હતા. વાર્ષિક શિબિર જાન્યુ. ૨૭, ૨૮, ૨૯ના દિવસોમાં યોજાતો હતો અને ટેક્નિકલ વર્કશોપના પાયાનું ખોદકામ કર્યું હતું. શુટિંગ પ્રેક્ટિસ પણ આપવામાં આવી હતી.

વ્યાયામમાં આ સંસ્થાનું આટલું ઊજળું ભાવિ નાથાભાઈને અને શ્રી ચતુરભાઈને આભારી હતું. વ્યાયામ ઉપરાંત ચિત્રકળા, સંગીત, હસ્તલિખિત સામયિકો, પ્રવાસ, ઉત્સવો, ચર્ચાસભાઓ, વિશિષ્ટ વ્યક્તિઓની મુલાકાતો ઇ. શ્રી નાથાભાઈના સમયગાળામાં પૂરબહાર ખીલ્યાં હતાં. **સાહેબ માનતા કે પ્રવાસ એ બીજો ગુરુ છે. તેથી જ્ઞાન ઉપાર્જન કરવામાં તેની અગત્ય સૌ કોઈ સ્વીકારે છે. વર્ષ દરમિયાન આઠ-આઠ પ્રવાસો ગોઠવવામાં આવતા. તેઓ આયોજનના બેતાજ બાદશાહ હતા.** આબુ, ખેડબ્રહ્મા, તારંગા, પાટણ, અડાલજ, પાનસર, છત્રાલ, ભોયણી, મોઢેરા, બારેજડી વિગેરે જગ્યાએ શિક્ષકોના નેતૃત્વમાં ટુકડીઓ જતી. લાંબા પ્રવાસમાં અને ટૂંકા પ્રવાસમાં સાહેબ પોતે જોડાતા. વ્યાયામ સંમેલનો વખતે કે. ક. પા. પરિષદો વખતે કે પ્રવાસમાં આપણા વિદ્યાર્થીઓ રસોડાની સુંદર વ્યવસ્થા કરતા. પ્રવાસોમાં ખરી ગમ્મત લોજવાળા સાથે થતી. સર્વ વિદ્યાલયના વિદ્યાર્થીઓનું નામ પડતાં લોજવાળો જમાડવાની ના પાડતો, કારણ અમે બધા ખાવામાં પણ પ્રથમ આવતા. નાછૂટકે અમે બીજી શાળામાંથી આવીએ છીએ કહી પાંચમા ધોરણની ટુકડી પહેલી મોકલીએ ત્યાં જ ખબર પડી જાય કે કડીના છે અને ખોટું બોલે છે. આખરે સત્ય પકડાય. શ્રી નાથાભાઈ પૂર્વતૈયારી સાથે ઓછા ખર્ચે ભારતભરના પ્રવાસો ગોઠવતા.

ઉત્સવોમાં, કૃષ્ણજયંતી, ગાંધીજયંતી, વનોત્સવ ઇ. ઉત્સવમાં પ્રવચનો, રમતો, પ્રદર્શનો ગોઠવવામાં આવતાં. વિદ્યાર્થીઓના વિભાગો પાડી ચર્ચાસભાઓ ગોઠવાતી. ઉપલા ધોરણ અને નીચલા ધોરણના વિભાગો પડાતા. સ્વયંશિક્ષણ દિન ઉજવાતો. **ચર્ચાસભાઓ અંગ્રેજીમાં પણ રખાતી. શિક્ષકો-વિદ્યાર્થીઓ ઉત્સાહથી ભાગ લેતા. વિદ્યાર્થીઓની વક્તૃત્વવશક્તિ ખીલે તે તેનો ઉદ્દેશ હતો, કારણ આ કલા લોકશાહીનો પ્રાણ છે એમ નાથાભાઈ માનતા.**

મુલાકાતીઓથી ફાયદો એ હતો કે તેમના જ્ઞાનનો લાભ મળતો. સંસ્થાને પ્રોત્સાહન મળતું, યોગ્ય સૂચનો થતાં. સંસ્થાની ખામીઓખૂબીઓ તરફ ધ્યાન દોરાતું.

૧૯૪૬માં સાક્ષર શ્રી ઝવેરચંદ મેઘાણી, મહેસાણા પ્રાંતના સુબા મે. રા. રા. ચૌહાણસાહેબ, કડીવિભાગ નાયબ સુબા મે. રા. રા ઘેમરભાઈ, કડી મહાલ

મુનસફસાહેબ, મે. રા. રા. બાકીસાહેબ, સૂરત સાર્વજનિક કૉલેજના પ્રો. સી.એમ. દેસાઈ. સ્પેશિયલ મેજિસ્ટ્રેટ મે. રા. રા. વાકેયસાહેબ, શ્રી ચારૂતર વિદ્યામંડળ-આણંદના મંત્રી શ્રી ભીખાભાઈ વગેરેએ આ સંસ્થાની મુલાકાત લીધી હતી.

મુંબઈ વિદ્યાપીઠ તરફથી પ્રિ. ડૉ. કે.જી. નાયક અને પ્રિ. એ. કે. ત્રિવેદીની બનેલી ઇન્સ્પેક્શન કમિટી શાળાની તપાસણી માટે આવી હતી. શાળા, આશ્રમ અને ગૌશાળાનું બારીક નિરીક્ષણ કર્યું હતું. સાંજે પ્રાર્થનામાં ડૉ. નાયકે પ્રેરક પ્રવચન આપ્યું હતું.

**શાળામાં શ્રી નાથાભાઈએ ઉદ્યોગ અને વેપારના શિક્ષણની જરૂરિયાત પર ભાર મૂક્યો હતો. નવા મકાનને શોભે તેવા ફર્નિચરની જરૂરિયાત પર પણ ભાર મૂક્યો હતો. પોતાને સ્પષ્ટ લાગે તે નિર્ભય રીતે મેનેજમેન્ટ સમક્ષ રજૂ કરતા. ઓદ્યોગિક કેળવણી પામેલા યુવાનોની દેશને જરૂર છે. હાથપગની કેળવણી પામેલા યુવાનો તેમાં યોગ્ય નીવડે એટલે તેની પ્રાથમિકતા પર ભાર મૂકતા.**

ના.ના. દેસાઈ ૧૯૪૬-૪૭માં શ્રી સર્વ વિદ્યાલય કેળવણી મંડળના મંત્રી હતા. સાથે ડૉ. માણેકલાલ પણ મંત્રી હતા.

વિદ્યાર્થીઓની સંખ્યા વધતી હતી. પરિણામો સારાં આવતાં હતાં.

વર્ષોથી પરદેશી રાજ્યની ધૂંસરીમાંથી છૂટીને હિંદે આઝાદી પ્રાપ્ત કરી. આઝાદી પ્રાપ્ત કરવાની સાથે તેને ટકાવી રાખવાની જવાબદારી પ્રજાના શિરે હતી, એટલે વડોદરાની શાળામાં સ્વરક્ષણની ચર્ચા થતાં તેના પર ભાર મૂકવામાં આવ્યો અને શાળાકક્ષાએ મિલિટરી ટ્રેઈનિંગ અપાય તેવો સૂર બહાર આવ્યો અને આપણી શાળાએ સ્વીકારવાની અનુમતિ માગી.

શ્રી નાથાભાઈના વડપણ નીચે આ સંસ્થાની સુવાસ ચારેકોર ફેલાઈ રહી હતી. ફોટોગ્રાફી, ચર્ચાસભાઓ, ઉત્સવોની પ્રવૃત્તિ આગળને આગળ કૂચ કરી રહી હતી. ઉત્તર ગુજરાતમાં સારી શાળા તરીકે પંકાવા લાગી એટલે મુલાકાતીઓમાં પણ વધારો થતો ગયો. રાષ્ટ્રીય શાયર મેઘાણીજીને આ સંસ્થા માટે મમત્વ હતું કારણ એમના બંને દીકરા આ સંસ્થાના પૂર્વવિદ્યાર્થીઓ હતા. શિષ્યવૃત્તિઓ અને ઈનામો અપાતાં, વિદ્યાર્થીઓ પ્રોત્સાહિત થતા. પૂર્વઆચાર્ય શ્રી બાપુભાઈ ગામીના પગલે ચાલી વિદ્યાર્થીમંડળની પ્રવૃત્તિઓ આગળ વધારી પ્રશ્નોની ચર્ચાને પૂરો અવકાશ આપવામાં આવતો. વિદ્યાર્થી બેન્ક અને વિદ્યાર્થી વસ્તુભંડાર શરૂ કરવામાં આવ્યાં હતાં.

**પ્રવાસ વગરની કેળવણી અધૂરી છે. પ્રવાસ મારફતે વિદ્યાર્થી અનુભવજન્ય જ્ઞાન મેળવે છે. પ્રવાસ એ અગવડો વેઠવાની બાદશાહી ઢબ છે. એટલે વિદ્યાર્થીને ખડતલ જીવનની તાલીમ મળે તેવું સાહેબ માનતા હતા.** પ્રવાસના સ્થળોનો વિસ્તાર વધતો જતો.

ઉત્સવો, ધ્વજવંદન, સમૂહકાંતણ, ગ્રામસફાઈ, ગાંધીકુટિર, ગાંધીજયંતિ, રંજન કાર્યક્રમ વગેરે ભરચક કાર્યક્રમો રખાતા.

મુલાકાતીઓમાં મેઘાણીજી ઉપરાંત પ્રો. ભટ્ટ, શ્રી આપ્ટેસાહેબ, સેશન જજ અંજારિયાસાહેબ, મે. રા. રા. વાકડેસાહેબ, મા. રા. રા. લેવાસાહેબ બાલ ચમુ પ્રવર્તક લાલભાઈ વગેરે પધાર્યા હતા.

**શ્રી ના. ના. દેસાઈસાહેબ માનતા કે કેળવણીની નવી દૃષ્ટિ દેશનો દીદાર બદલી નાખશે. તેઓ માનતા : દેશની સ્વતંત્રતાને ટકાવી રાખવા માટે શાળામાં ભણતા નવલોહિયા યુવાનોમાં નવીન દૃષ્ટિ અને ભાવના મૂકવાં પડશે.**

મુલાકાતીઓનો સિલસિલો ચાલુ જ હતો. બાલચમુના પ્રવતર્ક શ્રી લાલાજીએ સ્કાઉટિંગની તાલીમ આપી સ્કાઉટિંગ ઉપર સુંદર વ્યાખ્યાન આપ્યું હતું. રા. રા. નાયબ સૂબા શ્રી શાહસાહેબે સ્કાઉટિંગ ડેમોન્સ્ટ્રેશન જોઈ દીક્ષાસંસ્કાર કરી સ્કાઉટિંગના બેઝ એનાયત કર્યા હતા. વડોદરા રાજ્યના મે. રા. રા. દીવાન સાહેબ શ્રી સુધાલકરસાહેબે પણ સંસ્થાની મુલાકાત લીધી હતી. તેમણે સંસ્થા જોઈ સંતોષ વ્યક્ત કર્યો હતો. માધ્યમિક શાળાના ઈન્સ્પેક્ટર મે. રા. રા. મુકરજી સાહેબે અને યુનિવર્સિટી ઈન્સ્પેકશનના કમિટીના સભ્યો રા. રા. સાકરલાલ દવે અને પ્રો. શાંડિલે આ શાળાનું નિરીક્ષણ કર્યું હતું અને સંતોષ જાહેર કરી યોગ્ય સૂચનો આપ્યાં હતાં. શાળાને સરકાર તરફથી મદદ મળતી હતી. માસિક ૫૦૦/- રૂ.ની ગ્રાન્ટ.

૧૯૪૪માં વિદ્યાર્થીઓની સંખ્યા ૪૬૯ હતી એ વધીને ૧૯૪૮માં ૬૩૦ની થઈ હતી. અન્ય પ્રવૃત્તિઓમાં ફોટોગ્રાફી કલાને હોબી તરીકે વિકસાવવામાં આવી હતી. દર વર્ષે આપણી ટુકડીઓ રમતગમતમાં પ્રથમ આવતી હતી. શ્રી છ. કા. પટેલ તરફથી મેટ્રિકની પરીક્ષામાં અંગ્રેજીમાં પ્રથમ આવનારને ૧૯૪૪થી પાંચ વર્ષ માટે રૂ.૧૧નું ઈનામ આપવામાં આવતું. સ્વ. ઉમેદભાઈ સ્મારક સમિતિ ગુજરાતીમાં પ્રથમ આવનારને રૂ.૧૦નું ઈનામ. ૧૯૪૭ના છાત્રો અને નાથાભાઈ તરફથી ઈતિહાસ-ભૂગોળ-વિજ્ઞાનમાં પ્રથમ આવનારને રૂ.૧૦નું ઈનામ મળેલું.

સ્વ. આચાર્ય બાપુભાઈ વિઠ્ઠલદાસ ગામીના સ્મરણાર્થે સર્વ વિદ્યાલય મંડળને માત્ર વ્યાજનો ઉપયોગ કરવા માટે સોંપવાના ઉદ્દેશથી એક ફંડ એકત્ર કરવાનું

સંસ્થાના કાર્યકર્તાઓ તરફથી નક્કી કરવામાં આવ્યું હતું. તે પ્રમાણે સંસ્થાના વિદ્યાર્થીઓ, કાર્યકર્તાઓ અન્ય પ્રશંસકોએ ફાળો કરીને રૂ.૧૦૧૧/- રૂ.નું ટ્રસ્ટ ફંડ સુપ્રત કર્યું હતું. ૧૯૫૦ સુધી તેનું વ્યાજ જમા થયું હતું.

આ સંસ્થા તરફથી પ્રો. સ્વામીનારાયણ ચંદ્રક આપવામાં આવે છે. ગમે તે શાળામાં ભણતા પાટીદાર વિદ્યાર્થીઓમાં માધ્યમિક શાળાન્ત પરીક્ષામાં ગણિતશાસ્ત્રમાં વધારે ગુણ મેળવનારને આ ચંદ્રક એનાયત કરવામાં આવતો. ઘણા વર્ષો સુધી સર્વ વિદ્યાલયના વિદ્યાર્થીને આ ચંદ્રક મળતો, કારણ શ્રી નાથાભાઈ દેસાઈસાહેબ ગણિતવિજ્ઞાનના ઉત્તમ શિક્ષક હતા. રાષ્ટ્રભાષા હિન્દીને પ્રોત્સાહન આપવા શ્રી પરુષોત્તમ ર. પટેલ (વકીલ) તરફથી ઈનામો અપાતાં. ૧૯૫૦થી સંસ્થાના વિદ્યાર્થીઓ અજમેર, દિલ્હી, જયપુર, હરદ્વાર, આગ્રા, હૃષીકેશ, દહેરાદૂન, મથૂરા, ચિતોડ, ઉદેપુર વગેરે સ્થળોએ પ્રવાસે જવા લાગ્યા હતા.

૧૯૪૭નો સ્વાતંત્ર્ય દિન તો ભવ્ય રીતે ઉજવાયો હતો. દર વર્ષે ૧૫મી ઓગસ્ટ દબદબાથી ઊજવાતી. ધ્વજવંદન, વક્તૃત્વ હરીફાઈ, રેંટિયાબારસે ૭૭ કલાકનું સળંગ કાંતણ, આશ્રમ અને પટેલ ભવનમાં અખંડ કાંતણનો કાર્યક્રમ રાખતા. ગાંધી કુટિરમાં પ્રદર્શન યોજવામાં આવતું. ઓગસ્ટ ૧૯,૨૦ ૧૯૫૦ના રોજ કડી તાલુકા વ્યાયામ સંમેલન સર્વ વિદ્યાલયના મેદાનમાં મળ્યું હતું. શ્રી પુરુષોત્તમ ર. પટેલ, એમ. એલ. એ.ના પ્રમુખ પદે નીમવામાં આવ્યું હતું. પંડિત સિદ્ધનાથ શાસ્ત્રી ઉર્ફે કવિશ્રી 'માનસજી'એ રાષ્ટ્રભાષાના પ્રમાણપત્રો આપ્યાં હતાં સાંજે પ્રાર્થનામાં **રામચરિત્રમાનસ** પર પ્રેરક વચન આપ્યું હતું. ગાંધીજયંતીના પ્રસંગે ૧૯૪૯માં શ્રી રાવજીભાઈ પટેલ (મંત્રી ગુજ. પ્રાંતિક સમિતિ) સંસ્થામાં આવ્યા હતા. મહેસાણા જિલ્લાના કલેક્ટરશ્રી અલમૌલાએ પણ આ સંસ્થાની મુલાકાત લીધી હતી.

શાળાની ખ્યાતિ વધારવાનું શ્રેય નાથાભાઈસાહેબને ફાળે જાય છે. અનેક મુલાકાતીઓ માટે શાળા આકર્ષણનું કેન્દ્ર બની હતી.

૧૯૫૦-૫૧નું વર્ષ મહત્ત્વની ઘટનાઓથી અંકાયેલું છે. તેના આયોજનનું શ્રેય શ્રી નાથાભાઈને ફાળે જાય છે. સંસ્થાના આદ્યસ્થાપક સ્વ. છગનભાનું પૂતળું મૂકવાનો કાર્યક્રમ, પાંચમું સ્નેહસંમેલન તા.૨૯, ૩૦ એપ્રિલ ૧૯૫૧ના દિવસોમાં યોજાયું હતું. ઉત્સવના મંગલાચરણરૂપે ધ્વજવંદન શ્રી પુ. ર. પટેલને હસ્તે; સંસ્થાના ઉપપ્રમુખશ્રી રામચંદ્રનું સ્નેહસંમેલનમાં પ્રવચન; સ્વાગતઅધ્યક્ષ શ્રી નવીનચંદ્ર સી. દેસાઈ (કડી) અને સ્નેહસંમેલનના પ્રમુખ અશ્વિનીકુમાર ડી. પટેલ (લાડોલ)વાળા

હતા. છગનભાની પ્રતિમાનું અનાવરણ વિધિ અને પ્રવચન સ્વામીશ્રી પ્રજ્ઞાન ચૈતન્યપુરીજીએ કર્યું હતું. લાંબા પ્રવાસ કરી છગનભાના સાથી ધનશા ભગત આ પ્રસંગમાં હાજરી આપવા આવ્યા હતા. ૨૪-૪-૫૧ના રોજ કડી મુકામે સંસ્થામાં જ તેમણે સમાધિ લીધી હતી. લશ્કરી તાલીમ, ઉત્સવો સ્કાઉટિંગ, વ્યાયામ વગેરે પ્રવૃત્તિઓ ધમધોકાર ચાલતી હતી. આનંદમેળો શ્રી નાથાભાઈએ શરૂ કરાવ્યો હતો. તેમાં કસરતના પ્રયોગો, વેશભૂષા વગેરેનો સમાવેશ કરાતો અને અંગકસરતના પ્રયોગો કરતા. સળગતી રીંગ અને બારીમાંથી નીકળવું વગેરેમાં ભાગ લેવાતો. **આ મેળામાં મેં પાલીસવાળો બની પાલીસ કરીને પૈસા મેળવ્યા હતા.** ૫૧-૫૩ સુધીમાં એ જ પ્રવૃત્તિઓ થતી હતી. ઇનામો પણ વિદ્યાર્થીઓ મેળવતા. એક ટુકડીએ ચાલુ વર્ષ લશ્કરી તાલીમ મેળવી હતી.

બલોલ મિત્રમંડળ, અમદાવાદ તરફથી બલોલ મુકામે માધ્યમિક શાળા ખોલવાની માગણી આવતાં તા.૧-૩-૫૨થી શ્રી મિત્રમંડળ સર્વ વિદ્યાલય નામની શાળા ખોલવામાં આવી હતી. બધી જ ભગિની સંસ્થાઓમાં સર્વ વિદ્યાલય ટ્રેડ માર્ક બની ગયો હતો.

વધુ અભ્યાસ અર્થે વિદેશ જતા વિદ્યાર્થીઓને સંસ્થામાં બોલાવી શ્રી નાથાભાઈ બહુમાન કરતા. ડૉ. રામભાઈ અને શ્રી નરસિંહભાઈનું પણ એમણે સન્માન કર્યું હતું.

**ફિલ્મ કેળવણીનું અગત્યનું સાધન હોઈ શ્રી નાથાભાઈ વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે તેવી ફિલ્મો શાળામાં જ રાત્રે બતાવવાની ગોઠવણ કરતા. ૧૯૫૩-૫૪માં જ્ઞાનવર્ધક ૪૮ ફિલ્મો બતાવવામાં આવી હતી. આમ ફિલ્મ દ્વારા શિક્ષણના તેઓ હિમાયતી હતા. આશ્રમના વિદ્યાર્થીઓને સંસ્કારી ફિલ્મ જોવા જવાની ગૃહપતિની ચકાસણી બાદ જોવા જવા દેવામાં આવતા.**

લશ્કરી તાલીમમાં આ શાળા આગળ વધી ગઈ હતી. સંસ્થા અદના સેવક ડૉ. માણેકલાલના ચિ. હસમુખભાઈને આમાંથી જ પ્રેરણા મળી હશે. તેઓ લશ્કરમાં કર્નલ પદ પામ્યા. **૧૯૫૩-૫૪ના વર્ષથી સરકારે આ અગત્યની તાલીમ આપવાનું માધ્યમિક શાળામાં બંધ કર્યું તે ઘટનાને સાહેબે દુઃખદ ગણાવી હતી.**

આપણી શાળાના વિદ્યાર્થીઓ વેકેશનમાં ગામડે જઈને પણ નાનામોટા કાર્યક્રમો યોજતા હતા. ગાંધીજયંતી, પંદરમી ઓગસ્ટ અને ૨૬ જાન્યુઆરી મહત્ત્વના રાષ્ટ્રીય ઉત્સવો હતા. ૧૯૫૩નો વ્યાયામ દિનનો ઉત્સવ શ્રી ધનાભાઈ વકીલના પ્રમુખપદે યોજાયો હતો અને સંસ્કારકાર્યક્રમ શ્રી ઝીણાભાઈ દેસાઈ

(સ્નેહરશ્મિ)ના પ્રમુખપદે યોજાયો હતો. આ વર્ષ દરમિયાન નીચેના મહાનુભાવોએ પ્રવચનો આપ્યાં હતાં.

(૧) જૂના વિદ્યાર્થી હૃષીકેશ પાઠક, એલ. એલ. એમ, (૨) શ્રી અભ્યંકરદાદા, (૩) શ્રી સુમનલાલ ભારતી અને માકુસિંહ (સેવાદળના શ્રી માકુસિંહ પાસે વાંસમાંથી યરવડા જેલ જેવો રેંટિયો બનાવતાં અમે શીખ્યા હતા.) (૪) પ્રો. રણધીર ઉપાધ્યાય, (૫) સ્વામી સુરેશાનંદજી (૬) નર્મદાશંકર ઠાકર, પ્રો. એસ. આર. ભટ્ટ (૭) શ્રી પરીક્ષિતલાલ મજમુદાર, (૮) સ્વામી અદ્વૈતાનંદજી, (૯) શ્રી ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ), (૧૦) શ્રી સુમિત્રાબહેન વશી (આચાર્ય, પ્રકાશ હાઈસ્કૂલ), (૧૧) શ્રી ભરતરામ મહેતા, (૧૨) મેજર રેંગે, (૧૩) પ્રૉ. જાની, (૧૪) પંડિત મેધાવ્રતજી, (૧૫) શ્રી વકીલસાહેબ (મામલતદાર કડી), (૧૬) છગનલાલ વકીલ, તદુપરાંત સાંજની પ્રાર્થનામાં શ્રી રામચંદ્ર અમીન, શ્રી પોપટભાઈ, શ્રી છગનભાઈ પટેલ, શ્રી રતિભાઈ અમીન, શ્રી શંકરભાઈ પટેલ વગેરે વિદ્યાર્થીઓને ઉદ્‌બોધન કરતા.

શ્રી નાથાભાઈએ વિદ્યાર્થી પ્રતિનિધિ મંડળમાં સમિતિઓ પાડી હતી. મંત્રી, સહમંત્રી, સમિતિના સભ્યો અને હોદ્દેદારો વિદ્યાર્થીઓ દ્વારા ચૂંટાતા. સમિતિઓના પ્રમુખ, ઉપપ્રમુખ, શિક્ષકો રહેતા. નીચેની સમિતિઓ નક્કી કરી હતી. સેવા, ઉત્સવ, વ્યાયામ, માહિતી, સામયિક અને વ્યાખ્યાન. કૉલેજોમાં આવી પ્રવૃત્તિઓમાં અપ્રામાણિકતા વ્યાપી ગઈ હતી તેવું આમ ન બને અને કૉલેજમાં ગયા પછી પણ વિદ્યાર્થી પ્રમાણિક રહે તે તેનો ઉદ્દેશ હતો. આ લોકશાહીની પ્રયોગશાળા હતી.

શ્રી સાહેબે એક ડગલું આગળ વધી વિદ્યાર્થીઓને પોતાને મૂંઝવતા સામાન્ય જ્ઞાનના અને સંસ્થાના વહીવટ અંગેના સવાલો પૂછી શકે અને સૂચનાઓ આપી શકે તે માટે શાળામાં એક પ્રશ્નપેટી રાખેલી. તેનો આશય વિદ્યાર્થીઓની મુશ્કેલીનો ખ્યાલ મેળવવાનો હતો. શક્ય ત્યાં તેનો ઉકેલ પણ કરી શકાતો અને સામાન્ય જ્ઞાનના તેમના કુતૂહલ સંતોષવાનો આનંદ પણ મળતો. આજે કઈ સંસ્થા આવું વિચારે છે ? માટે જ આપણા સાહેબ અણમોલ આચાર્ય હતા.

૧૯૬૦-૧૯૬૧ના નિવેદનથી આપણે જાણી શકીએ છીએ કે સંસ્થા ૩૯મા વર્ષમાં પ્રવેશી હતી. ૪૦મા વર્ષે - ૧૯૬૧માં શ્રી મોહનલાલ બી. પટેલ (એમ. એ., બી.એડ્ (ફર્સ્ટ કલાસ)) આચાર્યપદે નિયુક્ત થયા.

શ્રી સર્વ વિદ્યાલય કેળવણી મંડળ - કડી વર્ષ ૪૦ [૧-૪-૬૧થી ૩૧-૩-૬૨] સુધીના સમયગાળાનું ચિત્ર આવું હતું :

શાળાના આચાર્યો અને ગૃહપતિઓ તરીકે નીચેના ભાઈઓ કામ કરતા હતા.

| | | |
|---|---|---|
| (૧) | રાજરત્ન શેઠશ્રી પ્રાણસુખલાલ મફતલાલ વિવિધલક્ષી સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ - કડી | શ્રી મોહનલાલ બી. પટેલ (એમ.એ., બી.એડ્. (ફર્સ્ટ કલાસ) કોવિદ (જૂન ૬૧થી) |
| (૨) | શેઠ જી.સી. હાઈસ્કૂલ - પિલવાઈ | શ્રી છગનભાઈ. કા. પટેલ (સ્નાતક, ગૂ. વિ.) |
| (૩) | નવીન સર્વ વિદ્યાલય - વડનગર | શ્રી અંબાલાલ સો. પટેલ (બી.એસસી., બી.એડ્.) |
| (૪) | મિત્રમંડળ સર્વ વિદ્યાલય, બલોલ | શ્રી ઈશ્વરભાઈ જી. પટેલ (એમ.એ., બી.એસસી., બી.એડ્.) |
| (૫) | શેઠ મંગળદાસ રણછોડદાસ છાત્રાલય, પિલવાઈ | શ્રી છગનભાઈ કા. પટેલ (ગૂ.વિ.) |
| (૬) | નવીન સર્વ વિદ્યાલય-વડનગર | શ્રી અંબાલાલ સો. પટેલ (બી.એસસી., બી. એડ્.) |

''સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ, કડીના આચાર્યશ્રી નાથાલાલ ના. દેસાઈ ૧૭ વર્ષની લાંબી સેવા કરીને જૂન ૧૯૬૧માં રાજીનામું આપી છૂટા થયા છે. તેમણે કર્તવ્યનિષ્ઠાથી અને પ્રમાણિકપણે બજાવેલી સારી કામગીરીની નોંધ લેતો ઠરાવ મંડળના વ્યવસ્થાપક મંડળે કર્યો હતો. તેમની જગ્યાએ શાળામાં દશ વર્ષ જેમણે કામ કર્યું છે તેવા શ્રી મોહનલાલની આચાર્ય તરીકે નિમણૂક કરવામાં આવે છે.''

સર્વ વિદ્યાલય હાઈસ્કૂલના નિવેદનમાં આચાર્યશ્રી મોહનલાલ નોંધે છે : ''શાળાના ભૂતપૂર્વ આચાર્યશ્રી નાથાભાઈ દેસાઈને વિદાય આપતો મેળાવડો ઉષ્માભર્યો નીવડ્યો હતો. શાળાના બાળકો તથા શિક્ષકોએ ભાવભરી અંજલી આપી હતી.'' પૂ. દેસાઈસાહેબની ગરિમા એ હતી કે સંસ્થાને નુકસાન ન થાય તે માટે વિદ્યાર્થીઓ તેમની ખોટ ન સાલે, તેમનો પ્રેમ ચાલુ રહે અને શ્રી મોહનલાલ યોગ્ય આચાર્ય નિમાયા છો તે બતાવવા તેઓ ૧૯૬૨થી ૬૬ સુધી સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, કડીમાં વ્યવસ્થામંડળના સભાસદ તરીકે તેઓ ચાલુ રહ્યા હતા. એનો અર્થ એ થયો કે તેમના મનમાં કોઈ ડંખ ન હતો. આ હતી તેમની ઊંચાઈ !!

૧૯૬૩માં શ્રેષ્ઠ શિક્ષકનો ઍવૉર્ડ બાવળા હાઈસ્કૂલના આચાર્ય હતા ત્યારે મળ્યો હતો, પણ તેનો જશ કડીસંસ્થાએ પણ લેવો જોઈએ, કારણ સંસ્થાના સત્તર વર્ષના સરવૈયાનો આ પરિપાક હતો. આ અંગે સંસ્થામાં કોઈ ઠરાવ થયો નથી. પરંતુ આચાર્યશ્રી તરીકે શ્રી મોહનલાલ બા. પટેલના શાળાકીય [૧૯૬૩-૬૪ના] નિવેદનમાં જણાવ્યા મુજબ 'અતિથિઓ અને તેમનાં વ્યાખ્યાનો'માં તા. ૮-૧૨-૬૩થી નાથાભાઈ દેસાઈ અને શ્રી કલ્યાણભાઈ ગો. પટેલ સન્માન વખતે પ્રાસંગિક પ્રવચનો થયાં હતાં.

આ પ્રસંગને ગરિમા અપાવવા માટે સર્વ વિદ્યાલય કડીના ભૂતપૂર્વવિદ્યાર્થીઓ દ્વારા અમદાવાદમાં આયોજિત સન્માન સમારંભ ભવ્ય હતો.

## શ્રી નાથાભાઈ નારણદાસ દેસાઈ સન્માન-સમિતિ
## નિમંત્રણપત્ર

ભાઈશ્રી/બહેનશ્રી,

સર્વ/વિદ્યાલય હાઈસ્કૂલ કડીના ભૂતપૂર્વ આચાર્ય તથા હાલ આ. કે. વિદ્યામંદિર બાવળાના આચાર્ય શ્રી નાથાભાઈ નારણદાસ દેસાઈને ભારતના રાષ્ટ્રપતિ તરફથી નેશનલ ઍવૉર્ડનું બહુમાન પ્રાપ્ત થયું છે તે નિમિત્તે શ્રી નાથાભાઈ દેસાઈના વિદ્યાર્થીઓ, મિત્રો તથા શુભેચ્છકો તરફથી તેમનું જાહેર સન્માન તા. ૧૩-૧૦-'૬૩ને રવિવારના રોજ સાંજના ૫-૦૦ વાગ્યે એચ. કે. આર્ટ્સ કૉલેજના હૉલમાં ગુજરાત રાજ્યના રાજ્યપાલ શ્રી મેહદી નવાઝ જંગના પ્રમુખપદે કરવાનું નક્કી કર્યું છે. આ પ્રસંગે હાજર રહેવા આપને આગ્રહભરી વિનંતી છે.

લિ.

ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ **પુરુષોત્તમ અં. પટેલ**
તા.૫-૧૦-૧૯૬૩ શ્રી. ના. ના. દેસાઈ સન્માન-સમિતિ વતી

(દરેકે ૪-૪૫ વાગ્યે પોતાની બેઠક લઈ લેવા વિનંતી છે.)

પૂ. નાથાભાઈના કામ અને નામનું કાયમી યાદગાર સ્મારક બને તે માટે ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ પ્રયાસ કરતા હતા અને તેને કારણે કેટલાક વિદ્યાર્થીઓ ભેગા થઈ શ્રી નાથાભાઈ દેસાઈ મેમોરિયલ ટ્રસ્ટ-અમદાવાદની રચના કરી. તેમનાં નામો કાર્યક્રમની પત્રિકામાં છાપેલાં છે. તા.૧૭-૭-૮૨ સવારે ૯.૧૫ વાગે શ્રી નાથાભાઈ

દેસાઈ પ્રાથમિક શાળા ખાતમુહૂર્ત સમારંભ સર્વ વિદ્યાલયના પટાંગણમાં યોજાયો હતો. આ પ્રસંગે ડૉ. માણેકલાલ પણ હાજર હતા.

પ્રગટ થયેલા વર્તમાન પત્રો દ્વારા તેની વિગતો મળે છે તે આ છે. સર્વ વિદ્યાલય કેળવણીમંડળ, કડી સંચાલિત શ્રી નાથાભાઈ દેસાઈ પ્રાથમિક શાળાના મકાનનું ખાતમુહૂર્ત ભૂતપૂર્વ વિદ્યાર્થી જાણીતા તબીબ ડૉ. ત્રિભુવન એન. પટેલના શુભહસ્તે થયું હતું. ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ ગુરુની સ્મૃતિમાં એક ટ્રસ્ટની રચના કરી. શ્રી એન. એન. દેસાઈ મેમોરિયલ ટ્રસ્ટે રૂ. બે લાખનું દાન સર્વ વિદ્યાલય કેળવણી મંડળને પ્રાથમિક શાળા શરૂ કરવા આપેલ છે.

આ પ્રસંગના સમારંભમાં જાણીતા સાહિત્યકાર શ્રી ઈશ્વર પેટલીકરે જણાવ્યું હતું કે, કડીને તીર્થભૂમિ બનાવવાનું કામ શાળાના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ ગુરુની યાદમાં પ્રાથમિક શાળા બનાવી અમર કર્યું છે. પ્રમુખસ્થાનેથી શ્રી પુરુષોત્તમ પટેલ (દાસકાકા)એ જણાવ્યું કે, સ્ત્રી-પુરુષો કેળવાયાં છે ખરાં, પરન્તુ વ્યવહારમાં તે કેળવણીને ભૂલી જાય છે. પરિણામે સંસારમાં અનેક સમસ્યાઓ ઊભી થાય છે. માટે સાચી કેળવણી પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓને જ આપવાની છે અને તેનો અમલ વ્યવહારિક રીતે થાય તે જોવું મહત્ત્વનું છે. અમદાવાદ શિક્ષણ સમિતિના ચેરમેન શ્રી જી.આઈ. પટેલે તેમના બાળપણનાં સ્મરણ તાજાં કરી સંસ્થાને પોતાની રીતે મદદરૂપ થવા જણાવેલ. શ્રીમતી લીલાબહેન પટેલે કન્યા કેળવણી ઉપર ભાર મૂક્યો હતો અને સ્ત્રીઓએ સામાજિક સમસ્યાઓ હલ કરવા માટે પોતાની આગવી રીતે તૈયાર થવું પડશે તેમ જણાવેલ. માજી સંસદસભ્ય શ્રી નટુભાઈ પટેલ, કૉંગ્રેસી આગેવાન શ્રી શંકરલાલ ગુરુ, ભાવના કન્સ્ટ્રક્શનવાળા શ્રી વિષ્ણુભાઈ પટેલ તથા ટ્રસ્ટના મંત્રી શ્રી પુરુષોત્તમ પટેલે પ્રવચનો કર્યાં હતાં અને સમારંભને સફળ બનાવ્યો હતો.

કેળવણીમંડળના મંત્રી શ્રી માણેકલાલ પટેલે મહેમાનોનું હાર્દિક સ્વાગત કર્યું હતું. ડૉ. શ્રી રામભાઈ પટેલે સર્વે મિત્રોનો આભાર માન્યો હતો. આ સંસ્થાને માતબર રકમનાં દાન મળી રહ્યાં છે તે નાથાભાઈએ આપેલ સંસ્કારને આભારી છે.

(ગુજરાત સમાચાર)
તા.૧૮-૭-૮૨)

પ્રખર વ્યક્તિને સૌ વંદે છે એ ન્યાયે શ્રી ના. ના. દેસાઈ વંદનીય હતા.

**ઓરો કે હિત જો રોતા હૈ, ઓરો કે હિત જો હઁસતા હૈ,**
**ઉસકા હર આંસુ રામાયણ હૈ, પ્રત્યેક કર્મ હી ગીતા હૈ.**

Sarva Vidyalaya Kelavani Mandal,

No. 537 / 43-44

KADI (N. G.)
22nd May 1944.

Mr. Nathalal N. Desai
B.A., B.Sc. B.T. S.T.C.
Ahmedabad.

You are hereby appointed to work as the Head Master of S. V. High School-Kadi from 5th June 1944 with a monthly Salary ~~of Rs 150/-~~ + Rs. 15 dearness allowance and provident fund as per rules of the institute from the date of joining the School. the grade of Salary will be intimated later on.

R J Am[illegible]

President.

Sarva Vidyalaya Kelavani Mandal
KADI.

Baroda College,

Baroda.

Mr.N.N.Desai was a student of this College for a period of last three years. During this period his attendance was regular, conduct good and behaviour excellent.

He did consistently good work both in theoratical and practical lessons during his career as a science student.

He won the Principal Clarke Prize by standing first at the Terminal Examination of the Senior B. A. Class. He passed his B.A. Examination with Second Class Honours, standing second in the College. He was awarded the Pragji Thakersey Moolji Science Scholarship in Arts for the further studies in Science by t h e University of Bombay.

During this year he worked as a student Demonstrator with the Inter Science Class and carried out his duties satisfactorily, showing his tutorial capacity of high order.

He took part in College games.

I confidently recommend Mr.Desai for any post for which his academic attainments render him suitably qualified or for admission to a course of specialised study.

11 th. March 1931.

S. G. Burrow
Principal,
Baroda College.

ORDER OF APPOINMENT.

From:-

The Secretary,
Bavla Education Society,
Bavla. Dist:- Ahmedabad.

To, Shri Nathalal Narandas Desai
Chachrawadi Vasna.

Sir,

With reference to your application dated 11-5-'61.
I have the pleasure to inform you that you have been appointed by my society as Head Master on the salary of Rs. 500/- in the grade of Rs. 350-25-600 + D.A. as per Government Rules + Rs. 7 Local allowance p.m. with effect from the date of joining the school. You should join the school latest on 20th August 1961. The vacancy to which you have been appointed is ~~temporary for~~ permanent.

The terms and conditions of the service should be read by you and this appointment is subject thereof.

If a reply accepting this appointment is not received within seven days, the vacancy would be otherwise filled.

Yours faithfully,
For Bavla Education Society,
G. Patel
Secretary.

Place:- BAVLA.
Date:- 11-5-'61

## પ્રકરણ-૩

# શ્રી નાથાભાઈ દેસાઈ
# અર્વાચીન આશ્રમના કુલગુરુ
# (૧૯૪૪ થી ૧૯૬૧)

સર્વ વિદ્યાલય અને પાટીદાર આશ્રમ ૧૯૧૯થી ૪૫ સુધી સમાજસુધારણાનાં કેન્દ્રો હતાં એમ કહીએ તો ખોટું નથી, કારણ 'કડવાવિજય' નામનું પત્ર બંધ થતાં, શ્રી પુરુષોત્તમ ર. પટેલ કડીથી ક. પા. પરિષદનું મુખપત્ર બનાવી પ્રગટ કરતા હતા. ત્યારબાદ શ્રી બબાભાઈ પટેલ 'ચેતન' માસિક પ્રગટ કરતા હતા. જ્યાં જ્યાં કડવા પાટીદાર શુભેચ્છક સમાજો, યુવાસંમેલન કે ક. પા. પરિષદો મળતી ત્યાં આપણા આશ્રમના વિદ્યાર્થીઓ વ્યવસ્થા માટે પહોંચી જતા. ઘણી ખરી પરિષદો કડી પ્રાંતમાં ભરાઈ હતી. ડરણ, કડી, મોખાસણ, શેરથા, સરઢવ, કાંઝ, જોટાણામાં પરિષદો મળેલી. સુધારણાનું કામકાજ પૂરજોશમાં ચાલતું હતું, કારણ આશ્રમના શિક્ષકો મોટાભાગે ગાંધી વિચારસરણીને અનુસરનારા હતા. સુધારકો પણ રાષ્ટ્રીય રંગે રંગાયેલા હતા. કડવા પાટીદારની વસ્તી ખાસ કરી ગાયકવાડી મુલકમાં આવેલી હતી. ખુદ સયાજીરાવ ગાયકવાડ સુધારક હતા. તેમણે ફરજિયાત કેળવણી, જ્ઞાતિ બહિષ્કાર કાયદો, બાળલગ્ન પ્રતિબંધ કાયદો જેવા સુધારા કરાવ્યા હતા. પ્રેતભોજન રોકવા પણ કાયદાઓ થયા હતા.

શ્રીનાથાભાઈસાહેબ કોચરબ પાટીદાર વિદ્યાર્થી હાઉસમાં રહી ગુજરાત કૉલેજમાં ભણતા હતા. તેઓશ્રી બબાભાઈના પરિચયમાં હતા. વિદ્યાર્થી અવસ્થામાં શ્રી નાથાભાઈ સમાજલક્ષી ઘણી પ્રવૃત્તિ કરતા હતા. શિબિર - સંમેલનો ગોઠવતા હતા. તેમના ગૃહપતિ સુધારક શ્રી હીરાલાલ વસંતલાલ હતા. આ ઉપરાંત શ્રી દાસકાકા, રામચંદ અમીન, પોપટભાઈ, પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ, શ્રી નગીનદાસ, શ્રી દુર્ગાપ્રસાદ લશ્કરી વગેરે તેમજ અન્ય સુધારકોના પરિચયમાં શ્રી નાથાભાઈ હતા.

ઈ.સ. ૧૯૪૫ પછી સમાજસુધારણાનાં આંદોલનમાં ખોટ આવી ગઈ હતી. એક તો મોટાભાગના નેતાઓ રાષ્ટ્રીય આંદોલનમાં સક્રિય હતા, તેમજ બ્રિટિશ કાયદાઓ અને ઉદાર રજવાડાના રાજવીઓ દ્વારા કાયદાઓ અમલમાં આવવા

લાગ્યા હતા. શિક્ષણસંસ્થાઓ વધવા લાગી હતી. તેમજ કેટલાક નેતાઓ પણ પોતાના ધ્યેયથી વિમુખ થવા લાગ્યા હતા.

મુંબઈના ઉદ્યોગપતિ શ્રી મણિલાલ હરજીવનદાસ પટેલના પ્રમુખપદે કડી આશ્રમમાં ૧૭મી કડવા પાટીદાર પરિષદ મળી હતી, તેમાં શ્રી નાથાભાઈનું યોગદાન ઘણું હતું.

કડી પાટીદાર આશ્રમની જેમ ભગિની સંસ્થાના આશ્રમો પણ સમાજસુધારણાનું કાર્ય કરતા હતા. જો આ ભગિની શાળા-આશ્રમની સંસ્થાઓ ઉત્તર ગુજરાતમાં સ્થપાયી ન હોત તો ઉ.ગુ. આજે પણ પછાત હોત. આ પાંચ સંસ્થાઓએ ઉ.ગુ.માં નવો પ્રાણ પૂર્યો હતો. એના કારણે શિક્ષણનો વ્યાપ વધ્યો. તેનો લાભ સમાજને મળ્યો. કારણ આ સંસ્થાના આચાર્યો શ્રી પોપટભાઈ, શ્રી ના. ના. દેસાઈ, શ્રી છ. કા. પટેલ, શ્રી મોતીભાઈ પટેલ, શ્રી કલ્યાણભાઈ ગો. પટેલ વગેરે સમાજસુધારકો તેમ પ્રથમ હરોળના આચાર્યો પણ હતા.

૧૯૪૪થી ૧૯૬૧ સુધીમાં શ્રી નાથાભાઈસાહેબ મુખ્ય ગૃહપતિની ફરજ બજાવતા હતા. વચ્ચે વચ્ચે ક્યાંક શ્રી મોહનલાલ તેમજ રામભાઈએ પણ આ ફરજ બજાવેલી છે. શ્રી રામભાઈ, શ્રી અંબાલાલભાઈ, શ્રી સોમાભાઈ તેમજ શ્રી મોહનલાલે પણ ગૃહપતિ તરીકે સેવાઓ આપેલી. શાળામાં થતી પ્રવૃત્તિની અસર આશ્રમ ઉપર થતી અને આશ્રમમાં થતી પ્રવૃત્તિ શાળામાં થતી. આમ વિદ્યાર્થીઓને બંને પક્ષે લાભ મળતો. બંને સંસ્થાઓ એકબીજાની પૂરક હતી અને તેમાં શ્રી નાથાભાઈ જેવા આચાર્ય અને ગૃહપતિ હોય પછી તો સોનામાં સુગંધ ભળી.

શ્રી ક. પા. કેળવણી ઉત્તેજક મંડળ, શ્રી ક.પા. વિદ્યાર્થીઆશ્રમ અને શ્રી ગુજરાત ગૌશાળા તેમજ શ્રી પાટીદાર મુદ્રણાલય વગેરેનાં નિવેદનો જે તે નિમાયેલા વહીવટદાર બહાર પાડતા.

૧૯૪૫માં આશ્રમના બીજા ગૃહપતિઓમાં શ્રી કલ્યાણભાઈ ગો. પટેલ મુખ્ય ગૃહપતિ, રામભાઈ જો. પટેલ મદદનીશ ગૃહપતિ, પ્રહ્લાદભાઈ વીસદાસ પટેલ ગૌશાળાની વ્યવસ્થા, એમ મુદ્રણાલયની વ્યવસ્થા શ્રી ભાઈલાલભાઈ જીભાઈ પટેલ સંભાળતા હતા.

રૌપ્ય મહોત્સવની ઉજવણી ૧૧-૩-૪૫ તથા ૧૨-૩-૪૫ના રોજ કડી મુકામે ઉત્સાહ અને આશાના વાતાવરણ વચ્ચે થઈ હતી. સમારંભના પ્રમુખસ્થાને જ્ઞાતિશિરોમણિ પાટડી દરબારસાહેબ પ્રતાપસિંહજીની વરણી કરવામાં આવી હતી. ઉચ્ચ કેળવણી માટે મોટું ફંડ ઊભું કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. ૨૫ વર્ષની

સિદ્ધિઓની પ્રશંસા કરતાં પ્રવચનો થયાં હતાં. રચનાત્મક પગલાં ભરવા માટે ના. પાટડી દરબારસાહેબના પ્રમુખપદે એક સમિતિ નીમવામાં આવી હતી.

શ્રી કડવા પાટીદાર કેળવણી મંડળ, કડીનો રૌપ્ય મહોત્સવ ઊજવવા એકઠા થયેલા જ્ઞાતિના સદ્‌ગૃહસ્થોનું આ સંમેલન માને છે કે,

''કડવા પાટીદાર જ્ઞાતિની નબળી આર્થિક સ્થિતિને લીધે જ્ઞાતિના વિદ્યાર્થીઓ હુન્નરઉદ્યોગ, વિજ્ઞાન, ખેતીવાડી વગેરેની ઉચ્ચ કેળવણી તેમજ પરદેશની વિદ્યાપીઠોનો લાભ લઈ શકતા નથી. તેથી અખિલ હિંદ કડવા પાટીદાર કેળવણી મંડળ 'એજ્યુકેશન સોસાયટી' એવી સંસ્થાની યોજના તૈયાર કરી ફંડ એકઠું કરવાનું આ સંમેલન ઠરાવે છે. અને તે માટે નીચેના ગૃહસ્થોની સમિતિ બીજા સભ્યો દાખલ કરવાની સત્તા સાથે નીમવામાં આવે છે.''

ઉદ્યોગપતિઓ, વેપારીઓ, વકીલો, દાક્તરો, આગેવાનો અને કાર્યકતાઓ મળીને ૧૦૧ સભાસદોની સમિતિ બનાવવામાં આવી હતી. આ સમિતિની બેઠક તાત્કાલિક પાટડી મુકામે બોલાવવા દરબાર સાહેબને વિનંતી કરી જે તેમણે સ્વીકારી અને દરબાર સાહેબે સમિતિ જલદી મળે તે માટે કાર્યવાહી શરૂ કરી દીધી પણ કેટલાકને અનુકૂળ નહિ હોવાથી આ સભા મળી જ નથી.

ચતુર્થ વિદ્યાર્થી સ્નેહસંમેલન તા.૧૨-૩-૪૫ના રોજ સંસ્થાના ચાલુ અને જૂના વિદ્યાર્થીઓનું સ્નેહસંમેલન શેઠશ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસના પ્રમુખપદે ઊજવવામાં આવ્યું હતું. આ સ્નેહસંમેલનમાં બે અગત્યના ઠરાવો થયા હતા. આગળ અભ્યાસ કરવા ઇચ્છતા વિદ્યાર્થીઓને જરૂરી માહિતી એકઠી કરી તેમને પૂરી પાડવા માટે એક ઑફિસ ચલાવવા માટે ઠરાવવામાં આવ્યું હતું તથા અભ્યાસ પૂર્ણ કરી બહાર પડતા વિદ્યાર્થીઓને કામ ધંધે લગાડવામાં સહાયરૂપ થવા માટે શેઠશ્રી જયકૃષ્ણભાઈના પ્રમુખપદે નીચે મુજબ એક સમિતિ નીમવામાં આવી હતી.

૧. શેઠશ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસ, પ્રમુખ
૨. અરવિંદભાઈ નરોત્તમભાઈ
૩. બાપુભાઈ દુર્ગાપ્રસાદ લશ્કરી
૪. નંદુભાઈ મંછારામ
૫. પ્રહ્‌લાદભાઈ કેશવલાલ
૬. લક્ષ્મીપ્રસાદ દામોદરદાસ વસા
૭. છગનલાલ રામદાસ : મંત્રી
૮. શેઠશ્રી અંબાલાલ તકતાવાલા : મંત્રી
૯. ચીમનલાલ ધનજીભાઈ

'સરસ્વતી સદન'ની ઉદ્ઘાટનવિધિ આ જ દિવસે થઈ હતી. સંસ્થાના કાર્યકરોનું સન્માન કરવામાં આવ્યું હતું. ફંડપ્રવૃત્તિ જોરમાં ચાલતી હતી.

ઈ.સ. ૧૯૪૨થી પ્રો. સ્વામીનારાયણ મેથેમેટિક સુવર્ણચંદ્રક અપાતો હતો. ૪૨નો ચંદ્રક કડીના સર્વ વિદ્યાલયના વિદ્યાર્થી પટેલ હીરાલાલ મણિલાલને મળ્યો હતો. ૧૯૪૩નો ચંદ્રક ડાકોર હાઈસ્કૂલના પટેલ સોમાભાઈ શિવાભાઈને તથા સર્વ વિદ્યાલયના નરસિંહભાઈ કલ્યાણભાઈની વચ્ચે વહેંચી આપ્યો હતો. આ એ જ નરસિંહભાઈ છે જેમણે કડી અને ગાંધીનગર સંસ્થાને મોટું દાન આપ્યું છે, એટલું જ નહિ કડીની સંસ્થાઓ અખાડે ગઈ હતી કારણ માત્ર ગાંધીનગર પર ધ્યાન અપાયું હતું. તેમનો આગ્રહ હતો : આપણી માતૃસંસ્થાની ઉપેક્ષા ન કરો. પરિણામે કડી અને ગાંધીનગર સંસ્થાઓનું આધુનિકીકરણ કરવાનો યશ તેમને ફાળે જાય છે. તેમની આ સંસ્થામાંથી થયેલી હકાલપટ્ટી કમનસીબ ઘટના હતી. તેમના બચાવમાં અને વારસાઈ ગાદીની યોજના અને કડીની ખાટલા પરિષદ લેખો લખતાં મારી પણ હકાલપટ્ટી કરવામાં આવી.

૧૯૪૪માં 'કડવા પાટીદાર સર્વસંગ્રહ' નામનો ગ્રંથ તૈયાર કરવાનું મંડળે વિચારેલું. જ્ઞાતિની જનસંખ્યા, સંસ્કાર, કેળવણી અને ધંધાને લગતો ખ્યાલ આપવો. વેરવિખેર જ્ઞાતિના એકમો અને વ્યક્તિઓ પરસ્પર પરિચયમાં આવે તેવો ઉમદા ખ્યાલ હતો. જ્ઞાતિમાં સેતુબંધ બંધાય, જ્ઞાતિનો ઈતિહાસ સંગ્રહવાનો ગ્રંથ તૈયાર કરવા પાછળનો ઉદ્દેશ હતો. શ્રી રામચંદ અમીન, પુરુષોત્તમ દાસકાકા, જેઠાલાલ પટેલ, પોપટલાલ ગુ. પટેલ, ભાઈલાલભાઈ જી. પટેલ સંપાદનનું કામ ભા.જી. પટેલને સોંપવામાં આવ્યું. નિષ્ફળતા મળી. લોકોએ સમય આપ્યો નહિ. કારણ ચાર-પાંચ માણસો રોકવા પડે અને ખર્ચની જોગવાઈ પણ કરવી પડે.

આ આશ્રમમાં રોપાયેલ ઈતિહાસ લખવાનું બીજ મારા માટે ફળદાયી નીવડ્યું અને આ બાબતમાં મેં ઘણુંબધું કર્યું તેનું મને આશ્રમના વિદ્યાર્થી તરીકે ગૌરવ છે.

આ બધા જ પ્રસંગો સાંગોપાંગ ઉતારવા માટે શ્રી નાથાભાઈની સાથે સંસ્થાના શિક્ષકો અને કાર્યકરોની એક છબી ખેંચવામાં આવેલી.

પ્રાર્થના, પ્રવચનો, ચર્ચાઓ, પ્રવાસો, વ્યાયામ કાર્યક્રમો યથાવત્ રીતે ગોઠવાયેલા હતા. ૨૦ રૂપિયા માસિક ભોજનબિલ આવતું. આશ્રમ તરફથી 'આદર્શ' અઠવાડિક પત્ર બહાર પડતું. છાત્રોએ 'ભારતી' નામનો હસ્તલિખિત માસિકનો દળદાર સ્નેહસંમેલન અંક બહાર પાડ્યો હતો. આશ્રમ તેમજ કિશોરકુંજની ચર્ચા સભાઓ જુદી જુદી રાખવામાં આવેલી. આશ્રમની ચર્ચાસભાનું

સંચાલન વિદ્યાર્થીઓ પોતે કરતા. તહેવારોમાં સામાજિક, ધાર્મિક, ઐતિહાસિક માહિતી આપવામાં આવતી. લોકગીતો, દુહાઓ વગેરેની હરીફાઈ હતી. પ્રવચનો દ્વારા વિદ્યાર્થીઓને તેમના જીવનને યોગ્ય દિશામાં વાળવાના માર્ગો બતાવવામાં આવતા. નવીન વિચારો આપવામાં આવતા. શ્રી ભાનોટસાહેબ, શ્રી હરિભાઈ અને માવલંકરદાદા સંસ્થામાં આવ્યા હતા. ગૌશાળાએ સારો વિકાસ કર્યો હતો. યુવાનોની તંદુરસ્તીનો ખ્યાલ રાખી છાત્રોને દૂધ આપવામાં આવતું. ગૌશાળાનો હેતુ સંસ્થામાં અભ્યાસ કરતાં બાળકોને શુદ્ધ અને પોષ્ટિક દૂધ પૂરું પાડવાનો હતો. ગોવર્ધનનો પ્રશ્ન હિંદ માટે અને હિંદુ સંસ્કૃતિ માટે અતિઉપયોગી સાબિત થયો હતો. પાંચસો વીઘા જમીનમાં ગૌશાળા પથરાયેલી હતી. નાથાભાઈ અમને વનભોજન માટે લઈ જતા હતા. ૧૯૪૫નો સ્વામીનારાયણ ચંદ્રક તેમના પુત્રી જયાબહેનને મળ્યો હતો. આશ્રમમાં હિસાબનીશ તરીકે શ્રી માધવલાલ પ્ર. સેવાઓ આપતા. શ્રી નાથાભાઈએ ૧૯૪૬માં વિદ્યાર્થી બૅંક શરૂ કરી હતી. દરેક વિદ્યાર્થીએ પોતાનો હિસાબ રાખવાનો. ગૃહપતિની સહી કરેલો હિસાબ વાલીને બતાવવામાં આવતો. આમ વિદ્યાર્થી ચીવટ રાખતો થાય, ઉડાઉ ન બને અને કરકસર શીખે તે હેતુ હતો.

૪૬માં મેઘાણી, સંત બાલજી, પ્રો. કે.જી. નાયક, સાબરમતી આશ્રમમાં ચાલતી હરિજન શાળાના આચાર્ય શ્રી લાભુભાઈ વ્યાસે પણ સુંદર પ્રવચનો આપ્યાં હતાં.

કલ્યાણભાઈ ગો. પટેલ, રામભાઈ જો. પટેલ અને અંબાલાલ સી. પટેલ ગૃહપતિઓ તરીકે ફરજ બજાવતા હતા.

આ સમયમાં નાથાભાઈનું નામ ક્યારેક વ્યવસ્થા મંડળમાં જોવા મળતું તો ક્યારેક નહિ.

વિદ્યાર્થીઆશ્રમમાં રહેવાનું મુખ્ય ધ્યેય શાળાની કેળવણી લેવાનું છે. તેથી આશ્રમનું વાતાવરણ શાંત રહે તે જરૂરી છે. **વિદ્યાર્થીઆશ્રમો સમાજમાં ઠેરઠેર ઊઘડવા માંડ્યા છે, પણ તેનો હેતુ સરતો નથી, કારણ વિદ્યાર્થીઆશ્રમો ફક્ત અંગ્રેજી શિક્ષણ લેવા માટે અનુકૂળતા કરી આપનારાં સાધનો જ માત્ર નીવડ્યાં છે.**

આપણો આશ્રમ આવો ન બની જાય તેની ચીવટ નાથાભાઈ અને અન્ય ગૃહપતિઓ બરાબર રાખતા. સંસ્થાઓના હોદ્દેદારો અને શિક્ષકો મારફત દાનફંડની પ્રવૃત્તિ ચાલતી હતી. ગુજરાતભરના ગામડાઓમાંથી ઘાસ, અનાજ ફળફળાદિ અને ધનના સ્વરૂપમાં દાનનો પ્રવાહ ચાલુ જ રહેતો.

૧૯૪૭માં શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરી પ્રમુખ અને શ્રી રામચંદ્ર અમીન ઉપપ્રમુખ તેમજ છોટાલાલ મગનલાલ પટેલ મંત્રી અને ભાઈલાલ જી. પટેલ સહમંત્રી તરીકે સેવાઓ આપતા. ૧૯૪૭-૪૮ના વ્યવસ્થા મંડળમાં શ્રી ના. ના. દેસાઈનું નામ જોવા મળે છે. ગૌશાળાને ગાયો અને વાછરડીઓ પણ દાનમાં મળતી હતી. દાનમાં આવેલ સૂકું ઘાસ, લીલું ઘાસ, બાજરીના પૂળા અને જારના પૂળા સુદ્ધાંનો હિસાબ રાખવામાં આવતો.

૧૯૪૭-૪૮નો પાટીદાર વિદ્યાર્થીઆશ્રમનો હેવાલ શ્રી નાથાભાઈએ પોતાની અને બીજા ગૃહપતિઓની વતી રજૂ કર્યો હતો. તેમણે જણાવ્યું : ''સ્વ. પૂજ્ય છગનભા આજીવન કર્મયોગના પરિપાકરૂપે અને સ્વ. પૂજ્ય બાપુભાઈ તથા સ્વ. પૂજ્ય સ્વામીનારાયણસાહેબ આદિ કાર્યકરોએ સંસ્થાને આ ફાલીફૂલી સ્થિતિએ પહોંચાડી છે એવી ગુજરાતની પ્રથમ પંક્તિનો સંસ્થાનો અહેવાલ આપની સમક્ષ રજૂ કરતાં ખરે જ અમને આનંદ થાય છે.

**વિદ્યાર્થીઓ જ્યારે જીવનમાં બીજાં ક્ષેત્રોમાં ભેગા થાય છે ત્યારે તેમને જેટલું શાળાજીવન નથી સાંભરતું તેટલું તેમને છાત્રજીવન સાંભરે છે. છાત્રાલય જીવન દરમિયાન પડેલા સંસ્કાર કે મિત્રતા આજીવન ટકે છે અને જીવન ઘડતરમાં ફાળો આપે છે. એટલે જ ઘરશાળાઓનું મહત્ત્વ જૂના વખતમાં ઘણું હતું અને હાલ પણ પશ્ચિમના દેશોમાં ઘણું આંકવામાં આવે છે. આથી જ આપણી સંસ્થા એક ઘરશાળા તરીકે જ વિકસાવવામાં આવી છે અને તેમાં જ તેની ઉપયોગિતા છે.''**

આશ્રમના વિદ્યાર્થીઓ ઉપરનું પ્રત્યક્ષ દેખરેખનું કાર્ય પાંચ ગૃહપતિઓએ વહેંચી લીધું હતું. તેઓ તેમનાં અભ્યાસ, ચારિત્ર્ય અને વર્તન પર દેખરેખ રાખતા અને છાત્રની મુશ્કેલીઓનો ઉકેલ કરતા આશ્રમનાં બીજા કાર્યોની વહેંચણી પણ ગૃહપતિઓમાં કરવામાં આવતી. શ્રી નાથાભાઈ બધાને માર્ગદર્શન આપતા.

છાત્રાલયની દૈનિક વ્યવસ્થામાં છાત્રો પણ યોગ્ય ફાળો આપતા. આશ્રમની અંદર-બહારની સફાઈ બાગ-બગીચાનું કામ જાજરૂના ખાડા ખોદવા, હોજ ધોવો વગેરે કામ કરતા. નાથાભાઈ અને ગૃહપતિઓનો પ્રભાવ એ હતો કે તેમણે સોંપેલું કાર્ય છાત્રો આનંદથી કરતા. શ્રી નાથાભાઈ સ્વાશ્રય અને જાતમહેનત પર વધારે ભાર મૂકતા. તે માનતા કે એકાંગી અને ઉપરચોટિયા કેળવણીનાં ઘણાં દૂષણો છે. જેવાં કે ફેશન, બેઠાડું જીવન અને મજૂરીની નાનમ વગેરે. **''આ સંસ્થાએ પહેલેથી જ આ દૂષણો ઘર કરી ન જાય તે માટે સ્વાશ્રયને મુખ્ય સ્થાન આપેલું**

**છે. પોતાની ઓરડી, બગીચાની સફાઈ, જાતે કપડાં ધોવાં, જમીને થાળી માંજવી વગેરે કાર્યો છાત્રોએ જાતે કરવાનાં રહેતાં. પ્રવાસ, સ્કાઉટિંગ, વ્યાયામમાં તો સંસ્થા અગ્રક્રમે રહેતી.''**

આ આશ્રમ ગાંધી-વિદ્યાપીઠ જેવાં જ કાર્યો કરતું. મિષ્ટ ભોજનોનો સિલસિલો ચાલુ જ રહેતો. ૧૫મી ઑગસ્ટ હિંદની સ્વરાજસિદ્ધિનો દિવસ ખુશખુશાલીથી ઉજવાતો હતો.

એક બાજુ કેળવણીની ભૂખ વધતી જતી હતી, તો બીજી બાજુ એ ભૂખ કેમ કરી સંતોષાય તે માટે સંસ્થા સજાગ પણ હતી.

**કરુણ પ્રસંગ :** યુગપુરુષ પુણ્યશ્લોક ગાંધીજીના કરુણ મૃત્યુને શ્રદ્ધાંજલિ આપતાં નાથાભાઈ લખે છે : **''આ સંસ્થા માટે ઘણો દુઃખનો પ્રસંગ હતો, જ્યારે આ સંસ્થા કેળવણીના ક્ષેત્રમાં વિશિષ્ટ પ્રયોગ દ્વારા નવીન વિચારસરણી પેદા કરવા પ્રયત્ન કરતી હતી તે સમયે એમણે સંસ્થાની ખાસ મુલાકાત લીધેલી, તે સમયે સંસ્થાની કાર્યપ્રણાલિકાથી એમને ખૂબ સંતોષ થયેલો અને સંસ્થા માટે શુભેચ્છા વ્યક્ત કરી હતી. એ અવતારી પુરુષની મુલાકાતને લાયક આપણે બનવા પ્રયત્ન કરીએ.''** એમના શોકજનક અવસાનના કારણે બીજા સત્રમાં ઉત્સવ ઊજવવામાં આવ્યો ન હતો.

સંસ્થાના ઉપપ્રમુખ શ્રી રામચંદ અમીન વડોદરા રાજ્યના પ્રધાનપદેથી નિવૃત્ત થતાં તે સમયે બચેલી રૂ.૪૦૦૧ની રકમ આ સંસ્થાને તેમનાં ધર્મપત્ની અ. સૌ. જીવીબહેનના નામે ટ્રસ્ટ ફંડ તરીકે ભેટ આપી હતી. વડોદરા રાજ્યની કરેલી સેવા માટે સંસ્થાએ તેમને અભિનંદન આપ્યા હતા.

૧૯૪૯-૫૦માં નાથાભાઈ મુખ્ય ગૃહપતિની ફરજ બજાવતા હતા અને મદદનીશ ગૃહપતિઓમાં શ્રી કલ્યાણભાઈ ગો. પટેલ, શ્રી અંબાલાલ શિ. પટેલ અને શ્રી રામભાઈ જો. પટેલને નીમવામાં આવ્યા હતા. ૧૯૫૦માં શ્રી અં. શિ. પટેલ અને શ્રી રા. મો. પટેલ મદદનીશ ગૃહપતિ હતા. ગૌશાળાની વ્યવસ્થા શ્રી જીવાભાઈ શામળદાસ અને રામભાઈ કાલિદાસ સંભાળતા. દુષ્કાળના સમયે ૧૫૦ જાનવરોને ઊભાં રાખવાં તે ભગીરથ કાર્ય હતું. જોકે લાડોલ અને ખેરાલુ તાલુકાનાં ગામડાંની મદદ મળતાં આ પ્રશ્ન ઊકલી ગયો હતો.

સર્વ વિદ્યાલયમાં શ્રી નાથાભાઈના આગમન પછી પ્રો. સ્વામીનારાયણ મેથેમેટિક્સ માટેનો સુવર્ણચંદ્રક કડીના વિદ્યાર્થીને જ મળ્યો છે. આશ્રમની પ્રવૃત્તિઓ યથાવત્ ચાલતી હતી. પ્રધાનમંડળમાંથી ડૉ. જીવરાજ મહેતા, શ્રી અમીન, શ્રી

લેઉવા, શ્રી મગનભાઈ, પાર્લામેન્ટરી મંત્રીશ્રી મફતલાલ વગેરે સંસ્થામાં પધાર્યા હતા અને છાત્રોને જ્ઞાનનો લાભ આપ્યો હતો. ઉપરાંત શ્રીમતી હંસાબહેન મહેતા, ડૉ. હરિપ્રસાદભાઈ; ઈંદોરથી ઈતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક; શ્રી વડોદરા રાજ્ય ખાદી નિરીક્ષક શ્રી અભ્યંકર દાદાએ 'ખાદી રહસ્ય' પર પ્રવચન આપ્યું હતું. આ સંસ્થાએ ૪૦ રેંટિયા મંગાવી રેંટિયાનો એક વર્ગ શરૂ કર્યો હતો. આ બતાવે છે : આ સંસ્થા પર પડેલો ગાંધીપ્રભાવ.

આગળ અભ્યાસ કરવા માગતા હોંશિયાર વિદ્યાર્થીઓને લોન આપવામાં આવતી હતી. આ સમયમાં આશ્રમના વિદ્યાર્થીઓ માટે ૧૫૦ ખાટલાની ખોટ હતી. સાધારણ સભાએ વિચાર્યું કે આ કામ બહેનો મારફતે થાય તો સંસ્થાના કાર્યમાં બહેનો રસ લેતી થાય. તે હેતુથી પાટફંડ સમિતિ નીમવામાં આવી. તેમાં પ્રમુખ તરીકે શ્રીમતી ગંગાબહેન પુરુષોત્તમદાસ, ઉપપ્રમુખ જીવીબહેન રામચંદ, સભાસદ ચંચળબહેન માણેકલાલ, ચંદ્રકળાબહેન ચિમનલાલ, લલિતાબહેન પીતાંબરદાસ અને પાર્વતીબહેન પુરુષોત્તમદાસ વગેરે હતાં. આ ગંગાબાએ આશ્રમના અનેક કાર્યકરોને રોટલા ટીપી ખવડાવ્યા છે. તેમનું ઘર જ સંસ્થા બની ગઈ હતી. એટલું નહિ ૧૯૪૨માં ગૌશાળામાં છુપાયેલા ક્રાંતિકારીઓને રોટલા મોકલતા. કવિ શ્રીધરાણી, શ્રી મગન રણછોડદાસ વગેરેએ તે રોટલાનો સ્વાદ માણેલો છે. એક ખાટલાની કિંમત ૫૧ રૂપિયા ઠરાવી આ સમિતિએ ૪૮૪ રૂા. ભેગા કર્યા હતા.

શ્રી ક. પા. વિદ્યાર્થીઆશ્રમનું ૧૯૪૯-૫૦નું નિવેદન વાંચતાં નાથાભાઈએ જણાવેલું : ''હિંદ માટે ચાલુ વર્ષ ઈતિહાસને પાને સુવર્ણ અક્ષરે લખાશે. દોઢ સદીથી અંગ્રેજી તાબેદારીમાંથી તથા આઠ સદીઓથી રાજાશાહીની જોહુકમીમાંથી પહેલીવાર હિંદ આઝાદ થયું છે. આ સંસ્થાને પણ જેણે રાષ્ટ્રીય ઢબે કેળવણી આપવાનો પ્રયાસ કર્યો છે તો આનંદ થાય તે સહજ છે. **લોકતંત્રમાં શિસ્ત અને કાયદાનું પાલન સત્તાના જોરે ઉપરથી કરાવવાનું નથી રહેતું, પણ તે તો નાગરિક તરીકેની ભાવના અને આંતરિક ફરજમાંથી ઊગવું જોઈએ. બીજી લોકશાહીઓમાં જેટલે દરજ્જે આ નાગરિક ધર્મ (Citizenship) ખીલ્યો છે. તે આપણે ખીલવવાનો છે. આ કાર્યમાં વિશેષ રીતે ફાળો આપી શકે તેમ હોય તો છાત્રાલયી વિદ્યાલયો (Residential School)'' જેની અંદર ભલે નાના પાયા પર સામાજિક-સમૂહજીવનના પાઠ ભણાવાતા હોય. એ દષ્ટિએ છાત્રાલયોનું માન તથા ફરજ પણ વધી જાય છે.**

આ સંસ્થાના છેલ્લા ૩૦ વર્ષોના પ્રયત્નથી ઉત્તર ગુજરાતનાં ગામડાઓમાં ઠીકઠીક ચેતન આવ્યું છે. સંસ્થાના આદિ સંસ્થાપક પૂ. છગનભાના પ્રયત્નો સર્વથા

એળે નથી ગયા એમ એના ફાલ ઉપરથી જણાય છે. અંધકારમાં અટવાતી હોઈ પછાત ગણાતી કોમ હવે સામાજિક તથા આર્થિક દૃષ્ટિએ સુધરીને રાજકીય ક્ષેત્રોમાં પણ મૂંગા પ્રેક્ષક તરીકે ન રહેતાં પોતાની છાપ પાડે છે - યોગ્ય ફાળો નોંધાવવા શક્તિમાન થઈ છે. અત્યારે એ ચિત્ર જુદું છે.''

શ્રી નાથાભાઈએ નિવેદનમાં સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું : **''મોંઘવારીને લીધે આશ્રમનું ખર્ચ વધારે આવે છે એટલે ગામડાનો ઉપલો થર જ પોતાના બાળકોને અહીં રાખી કેળવણીનો લાભ આપી શકે છે. જ્યારે ગરીબ વિદ્યાર્થીઓ એ લાભથી વંચિત રહે છે. આ મુશ્કેલી ટાળવા આપણા આશ્રમમાં સ્વયંપાકી છાત્રોનો વિભાગ ચાલુ કરવાની જરૂર છે. અહીંનું ખર્ચ ન પોષાવાથી કેટલાક વિદ્યાર્થીઓ ગામમાં રહી ઘેરથી અનાજ સીધું લાવી જાતે રાંધી ચલાવે છે. તે માટે તેમને બીજું ખર્ચ ફક્ત પાંચ છ રૂપિયા જ આવે છે. આપણે આવા વિદ્યાર્થીઓને સગવડ આપવી જોઈએ. જેથી તેમને આશ્રમજીવનનો લાભ મળે અને ઓછા ખર્ચે અભ્યાસ કરી શકે.''** પાણીના બગાડનો પ્રશ્ન પણ ઉકેલાતો. દીવાબત્તી ઝાંખી હોવાથી વિદ્યાર્થીની આંખ બગડે જેવા પ્રશ્નો બેધડક સંચાલકો સમક્ષ રજૂ કરવામાં આવતા.

મારા સાહેબ ગરીબોના બેલી હતા. કબીરના વિચારોથી - આર્યસમાજના વિચારોથી રંગાયેલા હતા. તેની વિગતો તેમના પારિવારિક ઇતિહાસમાંથી અને તેમના વિદ્યાર્થીઓના લેખોમાંથી મળે છે. એ રાગદ્વેષ વિનાના યોગી હતા. શિક્ષણના જોગી હતા. માંદગીના સમયે પણ વિદ્યાર્થીઓનું હિત હૈયે વળગેલું હતું. એમણે ગરીબોની આજીવન સેવા કરી છે.

૧૯૪૯-૫૦ના નિવેદનનો અંક શ્રી ગુજરાત ગૌશાળાના ચિત્રોથી મઢવામાં આવ્યો હતો.

નાથાભાઈનું આગવું યોગદાન તે ૧૯૪૮થી શરૂ કરેલું આનંદ બજાર. આજના M.B.A. ના વિદ્યાર્થીઓ માટે પણ પ્રેરણારૂપ બને તેવો તેનો હેતુ હતો, ઉદ્દેશ હતો. વિદ્યાર્થીઓને ગમ્મત સાથે વ્યવહારિક જ્ઞાન મળે તેમજ જુદાજુદા ધંધાદારીઓનું અનુકરણ કરવાની પોતાની શક્તિ બનાવી શકે તે માટે આનંદ બજારની યોજના કરવામાં આવી હતી. આનંદ બજારમાં દુકાનો તૈયાર કરવી, ઘરાકોને આકર્ષવા માટે યોજનાઓ કરવી વગેરે બાબતોમાં વિદ્યાર્થીઓએ પોતાની કલ્પનાશક્તિ તેમજ સર્જનાત્મકશક્તિ બતાવી હતી. વિદ્યાર્થીઓનું માનસ અને એમની રસવૃત્તિઓનો અભ્યાસ કરવાનો આ સુંદર પ્રસંગ હતો. શહેરમાંથી લોકોએ

મોટા પ્રમાણમાં હાજરી આપી વિદ્યાર્થીઓની પ્રવૃત્તિમાં રસ બતાવી વિદ્યાર્થીઓને ઉત્સાહિત કર્યા હતા. જનસમાજના સંપર્કમાં આવવાનો આ પ્રસંગ વિદ્યાર્થીઓ માટે કેળવણીની દૃષ્ટિએ અગત્યનો ગણી શકાય.

શ્રી નાથાભાઈના વિદ્યાર્થીઓએ દેશ-વિદેશમાં ધંધામાં પોતાનું કૌશલ્ય બતાવ્યું છે. કદાચ તેનું વિચારબીજ આવા આનંદબજારમાં જ નંખાયું હશે.

૧૯૫૧નું વર્ષ આશ્રમજીવનનું યાદગાર વર્ષ હતું. સંસ્થાના છેલ્લા ત્રીસ વર્ષના પ્રયત્નથી ઉત્તર ગુજરાતના ગામડાઓમાં ચેતન આવ્યું હતું. સંસ્થાને આંગણે તા.૨૯,૩૦ એપ્રિલના ૧૯૫૧ના દિવસોમાં શ્રી કડવા પાટીદાર પરિષદનું ૧૭મું અધિવેશન સંસ્થાના આદ્યસ્થાપક સ્વ. છગનભાના પૂતળાને ખુલ્લુ મૂકવાનો સમારંભ અને ચાલુ તથા જૂના વિદ્યાર્થીઓનું પાંચમું સ્નેહસંમેલન વ. યોજવા માટેનું હતું. એકીસાથે ત્રણ પ્રસંગો યોજાયા હોઈ ત્રિવેણીસંગમ જેવો સુંદર યોગ મળ્યો હતો તે તેની વિશિષ્ટતા હતી. આ સમયે મુખ્ય ગૃહપતિ શ્રી નાથાભાઈ હતા. આ ઉત્સવો સાથે જોડાયેલા મહાનુભાવો આ સંસ્થાના હોદ્દેદારો પણ હતા. ૧૭મા અધિવેશનમાં પ્રમુખપદે શ્રી મણિલાલ હરજીવનદાસ પટેલ મુંબઈ, ઘણા સમય સુધી સંસ્થાના પણ પ્રમુખ રહ્યા હતા. ઉત્સવ પ્રસંગે વિદ્યાર્થીઓ ગૃહપતિઓના માર્ગદર્શન નીચે સફળ આયોજન કાર્ય કરી રહ્યા હતા. શ્રી પુરુષોત્તમ પટેલે ધ્વજવંદન કર્યું. શ્રી રાયચંદ્ર અમીને સ્નેહસંમેલનનું ઉદ્‌ઘાટન પ્રવચન કર્યું, શ્રી નવીનભાઈ દેસાઈએ સ્વાગતપ્રવચન, સ્નેહસંમેલનના પ્રમુખ અશ્વિનીકુમારે સુંદર ભાષણ આપ્યું. પરિષદના મંડળને જ્ઞાતિના આદ્ય સેવક અને સુધારક પુરુષોત્તમ દાસ વીરમગામવાળાની યાદમાં તેનું નામ ''સ્વ. પુરુષોત્તમદાસ મંડપ'' નામ આપ્યું હતું. પરિષદના સ્વાગત પ્રમુખ ડૉ. માણેકલાલ હતા. શ્રી નંદુભાઈ મંછારામ પણ પધાર્યા હતા. છગનભાની પ્રતિમાનું અનાવરણ સ્વામીશ્રી ચૈતન્યપુરીજીએ કર્યું હતું. આ પ્રસંગ સંપૂર્ણપણે આશ્રમમાં યોજાયો હતો.

**શ્રીનાથાભાઈએ સ્વયંપાકી છાત્રાલયની વાત પુનઃ રજૂ કરી કહ્યું કે એક ગૃહપતિ પચાસ છાત્રોની ફરજ નિભાવી શકે. ૩૩૨ છાત્રોને ત્રણ ગૃહપતિ ન્યાય ન આપી શકે.**

૧૯૫૨નો સંસ્થાનો રિપોર્ટ અંબાલાલ શિ. પટેલ, શ્રી રામભાઈ જો. પટેલ અને શ્રી મોહનભાઈ બા. પટેલે રજૂ કર્યો હતો. સહવાસ, સ્વાશ્રય, શિક્ષક-શિષ્યની આત્મીયતા વગેરે પર ધ્યાન આપવામાં આવતું. આશ્રમ શાળા માત્ર રહેવાના અને જમવાના હેતુથી જ નહિ પણ એક ઉત્તમ શાળા હોય તે રીતે ચલાવાતી.

પૂ. છગનભા અને પૂ. ગામીસાહેબની ઇચ્છાઓ, તમન્નાઓ અને એમના આત્માની ઝંખનાને ખાસ ધ્યાનમાં રાખી આ સંસ્થા ચલાવવાનો પ્રયત્ન કરાતો હતો, પણ આ સમયગાળામાં સાહેબની માંદગી શરૂ થઈ હતી.

૧૯૫૩નું નિવેદન નાથાભાઈ દેસાઈ, મોહનભાઈ પટેલ અને રામભાઈએ રજૂ કર્યું હતું. આદર્શો અને મૂલ્યો સાથે ગોઠવાયેલા ઢાંચામાં આશ્રમનું કામ ચાલતું હતું. મુલાકાતીઓનો અવિરત પ્રવાહ ચાલુ જ હતો. શ્રી હૃષીકેશ ઠાકર, અભ્યંકરદાદા, સુમંતલાલ ભારતી, બબલભાઈ મહેતા, પ્રો. રણધીર ઉપાધ્યાય, સ્વામીશ્રી સુરેશાનંદજી, શ્રી નર્મદા શંકર ઠાકર, રતિલાલ અમીન, પ્રો. એસ. આર. ભટ્ટ (ગાંધી જયંતિ વખતે) શ્રી પરીક્ષિતલાલ મજમુદાર, ધનાભાઈ હ. વકીલ, છ. કા. પટેલ, અમીન સાહેબ, પોપટભાઈ, છ. રા. વકીલ, સ્નેહરશ્મિ, સુમિત્રાબહેન વશી, ભરતરામ મહેતા અને સામાજિક પ્રચારક શંકરભાઈ પટેલ.

આ વર્ષે શ્રી નાથાભાઈ દેસાઈના હસ્તે રૂા.૪૦૦ નારણભાઈ સુખલાલ દેસાઈના નામે લોનફંડ તરીકે આપ્યા હતા. કડી રૂ-મહાજન પણ આર્થિક મદદ કરતું હતું.

શ્રી નાથાભાઈના વિચારો આપણે તેમના નિવેદનોમાંથી જાણી શકીએ છીએ. ૧૯૫૪ના નિવેદનમાં લખે છે : **“એટમ બોમ્બ કા ચાચા’ હાઈડ્રોજન બોમ્બના જમાનામાં વિશ્વશાંતિનો કોઈ આધાર હોય તો તે ભવિષ્યના નાગરિકો અને આજનાં બાળકો છે એમ શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતે કહ્યું છે તે યોગ્ય છે. વિશ્વયુદ્ધો, વિગ્રહો, અને સંઘર્ષો એટલા માટે ચાલ્યા કરે છે કે આપણે સમૂહજીવનની તાલીમ પામ્યા નથી. સહિષ્ણુતા, એકબીજા માટે ઘસાવાની તૈયારી, સમાધાન અને સમન્વય વૃત્તિથી જ કાયમી શાન્તિ સ્થાપી શકાય. ઉપરોક્ત ગુણોની તાલીમ આશ્રમજીવનમાં મળે છે એવી ક્યાંય મળતી નથી.**

**બ્રિટિશ પાર્લામેન્ટ જેમ વિશ્વની પાર્લામેન્ટોની જનની છે તેમ આપણો આશ્રમ ઉ. ગુ. ના વિદ્યાર્થીગૃહોની જનની છે. એના પાયામાં સાધુપુરુષોની સંન્યાસભાવના પડેલી છે. ગીતાનો કર્મયોગ પડેલો છે. એ ત્યાગ - ભાવના જેટલે અંશે હજી જીવતી છે તેટલે અંશે અને ત્યાં સુધી આ સંસ્થા જીવતી રહેશે.”**

આશ્રમજીવનનું શિક્ષણમાં કેવું મહત્ત્વ છે તેનો ખ્યાલ આપતાં શ્રી નાથાભાઈ લખે છે : **‘શિક્ષણ એટલે કેળવણી, ભણતર નહિ’. એ મતલબનું પૂ. રવિશંકર મહારાજનું સૂત્ર તો આપણે વાંચ્યું છે. શિક્ષણને હાઈસ્કૂલોની દીવાલોમાં ગોંધી રાખવું નથી. એને જીવંત, પ્રેરક અને સમયની સાથે તાલ મિલાવે તેવું બનાવવું**

**હશે તો શાળાઓની સાથે છાત્રાલયો જોડવાં જોઈશે. આવા આશ્રમોમાં જ વિદ્યાર્થી અને શિક્ષક ઘનિષ્ટ સંબંધમાં આવે છે; એમનાં જીવન ઓતપ્રોત થાય છે અને આત્મીયતા કેળવાય છે.''**

વિદ્યાર્થીઓ પુસ્તકિયા કે વેદિયા ન રહી જાય તે હેતુથી તેઓ પ્રવાસનું મહત્ત્વ આંકતા. ગુજરાત બહાર ભારતભરના પ્રવાસો કરાવતા. મુશ્કેલીમાં રસ્તો કાઢતાં શીખે, તેમની વ્યવસ્થા શક્તિ અને સૂઝ કેળવાય, તેમને દુનિયાદારીનું ભાન થાય, સંકુચિતતા છોડી વ્યવહારિક અને વિશાળ દૃષ્ટિવાળા થાય એના માટે અભ્યાસમાં પૂરક બને એવા પ્રવાસો યોજવામાં આવતા. ગુજરાતની આત્મીયતા જાગે તેવા પ્રવાસો ગોઠવાતા હતા. **શ્રી નાથાભાઈ માનતા : દુનિયા જોતાં પહેલાં ''ઘરનો ઉંબરો'' જુએ એ જ ખરું છે.** તેમના સમયગાળામાં અવિરતપણે વિદ્વાનોની સંગતિ દ્વારા જ્ઞાનનો ધોધ વહેવડાવવામાં આવતો. શ્રી નાથાભાઈએ સ્વાશ્રય અને સ્વાવલંબનમાં કોઈ બાંધછોડ કરી નથી. તેમના વિચારો વ્યક્ત કરતાં લખે છે : **'' 'મેકોલે ભણતર'થી શ્રમ તરફ જે સૂગ કેળવાઈ છે તે દૂર કરવાનો સમય આવી ગયો છે. વિદ્યાર્થીઓ બને તેટલું પોતાનું કાર્ય પોતે જ કરે તે આગ્રહ રાખવામાં આવે છે. સેવાકાર્ય આશ્રમનું મુખ્ય અંગ ગણાતું આવ્યું છે. ઘાસ કાઢવું, રસ્તા સાફ ને દુરસ્ત કરવા, ખાડા પૂરવા અને એ અંગે પાવડા-કોદાળી, ઝાડુ, લારી, ટોપલીઓ વગેરે સાથે દોસ્તી કેળવાય છે. કલમ-પેન સાથે વિદ્યાર્થી શોભે છે એવો જ પાવડા-કોદાળી કે ઝાડુ સાથે શોભવો જોઈએ અને એ બને ત્યારે જ શ્રમની પ્રતિષ્ઠા થઈ ગણાય''.**

સ્વચ્છતા અને આરોગ્ય માટે તેમના ખાસ વિચારો હતા. શ્રી જુગતરામ દવેએ જેને છઠ્ઠી ઈન્દ્રિય ગણી છે તે સ્વચ્છતાની ઈન્દ્રિયનો પૂરેપૂરો ખ્યાલ રાખી તેનો વિકાસ થાય તે માટે પ્રયત્ન કરવામાં આવતો. રસોડાની સ્વચ્છતા, સ્નાનગૃહોની સ્વચ્છતા, જાજરૂ-મુતરડીની સ્વચ્છતા વગેરે સામૂહિક સ્વચ્છતા જળવાય તે માટે સૌએ પ્રયત્નશીલ રહેવું જોઈએ એ નાગરિક ગુણ અહીં સહેજે મળે છે. તેની સાથે સાથે વ્યક્તિગત સ્વચ્છતા પણ જીવનને પ્રફુલ્લ અને વ્યવસ્થિત બનાવવા માટે જરૂરી છે.

"Prevention is better than cure. 'ઘર સળગ્યા પછી કૂવો ખોદવો' એના કરતાં પહેલેથી સાવધ રહેવાય તો આરોગ્યનો પ્રશ્ન વિકટ ન બની જાય. ખુલ્લી હવા, નિયમિત ભોજન, કસરત અને ઊંઘ - આ બધાથી આરોગ્યમાં ઘણી મદદ થાય છે.''

આ આશ્રમના વિદ્યાર્થીઓને શ્રી નાથાભાઈએ શીખવેલો શ્રમનો મહિમા સમજાયો હતો અને દરેક વિદ્યાર્થી પોતાના ગામ જઈ ત્યાંના વિદ્યાર્થીઓને સાથે લઈ કૂવાની સફાઈ, ગંદકીના ઢેર દૂર કરવા, રસ્તાના ખાડા પૂરવાનું કામ કરતા. આ કામ કરતાં અમારાં મા-બાપ અમને અટકાવતાં પણ અમારા બીજા માવતર નાથાભાઈના સંસ્કાર અને આશ્રમે કરાવેલું સંસ્કારોનું પાન અમે કેમ ભૂલીએ ?

શ્રી નાથાભાઈએ ગ્રામસંપર્કનો અદ્ભુત પ્રયોગ કર્યો હતો. જે પૂ. છગનભાના પ્રવાસોની યાદ આપતો. ૧૯૫૪માં જાન્યુઆરીના છેલ્લા દિવસોમાં એક સપ્તાહ આશ્રમ અને શાળાની વિવિધ પ્રવૃત્તિઓ માટે યોજાયું હતું. કેટલાક વિદ્યાર્થીઓએ આશ્રમમાં રહી બાગબગીચાનું કામ ઉપાડ્યું હતું. ઘણાખરા વિદ્યાર્થીઓની ૨૦ ટુકડીઓ પાડી સંવાદ અને ગ્રામ સફાઈ માટે ગામડે મોકલી હતી. શક્ય હોય તો અનાજ અથવા રોકડાના રૂપે ફંડ પણ ઉઘરાવવાનું હતું. સાહેબે મને એક ટુકડીનો આગેવાન બનાવ્યો. કંબોઈ, ભાટસર, પલાસર, લણવા, પીંપળ, છમીસા ગામોની જવાબદારી અમારી ટુકડીએ ઉપાડી. અમે ટુચકાઓ દ્વારા ગામ લોકોને હસાવતા. રોવાકૂટવા, બારમાનો શીરો, અંધશ્રદ્ધા, બાવા-ભૂતપ્રેત, સાસુ-વહુના ઝઘડા પ્રત્યે ધ્યાન દોરી ભણતરનું મહત્ત્વ સમજાવતા. નાના ખેલ ભજવતા અને ગામની સફાઈ કરતા. આજે તો અમારી ટુકડીમાંથી ત્રણનું અવસાન થઈ ગયું છે. બીજા જીવે છે. તેઓ આ વાંચશે ત્યારે ઝૂમી ઊઠશે.

*ભાટસર ગામનો ઊંચો ચોરો*
*ઉપર ધોળી ધજા..*
*માનપાન તો ન મળે*
*પણ, પાણી પીવાની મઝા... થા.. થૈયા થૈયા થા થૈ.*

સનેડો ગાઈએ, ભવાઈ કરીએ અને ઉઘરાણી કરીએ. ઘણું અનાજ અને રોકડ લાવેલા. છમીસામાં મંદિરમાં માલપૂડા ખાવાની મજા પડેલી.

*અમે તમારા ગામમાં*
*આવી કરશું ખેલ,*
*ખેલ કરીને કાઢશું*
*મનના જામ્યા મેલ...*

પૂ. નાથાભાઈએ રેડેલા સંસ્કારોએ અમારું જીવન દીપાવ્યું છે. ૩૦-૮-૫૫માં શેઠશ્રી નવીનચંદ્ર મફતલાલનું અવસાન થતાં આશ્રમનું વાતાવરણ શોકમય બની ગયું હતું. કારણ આ પરિવારની આર્થિક મદદ ખૂબ મળી હતી.

૧૯૫૫માં સંસ્થા અને આશ્રમ તરફથી ભૂતપૂર્વ વિદ્યાર્થીઓનું સન્માન કરવામાં આવ્યું હતું. આ મેળાવડો કડી મુકામે ગુજરાત કૉલેજના આચાર્ય ડૉ. એમ. એસ. શાહના પ્રમુખપદે તા. ૨૬-૬-૫૫ (સ્વાતંત્ર્ય દિન)ના રોજ યોજવામાં આવ્યો હતો.

આ ત્રિપુટી પૈકી શ્રી નરસિંહભાઈ, મુંબઈ યુનિ.ની એન્જિનિયરિંગની પદવી પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે મેળવીને ઇંગ્લેંડમાં એન્જિનિયરિંગનો વધુ અભ્યાસ કરવા ગયા હતા. ત્યાં પણ બી.એસસી. (એન્જિનિયરિંગ)માં પ્રથમ વર્ગમાં આવીને પદવી પ્રાપ્ત કરી હતી. ગ્રિજી કોટન કંપનીમાં કામ કરતા હતા.

બીજા શ્રી રામભાઈ, મુંબઈ યુનિ.ની બી.ફાર્મની પદવી પ્રાપ્ત કરી વધુ અભ્યાસ માટે અમેરિકા ગયા હતા. ત્યાં એમ.એસ.ની પદવી પ્રાપ્ત કરી તે 'એબટ' નામની દવા કંપનીમાં મેનેજર બન્યા.

ત્રીજા હૃષીકેશ ઠાકરે, મુંબઈ યુનિ.ની જવલ્લે પ્રાપ્ત થતી એલએલ.એમ.ની કાયદાની ઉચ્ચકક્ષાની પદવી પ્રથમ વર્ગમાં આવીને મેળવી હતી. નાગપુર હાઈકોર્ટમાં વકીલાત શરૂ કરી હતી.

આ ત્રણે ભાઈઓને સંસ્થા તરફથી સન્માનપ્રતીક અર્પણ કરવામાં આવ્યાં હતાં. ચાંદીની ફોટો ફ્રેમમાં સંસ્થાના સ્થાપક સ્વ. છગનભાના રંગીન ફોટો મઢીને ભાવવાહી પ્રતીક યોજવામાં આવ્યું હતું. આશ્રમમાં પણ મેળાવડો રાખ્યો હતો. આ પ્રસંગે સંસ્થાના ઉપપ્રમુખ શ્રી રામચંદ્ર અમીન, આગેવાન દાસકાકા (પુ.ર. પટેલ) શ્રી નાથાભાઈ દેસાઈ., શ્રી છ. કા. પટેલ (પિલવાઈ) અને શ્રી સીતારામ શર્મા ઉપસ્થિત રહી પ્રસંગોચિત પ્રવચનો કર્યાં હતાં. અને ત્રિપુટીને અભિનંદન આપી માતૃસંસ્થાને, દેશની ગરીબ જનતાને અને રાષ્ટ્રને ઉપયોગી થવા માટે અનુરોધ કર્યો હતો. શ્રી નરસિંહભાઈની ખબર છે કે તેઓ સંસ્થા અને સમાજ તેમજ દેશને ઉપયોગી થયા છે. બીજા બંનેની ખબર નથી. શ્રી નરસિંહભાઈએ શિક્ષણક્રાંતિ સાથે ભારતમાં પ્લાસ્ટિકક્ષેત્રે ક્રાંતિ કરી હતી. ત્રિપુટીએ તેમના પ્રત્યે રાખેલી અપેક્ષા પાળવાની ખાત્રી આપી હતી.

પ્રમુખસ્થાનેથી આચાર્ય શ્રી. ડૉ. એમ. એસ. શાહે સર્વ વિદ્યાલય અને તેના વિદ્યાર્થીઓની પ્રગતિને ધન્યવાદ આપ્યા હતા. સ્વ. છગનભા અને સ્વ. આચાર્ય બાપુભાઈ ગામીની સાથેના તેમના પ્રસંગોની યાદ આપીને સંસ્થા પાછળ રહેલાં ત્યાગ અને સેવાભાવનાને હાર્દિક અંજલિ આપી હતી. 'કોઈનું ખરાબ સાંભળવું નહિ', કોઈનું ખરાબ જોવું નહિ,' અને 'કોઈનું ખરાબ બોલવું નહિ'. એ ત્રણ સૂત્રો જીવનમાં આચરવા અનુરોધ કર્યો હતો.

આજે તો આ ત્રણે સૂત્રો પથ્થરમાં કોતરેલા બાપુના ત્રણ વાંદરામાં પેસી ગયાં છે, માનવીમાં નહિ.

આ જ તારીખે કડી શહેરમાં શ્રી મહાત્મા ગાંધી સ્મારક કન્યાશાળાના મકાનની શિલારોપણ વિધિ કરવા વડોદરાનાં શ્રીમંત સૌ. મા. મહારાણી શાન્તાદેવીસાહેબા પધાર્યાં હતાં. ત્યારે તેઓશ્રી સંસ્થાની મુલાકાતે પધાર્યાં હતાં. આશ્રમનું નિરીક્ષણ કર્યું હતું અને રાજીપો વ્યક્ત કર્યો હતો. તેમના માનમાં સંસ્થામાં ચા-પાણીનો મેળાવડો યોજવામાં આવ્યો હતો. તે પ્રસંગે શ્રી રામચંદ્રભાઈ તથા શ્રી પુરુષોત્તમદાસે ભૂતપૂર્વ વડોદરા રાજ્ય તરફથી સંસ્થાને જ્ઞાતિસુધારણા કરવામાં અને કેળવણીનો પ્રચાર કરવામાં મળેલી મદદની યાદ આપી હતી. કન્યાશાળાના શિલારોપણ વિધિ પ્રસંગેના પોતાના પ્રવચનમાં મહારાણીસાહેબાએ આ સંસ્થાની નોંધ લઈ આશ્રમની પ્રવૃત્તિઓને બિરદાવી હતી. શ્રી અંબાલાલ શિ. પટેલ, શ્રી રામભાઈ જો. પટેલ અને શ્રી સોમાભાઈ ગૃહપતિઓ તરીકે કાર્ય કરતા હતા. ભગિનીસંસ્થાઓમાં શેરથાનું પ્રગતિ વિદ્યાલય પણ જોડાયું હતું. કડીની સંસ્થાઓ એટલે આપણું ગૌરવ એ નામના ચોપાનિયા વહેંચી ફંડ-ફાળા માટે, લોનફંડ માટે અપીલ કરવામાં આવતી. શ્રી રામચંદ્ર અમીન ષષ્ઠીપૂર્તિ સન્માન સમારંભ રાખવામાં આવ્યો હતો. આ સમયગાળામાં શ્રી દેસાઈસાહેબ રજા પર હોવાથી ઇન્ચાર્જ હેડ માસ્તર શ્રી અંબાલાલ શિ. પટેલ હતા.

૧૯૫૬ના નિવેદનમાં પ્રવૃત્તિઓ મંદ પડી હતી તે દેખાય છે. ૩૧૫ વિદ્યાર્થીઓ આશ્રમમાં હતા. જેનો માથાદીઠ ૧૩ આના ખર્ચ આવતો. સરેરાશ માસિક ખર્ચ રૂ. ૨૧-૫-૦ સવારના નાસ્તા સાથે વિદ્યાર્થી પાસેથી લેવાતો હતો. મુખ્ય ગૃહપતિ શ્રી મોહનલાલ અને મદદનીશ સોમાભાઈ ભો. પટેલ હતા. ૧૯૫૬-૫૭ના આશ્રમના હોદ્દેદારોમાં શ્રી નાથાભાઈનું નામ જોવા મળતું નથી. આ સમયમાં ગૃહપતિ શ્રી રામભાઈ અને મદદનીશ ગૃહપતિશ્રી મોહનલાલ અને શ્રી સોમાભાઈને નીમ્યા હતા. ૧૯૫૭-૫૮ના નિવેદનમાં પણ શ્રી નાથાભાઈનું નામ નથી. શ્રી છોટાલાલ મગનલાલ મંત્રી હતા તે પણ રૂના વેપારી હતા. આજ સુધી આ સંસ્થા રૂના વેપારીઓને ફળદાયી નીવડી છે. શ્રી સોમાભાઈની જગ્યાએ નવા ગૃહપતિ સી. કે. પટેલ આવ્યા. એ હાલ અમેરિકા છે.

તેમના ભાઈ આર. કે. પટેલ સંસ્થાને ખૂબ જ મદદરૂપ થયા છે અને થાય છે. આ બધા નાથાભાઈના વિદ્યાર્થીઓ છે. ૧૯૫૨-૫૯માં શ્રી મોહનલાલ અને શ્રી નાથાભાઈનાં નામ વ્યવસ્થામંડળના સભ્ય તરીકે ઉમેરવામાં આવે છે.

નવા મકાનોનો વિકાસ થઈ રહ્યો છે. ૧૯૫૯-૬૦માં નાથાભાઈનું નામ છેલ્લેથી પહેલું મુકાયું છે. ૧૯૬૦-૬૧માં પણ આવું સ્થાન અપાયું છે. આશ્રમના ગુરુ અને વિદ્યાલયના આચાર્યનું સ્થાન ક્યાં હોવું જોઈએ તે વહીવટદારોને ખબર લાગતી નથી.

૨૮-૨-૬૦ના રોજ આનંદભવનનું ઉદ્‌ઘાટન અને સ્નેહસંમેલન રાખવામાં આવ્યું હતું. આ સંસ્થાના નવા-જૂના વિદ્યાર્થીઓનું સ્નેહસંમેલન હતું. આ સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થી અને વડોદરા યુનિ.ના ગુજરાતી વિભાગના રીડર ડૉ. અનામીએ માંગલિક પ્રવચન કર્યું હતું. ૨૦૦૯માં (૯૩ વર્ષની વયે તેમનું અવસાન થયું.) આ સંમેલનના પ્રમુખ તરીકે સંસ્થાના પૂર્વવિદ્યાર્થી અને જાણીતા નવલકથાકાર શ્રી પીતાંબરભાઈ પટેલ હતા. સારી સંખ્યા હાજર રહી હતી. સંસ્કાર ભવનનું ઉદ્‌ઘાટન વડોદરા એલેમ્બિકના માલિક શેઠશ્રી નાનુભાઈ બી. અમીને કરીને સુંદર પ્રવચન કર્યું હતું. સમારંભના પ્રમુખ શેઠશ્રી જયકૃષ્ણભાઈએ શીખ આપી હતી. આ વખતે સંસ્થાના મંત્રી છોટાલાલ મ. પટેલ અને ધનાભાઈ હ. પટેલ હતા. આ છઠ્ઠા સ્નેહમિલના સમારંભમાં સુંદર ઠરાવો થયા હતા. સંસ્થા સાથે પરસ્પર નાતો બંધાયેલો રહે તેવું આયોજન કરવાનું વિચાર્યું. દરેકે રૂા.૧૧૧ આપી વિદ્યાર્થી મકાન યોજનામાં પોતાનું નામ નોંધાવવું. ૧૯૭૦માં સંસ્થા સુવર્ણજયંતિ ઊજવે ત્યારે એક હજાર નામ નોંધીને એક લાખ રૂપિયા સંસ્થાને ચરણે ધરવાનું ઠરાવેલું. દેશપરદેશમાં ભણતા વિદ્યાર્થીઓને આર્થિક રીતે મદદરૂપ થવાનો ઠરાવ થયો. ૨૫ સભ્યોની સમિતિ નીમવામાં આવી.

૧૫મી જૂન આંતરિક ડખાને કારણે સ્વમાની આચાર્ય શ્રી નાથાભાઈએ રાજીનામું આપ્યું. જેણે માંદગીની પરવા કર્યા વિના આશ્રમ અને વિદ્યાલયની જવાબદારી નિભાવી, દેશવિદેશના શિક્ષણજગતના નકશા પર સર્વ વિદ્યાલયનું નામ ગુંજતું કરી ૧૭ વર્ષનું સરવૈયું સમાજ સમક્ષ મૂકી દીધું. સાહેબની હકાલપટ્ટી માટેની યોજના ઘડાઈ હતી. 'એક વહીવટી હોદ્દેદારને શ્રી નાથાભાઈ પર આવતી સર્વ વિદ્યાલયની ટપાલો જોવાનો હક્ક નથી' એવું મને જાણવા મળ્યું તે મુખ્ય કારણ. ઉપરાંત ઉ. ગુ.ની શિક્ષણસંસ્થાના કેટલાક આચાર્યો અને મેનેજમેન્ટોને પણ દેસાઈસાહેબની લોકચાહના જીરવાતી નહોતી. તેના જ કારણે રાષ્ટ્રપતિ ઍવૉર્ડ જેને મળવો જોઈએ તેના કરતાં બીજાઓને પહેલાં મળ્યો. થોડાક સમય પહેલાં ડૉ. અનામીસાહેબે મને કહેલું : એક કર્મચારીનું આ મંડળે માન્યું અને સારા આચાર્યનો ભોગ લીધો'. શ્રી નાથાભાઈના કુટુંબીજનો આ દુ:ખદ ઘટનાને આજે

પણ ભૂલી શક્યા નથી. તેઓ કહે છે : અમારા ભાઈ સ્વપ્નમાં પણ ખોટું કામ કરે નહિ. આવા ભાઈને વગર ગુનાએ સંસ્થાએ દૂર કર્યા ? અમે એ કેમ ભૂલીએ ?

તે વખતના મંત્રીશ્રી ધનાભાઈ વકીલને મેં ભૂતકાળની કેટલીક ઘટનાઓ યાદ દેવડાવી. જેમકે, શ્રી બાપુભાઈ ગામીએ સંસ્થામાંથી ઉચાળા ભર્યા ત્યારે તે ગાડાં શ્રી પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણે છોડાવ્યાં. ૧૭ વર્ષ સુધી જે માણસે સંસ્થાના વિકાસમાં પોતાની જાત હોમી દીધી છે તેવા શ્રી નાથાભાઈના જતા ખટારાને કોઈએ રોક્યો નહિ ? ત્યારે તેમણે મને કહેલું : મેં સાહેબને ખૂબ સમજાવ્યા પણ માન્યા નહિ. ન જ માને. વકીલ સાહેબ સૌને સ્વમાન વહાલું હોય છે. શ્રી દાસકાકા કડી છોડી ગાંધીનગર આવી મહાન સંસ્થા ઊભી કરી, તમે પણ તેમની સાથે જોડાયા. શ્રી નરસિંહભાઈની દૂર કરવાની કાર્યવાહી શરમજનક હતી. મને પણ મંત્રી તરીકે દૂર કર્યો. આવા સમયે સત્યને મોઢે તાળાં મરાઈ જાય છે. મિત્રો અને શુભેચ્છકોની જીભે લકવો પડી જાય છે. આ તો આજનું નથી મહાભારત કાળથી ચાલ્યું આવે છે.

સાધના શાળાના પૂર્વઆચાર્ય અને શ્રી નાથાભાઈના વહાલા વિદ્યાર્થી બળદેવભાઈ લખે છે : ‘‘શ્રી નાથાભાઈની ઘરવખરી બાંધતાં અમે રડતા હતા. સાહેબ અમને છાના રાખતા હતા અને ટ્રક ચાલી ત્યારે તો અમે ધ્રૂસકે ને ધ્રૂસકે રડી પડ્યા. સાહેબ પણ ગળગળા થઈ ગયા. ટાયરથી પડેલા લિસોટા ભૂસાઈ જશે, પણ નવાજૂના વિદ્યાર્થીઓના હૃદયમાં આ ઘટનાથી પડેલા લિસોટા ક્યારેય ભૂંસાશે નહિ.

શ્રી બાવળા કેળવણીમંડળને ખબર પડતાં એ સ્વમાનભેર તેમને લેવા સામે આવી ગયું.

બહુ ઓછા લોકોને ખબર હશે કે આ મૂલ્યનિષ્ઠ આચાર્યશ્રી નાથાભાઈએ ૧૯૪૪માં સર્વ વિદ્યાલયની નોકરી સ્વીકારી. બાવળાની સંસ્થાને ખબર પડી ત્યારે કેટલાક કાર્યકર્તાઓ અને સગાંઓ તેમને સમજાવવા ગયાં કે તમે સર્વ વિદ્યાલયને ના પાડી આપણી સંસ્થામાં જોડાઓ. પણ સાહેબે કહ્યું : મેં તેમને વચન આપી દીધું છે. મારાથી ના ન પડાય. શ્રી નાથાભાઈ અનેક ઘરેલુ સંબંધોને કારણે બાવળાને બીજું વતન ગણતા હતા.

ઈતિહાસનું પુનરાવર્તન થાય છે. છેલ્લો દશકો સાહેબે આ સંસ્થાને ઉજ્જવળ બનાવવામાં વાપર્યો. રાષ્ટ્રીય ઍવૉર્ડ અને ખૂબ સન્માન લોકો દ્વારા પામ્યા.

પૂ. છગનમામા કરતાં તેમનો ભાણો એક ડગલું આગળ વધ્યો. **કર ભલા, હોગા ભલા** નહિ, પણ જીવનમાં **કર ભલા...** મંત્ર અપનાવ્યો. શ્રી નાથાભાઈનું મોસાળ સરઢવમાં - વેલાસરના માઢમાં થાય એટલે છગનભા, પરોક્ષ રીતે પણ તેમના મામા થાય.

૧૯૭૧માં દેહવિલય થયો ત્યારે હું, શ્રી પીતાંબર પટેલ, શ્રી જી. આઈ પટેલ, થોળના કેશુભાઈ પટેલ વગેરે હાજર હતા. કારણ ઘણા ઓછા લોકોને ખબર પડી હતી. સાહેબ અમદાવાદમાં થોડોક સમય દીકરી શ્રીમતી ઈન્દુબહેન અમીનને ત્યાં અને ત્યારબાદ અમીન સોસાયટીમાં જ ભાડાના મકાનમાં રહેતા હતા.

લોકહૃદયમાં બિરાજેલા, વિદ્યાર્થીઆલમના સાચા ઘડવૈયા, શિક્ષણગુરુ, પ્રતિભાસંપન્ન આચાર્ય, શિક્ષણયોગી એવા પૂ. સાહેબને મનોમન યાદ કરીએ છીએ ત્યારે આંખ ભીની થાય છે. તેમને સ્મૃતિવંદન.

સર્વ વિદ્યાલય કેળવણી મંડળ સંવત ૧૯૭૧-૭૨ના વર્ષના નિવેદનમાં સંસ્થાના મંત્રીશ્રીઓ શ્રી છગનલાલ રા. પટેલ, શ્રી ખોડાભાઈ શિ. પટેલ અને શ્રી ધનાભાઈ હ. પટેલ અવસાન - શોકનોંધમાં લખે છે :

''આ સંસ્થાના ભૂતપૂર્વ આચાર્યો શ્રી છગનભાઈ કાલિદાસ પટેલ તથા શ્રી નાથાભાઈ નારણદાસ દેસાઈના અવસાન બદલ આ સંસ્થા સખેદ નોંધ લે છે. સંસ્થાના વ્યવસ્થાપક મંડળે શોકના ઠરાવો કરી તેમના કુટુંબ ઉપર મોકલી આપ્યા હતા અને તેમનાં તૈલચિત્રો સંસ્થામાં મૂકવાનું ઠરાવ્યું હતું. સંસ્થાના આ સંનિષ્ઠ સેવકોએ તેમના જીવનનાં અમૂલ્ય વર્ષો આ સંસ્થામાં ગાળી શિક્ષણક્ષેત્રે જે નોંધપાત્ર સેવાઓ બજાવી છે તેની આ સભા ખાસ નોંધ લે છે...

સદ્‌ગતના આત્માને ચિરશાન્તિ ઈચ્છી તેમના કુટુંબો પ્રત્યે સહાનુભૂતિની લાગણી વ્યક્ત કરીએ છીએ.''

શ્રી નાથાભાઈને શ્રદ્ધાસુમન અર્પણ કરવા સંસ્કાર ભવન, કડી, સર્વ વિદ્યાલય ખાતે સભા મળી. ઉદ્‌ઘોષક તરીકે શ્રી ભગવતપ્રસાદ સુથાર હતા અને મહાનુભાવોએ તેમને સાચા દિલથી સ્મૃતિવંદના કરી. અંતે ભાવુકતા સાથે શ્રી સુથારે રજૂ કરેલું કાવ્ય સૌને ભીંજવી ગયું.

॥ सा विद्या या विमुक्तये ॥

# સન્માન પત્ર

## આચાર્યકુલગુરૂ શ્રદ્ધેય શ્રી નાથાલાલ ના. દેસાઇ

બી. એ. બી. એસ. સી. બી. ટી.
આચાર્ય,
સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ-કડી.

॥ न मानुषात् श्रेष्ठतरं हि किञ्चित् ॥

### વિદ્યાવ્યાસંગી આચાર્યશ્રી !

આપ જેવા શિક્ષણના ભેખધારીનું બહુમાન એ વ્યક્તિગત માન નથી, પણ શિક્ષણનું સન્માન છે. આપ જેવા કેળવણીકારનું આવું બહુમાન કરીને આપે મહેસાણા જિલ્લાના કેળવણીક્ષેત્રે સતત સત્તર વર્ષ સુધી જે એકધારી સેવા કરી છે તે પ્રત્યે અમારી કૃતજ્ઞતા પ્રગટ કરીને આપ જે ધ્યેયને વરેલા છો તે ધ્યેય પ્રત્યેની અમારી ભકિત અને શ્રદ્ધા વ્યક્ત કરતાં અમે આનંદ અનુભવીએ છીએ. આ જિલ્લાની પ્રતિષ્ઠિત સર્વ વિદ્યાલય હાઇસ્કૂલ, કડીના આચાર્યપદે રહીને શિક્ષણક્ષેત્રે સર્જકપ્રવૃત્તિનું પ્રેરક વાતાવરણ સર્જવામાં આપના નેતૃત્વના ઓજસપૂર્ણ પ્રભાવ માટે અમે ગૌરવ અનુભવીએ છીએ.

### આદરણીય સંસ્કાર પુરૂષ !

આપની સ્વાભાવિક ઋજુતા, સત્યજાત સ્વસ્થતા, ગૌરવશ્રેષ્ઠ પ્રગતિકારક સંસ્કારો, રચનાત્મક ચિંતન, સમજ અને સૂઝ આ જિલ્લાના સર્વતોમુખી વિકાસમાં અને પ્રેરક વાતાવરણના સર્જનમાં બહુ કામિયાબ નીવડયાં છે. આપનું હવે પછીનું કાર્યક્ષેત્ર જિલ્લા બહાર હોવા છતાં, આપની પ્રેરણાદાયી હૂંફ અને માર્ગદર્શન અમને મળતાં રહેશે એની અમને પૂર્ણ પ્રતીતિ છે. આપની અશક્ત કાયામાં અમને સશક્ત આત્માનાં અગાધ ઊંડાણોનાં અનેરાં દર્શન થયાં છે. અદૃષ્ટને દૃષ્ટ કરવા મથતી આપના મુખ પરની મેધાની સૌમ્ય વિલાસ છાયામાં અમને સંયમ અને ઔદાર્યની ઢાલ પર કાળના અનેક પ્રહારોને ઝીલતા જીવનવીરનાં દર્શન થયાં છે.

### પ્રવૃત્તિઓના પ્રણેતા !

સર્વ વિદ્યાલય હાઇસ્કૂલ-કડીને સંસ્કૃતિ અને સંસ્કારનું ગતિશીલ જીવંત કેન્દ્ર બનાવી આપ અનેક પ્રવૃત્તિઓના પ્રણેતા બન્યા છો. આ જિલ્લાની વ્યાયામ પ્રવૃત્તિને વેગ આપવામાં અને વિકસાવવામાં આપે મંડળના પ્રમુખપદે રહીને જે વ્યવહારૂ અને ઉપયોગી સૂચનો કર્યાં છે તે બદલ આપ સવિશેષ સન્માનને પાત્ર બન્યા છો.

માધ્યમિક શાળાઓના શિક્ષકોના પ્રશ્નો હલ કરવામાં અને શિક્ષક સંઘના સ્થાપનમાં આપની વ્યવહારૂ કાર્યક્ષમતાએ શિક્ષકગણમાં આપને વિશ્વાસુ આગેવાનનું ગૌરવાન્વિત સ્થાન અપાવ્યું છે, તે બદલ આપને ધન્યવાદ ઘટે છે.

આ જિલ્લાના માધ્યમિક શાળા સંઘના પ્રમુખપદે લાંબા સમય સુધી રહીને અનેક નવોદિત શાળાઓને આપની વહીવટી કાર્યદક્ષતાનો જે અમૂલ્ય લાભ અર્પતા રહ્યા છો તે માટે અમે આપને અભિનંદીએ છીએ.

પ્રતિભાશીલ શિક્ષણકાર તરીકે જિલ્લાના આચાર્યસંઘના કાર્યમાં સદા સહકારભર્યું વલણ દાખવીને કેળવણીના ઉચ્ચ આદર્શો સિદ્ધ કરવામાં જે સહાય કરી છે તે માટે અમે આપના પ્રત્યે સન્માનભર્યો આદર વ્યકત કરીએ છીએ.

અંતમાં કેળવણીક્ષેત્રે સવિશેષ સેવા કરવા માટે આપશ્રીને સપરિવાર પરાત્પર શક્તિ, આરોગ્ય અને દીર્ઘાયુ બક્ષે એજ અભ્યર્થના

સ્થળઃ—
શ્રી ના. મ. નૂતન સર્વ વિદ્યાલય,
વિસનગર.( ઉ. ગુ.)
તા. ૩૦-૭-૬૧

અમો છીએ,
મહેસાણા જિલ્લા માધ્યમિક શાળા સંઘ,
મહેસાણા જિલ્લા માધ્યમિક આચાર્ય સંઘ,
મહેસાણા જિલ્લા માધ્યમિક શિક્ષક સંઘ, અને
મહેસાણા જિલ્લા વ્યાયામ મંડળના
ગુણાનુરાગી સભાસદો.

# વિદ્યા-વિદ્યાર્થી ભાસ્કર શ્રદ્ધેય શ્રી નાથાલાલ ના. દેસાઇ

બી. એ. (ઓનર્સ) બી. એસ સી.; બી. ટી.

**પૂજ્ય આચાર્ય-દેવ!**

સત્તર વર્ષ દરમ્યાન આપની છત્રછાયા નીચે સંસ્કાર અને જીવનબળ પામીને જીવનક્ષેત્રે પ્રવેશતાં સેંકડો બાળકોને આપે આ શાળામાંથી પ્રેમભરી વિદાય આપી છે. આજ આપને વિદાય આપવાનો પ્રસંગ અમારા માટે અસહ્ય છે. આ પ્રસંગે આપની પ્રતિભાનાં તેજ રશ્મિઓની સેંકડો સ્મૃતિઓ અમને વાચા વિહોણા બનાવી મૂકે છે. અમારાં મૂગાં હૃદયોને વાચા આપવાની તક અમે આ સન્માનપત્ર દ્વારા લઇએ છીએ.

**અમારા જીવનના ઘડવૈયા!**

આપના સતત પુરુષાર્થે અમારા વ્યક્તિત્વના કયા પાસાને ઘડયા વિના બાકી રાખ્યું છે? તમે અમારા વ્યક્તિત્વના સાચા ઘડવૈયા હતા. આજે અમે જે છીએ એ માટે આપના ઋણી છીએ. તમારી વિદાય વખતે અમે જે વેદનાઓ અનુભવીએ છીએ એ જ આપના પુરુષાર્થનું સાચું મૂલ્ય છે; અમારા ઘડતર પાછળ આપે રાત્રિ-દિવસ કરેલા શ્રમનો એ સંસ્કાર વારસો છે.

એક આદર્શ શિક્ષક તરીકે આપે અમને સૌને વ્યક્તિગત રીતે પિછાણ્યા છે. અમારા સૌમાં રહેલી શક્તિઓને આપે ખોળી ફંફોળીને શોધી કાઢી છે અને એમાં વિદ્યા-ચૈતન્યના પ્રાણ પૂરીને અમારા વ્યક્તિત્વને તમે તેજવંતુ બનાવ્યું છે. અમારા માટે આપ વિશ્વકોષસમા હતા. અમને આપના જ્ઞાનનો ઘણો લાભ મળ્યો છે. આપની શક્તિનો પૂરો પરિચય અમને શાળાની દિવાલ બહારની પ્રવૃત્તિઓમાં ઘણો થયો છે. એથી તો વિકાસશીલ અમારાં માનસ માટે આપ આદર્શમૂર્તિસમ બની શક્યા છો!

**પુરુષાર્થરત કાર્યકર્તા!**

અમે આપને કદીય કાર્યવિહોણા જોયા નથી. અમારા કલ્યાણ માટે આપે આપના શરીર તરફ જોયું નથી; આપની તબિયતની ચિંતા કરી નથી. અમારું અવલોકન છે કે અમારી ખાતર જ આપે આપનું શરીર ઘસી નાખ્યું છે. અમારા માટેની મહેનતના કારણે જ આપ એક કરતાં વધારે વાર માંદગીનો ભોગ બન્યા છો. અમારી આલમ આપનો વિદ્યાર્થીપ્રેમ કેમ ભૂલી શકે? આપનું ઋણ અમે કેમ ભૂલી શકીએ?

**તાઝગીસભર હાસ્યમૂર્તિ**

અમે આપને કદી મુંઝવણમાં જોયા નથી. આપને અમે કદી નિરાશ દીઠા નથી. આપના મુખ ઉપર અમે ગ્લાનિની રેખાઓ અંકિત થયેલી જોઇ નથી.

કાર્યભારના થાકની શિથિલતા આપના અંગોમાં અમે કદી ભાળી નથી. ગર્વનો બોજો આપે કદી માથા ઉપર રાખ્યો નથી. ફળપ્રાપ્તિના યશનો અહમ્ આપે કદી સેવ્યો નથી. આપ કદી મોંઘા થયા નથી. આપ કદી દુર્ધર્ષ્ય બન્યા નથી. અમે તો આપના મુખારવિંદ ઉપર હંમેશાં જોયું છે તાઝગીસભર સ્મિત! અમને જોઇને તમે હંમેશાં હરખાયા છો. અમારા કેટકેટલા અપરાધ આપે ઉદારતાથી માફ કર્યા છે! આપની એ ઉદારતા અને ક્ષમાએ અમને હંમેશાં નમ્ર અને વિવેકી બનાવ્યા છે. સ્મિત અને ક્ષમાથી શિક્ષણ આપવાનો માર્ગ આપ જેવી કોઈ વિરલ વ્યક્તિને જ સાધ્ય થયો હશે.

**તપસ્વી જેવા ચારિત્ર્યશીલ પુરુષ!**

આપનું ચારિત્ર્યશીલ જીવન અમારે મન સૌથી મોટી કિતાબ હતી. અમારી સેંકડો આંખો આપના ઉજ્જ્વળ અને કલંકરહિત તેજ સામે હંમેશાં મંડાયેલી રહી છે. આપ જેવા નિષ્કલંક આચાર્યને પામ્યાના અહોભાગ્યની વાત અમે સદાને માટે ગૂંજતા રહીશું. આપની ત્યાગવૃત્તિ, નમ્રતા, સહનશીલતા, કર્તવ્યનિષ્ઠા, સત્યપ્રેમ, ભલમનસાઇ આદર્શરૂપ છે. આપના આ ઉદાત્ત ચારિત્ર્યને લક્ષમાં રાખીને આપના પગલે પગલે ચાલવાનો અમે હંમેશાં પ્રયત્ન કરીશું. અને એ રીતે અમે આપની તપસાધનાના ફળરૂપ બની સમાજ સમક્ષ રહીશું. આપની પ્રત્યેનું ઋણ અદા કરવાનો અમારા માટે બીજો કયો માર્ગ છે?

રા. ર. શે. શ્રી પ્રા. મ.
વિવિધલક્ષી સર્વ વિદ્યાલય
હાઇસ્કૂલ, કડી.
તા. ૩૧-૭-૬૧

અમે છીએ,
આપની શુભેચ્છાના આકાંક્ષી,
રાજરત્ન શેઠશ્રી પ્રાણસુખલાલ મફતલાલ
વિવિધલક્ષી સર્વ વિદ્યાલય હાઇસ્કૂલના
વિદ્યાર્થીઓ.

## શ્રદ્ધેય શ્રી. નાથાલાલ ના. દેસાઇ

બી. એ.; બી. એસસી.; બી. ટી.

# માનપત્ર

**સાચા કેળવણીકાર!**

મહેસાણા જિલ્લાના વિશાળ પ્રાંગણમાં જ્ઞાનદીપ સમા પ્રકાશીને આપે વર્ષોથી કેળવણીનાં બધાં અંગોને એક સરખો ન્યાય આપ્યો છે. માનસિક અને આત્મિક કેળવણીની જેટલી જ શારીરિક કેળવણીની જરૂર છે એવી પ્રતીતિ આપે વર્ષો સુધીના આપના પુરુષાર્થથી સૌને કરાવી છે.

**સમર્થ કર્ણધાર!**

આપે મહેસાણા જિલ્લા વ્યાયામ મંડળના પ્રમુખ તરીકે પાંચ વર્ષ સુધી સેવાઓ આપીને વ્યાયામની પ્રવૃત્તિઓમાં પ્રાણ પૂરવાનું કાર્ય કર્યું છે. કડી તાલુકા વ્યાયામ મંડળમાં પ્રમુખ તરીકે આપે ચાર વર્ષ સતત માર્ગદર્શન આપ્યું. ત્યારબાદ આપની નાદુરસ્ત તબિયતને લીધે એ હોદ્દો છોડયો પણ આપનું માર્ગદર્શન તાલુકા વ્યાયામ મંડળને મળતું જ રહ્યું હતું.

**ઉત્તમ પ્રયોજક!**

શાળાઓમાં દિન પ્રતિદિન વધતી જતી જાગૃતિ અને પરિણામે વધતી જતી વ્યાયામની પ્રવૃત્તિઓને લીધે મહેસાણા જિલ્લા વ્યાયામ મંડળ ઉપરનો કાર્યબોજ વધતો ગયો અને એ રીતે જિલ્લા વ્યાયામ પ્રવૃત્તિઓની હરીફાઈઓ એકી સાથે યોજવાનું કામ મુશ્કેલ બન્યું ત્યારે ઇ. સ. ૧૯૪૯ માં તાલુકા વ્યાયામ મંડળોની યોજનામાં આપનો મહત્વનો ફાળો હતો.

આપ કડી તાલુકા વ્યાયામ મંડળના પ્રાણસમા હતા અને જ્યારે જ્યારે સંમેલનની યોજના વખતે મુશ્કેલી ઊભી થઇ ત્યારે આપની હુંફે કોઇ તકલીફ રહેવા દીધી નથી. મહેસાણા જિલ્લાના ઓગણીસમા વ્યાયામ સંમેલન વખતે વ્યાયામ મંડળે આપની હુંફનો પ્રત્યક્ષ અનુભવ કર્યો છે.

આપની યોજના શક્તિને લીધે આપની રાહબરી નીચે યોજાયેલાં સંમેલનો સાંગોપાંગ સફળ અને સુખાન્ત નીવડયાં છે.

વ્યાયામની પ્રવૃત્તિઓ વિકસે અને હરીફોમાં નવી ધગશ પ્રગટે એ હેતુથી આપે વ્યાયામ મંડળને કેટલીક ટ્રોફીઓ એનાયત કરાવવામાં સારો ફાળો આપ્યો છે. અને આપે પણ એક સુંદર ટ્રોફી જિલ્લા વ્યાયામ મંડળને એનાયત કરી છે.

**ખેલ દિલ દૃષ્ટા!**

વ્યાયામની પ્રવૃત્તિઓમાં તેમ જ સંમેલનોમાં આપે હંમેશાં હરીફો તેમ જ સંસ્થાઓને સાચો માર્ગ બતાવ્યો છે. અને એ સૌમાં એકતા અને ખેલદિલી પાંગરે અને વિકસે એની ભારે કાળજી રાખી છે. જરૂર પડે ત્યારે હરીફો અથવા પંચોના મતભેદોનો ઊકેલ આપે અનુકરણીય તાટસ્થ્યથી આપ્યો છે. વ્યાયામની સર્વ પ્રવૃત્તિઓ તરફ આપે ખેલદિલીથી જ જોયું છે અને ખેલદિલીનો જ આગ્રહ રાખ્યો છે.

આજે આપ જિલ્લા બહાર જાઓ છો ત્યારે આપને વિદાય આપતી વખતે અમારાં હૈયાં દ્રવે છે. આ સમયે અમારી લાગણીના પ્રતીક રૂપે અમે આપને આ સન્માનપત્ર અર્પણ કરવાની તક લઇએ છીએ.

કડી, તા. ૨૬-૧૧-૬૧ કડી તાલુકા વ્યાયામ મંડળ

# સન્માનપત્ર

માનનીય આચાર્યશ્રી નાથાલાલ નારણદાસ દેસાઈ.
બી.એ. (ઑનર્સ) બી.એસ.સી.બી.ટી.
એ.કે. વિદ્યામંદિર, બાવળા.

આપશ્રી જેવા કર્તવ્યનિષ્ઠ અને સંનિષ્ઠ શિક્ષકનું કેળવણીના ક્ષેત્રમાં વર્ષોની તપશ્ચર્યાના ફળરૂપે ભારતના રાષ્ટ્રપતિ તરફથી "રાષ્ટ્રિય એવૉર્ડ"થી બહુમાન થયું તે માટે અમો સૌ શિક્ષકગણ ગૌરવ અનુભવીએ છીએ.

કુદરતના ખોળે ખેલતા એક નાના ગામમાં જન્મ લઈ ત્યાંજ પ્રાથમિક કેળવણી પૂરી કરી, શહેરના એક છાત્રાલયમાં આદર્શ છાત્રજીવન જીવી યુનિવર્સિટીની ઉચ્ચ ઉપાધિ ઑનર્સ સાથે મેળવી, આપે શિક્ષણના ક્ષેત્રમાં ઝંપલાવી, અનેક બાહ્ય પ્રલોભનોને ઠોકરે મારી આજીવન કેળવણીના ક્ષેત્રને જીવનમંત્ર બનાવી, આપે બીજાને આદર્શરૂપ જે જીવન ઘડયું છે તે માટે અમો સૌ ધન્યતા અનુભવીએ છીએ.

આપ બીજાને આદર્શરૂપ જે જીવન ઘડયું છે તે માટે અમો સૌ ધન્યતા અનુભવીએ છીએ.

શિક્ષણક્ષેત્રે આપના ચોત્રીસ વર્ષોનો નિચોડનો લાભ અમોને છેલ્લા બે વર્ષથી મળતો આવ્યો છે. આપશ્રીની સાનિધ્યની છાયામાં અમોને આપનામાં કર્તવ્યપરાયણતા સચ્ચાઈનો રણકો, સાદાઈની સભાનતા, હૈયાઉકેલ, પ્રમાણિકતા, સત્તાનું નિર્મોહીપણું, કામ લેવાની પ્રેમાળ રીત, કાર્યદક્ષતા, સામાના મેરૂ જેવા દોષોને રાઈ જેવા ગણી ઉદારતાથી ક્ષમ્ય ગણી પોતા તરફ ખેંચવાની આકર્ષક રીત અને વ્યક્તિપારખશકિત સમા ગુણોથી અમો ખરેખર પ્રભાવિત થયા છીએ.

સતત સંસ્થા અને વિદ્યાર્થીઓના એક સાચા હિત ચિંતક તરીકે સતત કાર્યશીલ રહી, આપે આપના જીવનને જે સતત વહેતી સરિતાના સ્ફટિક જલ સમાન ઘડયું છે, તેવુંજ આદર્શમય જીવન જીવવા માટે પરમકૃપાળુ પરમાત્મા આપને નખશિખ દીર્ઘાયુ બક્ષે એજ અમારી સૌની અભ્યર્થના.

તા: ૨૨:૯:૧૯૬૩.

લિ. ઋણાનુબંધી
આપના વિદ્યાર્થીઓ - તથા શિક્ષકગણ.
કે. દે. બાલમંદિર - કુમારશાળા બાવળા.
કન્યા શાળા. બાવળા.
કુમાર શાળા. બાવળા.
આ.કે. વિદ્યામંદિર. બાવળા.

આચાર્યશ્રી નાથાલાલ નારણદાસ દેસાઈ.
બી.એ. બી.એસ.સી.બી.ટી.
આ. કે. વિદ્યામંદિર બાવળા.

આપે કેળવણીને પોતાનો જીવનવ્યવસાય બનાવી એક મદદનીશ શિક્ષક તરીકે આરંભ કર્યો પરંતુ આપે કેળવણીને ધર્મ બનાવ્યો અને આપની તેજસ્વીતા નિષ્ઠા,ખંત તથા અભ્યાસીવૃતિ વગેરે સદ્‌ગુણોથી આપ આચાર્ય બન્યા. જે સંસ્થાઓમાં આપે સેવા આપી છે તેમણે હરણફાળ પ્રગતિ સાધી છે.

આપના સ્વભાવની એવી મધુરપ છે કે આપની સાથે કામ કરતા શિક્ષકો પણ એક કુટુંબના સભ્યો જેવા બની જાય છે. આપના મદદનીશોની ક્ષતિઓ દૂર કરવાની આપની રીત અનોખી છે. પ્રેમભર્યાં સ્મિત સાથે જે મીઠી ટકોર આપ કરો છો તેથી શિક્ષકોના પણ આપ પ્રેમમૂર્તિ બન્યા છે આચાર્ય એક "મિત્ર તત્વચિંતક અને
પ્રેમભર્યાં સ્મિત સાથે જે મીઠી ટકોર આપ કરો છો તેથી શિક્ષકોના પણ આપ પ્રેમમૂર્તિ બન્યા છે આચાર્ય એક "મિત્ર તત્વચિંતક અને
માર્ગદર્શક" છે. શિક્ષકોને એવા આદર્શ આચાર્ય આપના વ્યક્તિત્વમાં જોવા મળે છે.

વિદ્યાર્થીઓમાં આપે સાદાઈ, શિસ્ત અને અભ્યાસીવૃતિ કેળવી ચારિત્રઘડતર કર્યું છે. બાળકોમાં આપે શિસ્ત લાદી નથી પરંતુ આપના શાંત પ્રેમસભર વ્યક્તિત્વની સુવાસે શાળાને એક કૌટુંબિક ભાવના વિકસાવવામાં અને પરિણામે સ્વયંશિસ્ત ઉભી કરવા માં મહત્વનો ફાળો આપ્યો છે.

પોતાની વિકસતી જતી માધ્યમિકશાળા માટે આપ જેવા સંનિષ્ઠ આચાર્ય મેળવીને બાવળા ગામ નિરાંત અનુભવે છે અને આપે કેળવણીના ક્ષેત્રે ચોત્રીસ વર્ષ સુધી કરેલી દેશસેવાની કદર રૂપે આપને જ્યારે રાષ્ટ્રપતિ તરફથી બહુમાન : રાષ્ટ્રપતિ એવોર્ડ મળેલ છે. ત્યારે ગૌરવ અનુભવે છે.

પરમ કૃપાળુ પરમાત્મા આ પવિત્રક્ષેત્રની વધુ સેવા કરવા આપને તંદુરસ્ત દીર્ઘાયુ અર્પે એવી પ્રાર્થના... લિ.

આપના ગુણાનુરાગી સભ્યો
બાવળા કેળવણી મંડળ
બાવળા

તા.૨૨.સપ્ટે.૧૯૬૩.

# માનપત્ર

**શ્રી. નાથાલાલ નારણદાસ દેસાઈ,**

બી. એ., બી. એસ. સી., એસ. ટી. સી., બી. ટી.
આચાર્યશ્રી, આ. કે. વિવિધલક્ષી વિદ્યામંદિર,
મુ. બાવળા, જી. અમદાવાદ.

ચાલુ સાલે આપણા રાષ્ટ્રપતિ તરફથી 'શિક્ષક' તરીકેની આપની અનન્ય સેવાની કદરરૂપે, આપને રાષ્ટ્રિય પારિતોષિક એનાયત કરવામાં આવ્યું છે તે માટે અમો, આપના સહકાર્યકર્તાઓ, શુભેચ્છકો, અને પ્રશંસકો ગર્વ સાથે આનંદ અનુભવીએ છીએ.

વિદ્યાર્થી તરીકેની આપની ઉજ્જવલ કારકીર્દિ આપના અનેક સહાધ્યાયીઓ આનંદ અને ગૌરવથી યાદ કરે છે. તે વખતે બુદ્ધિની તેજસ્વિતા ઉપરાંત આપનામાં જે હૃદયના ગુણો વિકસ્યા હતા, આપનામાં જે આભિજાત્ય હતું તે આપની સફળતાના પાયામાં છે એવું આપના અલ્પ પરિચયમાં આવેલા પણ કહી શકે એવું ઉમદા જીવન, આપનું આજ સુધીનું રહ્યું છે અને એથી આપની જે કદર થઈ છે તે સમુચિત છે.

આચાર્ય તરીકે આપે, આપના મદદનીશ અધ્યાપકોને આપની પ્રતિભાનો વણછો નહિ લાગે તે માટે સતત કાળજી રાખી છે. એ સૌના આપ ઉપરી છો એવા ભાવને સ્થાને આપ એમના સાથી છો એવી સક્રિય શ્રદ્ધા એમનામાં આપે જગાડી છે અને એને પરિણામે આપનું અધ્યાપક મંડળ આખો વખત એક નમૂનેદાર 'ટીમ' તરીકે કામ કરતું રહ્યું છે. એક આદર્શ નેતાને અનુરૂપ એવા આપના આ ગુણો વડે વિદ્યાર્થીઓ, સહકાર્યકરો, વાલીઓ અને સંસ્થાના વ્યવસ્થાપક મંડળનો ઉંડો પ્રેમ આપે મેળવ્યો છે. એ બધું નોંધતાં અમે ખૂબ ગૌરવ અનુભવીએ છીએ.

શિક્ષક તરીકેનો લાંબો અનુભવ મેળવી આપે કડી સર્વ વિદ્યાલયમાં, આચાર્ય તરીકે આપની સેવાઓ આપવા વિચાર્યું તે મોટો આત્મભોગ હતો. અમદાવાદના વિશાળ ક્ષેત્રમાં અર્થ ઉપાર્જનનો મોહ છોડી, ઉ. ગૂજરાતના ખૂણામાં બેસી શિક્ષણ ક્ષેત્રની ઉપાસના કરવાના આપના નિર્ણય પાછળ એક સન્નિષ્ઠ શિક્ષકનું ઉદાત્ત હૃદય હતું એમ જો અમે કહીએ તો એમાં અતિશયોક્તિને સ્હેજ પણ સ્થાન નથી.

વીસ વીસ વરસ સુધી આચાર્ય તરીકે આપના કાર્યનું ક્ષેત્ર સર્વ વિદ્યાલયમાં મર્યાદિત રાખવા સાથે મહેસાણા જીલ્લાની શિક્ષણ સંસ્થાઓમાં પણ આપે વિસ્તાર્યું હતું. આખા જીલ્લામાં એક પણ શિક્ષક કે કાર્યકર્તા એવો નહિ હોય કે જે આપના કાર્યથી અપરિચિત હોય અને જરૂર પડતાં જેને આપના માર્ગદર્શનનો લાભ મળ્યો નહિ હોય.

કડીથી આપનું કાર્યક્ષેત્ર ખસી બાવળામાં નિર્માયું તે પળથી આપનું સેવાક્ષેત્ર વધુ વિસ્તૃત બન્યું. આપના અનુભવનો જે લાભ મહેસાણા જીલ્લાને મળતો હતો તે અમદાવાદ જીલ્લાને પણ મળવા માંડયો.

આજના આપણા બદલાયેલા સંજોગોમાં માધ્યમિક શાળાને જે નવો ઘાટ આપવાનો છે તે કાર્ય બાવળાની આપની વિવિધલક્ષી શાળા દ્વારા યશસ્વી રીતે આપે આરંભ્યું અને તેમાં ગ્રામ સેવાને પાયાનું સ્થાન આપ્યું. એ સાથે શિક્ષણના પ્રયોગો વ્યાપક રીતે થાય, અનુભવો અને વિચારોની કાર્યકર્તાઓ વચ્ચે આપ લે થાય એ દૃષ્ટિએ આપે જીલ્લાના આચાર્ય મંડળની સ્થાપનાની પ્રેરણા આપી એક પ્રાણવાન મંડળ ઊભું કર્યું અને તેના એક કર્ણધાર તરીકે એના સંચાલનમાં ઉમદા તત્ત્વો દાખલ કર્યાં. હાલ એ મંડળના પ્રમુખ તરીકે આપ એ કાર્ય યશસ્વી અને મંગળકારી રીતે સાધી રહ્યા છો. એ જ પ્રમાણે વ્યાયામ ક્ષેત્રે, અમદાવાદ જીલ્લાની પ્રવૃત્તિઓના સુકાની તરીકે પણ આપ મોટું કાર્ય બજાવી રહ્યા છો. આપની આ બધી જવાબદારીઓના સંદર્ભમાં જ્યારે આપની નાજુક તબિયતનો અમે ખ્યાલ કરીએ છીએ ત્યારે આપની સેવા, નિષ્ઠા અને આપના દૃઢ મનોબળ માટે અમારું મન અહોભાવથી પ્રભાવિત બની જાય છે.

આપને મળેલા આ સન્માન પ્રસંગે યુનાઇટેડ સ્ટેટસ્‌ના માજી પ્રમુખ શ્રી. આઈઝનહોવરના શબ્દો –
"The dedicated teacher is possibly the most important individual in our modern world."
યાદ આવે છે. અમે પ્રાર્થીએ છીએ કે આપના વિનમ્ર આભિજાત્યપૂર્ણ અને સેવાપરાયણ જીવન દ્વારા, એ ઉક્તિ સાર્થ બનો.

અંતમાં અમો, આપના સહકાર્યકરો, શિક્ષકો, આચાર્યો અને પ્રશંસકો આ પ્રસંગે આપનું સન્માન કરીને તેમજ આપને દીર્ઘાયુ વાંછીને વિરમીએ છીએ.

અમો છીએ
આપના ગુણાનુરાગી,

**અમદાવાદ** — **અમદાવાદ જીલ્લા (ગ્રામ વિસ્તાર) આચાર્ય મંડળના સભ્યો.**
તા. ૨૮-૯-૬૩ — **અમદાવાદ જીલ્લા (ગ્રામ વિસ્તાર) વ્યાયામ મંડળના કાર્યકરો.**

ડાયમંડ જ્યુબિલિ પ્રિ. પ્રેસ, અમદાવાદ.

# સન્માનપત્ર

**સર્વજ્ઞ શ્રી નાથાભાઈ નારણદાસ દેસાઈ (ચાચરાવાડી વાસણા)**
ભૂતપૂર્વ આચાર્ય: સર્વ વિદ્યાલય કડી.
હાલ આચાર્ય : આ.કે. વિદ્યામંદિર બાવળા.

સને ૧૯૬૩ની સાલ માટેનો એક સંનિષ્ઠ શિક્ષક તરીકે રાષ્ટ્રીય એવોર્ડ મેળવી આપે આપના કુટુંબને તથા ગામને જે ચારે દિશામાં ગાજતું કર્યું છે તે બદલ અમો સૌ ગ્રામજનો ગૌરવ અનુભવીએ છીએ.

આપે અમારા ગામમાં એક ખેડૂત કુટુંબમાં જન્મ લઈ, ગામની નાની ધૂળિયા શાળામાં પ્રાથમિક કેળવણી પૂરી કરી અમદાવાદ જઈ ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી આજીવન શિક્ષણના કાર્યમાં રચ્યા પચ્યા રહી, આપના ગુણોની સુવાસ ચારે તરફ ફેલાવી આપની માતાની કૂખ ઉજ્જવળ બનાવી સમસ્ત ગામના નાગરિકો માટે એક ઉજ્જવળ દૃષ્ટાંત પૂરુ પાડયું છે તે બદલ અમો સૌ ધન્યતા અનુભવીએ છીએ.

આપની સાદાઈ, પ્રમાણિકતા, કરકસર, નાનામાં નાનું કામ કરવાની તત્પરતા, નિખાલસતા, વડીલો પ્રત્યે માનભર્યો વર્તાવ, સંયુકત કુટુંબ ભાવના, નાના ભાઈ-ભાંડુઓ પ્રત્યે બતાવેલી ત્યાગ અને કર્તવ્યપરાયતાની ભાવના, ગામની નાની મોટી દરેક બાબતમાં બતાવેલો રસ, ગામના વિદ્યાર્થીઓ પ્રત્યે બતાવેલી મમતા તેમજ આદર્શ પવિત્ર જીવન સમા ગુણોથી અમો સૌ પ્રભાવિત થયા છીએ.

આપનામાં રહેલા ગુણોનું મૂલ્યાંકન અમો અત્યારસુધી ન કરી શકયા તે બદલ અમો લજ્જા અને સંકોચ અનુભવીએ છીએ.

આપને મળેલું બહુમાન સમસ્ત ગામને મળ્યું છે એવો ગર્વ અનુભવતા અમો સૌ, પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થીએ છીએ કે શિક્ષણ ક્ષેત્રે વધુ વિક્રમો સ્થાપવા તેમજ ગામની નાની મોટી સેવાઓ કરવા આપને પ્રભુ તંદુરસ્ત દીર્ઘાયુ બક્ષે.

એજ લિ...
અમો છીએ.
આપના ગુણાનુરાગી
ગામ ચાચરાવાડી વાસણાના
**નાગરિકો.**

તા: ૨૭-૧૦-'૬૩

# ⇝ અભિનંદન પત્ર ⇜

卐

સૌજન્યમૂર્તિ—

## આચાર્યશ્રી નાથાભાઈ નારાયણદાસ દેસાઈ

બી. એ., બી. એસસી., બી. ટી.

આચાર્ય, એ. કે. વિદ્યામંદિર, બાવળા.

ભૂતપૂર્વ આચાર્ય, સર્વ વિદ્યાલય, કડી.

માધ્યમિક શિક્ષણક્ષેત્રે– આપની અનન્ય કર્તવ્યનિષ્ઠા, શૈક્ષણિક મૂલ્યાંકનોનું સઘન સેવન, વિકાસ ઝંખના અને સફળ સંચાલન શક્તિની ફલશ્રુતિ સ્વરૂપે ભારત સરકાર તરફથી આપને સને ૧૯૬૩ નો 'નેશનલ એવૉર્ડ' એનાયત થયો. તે પ્રસંગે આપને અભિનંદન આપતાં અમે અનેરો આનંદ અને ગૌરવ અનુભવીએ છીએ.

મહેસાણા જિલ્લાની પ્રતિષ્ઠાસંપન્ન શાળા– સર્વ વિદ્યાલય–કડી, ના આચાર્ય તરીકે આપશ્રીની એકધારી સત્તર વર્ષની નિષ્કામ સન્નિષ્ઠ સેવાની સુવાસ જિલ્લાના શિક્ષણ ઇતિહાસમાં ચિરંતનકાળ સુધી પ્રેરણાપ્રદ બની રહેશે.

મહેસાણા જિલ્લા આચાર્ય મંડળ, મહેસાણા જિલ્લા માધ્યમિક શાળા સંઘ, માધ્યમિક શિક્ષક સંઘ અને જિલ્લા વ્યાયામ મંડળ જેવી સંસ્થાઓને– આપના અનુભવજન્ય જ્ઞાન, દૃષ્ટિ, માર્ગદર્શન અને ઉત્કૃષ્ટ સહકાર ભાવના ખરેજ પરમાદરણીય અને ફળદાયી પુરવાર થયેલ છે. જિલ્લાની વિવિધ શૈક્ષણિક પ્રવૃત્તિઓમાં આપની આત્મીયતા, પ્રેરણા અને જીવંત કાર્યક્ષમતાની નોંધ લેતાં અમે સવિશેષ આનંદની સુમધુર લાગણી અનુભવીએ છીએ.

આપ આજીવન સર્વગુણસંપન્ન સન્નિષ્ઠ શિક્ષક હોવા ઉપરાંત—માનવતાનાં મૂલ્યાંકનોની પ્રતીતિ કરાવતી–સંયમ, સાદગી, વિનમ્રતા, સહૃદયતા, કર્તવ્યનિષ્ઠા, સરળતા અને ઉદારતાના સુભગસમન્વયની સરળ જીવનની સુમધુર સુરાવલિ લોકપ્રિયતા પ્રાપ્ત કરી શકી છે. જેમાં આપની અનુપમ વ્યક્તિત્વ, પ્રતિભા અને ઉચ્ચ જીવનની ઝલકનાં દર્શન થાય છે.

એવા આપને અભિનંદન આપતાં અમે સૌ ધન્યતા અનુભવીએ છીએ અને જગન્નિયન્તાને પ્રાર્થીએ છીએ કે તેમની પ્રેમ જ્યોતિનો મંગલપ્રકાશ આપનો ભાવિ વિકાસપથ વધુ ઉજ્વલ અને સફળ બનાવે.

શ્રીરામ સર્વ વિદ્યાલય
ઓટાણા
તા. ૮–૩–૧૯૬૪

અમે છીએ—
આપના સ્નેહાનુરાગી શુભેચ્છકો,
**મહેસાણા જિલ્લા આચાર્ય મંડળ**
ના સદસ્યો

। न मातुपरात् श्रेष्ठतरं हि किंचित् ।

# સન્માન પત્ર

**પ્રેરણામૂર્તિ શ્રી નાથાભાઈ એન. દેસાઈ**

બી.એ.બી.એસ.સી.એસ.ટી.સી.બી.ટી.

ભૂતપૂર્વ આચાર્ય; સર્વવિદ્યાલય–કડી.

હાલ આચાર્ય : આ. કે. વિદ્યામંદિર–બાવળા.

ભારત સરકારના સને ૧૯૬૩ ના રાષ્ટ્રીય પારિતોષિકના વિજેતા આપશ્રીને સહર્ષ આ સન્માનપત્ર અર્પતાં અમે ગૌરવ અનુભવીએ છીએ. આપને રાષ્ટ્રીય પારિતોષિક મળ્યાની રાષ્ટ્રપતિની જાહેરાતથી અમારા સર્વેના દિલમાં અનેરો આનંદ થયો છે; તેનો સૂર આ સન્માનપત્રમાં અમે પૂરાવીએ છીએ.

વિદ્યાર્થી જીવનની જ્વલંત કારકીર્દિ પછી શિક્ષણ ભૂખ્યા આપે શિક્ષણક્ષેત્રે ઝંપલાવ્યું ને જીવનનાં ઉચ્ચત્તમ સોપાન સર કર્યાં. વળી જ્ઞાનોપાસક, નિરંતર જાગૃત, ગુણજ્ઞ, મિલનસાર, નિર્ભય, નિષ્ઠાવંત અને નિઃસ્પૃહ એવું આપનું વ્યક્તિત્વ લોકાકર્ષક અને લોકાદરણીય બન્યું છે. આપની આ સિદ્ધિમાં વિદ્યાવ્યાસંગ, કર્તવ્યનિષ્ઠા, નમ્રતા, કાર્યક્ષમતા, સમતુલા, સાદાઈ વગેરે ગુણોનો મોટો ફાળો છે.

આપ વિવિધલક્ષી કેળવણીના કેન્દ્ર સાથે રહી કેળવણીનાં સઘળાં પાસાંઓને સ્પર્શી ચૂકયા છો. આપ શિક્ષક, શિક્ષણ અને શિક્ષણ સંસ્થાઓના સાચા મિત્ર, હિતચિંતક અને સલાહકાર તરીકે જીવ્યા છો; તે અમારે માટે પ્રેરણા પંથ છે. મહેસાણા જિલ્લા માધ્યમિક શિક્ષક સંઘની સ્થાપના કરી આપ સંઘના એક સાચા પ્રણેતા, માર્ગદર્શક અને સહાયક બન્યા છો. આપે વાવેલું સંઘનું આ બીજ આજે વટવૃક્ષ બન્યું છે. આ ઉપરાંત શાળાસંઘ, આચાર્યસંઘ અને વ્યાયામ મંડળમાં પણ આપે ઊંડો રસ લઈ, તેના સુકાની થઈ નવો પ્રાણ પૂર્યો છે. અહીં જ આપના ઉચ્ચ જીવનની સાચી ઝલકની પ્રતીતિ થાય છે.

આવા આપને સન્માનતાં અમે અમારા જીવનનું અહોભાગ્ય સમજીએ છીએ અને આપને વધુ યશદાયી સપરિવાર દીર્ઘાયુષી જીવન જીવવામાં પરમ કૃપાળુ પરમાત્મા શક્તિ આપે એવી અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરીએ છીએ.

અમે છીએ,
આપના ઋણી,

સ્થળ:—
**માણસા.**
તા. ૧૨–૧–'૬૪

મહેસાણા જિલ્લા માધ્યમિક શિક્ષક સંઘના
સભ્યો.

# પ્રકરણ-૪

# નાથાભાઈ દેસાઈ : શેષ-વિશેષ

**શ્રી સર્વ વિદ્યાલય કેળવણી મંડળ**
**શ્રી કડવા પાટીદાર કેળવણી ઉ. મંડળ, કડી (ઉ.ગુ.)**

## અમૃતમહોત્સવ સ્મૃતિગ્રંથ - ૧૯૮૫
## પૂ. નાથાભાઈની ઝાંખી

આવા ઉત્સવો જ્યારે થાય છે ત્યારે તેના અગાઉના કર્મઠ કાર્યકરોની હકીકતો ઓછી સમાવાય છે અને ઓછી આંકવામાં આવે છે તેનું કારણ એ હોઈ શકે કે તેમની પાસે તે માહિતી ન હોય; ઉપરાંત વર્તમાન હોદ્દેદારો ગુણાનુરાગી બની જતા હોય છે. જેમનાં તપ, પુણ્ય અને પરિશ્રમથી આ સંસ્થાઓ અંકુરિત થઈને વટવૃક્ષની ઘટા બની તેમાંના એક પૂ. નાથાભાઈ વિશે આ ગ્રંથમાંથી જે માહિતી પ્રાપ્ત થઈ છે તેને અવતરણોમાં મૂકું છું.

શ્રી નાથાભાઈ નારણદાસ દેસાઈ પ્રાથમિક શાળાનું ઉદ્‌ઘાટન કરવાની ઉદ્‌ઘોષણા કરવામાં આવી હતી. ‘‘ગુ. રા. ના મુખ્ય મંત્રી શ્રી માધવસિંહ સોલંકીએ ઉદ્‌ઘાટન કર્યું હતું.’’

### ગુરુઋણ :

‘‘આ સંસ્થાના ભૂતપૂર્વ આચાર્ય સ્વ. શ્રી નાથાભાઈ નારણદાસ દેસાઈ મેમોરિયલ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ ડૉ. ત્રિભોવન પટેલ અને પુરુષોત્તમ પટેલ, અન્ય ટ્રસ્ટીઓ અને ભૂતપૂર્વ વિદ્યાર્થીઓની ઇચ્છાને માન આપી મારી વિનંતી સ્વીકારી સર્વ વિદ્યાલય કેમ્પસમાં પ્રાથમિક શાળાના મકાન સાથે નામ જોડવાની શરતે બે લાખ રૂપિયાનું દાન આપવાનું નક્કી કરી, દરખાસ્ત કરતાં, સંસ્થાએ તે સ્વીકારતાં અમૃત મહોત્સવ ફંડ પ્રવૃત્તિના ઉત્સાહમાં ભરતી આવી.’’

(વકીલ ધનાભાઈ હ. પટેલના નિવેદનમાંથી)

## ભાવભીની અંજલિ

''શરૂઆતમાં પાયાના ઘડવૈયા શ્રી દાસકાકા જૈફ ઉંમરે સેવાઓ આપી રહ્યા છે. સાથે સાથે આજે આપણી વચ્ચે નથી એવા સંસ્થાની સ્થાપના વખતના ઘડવૈયા પૂ. બાપુભાઈ ગામી, શ્રી છ. કા. પટેલ, શ્રી નાથાભાઈ દેસાઈ વગેરે મહાનુભાવોને આ પ્રસંગે યાદ કરી ભાવભીની અંજલિ આપું છું.''

(સમારંભ અતિથિવિશેષ **શેઠશ્રી બળદેવભાઈ ડોસાભાઈ**)

## 'પ્રિય સર્વ વિદ્યાલય સોહે...'

સર્વ વિદ્યાલયના દીર્ઘ દાયકાઓવ્યાપી જીવનમાં (એક સંસ્થા પણ 'જીવન' હોય છે.) અનેક છાત્રો અને અનેક અધ્યાપકો આવી ગયા છે. દરેક છાત્રને પોતપોતાના અધ્યયનકાળના અધ્યાપકોનું વિશેષરૂપે સ્મરણ હોય. હું જ્યારે સર્વ વિદ્યાલયમાં આવ્યો ત્યારે અનેક તેજસ્વી અધ્યાપકો વિષે સાંભળતો. આદરણીય બાપુભાઈ ગામી કે ઉમેદભાઈ પટેલનાં નામ તો કેટલીય વેળા ! પણ અમને જેમના સાનિધ્યનો લાભ મળ્યો તેમાં તો પૂજનીય નાથાભાઈસાહેબ, શ્રી અંબાલાલ સાહેબ, શ્રી રામભાઈ સાહેબ, શ્રી મોહનભાઈ સાહેબ, શ્રી રતિલાલ ગામીસાહેબનો કૃતજ્ઞભાવે ઉલ્લેખ કરવો જ રહ્યો. એક સંસ્થા એ માત્ર દીવાલો નથી, ઈમારતો નથી, એક શિક્ષણસંસ્થા એટલે એના અધ્યાપકો અને એના છાત્રો અને એમના સંબંધોથી ઊભું થતું શૈક્ષણિક વાતાવરણ. આવું એક ઈષ્ટ વાતાવરણ હોય પછી અધ્યયનનો યજ્ઞ તો લગાતાર ચાલતો રહે છે. સર્વ વિદ્યાલયમાં કંઈ નહિ તો મારા છાત્રજીવન દરમિયાન એ વાતાવરણ જોવા મળ્યું છે. અહીંના અનેક અધ્યાપકો કોઈ યુનિવર્સિટીમાંથી શોભાસ્પદ સ્થાન ધરાવે એવા મળ્યા છે.

શિક્ષણની સાથે અહીં સંગીત, વ્યાયામ, ચિત્રકલા આદિના અધ્યયનની પણ વ્યવસ્થા હતી. એટલું જ નહિ એને વધારે ઉત્તેજન આપવામાં આવતું હતું. સર્વ વિદ્યાલયમાં ભણવામાં હોંશિયાર હોવું એ ગૌરવ જેટલું નહોતું, તેટલું વ્યાયામવીર થવું કે સંગીતકાર થવું કે કલાકાર થવું એનું હતું. આવી પ્રવૃત્તિઓમાં અગ્રગણ્ય છાત્રોની હંમેશાં ચર્ચાઓ થતી. ભણે તો સૌ.

હા, ગ્રંથાલયનો જે વધારે ઉપયોગ કરતા એવા છાત્રોની પણ ચર્ચાઓ થતી. આચાર્ય નાથાભાઈ ઘણીવાર લાઈબ્રેરીનું રજિસ્ટર લઈ વર્ગમાં આવે અને કયા વિદ્યાર્થીએ, કેટલી ચોપડીઓ, કેવા પ્રકારની ચોપડીઓ લાઈબ્રેરીમાંથી લીધી

છે તેની રસપ્રદ મોજણી કરે. સર્વ વિદ્યાલયના હસ્ત લિખિતોની પણ આગવી પરંપરા રહી છે. 'ગુરુપત્રે' નોંધપાત્ર બન્યું હતું.

સર્વ વિદ્યાલય આ વીસમી સદીના આરંભિક દાયકાઓથી માંડી આજ સુધી એક ખૂણેથી જ્ઞાનનો પ્રકાશ સતત પાથર્યા કર્યો છે. અનેક છાત્રોના જીવનને ઉજ્જવળ બનાવી ગુજરાતને તો તેણે ઉજ્જવળ બનાવ્યું છે.

સર્વ વિદ્યાલય સાચે જ તીર્થભૂમિ છે. પ્રિય અને સુંદર તીર્થભૂમિ-સદ્ય ફૂલ પ્રદાયિની તીર્થભૂમિ. જેનું સ્મરણ આનંદ જગાડી રહે છે.

**પ્રો. ભોળાભાઈ પટેલ** (સાહિત્યકાર)

## સર્વ વિદ્યાલય - એક 'ઈમેજ'

**શ્રી રામજીભાઈ કડિયા**

'ક્યાં રહો છો ?'

'કડીમાં'

'સર્વ વિદ્યાલયવાળા કડીમાં ?'

મારી સાથેના મિત્રે કહ્યું : 'હા, કડીકલોલ...'

'અરે ભાઈ ! એકલું કડી કહો ને. બાપડા કલોલને શું કામ સાથે ગોઠવો છો ?'

મેં કહ્યું : 'આમ તો 'કડી' નામ એટલું જ પૂરતું છે.'

તેમણે કહ્યું : 'હાસ્તો, સર્વ વિદ્યાલય કહો એટલે બધું આવી ગયું.'

મેં કહ્યું : 'કેમ, આટલો બધો અહોભાવ ?'

તેઓ બોલ્યા : 'હું સર્વ વિદ્યાલયનો વિદ્યાર્થી હતો. પહેલાં એ શાળાને ઓળખું, પછી કડીને. મદ્રાસથી આવું છું.'

સુરતમાં ડિસેમ્બર '૮૩માં ગુજરાતી સાહિત્ય પરિષદનું ૩૨મું અધિવેશન ભરાયું ત્યારે આ સંવાદ થયેલો. લેખકો ઉપરાંત માતૃભાષાના પ્રેમીઓ પણ આ ટાણે આવેલા. ગુજરાતના દૂરના વિસ્તારોવાળા લોકો કડીને ઓળખવા 'કડીકલોલ' બોલે છે. પણ આ ભાઈની વાતચીત મને સ્પર્શી ગઈ. પછી તો જાણે હું એમનો આત્મીયજન હોઉં તેમ સર્વ વિદ્યાલયની સુગંધ મારામાં મહેંકતી હોય એવા ભાવથી મારી સાથે વાતોએ વળગ્યા. ૧૯૪૫-૪૮માં એ ભાઈ સર્વ વિદ્યાલય કડીમાં ભણતા હતા. મૂળ ઉત્તર ગુજરાતના એક ગામડાના અને ધંધાર્થે મદ્રાસમાં ત્રીસેક વરસથી

રહે છે. રેડીમેડ કાપડનો સારો ધંધો મદ્રાસમાં જમાવ્યો છે. વેપારી છતાં સાહિત્યમાં ઊંડો રસ ધરાવે છે. મદ્રાસમાં દસેક વરસ પહેલાં ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૭મું અધિવેશન ભરાયું ત્યારે આયોજન કાર્યમાં એમણે સેવા આપેલી.

તેમણે કહ્યું : ‘બહારગામ જતાં આવતાં અમે કડીના સ્ટેશનને ઓળખીએ. એ કાળે એસ.ટી. બસો નહોતી એટલે ટ્રેનમાંથી ઊતરીને સીધા સ્કૂલમાં. એટલે કડી ગામ સાથેનો નાતો બહુ ઓછો. અમે તો સર્વ વિદ્યાલય એટલે કડી જ માનીએ છીએ.’

મેં કહ્યું : ‘એવું નથી. કડીમાં હવે તો પાંચ છ હાઈસ્કૂલો, ત્રણ ચાર કૉલેજો છે અને હવે કડી તો ઉદ્યોગોનું ધામ બન્યું છે.’

‘એ બધું ખરું; પણ શિક્ષણનું ધામ એટલે કડી. હજીય મને એ ગાડીની વ્હીસલો, નાનકડું સ્ટેશન, સામે ઊભેલી અમારી શાળા, આચાર્યશ્રી નાથાભાઈસાહેબ, એમની પ્રેમનીતરતી ઝીણી આંખ અને એ ઝળુંબતા લીમડા ઉપર છૂપાઈને ટહુકતાં પંખીઓ અને અમારું ચોરસ છાત્રાલય યાદ આવે છે.’

‘બીજુ કશું નહિ ?’ મેં પૂછ્યું.

‘કેમ નહિ ? અમારા શિક્ષક સાહેબો.... (નામ ગણાવ્યાં) એ બધા ભણાવતા ત્યારે સ્વર્ગ નીચે ઊતરી આવતું ! વર્ગોના એ ઓરડા, મારા દોસ્તો - થોડા તોફાની છતાં ભલા; રસોડાનો ખોખરો ઘંટ, અમારા થાળી વાટકાનો અવાજ અને ધુમાડિયા રસોડામાંથી આવતી મીઠી સોડમ - ભોજનનો એ સ્વાદ, તે સાથે મુછાળો એક મહારાજ અને ગૃહપતિની હાક, ધાક અને મમતા આજેય સાંભરે છે. ફરી જાણે ભણવા જાઉં તો ?’

તેઓ હસી પડ્યા અને અટક્યા.

ત્યારે મને કવિ ઝવેરચંદ મેઘાણી યાદ આવી ગયા. સર્વ વિદ્યાલયની પહેલી મુલાકાતે એ રાષ્ટ્રીય શાયરના દિલમાં ‘ભણતર તો અહીં જ છે.’ માની પોતાના બે પુત્રોને સૌરાષ્ટ્રના સીમાડા વટાવી અહીં ભણવા મૂક્યા તે ઘટના આ સંસ્થાના ભણતરની સાથે ચણતર અને ઘડતરની કેવી મોટી છબી કવિ મેઘાણીના મનમાં કોતરાઈ ગઈ હશે ! એ મોંઘો ભૂતકાળ આ શાળાની મૂડી છે.

એ જ રીતે કવિ ઉમાશંકર જોષીને (૧૯૩૫માં) સર્વ વિદ્યાલયનું છાત્રાલય જોઈ પોતાનું ઇડરિયું ગામ સાંભર્યું. એમની શાળા અને છાત્રનિવાસ સાંભર્યાં. આવા કવિજનોને આ શાળાની તેજસ્વિતા માટે કેવી કીમતી પ્રતીતિ થઈ હશે !

આ માત્ર શિક્ષણભૂમિ નથી, પણ છગનભા જેવા તપસ્વીનું ઋષિકુળ છે.

સાહિત્ય, સંસ્કાર અને સમાજસેવાનું ધામ છે. સર્વશ્રી છ. કા. પટેલ, ગામીસાહેબ, પોપટભાઈ, નાથાભાઈ દેસાઈ અને મોહનભાઈ પટેલ જેવા નિષ્ઠાવાન આચાર્યોએ એની એક પરંપરા ઊભી કરી છે. એ આજ સુધી જળવાઈ છે. સંસ્થા મહાન બને છે એના ચાલકોથી અને એ વાહકોથી સંસ્થા શોભી ઊઠે છે. **સૌરાષ્ટ્રમાં દક્ષિણામૂર્તિ અને શારદાગ્રામ, દક્ષિણ ગુજરાતમાં વનસ્થળી જેવાં શિક્ષણક્ષેત્રો છે, તો ઉત્તર ગુજરાતમાં એ જ હરોળનું સર્વ વિદ્યાલયનું કેમ્પસ ગુજરાતના જનહૃદયે વસી ગયેલું છે. કદાચ આ ત્રણે સંસ્થાઓ કરતાંય એ પહેલું અને અગ્રીમ ગણાયેલું છે.**

એટલે તો ૧૯૨૯માં પૂ. મહાત્મા ગાંધીજીનું પુનિત આગમન આ સંસ્થામાં થયેલું. રચનાત્મક શિક્ષણકાર્ય કરતી 'રાષ્ટ્રીય શાળા'નું બિરુદ ત્યારથી મળેલું છે. ગાંધીજીનું સ્વાગત કરતાં આ ભૂમિ ધન્ય ધન્ય બની ગયેલી છે.

૧૯૨૭માં વડોદરા રાજ્યના મહારાજા સયાજીરાવ ગાયકવાડ પણ આ સંસ્થાની ખ્યાતિથી પ્રેરાઈને પધારેલા. શિક્ષણપ્રેમી આ રાજવીએ આ શાળાની મુલાકાતથી પ્રસન્નતાની મહોર મારી આપેલી છે.

સર્વશ્રી જુગતરામ દવે, ઉમાશંકર જોષી, રવિશંકર મહારાજ, બબલભાઈ મહેતા, નારાયણ દેસાઈ, સ્નેહરશ્મિ, પુરુષોત્તમ માવલંકર જેવા પ્રખર કેળવણીકારો પણ આ સંસ્થાની કાર્યપદ્ધતિથી આકર્ષાઈને મુલાકાતે આવી ગયેલા છે.

પ્રતિષ્ઠિત સાહિત્ય સર્જકો કાકા કાલેલકર, ચં. ચી. મહેતા, સુન્દરમ્, પન્નાલાલ પટેલ, ઈશ્વર પેટલીકર, ગુલાબદાસ બ્રોકર, યશવંત શુકલ, અનંતરાય રાવલ, ચાંપશી ઉદ્દેશી અને અન્ય સાહિત્યકારોએ આ સંસ્થાની ધરતી ઉપર અવારનવાર આવીને એમનો સુંદર પ્રતિભાવ વ્યક્ત કર્યો છે. પીતાંબર પટેલ અને ડૉ. અનામી તથા ભોળાભાઈ પણ આ સંસ્થાના વિદ્યાર્થી હતા.

આ સંસ્થામાં એવું તે શું છે જે આજ સુધી સચવાયું છે ? જવાબ છે : શિક્ષકોની ધોરણસરની ઉચ્ચ પરિપાટી અને શિસ્તપાલક એવો છાત્ર નિવાસ જે વિદ્યાર્થી ચારિત્ર્ય ઘડતરની ઈમારતનો પાયો પુરવાનું નક્કર કામ કરે છે. આ શાળાની વિદ્યાર્થીપેઢીમાંથી નાટક, સાહિત્ય સંગીત, નૃત્ય, ચિત્ર, સ્થાપત્ય જેવી કલાઓમાં તજ્જ્ઞો મળ્યા છે.

મળતાં મળી ગઈ મોંઘેરી માત, અખંડ જીવનધાત્રી : સાહિત્યક્ષેત્રે સર્જન વિવેચન અને અમૃતત્વની અમીટ-અમર કેડીએ કોળવાની સાચી શિક્ષા આપનાર

પૂજ્ય ગુરુવર્ય શ્રી મોહનલાલ પટેલને હું સાચા અર્થમાં હૃદયગુરુ માનું છું.

હવે આ નાવ જાણે કિનારે આવતી લાગે. **હૃદયગુરુ પછી એક વિરાટ છબી રૂપે ઉત્તુંગ હિમાલયના હાથમાં સ્નેહ, શિસ્ત, શિક્ષણ, જીવન અને અનેક કલાઓની મશાલ લઈને ઊભેલા આચાર્યમનીષી પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય નાથાભાઈ દેસાઈસાહેબને... જીવનગુરુનું સ્થાન નિઃસંકોચ આપું છું. જે અતિ અને હૈયાની નિકટતમ હોય તેને જ સાહેબ કહેવાય. તેમનું પ્રથમાક્ષારી નામ હતું. ના. ના. દે. એને જરા સમજીએ તો જાણે તે ત્રણ અક્ષરો તેમના જીવનમંત્રનું ગુંજન કરે છે. ના. ના. દે... કશું જ લઈશ નહિ, માત્રા આપ્યા જ કર.** પ્રેમની આ એક પરિભાષા, બીજું નામ નથી લાગતું ? નાના એમ લખીએ તો વિભિન્ન પ્રકારનું - જ્ઞાનભાથું - જીવન-શિક્ષણ આ તારાં બાળકોને આપ્યા જ કર એવો જીવનસંદેશ તેમાંથી મળશે. અને જે આપે છે, કશાયે સ્વાર્થ કે આત્મભાવ કે બદલાની ભાવના વિના, તેને આ જગે શું નથી મળતું ? સંસ્થાપ્રીતિ અને વિદ્યાર્થી કલ્યાણની ભાવના તો એટલી કે અવિરત શ્રમનો ભોગ બનીને ટી.બી.ના દર્દને બિછાને પટકાયા. બાર મહિના સુધી અમે પ્રભુને પ્રાર્થના કરતા રહ્યા. ને જે દિવસે 'નવો જન્મ' પામીને આવ્યા તે દિવસે તો સાક્ષાત્ સૂરજ નભોમંડળથી ઊતરીને જાણે ગુરુવંદના કરવા આવ્યો હતો. સાક્ષાત્ સરસ્વતી માતાની વીણાના તારમાંથી ઝંકૃત થઈને છેડાયેલું સૂરોનું અમરગાન શાળામાં લહેરાતું હતું. સર્વે કળાઓ પોતાના કળશ લઈને આ જીવનગુરુને જાણે સત્કારવા ઊભી હતી. આ જીવનગુરુનો સંસર્ગ માત્ર એક વર્ષ ધોરણ અગિયારમાં સવિશેષ ઘનિષ્ઠતાથી મળ્યો. પણ નરસિંહરાવ દીવેટિયાની પંક્તિમાં કહું તો, 'મારે એક ડગલું બસ થાય' - તેમ આ જીવનગુરુની એક સદ્‌ભાવશીલ, હૂંફાળી, હમદર્દ, સમસંવેદક નજર મારે માટે પૂરતી હતી. એ એક જ નજરે આખાયે જીવનપટને જાણે ભરી નાખ્યું છે. જીવનની સભરતાના એ સાચા જીવનગુરુ - કલાગુરુ હતા. હાથીના પગમાં બધાં જ નાનાંમોટાં પગલાં સમાઈ જાય તેમ આ જીવનગુરુની જીવનપાથેયની વિશાળ નભગંગામાં અન્ય તારકો તેજસ્વી બનીને ચમક્યા કરે છે. ધોરણ અગિયારના વિદાય-સમારંભના ટાણે આ જીવનગુરુએ આપેલી જીવન સફળતાની સુવર્ણ ચાવીરૂપ પંક્તિઓ આંગ્લકવિ એલેકઝાંડર પોપની હૃદયમાં કોતરાઈ ગઈ છે. જીવનનો એક સીમાસ્તંભ બની ગઈ છે :

**Honour and shame from no condition rise**
**Act well the part, there the honour lies.** - ભગવત સુથાર

## તે માતૃમયી સંસ્થાને કેમ વિસારાય

આ પછી તો સંસ્થામાં કેટલાયે શિક્ષકો આવ્યા અને ગયા અને સંસ્થાની ને વિદ્યાર્થીઓની સેવા કરતા ગયા. તેમાં શ્રી નાથાભાઈ નારણદાસ દેસાઈસાહેબ આચાર્ય તરીકે ઘણો વખત આ સંસ્થામાં રહી આ સંસ્થાના વિદ્યાર્થીઓનાં મન ઉપર સારા સંસ્કારો રેડવામાં અગ્રભાગ ભજવ્યો. તેમના ચીલે ચાલી આચાર્યશ્રી મોહનભાઈ સાહેબ અને સ્વ. ચતુરભાઈ વ્યાયામશિક્ષક અને અન્ય શિક્ષકગણ આજ સંસ્થાને સેવા આપી ગયેલ અને આપી રહ્યા છે. મેં આજ સંસ્થાની ગોદમાં મારા દીકરાઓને દાખલ કરાવી તેમનું જીવન ઘડતર આજ ભૂમિ ઉપર બિનકલુષિત વાતાવરણ વચ્ચે અને આવા સેવાભાવી આચાર્યો, શિક્ષકો પાસે ઘડાવ્યું છે... તે માતૃસંસ્થાને કેમ વિસારાય ?

**ચતુરભાઈ કુબેરદાસ પટેલ**
'મણિયારી'

## દિવ્ય અમૃતકુંભ

... કાર્યક્ષમ અને મૌનવ્રતી કર્મનિષ્ઠ પૂ. નાથાભાઈ દેસાઈએ શૈક્ષણિક ક્ષેત્રે સાધેલી પ્રગતિ ન ભુલાય તેવી છે.

**કલ્યાણભાઈ ગો. પટેલ**
પૂર્વઆચાર્ય; નૂતન સર્વ વિદ્યાલય, વિસગનર

## શ્રી નાથાભાઈની તસ્વીર નીચે લખ્યું છે...

વતન ચાચરાવાડી વાસણા, જિ. અમદાવાદ. લગભગ સત્તર વર્ષ સુધી સર્વ વિદ્યાલયના આચાર્ય રહીને વિદ્યાર્થી આલમમાં અસાધારણ લોકપ્રિયતા પ્રાપ્ત કરી સંસ્થાના વિકાસ માટે ઘણો પરિશ્રમ અને પુરુષાર્થ કર્યાં. શ્રેષ્ઠ શિક્ષક માટેનો રાષ્ટ્રીય ઍવૉર્ડ એમણે મેળવ્યો હતો. એમની લોકપ્રિયતાના ફળસ્વરૂપે એમની સ્મૃતિ માટે ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ રૂપિયા બે લાખનું ફંડ કરીને સંસ્થાને અર્પણ કર્યું. જેમાં સંસ્થાએ લગભગ સાડા પાંચ લાખ રૂપિયા ઉમેરીને એમની સ્મૃતિમાં પ્રાથમિક શાળાનું મકાન બાંધ્યું.

# પ્રકરણ-૪

# મધુપર્ક

## ૧.
## સ્વ. નાથાભાઈ દેસાઈની સંસ્થાભક્તિ

**મોહનલાલ પટેલ**
ભૂતપૂર્વ આચાર્ય, સર્વ વિદ્યાલ, કડી

ઈ.સ. ૧૯૫૦નું વર્ષ.

એ અરસામાં હું અમદાવાદની મોટામાં મોટી માધ્યમિક શાળા - ન્યૂ હાઈસ્કૂલમાં મદદનીશ શિક્ષક તરીકે કામ કરતો હતો અને કોચરબમાં રહેતો હતો.

એક દિવસ કરજીસણ (તા. કડી)ના વતની શ્રી રામભાઈ મારી રૂમ પર આવ્યા. રામભાઈ અને હું ઈ.સ. ૧૯૪૫થી ૧૯૪૭ સુધી વડોદરામાં કારેલી બાગમાંના કડવા પાટીદાર છાત્રાલયમાં સાથે રહેતા હતા. અભ્યાસમાં એ મારા કરતાં બે વર્ષ પાછળ. એ વિજ્ઞાનના વિદ્યાર્થી, હું આર્ટ્સનો. પણ અમે મિત્રો હતા.

જે ઘટનાની વાતનો નિર્દેશ અહીં છે ત્યારે એ અમદાવાદમાં ફાર્મસી કૉલેજમાં બી.ફાર્મના છેલ્લા વર્ષમાં અભ્યાસ કરતા હતા.

મારી રૂમમાં આવીને એમણે એક પોસ્ટકાર્ડ મારી સામે ધરતાં મને કહ્યું : ‘કડીથી સર્વ વિદ્યાલયના આચાર્ય નાથાભાઈ દેસાઈનો કાગળ છે. શાળાને ભાષાના એક સારા શિક્ષકની જરૂર છે. કોઈ સારા શિક્ષકને શોધીને કડી મોકલવાની એમણે મને ભલામણ કરી છે. મારે સારા શિક્ષક શોધવા જવાની ક્યાં જરૂર છે ? બોલો, તમે જશો ને ?’

ક્યારેક આપણને ન સમજાય એ રીતે જીવનને નવો વળાંક આપનારા અનુભવ થતા હોય છે. આને આપણે સાહિત્યની ભાષામાં ડ્રામેટિક આયરની કહીએ છીએ. મારા માટે આ એવો અનુભવ હતો.

હું શિક્ષક ખરો, પણ એથીયે વિશેષ તો સાહિત્યનો માણસ. ગુજરાતમાં ગુજરાતી સાહિત્યકારને વિકસવા માટેનું ઉત્તમ ક્ષેત્ર અમદાવાદ. ૧૯૫૦ના અરસામાં કલ્પી ન શકાય એટલા વેગથી હું સાહિત્યની દુનિયામાં મહત્ત્વનું સ્થાન મેળવી રહ્યો હતો. સાહિત્યનાં ઉત્તમ સામયિકોમાં મારી વાર્તાઓ છપાવા લાગી હતી. ૧૯૫૦માં ‘કુમાર’ માસિકમાં પ્રગટ થયેલી વાર્તાઓમાં શ્રેષ્ઠ વાર્તાના પારિતોષિકનો હકદાર હું બન્યો હતો. ‘નવચેતન’માં પ્રત્યેક મહિને મારી નવલિકા છપાવા લાગી હતી. ગુજરાતી સાહિત્યના ડાયજેસ્ટ (રીડર્સ ડાયજેસ્ટ) જેવા માસિક ‘મિલાપ’માં મને સ્થાન મળ્યું હતું...

અને રામભાઈ પૂછી બેઠા : ‘તમે જશો ને ?’

રામભાઈ મારા મિત્ર હતા. જરા પણ સંકોચ વગર હું કડી જવાનો ઇનકાર કરી શક્યો હોત. ત્યાં જવા માટે મારી પાસે શું કારણ હતું ? હું અમદાવાદમાં સુખી હતો. સ્કૂલમાં મેનેજમેન્ટની નજરમાં મારા માટે ઊંચું સ્થાન હતું. એ વર્ષોમાં કેજ્યુઅલ રજાઓ (સી.એલ.) વર્ષમાં ૨૦ પ્રમાણે મળતી હતી. મારા ભાઈશ્રીની માંદગીના કારણે એ વર્ષે મારે ૩૫ રજાઓ લેવાની જરૂર પડી. મેનેજમેન્ટે પગાર કાપ્યા સિવાય મારી બધી રજાઓ મંજૂર કરેલી. અમદાવાદની શાળામાં આવું બનવું લગભગ અશક્ય. અહીં વિદ્યાર્થીઓનો પ્રેમ પણ મને ખૂબ સાંપડ્યો હતો. છતાં મેં રામભાઈને કહ્યું : ‘ભલે, હું કડી જઈશ. નાથાભાઈને જાણ કરી દેજો.’

આ નિર્ણય વિધિનિર્મિત જ માનવો રહ્યો. જે સંસ્થામાં કામ કરવાનું હતું એ સંસ્થા જાણીતી હતી. ગૂજરાત વિદ્યાપીઠ કરતાં એક વર્ષ વહેલી એટલે કે ઈ.સ. ૧૯૧૯માં સ્થપાયેલી હતી. ત્રણ વર્ષ પછી એટલે ૧૯૨૨થી ત્યાં રાષ્ટ્રીય કેળવણી અપાતી હતી. ડૉ. હરિપ્રસાદ દેસાઈના કહેવાથી ગાંધીજીએ ઈ.સ. ૧૯૨૯માં એ સંસ્થાની સ્વેચ્છાએ મુલાકાત લીધી હતી અને એ પાંચ કલાક જેટલું ત્યાં રોકાયા હતા. આઝાદીની ચળવળમાં કેટલાક શિક્ષકો અને વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. કાકાસાહેબ કાલેલકર, ઉમાશંકર જોશી, સુંદરમ્ વગેરે મહાનુભાવોએ સત્યાગ્રહમાં વીરમગામ છાવણીમાં જતાં કે ત્યાંથી વળતાં અહીં રોકાણ કર્યાં હતાં.

સંસ્થાની આ બધી યશગાથા કડી જવા માટેની મારી સંમતિના કારણરૂપ હતી ? ભૂતકાળ અને વર્તમાનકાળ એક હોઈ શકે નહિ. ભૂતકાળની ઘટનાઓનો આધાર ક્યારેક છલના પણ બની રહે. જગત પરિવર્તનશીલ છે. ત્યાં શું છે એ હું જાણતો નહોતો. એમ છતાં મેં રામભાઈને એમની દરખાસ્ત ઉપર સંમતિ

આપી દીધી. કોઈ વ્યવહારદક્ષ માણસની દૃષ્ટિએ તો અમદાવાદ છોડીને ગામડે જવાનું પગલું મૂર્ખાઈભર્યું જ ગણાય, જે મેં ભર્યું.

એ દિવસે સાંજે પંડિતની લૉજમાં જમનારાઓમાંથી અમે ચાર પાંચ સભ્યો પ્રીતમનગરના ઢાળ ઉપર ઊભા હતા. હું અમદાવાદ છોડીને કડી જવાનો છું એ વાત નીકળી. એ વખતે એક ભાઈ બોલ્યા : 'ત્યાં જવાય જ નહિ'.

આશ્ચર્ય સાથે મેં પૂછ્યું : 'કેમ ન જવાય ?'

'ત્યાંનું વાતાવરણ બેહૂદું છે.'

'બેહૂદું એટલે'

'આપણને માફક ન આવે એવું, નાદુરસ્ત.'

મને થયું : આ ભાઈ કોઈ પૂર્વગ્રહની ગ્રંથિથી પીડાતા લાગે છે. એમની વાતને સહેજ પણ લક્ષમાં લેવાની મને જરૂર ન લાગી, એટલે મેં એમને બીજું કંઈ ન પૂછતાં વાતને બીજે વળાંક આપી દીધો.

૧૯૫૦ના જુલાઈ માસની સાતમી તારીખે અમદાવાદ-બેચરાજી લોકલમાં કડી જવા હું નીકળ્યો. ગાડી સમયસર હતી. અગિયાર અને દસ મિનિટે ગાડી કડી પહોંચી અને હું સીધો સર્વ વિદ્યાલમાં આચાર્યશ્રીની ઑફિસે પહોંચ્યો.

મીઠા સ્મિત સાથે દેસાઈસાહેબે મને આવકાર્યો. છૂટા થયેલા ભાષાશિક્ષકનું સમયપત્રક તો તૈયાર હતું. પણ કંઈક ફેરફાર કરવાની ગણતરી હશે એટલે દેસાઈસાહેબે મને પૂછ્યું : 'અગિયારમા ધોરણમાં ભૂગોળનો વિષય ભણાવી શકશો ?'

છાપેલા અરજીપત્રકમાં મેં લખી જણાવ્યું હતું કે, 'એલજિબ્રા અને અંકગણિત સિવાયનો કોઈપણ વિષય કોઈપણ ધોરણમાં ભણાવી શકીશ.' એટલે ભણાવી શકવા બાબતે મને કશી મૂંઝવણ નહોતી, પણ આ પ્રશ્નથી મને થોડી નવાઈ લાગી. હું ભાષાના શિક્ષક તરીકે આવ્યો હતો અને મને ભૂગોળ ભણાવવા અંગે પૂછવામાં આવ્યું. પાછળથી મને જાણવા મળ્યું કે જે શિક્ષક અગિયારમા ધોરણમાં ભૂગોળ ભણાવતા હતા તેમની અને વિદ્યાર્થીઓ વચ્ચે કંઈક એવી અંટશ પડી ગઈ હતી કે શિક્ષક એ વર્ગમાં ભૂગોળ ભણાવવા તૈયાર નહોતા અને વિદ્યાર્થીઓ પણ હવે એમને સ્વીકારવા તૈયાર નહોતા. હું ભૂગોળ ભણાવવાની તૈયારી દર્શાવું તો મામલો થાળે પડી જાય એમ હતું. મેં જરા પણ અચકાયા વગર કહી દીધું : 'ભણાવીશ.'

આ વાત ચાલતી હતી ત્યારે શાળાના મુખ્ય પટાવાળા જોઈતારામ ત્યાં હાજર હતા. વાત પૂરી થતાં હું ઑફિસમાંથી બહાર નીકળ્યો, ત્યારે જોઈતારામ

બહાર લૉબીમાં ઊભા હતા. એમણે મને કહ્યું : 'ના ફાવે તો, સાહેબને ના કહી દો ને.'

જોઈતારામે કદાચ બે કારણથી આમ કહ્યું હશે.

એક તો ત્રેવીસ વર્ષનો હું એમને કાચી ઉંમરનો લાગ્યો હોઈશ અને બીજું, ગામડાના કદાવર અને ખડતલ છોકરાઓ એમની નજર સમક્ષ હશે. એમને સંદેહ હશે કે કદાચ, પેલા પીઢ શિક્ષકના જેવી આ છોકરા જેવા શિક્ષકની હાલત થાય.

ગમે તેમ, પણ એક પટાવાળાની આ ચેષ્ટા મને ન ગમી. મેં જોઈતારામને કશો જવાબ ન આપ્યો, પણ એમણે દર્શાવેલી સહાનુભૂતિ (!) માટે એક આભારદર્શક સ્મિત આપી મારા માટે કરેલી વ્યવસ્થા પ્રમાણે વિદ્યાર્થીઆશ્રમમાં ઉતારા માટે ફાળવવામાં આવેલી રૂમમાં બેગ મૂકીને જમવા માટે હું રસોડા તરફ ગયો.

**શાળાની મોંઘી અને ઉજ્જ્વળ મિરાત એટલે નાથાભાઈ દેસાઈસાહેબ. એ વિશિષ્ટ વ્યક્તિત્વ ધરાવતી વ્યક્તિ હતા. શાંત અને પ્રસન્ન મુખમુદ્રા. ધીરજ એમનો એક ખાસ ગુણ. ક્ષમા અને સહનશીલતાની મિશ્ર લાગણી એમના સ્વભાવનું એક વિશિષ્ટ લક્ષણ. કોઈ અણઘટતી ટીકા કરે કે ઘસાતું બોલે તોપણ એવી વ્યક્તિ પ્રત્યે કશો અભાવ નહિ કે એની પ્રત્યે પ્રતિકારાત્મક વલણ નહિ.**

નાથાભાઈસાહેબ પોતાના વિષયો - ગણિતશાસ્ત્ર અને વિજ્ઞાનમાં નિષ્ણાત. ક્યારેક શાળાના સમય બહાર વિદ્યાર્થીઓને સામટા બેત્રણ કલાક ભણાવે. ઉત્તમ શિક્ષક હોવાના કારણે તેમ જ વિદ્યાર્થીવત્સલ હોવાથી વિદ્યાર્થીઓમાં ખૂબ જ પ્રિય. દોષમાં આવેલા વિદ્યાર્થીને ક્યારેક જ મોજડીના પ્રહારથી શિક્ષા કરે, પણ વિદ્યાર્થી પ્રેમથી એ સહી લે, એટલું જ નહિ, પણ શાળા છોડ્યા પછી મોટી ઉંમરે જાહેરમાં પણ આવી ઘટના એક મિષ્ટ અને ફળદાયી પ્રસંગ તરીકે યાદ કરે. વિદ્યાર્થીઓ જ્ઞાનસમૃદ્ધ બને એ હેતુથી બ્રિટિશ કાઉન્સિલ, યુસિસ (યુનાઈટેડ ઈન્ફર્મેશન સર્વિસ) અને બર્માશેલ તરફથી મળતી માહિતીસભર ટૂંકી ફિચર ફિલ્મો મંગાવીને રાત્રિના સમયે વિદ્યાર્થીઓને બતાવે. ફિલ્મ પ્રૉજેક્ટરનું સઘળું કામ કેમ્પસમાં જ રહેતા શિક્ષક શ્રી રતિભાઈ ગામી કરતા.

યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓના સરકારી વિભાગમાંથી અનુદાન મેળવીને ઈ.સ. ૧૯૫૮માં એમણે વિદ્યાર્થી દીઠ માત્ર ૩૪ રૂપિયામાં લગભગ ૨૫ દિવસનો ઉત્તર ભારતનો પ્રવાસ જાતદેખરેખ નીચે કરાવ્યો હતો.

શિક્ષણક્ષેત્રે એમણે મહેસાણા જિલ્લા માધ્યમિક શાળાસંઘના મંત્રીપદ પર રહીને અમૂલ્ય સેવાનું કામ કર્યું હતું. ૧૯૩૬માં સ્થપાયેલા આ સંઘમાં આરંભે

માત્ર છ શાળાઓ જોડાયેલી હતી. ૧૯૪૪ પછી નાથાભાઈસાહેબે આ સંઘનું સુકાન હાથમાં લીધા પછી સાહેબના ઉત્તમ કાર્યને લીધે લાભાન્વિત શાળાઓની સંખ્યા વધતી રહી. એમણે એ કાર્ય છોડ્યું ત્યારે એ સંઘની સભ્ય શાળાઓની સંખ્યા ૩૦૦ ઉપરાંત હતી. આ સંખ્યામાં મહેસાણા જિલ્લા સિવાય અમદાવાદ, ખેડા, કચ્છ, સૌરાષ્ટ્ર વગેરે જિલ્લા અને પ્રદેશની શાળાઓ પણ સભ્ય હતી. સંઘની સભ્ય શાળાઓમાંથી ઉત્તમ શિક્ષકોને પરીક્ષાના પ્રશ્નપત્રો કાઢવાનું કામ સોંપવામાં આવતું. કડીની સંસ્થાના મુદ્રણાલયમાં આ પ્રશ્નપત્રો છપાતાં અને સભ્યશાળાઓની માગણી પ્રમાણે એમને બંડલ-પાર્સલમાં સુપેરે પેક કરીને જે તે શાળામાં પહોંચતાં કરવામાં આવતાં. કામ એટલું ચીવટપૂર્વક થતું કે પ્રશ્નપત્રો ફૂટવાની કોઈ ફરિયાદ રહેતી નહિ. વળી મોટા પ્રમાણમાં પ્રશ્નપત્રો છપાતાં હોઈ શાળાઓને લગભગ કાગળના ભાવે એ પહોંચાડવામાં આવતાં. નોંધપાત્ર વાત તો એ હતી કે આ પ્રવૃત્તિમાં કામ કરનાર આચાર્યો, શિક્ષકો, કારકુનો કે સેવકો કોઈપણ પ્રકારનું મહેનતાણું લીધા સિવાય આ કામ કરતા. નાથાભાઈસાહેબે પ્રશ્નપત્રોનાં પ્રૂફ જોવાનું કામ મને સોંપેલું.

શિક્ષકોને અંગ્રેજી ભાષાના અધ્યાપનમાં તાલીમ મળે એ હેતુથી અમદાવાદની એ. જી. ટીચર્સ કૉલેજની એક્સ્ટેન્શન સર્વિસની દરખાસ્ત સ્વીકારીને બ્રિટિશ કાઉન્સિલ તરફથી મિ. સ્પેન્સરના સંચાલન હેઠળ સર્વ વિદ્યાલયમાં નાથાભાઈસાહેબે જિલ્લાના શિક્ષકો માટે એક સેમિનારનું આયોજન કરેલું. દસ દિવસના આ સેમિનાર (જે વર્કશોપ બરાબર હતો)માં જિલ્લાના શિક્ષકોને એક અંગ્રેજ દ્વારા અંગ્રેજી અધ્યાપનની અસરકારક રીત જાણવાનો લાભ મળેલો.

ગુજરાતી સાહિત્યના જાણીતા સાહિત્યકાર શ્રી પીતાંબર પટેલે નાથાભાઈસાહેબ આગળ સમાજસેવાની એક દરખાસ્ત રજૂ કરેલી. આ યોજના હેઠળ નાતાલ વેકેશન (અગાઉ જે વડોદરા રાજ્યમાં રાજ્યારોહણ વેકેશન ગણાતું)માં આઠ-આઠ કે દસ-દસ વિદ્યાર્થીઓની જુદીજુદી ટુકડીઓ એક શિક્ષકના નેતૃત્વ હેઠળ જિલ્લાના જુદાંજુદાં ગામે ફરે અને સમાજસુધારણા અંગેના સંવાદો, એકાંકીઓ, ચર્ચાઓ, ગીતો વગેરે ગામલોકો આગળ રજૂ કરે. તે ઉપરાંત દિવસે ગ્રામસફાઈ તેમ જ જનસંપર્કના કાર્યક્રમ યોજે.

સાહેબે પીતાંબર પટેલની આ યોજના એક વર્ષ માટે સહર્ષ સ્વીકારી અને પીતાંબરભાઈની ધારણા કરતાંય કદાચ વધારે સારી રીતે આ યોજનાને સર્વ વિદ્યાલયની ટુકડીઓએ સફળ બનાવી. મારે એક ટુકડીનું નેતૃત્વ કરીને નારદીપુર, સોજા વગેરે ગામ જવાનું થયું હતું.

એસ.એસ.સી.ના વિદ્યાર્થીઓને બોર્ડની પરીક્ષા આપવા માટે જ્યાં પરીક્ષા કેન્દ્ર હોય ત્યાં જવું પડતું. સર્વ વિદ્યાલયના વિદ્યાર્થીઓ ઉક્ત પરીક્ષા આપવા આણંદ જતા. ત્યાં ડી.એન. હાઈસ્કૂલ પરીક્ષાનું કેન્દ્ર હતી. ત્રણ વર્ગ જેટલી સંખ્યાના વિદ્યાર્થીઓને છેક આણંદ સુધી જવું પડે તે અગવડભર્યું તો ખરું જ. **નાથાભાઈએ સર્વ વિદ્યાલય પરીક્ષાનું કેન્દ્ર બને એ માટે ખંતપૂર્વક પ્રયત્ન કર્યો. સર્વ વિદ્યાલય કેન્દ્ર બન્યું અને વિદ્યાર્થીઓ માટે મોટી રાહતનું કામ થયું.**

શાળામાં એ.સી.સી. અને કેટલાક સમય પછી **એન.સી.સી.ની તાલીમની જોગવાઈ નાથાભાઈના પ્રયત્નોથી થઈ. આ પ્રવૃત્તિના કારણે શાળાના કાર્યક્રમોમાં ઈન્દ્રધનુનો એક ઓર રંગ ઉમેરાયો. શાળાની અન્ય પ્રવૃત્તિઓમાં આ તાલીમ લેતા કેડેટ્સની સંગીન સેવાઓ મળી રહેતી.**

સર્વ વિદ્યાલયમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીનું ઘડતર અનોખું અને ઉત્તમ પ્રકારનું હોય એની કાળજી નાથાભાઈ બરાબર રાખતા. વિદ્યાર્થીના સર્વાંગી વિકાસ માટે એમની યોજનાઓ નિશ્ચિત હતી. વિદ્યાર્થીમાં નેતૃત્વના ગુણ વિકાસ પામે એ માટે એમણે શાળામાં પ્રતિનિધિમંડળની પ્રથાનો આરંભ કર્યો. જુદી જુદી પ્રવૃત્તિ માટેના મંત્રીઓ નિશ્ચિત કરવા ચૂંટણીપ્રથા દાખલ કરી. મહામંત્રીની ચૂંટણી પણ ખરી. ભારે ચોકસાઈ અને જવાબદારીનું આ કામ. વાતને વણસતાં વાર ન લાગે. દેસાઈસાહેબનો પ્રભાવ એવો કે કોઈ જાતની ગેરસમજ, અશાંતિ કે ઝઘડા વગર આખું કાર્ય આનંદ અને શાંતિથી પતી જતું.

સાહેબે, ઉપર કહ્યું તેમ, વિદ્યાર્થીના સર્વાંગી ઘડતર માટે અનેક પ્રવૃત્તિઓની યોજના કરી હતી. બધી પ્રવૃત્તિઓની વિગતે નોંધ લેવાનો અહીં અવકાશ નથી. ઉદાહરણ પૂરતું કેટલીક પ્રવૃત્તિઓની વાત કરી શકાય.

વિદ્યાર્થીના સામાન્ય જ્ઞાનનું ભંડોળ વધે એ માટે શાળાની સભા યોજીને પ્રશ્નોત્તરીનો કાર્યક્રમ રાખવામાં આવતો. વિદ્યાર્થી પ્રશ્ન પૂછે અને શિક્ષક એનો ઉત્તર આપે.

વિદ્યાર્થીનાં સાહિત્યિક સમજ અને રુચિ સારી રીતે કેળવાય એ માટે ચર્ચા, ગોષ્ઠિ વગેરે જેવા કાર્યક્રમો યોજીને જાણીતાં પુસ્તકોની છણાવટ થતી. આ માટે જાણીતા સાહિત્યકારો કે વિદ્વાનોનાં પ્રવચનો પણ ગોઠવાતાં.

રાષ્ટ્રીય તહેવારોની ખાસ પ્રકારે ઉજવણી થતી, જેમ કે રેંટિયા બારસથી બીજી ઑક્ટોબર સુધીના સમય ગાળામાં ગાંધીકુટિરનું નિર્માણ, સફાઈ કાર્યક્રમ, વક્તૃત્વ-સ્પર્ધા વગેરે યોજાતાં.

વિદ્યાર્થીની કાયિક, વાચિક અને માનસિક ખીલવણી થાય એ માટે સંસ્કાર-કાર્યક્રમોનું આયોજન થતું.

આ બધી ઈતર પ્રવૃત્તિઓ કરવામાં વિદ્યાર્થીનું મન અભ્યાસથી ચલિત ન થાય એની પણ સાહેબ બરાબર કાળજી રાખતા.

ક્ષયના દર્દના ઑપરેશન દ્વારા ઉપચાર પછી દાક્તરી સલાહના આધારે ૧૯૫૫માં સાહેબને સંપૂર્ણ આરામ લેવાનું થયું. આ માટે એ પંચગની ગયા. એ જે વિષયો ભણાવતા હતા એ વિષયો માટે નાથાભાઈસાહેબની ખોટ પૂરે એવા શિક્ષકની નિમણૂક થવી જોઈએ. ભણતરમાં એમની ખોટ વિદ્યાર્થીઓને ન જણાય એવા એક સમર્થ શિક્ષકની નિમણૂક માટે મેં સૂચન કર્યું. બી.એડ્‌માં મારા સહાધ્યાયી અને મિત્ર પણ. શ્રી હરિભાઈ દેસાઈ વિજ્ઞાનના માણસ, બી.એડ્‌.માં યુનિવર્સિટીમાં પ્રથમ આવ્યા હતા. એમને મેં કડી સર્વ વિદ્યાલયમાં શિક્ષક તરીકે આવવા સૂચવ્યું. એમણે મારી વાત સ્વીકારી અને મંડળે પણ સ્વીકારી. ખૂબ સારું કામ થયું. આ નિમણૂક પછી એ. જી. ટીચર્સ કૉલેજમાં કામ કરવા એમને નિમંત્રણ મળ્યું પણ એમણે સર્વ વિદ્યાલયમાં કામ કરવાનું મને વચન આપ્યું હતું એટલે એમણે એ.જી. ટીચર્સ કૉલેજની માગણી વિનયપૂર્વક નકારી.

હરિભાઈ દેસાઈની સર્વ વિદ્યાલયમાં નિમણૂક બાબતે પંચગનીથી નાથાભાઈસાહેબે મને આ પ્રમાણે કાગળ લખ્યો હતો :

‘હરિભાઈને સર્વ વિદ્યાલયમાં તમે ખેંચી લાવ્યા તેથી ખૂબ આનંદ થયો. ગૃહપતિનું કામ તમને સોંપ્યું તેથી પણ. વિદ્યાર્થીઓનો પ્રેમ તમે એટલો સંપાદન કર્યો છે કે તમને કોઈ મુશ્કેલી આવશે નહિ અને પૂર્ણ સહકાર મળશે. તમારામાં એ શક્તિ છે જ.’

**- નાથાલાલ ના. દેસાઈ**

તા. ૧૧-૭-૫૫

ઉપરના પત્રના આધારે સમજી શકાશે કે નાથાભાઈસાહેબ શરીરની નાદુરસ્ત સ્થિતિમાં પણ પંચગનીમાં રહ્યે રહ્યે સર્વ વિદ્યાલયનું ચિંતન કર્યા કરતા હતા.

આ લેખના અંત ભાગમાં એક વાતની છણાવટ તો નહિ પણ ન્યાયની દૃષ્ટિએ નિર્દેશ કરવો ઈષ્ટ ગણાશે. નાથાભાઈસાહેબે સર્વ વિદ્યાલય કેમ છોડ્યું એ પ્રશ્ને એ સમયે એક મોટી કટોકટી સર્જી હતી. નાથાભાઈએ સર્વ વિદ્યાલયના આચાર્યપદેથી રાજીનામું આપ્યું તે હકીકતે વિદ્યાર્થીઓ અને નાથાભાઈના ચાહકોને એક ભારે આંચકો આપ્યો હતો. એક એવી વાત વહેતી થઈ કે મંડળ સાથેના મતભેદના કારણે નાથાભાઈસાહેબે રાજીનામું આપ્યું છે. હવે સર્વ વિદ્યાલયમાં

કામ કરવામાં નાથાભાઈસાહેબનું મન ઉદાસીન થયું એ વાત સાચી, પણ તથ્ય જાણ્યા સિવાયે સઘળો દોષ આખા સંચાલકમંડળ ઉપર આરોપિત કરવો એ બરાબર નથી. મંડળની એકાદ વ્યક્તિ નાથાભાઈનું મન દુભાય એવું ક્યારેક બોલીને બેજવાબદારીભર્યું વર્તન દાખવે એમાં મંડળના બધા સભ્યો સહમત છે એવું શી રીતે કહી શકાય ? ૧૯૫૦થી હું આ મંડળના સંપર્કમાં છું. એ હંમેશાં સંસ્થાના વડા (આચાર્ય)ના સાથ અને સહકારમાં રહેતું આવ્યું છે. આચાર્યના વહીવટમાં માથું મારતું નથી. નાથાભાઈ તો શક્તિશાળી આચાર્ય હતા. એમણે વિદ્યાર્થીઓનો અપાર પ્રેમ સંપાદિત કર્યો હતો. એમનામાં કોઈ એબ નહોતી. પારદર્શી વહીવટ હતો. પછી મંડળ કોઈ એવું અવિચારી પગલું શા માટે ભરે જેથી શાળાનું વાતાવરણ ડહોળાય અને અશાંતિ ઊભી થાય ? મંડળ નાથાભાઈસાહેબ પ્રત્યે પૂરો આદરભાવ ધરાવતું હતું એ એક ઘટના પરથી જાણી શકાશે. નાથાભાઈના અવસાન પછી એમના કેટલાક ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ એમનું સ્મારક રચવા ઇચ્છતા હતા. એમણે ફંડ દ્વારા નાણાંભંડોળ એકઠું કરવા માંડ્યું. બે લાખ રૂપિયા જેટલી રકમ એકઠી થઈ. બે લાખ રૂપિયામાં તે કેવું સ્મારક રચી શકાય ? સર્વ વિદ્યાલય કેળવણી મંડળના સંચાલકોએ ઠરાવ કરીને સાડા સાત લાખ ઉમેરીને નાથાભાઈસાહેબના નામે પ્રાથમિક શાળાનું મકાન બાંધ્યું અને એમના નામે પ્રાથમિક શાળા પણ સ્થાપી. મંડળને નાથાભાઈ માટે કોઈ અણગમો કે પૂર્વગ્રહ હોત તો આ ન બની શક્યું હોત. તો પછી પ્રશ્ન ઊભો રહે છે કે નાથાભાઈસાહેબે રાજીનામું કેમ આપ્યું ?

આ લેખના આરંભમાં પ્રીતમનગરના ઢાળ ઉપર ઊભેલા ચારપાંચ સભ્યોમાંથી એક જણે, હું સર્વ વિદ્યાલયમાં શિક્ષક તરીકે જોડાવાનો છું એ સાંભળીને ત્યાંના વાતાવરણ વિષે ટીકા કરી હતી એની મેં નોંધ કરી છે. એ વખતે એ ટીકા મને પૂર્વગ્રહથી પ્રેરાયેલી જણાઈ હતી. પણ સર્વ વિદ્યાલયમાં જોડાયા પછી ધીરેધીરે મને સમજાવા લાગ્યું કે પેલા ભાઈની ટીકામાં ઘણું તથ્ય હતું.

આ જગત ઉપર કેટલાંક એવાં માનવીઓ હોય છે જે પોતાના પ્રત્યે કશી બૂરાઈ ન થઈ હોવા છતાં એ સામા માણસનું બૂરું કરતાં રહે છે. **સર્વ વિદ્યાલય કેમ્પસમાં વસતા સભ્યોમાંથી ત્રણેક વ્યક્તિઓની એક ટુકડી ગમે તે નિમિત્તે નાથાભાઈની ટીકા અને નિંદા તો કરતી હતી, પણ બૂરું કરવામાં પણ સક્રિય હતી. બાકી રહેતું હોય એમ એક નવા આવેલા શિક્ષક પણ એમાં ભળ્યા.**

વિદ્યાર્થીઆશ્રમના એક જૂના કોઠારીને છૂટા કર્યા પછી ઊભા થયેલા પ્રશ્ને પણ કેમ્પસના વાતાવરણને દૂષિત કર્યું. અરસપરસના સંબંધો બગડે અને મન ઊંચાં થાય એવી ગૂંગળામણ ભરી સ્થિતિ સર્જાઈ. **આ પ્રશ્નની ઉત્કટતા તો શમી**

**ગઈ પણ વાતાવરણમાં કશીક અસર તો છોડતી ગઈ. કેમ્પસ પરની ટુકડી પોતાની પ્રવૃત્તિઓમાં અચળ રહી. મંડળના એક સભ્ય અવારનવાર આકરાં વેણ કાઢતા રહ્યા. ક્યા ચોક્કસ કારણથી નાથાભાઈસાહેબે રાજીનામું આપ્યું એ સમજવું મુશ્કેલ તો છે જ. પણ રાજીનામાની સૌથી પહેલી અસર વિદ્યાર્થીઓ ઉપર થઈ. વિદ્યાર્થીઓ શાળા છોડ્યાનું સર્ટિફિકેટ કઢાવીને શાળા છોડીને જવા લાગ્યા.**

**શાળામાં એક કટોકટી ઊભી થઈ. આનો ઉકેલ શો ? મંડળ સામે એક ગંભીર સમસ્યા ઊભી થઈ.**

રાજીનામાની ઘટના અગાઉ અને તે પછીના અરસામાં તો, હું યુનિવર્સિટી હૉસ્ટેલમાં રહીને નિયમિત વિદ્યાર્થી તરીકે એમ. એ. નો અભ્યાસ કરતો હતો. કૉલેજમાં અધ્યાપક થઈ શકાશે જ એવી શ્રદ્ધાથી મેં સર્વ વિદ્યાલયમાં રાજીનામું આપેલું અને છૂટો થયેલો.

એમ. એ.ની પરીક્ષા આપ્યા પછી હું વતન પાટણ હતો. ત્યારે મંડળના એક પ્રતિનિધિ મારે ત્યાં આવ્યા. શાળાનું આચાર્યપદ સ્વીકારવા મંડળ વતી એમણે મને વિનંતી કરી.

એ વર્ષોમાં ગ્રેજ્યુએશનની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થનાર કૉલેજમાં અધ્યાપક બની શકતા. એના આધારે મેં પ્રકાશ આર્ટ્સ એન્ડ એજ્યુકેશન કૉલેજમાં નિમણૂક લઈ લીધી હતી. એમ. એ. નું પરિણામ હવે આવવાનું હતું. મારે આર્ટ્સ કૉલેજમાં કામ કરવાનું નિશ્ચિત હતું, એટલે મારાં જે બે લક્ષ્ય હતાં એમાંનું એક સિદ્ધ થઈ ચૂક્યું હતું. બીજું લક્ષ્ય હતું અમદાવાદ જેવા સાહિત્યના ક્ષેત્રમાં રહીને સાહિત્યની સાધના કરવાનું. અત્યાર સુધી એ ક્ષેત્રમાં મેં નોંધપાત્ર પ્રગતિ કરી હતી. મારાં પાંચ પુસ્તકો પ્રગટ થઈ ચૂક્યાં હતાં. ૧૯૫૯ના ડિસેમ્બરના અંતમાં અને ૧૯૬૦ના જાન્યુઆરીના આરંભમાં જૂના મુંબઈ રાજ્યો ગુજરાતના મૂર્ધન્ય ૧૫ સાહિત્યકારોને વિદર્ભમાં પૂર્ણ થયેલી યોજનાઓને અવલોકવા માટે આમંત્રણ આપ્યું હતું એમાં મારો પણ સમાવેશ હતો. સાહિત્યક્ષેત્રે મારી આ સ્થિતિના કારણે કડીનું આચાર્યપદ સ્વીકારવાની મારી સહેજ પણ ઇચ્છા નહોતી. એટલે મારે ત્યાં આચાર્યપદની દરખાસ્ત લઈને આવેલા મંડળના પ્રતિનિધિને એ સ્વીકારવાની મેં વિનયપૂર્વક ના કહી.

વેકેશન પૂરું થવાની તૈયારી થતાં હું અમદાવાદ ગયો. કડીની કટોકટીનો હજુ અંત આવ્યો નહોતો. કડીથી સંચાલકમંડળના કેટલાક સભ્યો મને અમદાવાદ મળવા આવ્યા. આ વખતે પણ મેં વિશેષ નમ્રતાપૂર્વક એમની દરખાસ્તનો ઇન્કાર

કર્યો. પણ વિદાય લેતી વખતે બે દિવસ પછી મળનાર મંડળની કારોબારી સભામાં હાજર રહેવાનું એમણે મારી પાસેથી વચન લીધું.

હું કારોબારી સભામાં હાજર રહ્યો. સભાનો આરંભ થાય અને હું ત્યાં ઉપસ્થિત થાઉં એ પહેલાં જીવનની ફરી એકવાર ડ્રામેટિક આયરની ઉપસ્થિત થઈ. સંસ્થાના આરંભકાળથી વિદ્યાર્થી તરીકે અને પછી સંસ્થાના હિસાબનીસ તરીકે અત્યંત નિષ્ઠાપૂર્વક કામ કરનાર શ્રી માધવલાલે મને નાથાભાઈસાહેબનો સંદેશો કહ્યો. માધવલાલ કહે એમાં રજમાત્ર અવિશ્વાસને સ્થાન ન હોય, તેમ જ હકીકતમાં કશો ફેરફાર ન હોય. નાથાભાઈસાહેબે સંસ્થાના હિતમાં શાળાનું આચાર્યપદ સ્વીકારી લેવા મને ભલામણ કરી હતી. આ સાંભળીને હું જેનો ઝટ ઉકેલ ન આવે એવી મૂંઝવણમાં મુકાઈ ગયો.

કારોબારીની મિટિંગમાં બીજો કોઈ એજન્ડા હતો કે નહિ તેની મને ખબર નહોતી. પણ ચર્ચાનો આરંભ જ મને પ્રેમભર્યા આગ્રહથી થયો. જેમને જોતાં જ નમસ્કાર કરવાનું મન થાય એવા અમીનસાહેબ અને સંસ્થાની નિષ્ઠાપૂર્વક નિઃસ્વાર્થ અને નિર્ભેળ સેવા કરનારા કાર્યકરો સામે હતા. અમીનસાહેબને તો મેં એક પત્ર દ્વારા મારી વાત જણાવી હતી. **સંસ્થાના કાર્યકરોના આગ્રહ વચ્ચે માધવલાલે મને સંભળાવેલો નાથાભાઈસાહેબનો સંદેશો ગુંજતો હતો. નાથાભાઈસાહેબના હાથ નીચે નવ વર્ષ નોકરી કરીને એમના વિશ્વાસને પાત્ર હું ઠર્યો હતો. વળી, વાતાવરણ ગમે તે હોય પણ સંસ્થા સાથે મારો પ્રીતનો તંતુ સંધાયો હતો. ક્ષણે ક્ષણે નાથાભાઈના સંદેશાનો સૂર બુલંદ બનતો જતો હતો. આખરે મેં સર્વ વિદ્યાલયના આચાર્ય થવાની દરખાસ્ત સ્વીકારી લીધી !**

**મારા આ પગલાથી મને ભવિષ્યમાં કેટલું બધું ભૌતિક નુકસાન થવાનું હતું એ હું જાણતો હતો. પણ સંસ્થા ખાતર કંઈક જતું કરવું જોઈએ એ વિચારે મારા થોડા ઉદ્વિગ્ન મનને શાંત કરીને રાજી કર્યું.**

વેકેશનનો છેડો ચાલતો હતો. નાથાભાઈસાહેબે એમના પોતાના હસ્તાક્ષરમાં શાળાના સેન્ટ્રલ હૉલના કા. પા. ઉપર વિદ્યાર્થીઓ જોગ સંદેશો લખ્યો હતો. જેમાં મને સંપૂર્ણ સહકાર આપવા એમણે વિદ્યાર્થીઓ પ્રત્યે મનોકામના વ્યક્ત કરી હતી.

અને સત્રના પ્રથમ દિવસે, પ્રાર્થના સભામાં હું મંગળ પ્રવચન કરવા ઊભો થયો ત્યારે વિદ્યાર્થીઓએ તાળીઓના જોરદાર ગડગડાટ સાથે મને વધાવી લીધો. ક્યાંય સુધી ઑડિટોરિયમ તાળીઓના નાદથી ગુંજતું રહ્યું !

## ૨.

# લાધ્યાં સુકૃત સાંનિધ્યે

રતિલાલ સાં. નાયક

સને ૧૯૪૪ની સાલ. કડી સર્વ વિદ્યાલયમાં શિક્ષક થવા અરજી કરી. આમ તો હું એ જ વિદ્યાલયમાં ફર્સ્ટથી મેટ્રિક ભણેલો.

સર્વ વિદ્યાલયના આચાર્ય હતા : શ્રી એન. એન. દેસાઈ. – નાથાભાઈ દેસાઈ નામથી વધુ જાણીતા. મને નોકરી મળી ગઈ. નાથાભાઈસાહેબને મળી ટાઈમ ટેબલ સમજી લીધું. પહેલી મુલાકાતે જ શ્વેત ખાદીધારી ગોરવર્ણો એ દેહ વેદકાલીન ઋષિની યાદ આપી ગયો. વિનોબા ભાવેની જ ઉપમા અપાય એવું શરીર. શ્વેત દંતપંક્તિ સ્મિત દ્વારા દેખાઈ, ને હાથ મિલાવ્યા એ સાથે જાણે અંતરમાં વસી ગયા. ઉમાશંકર જોષીએ 'વત્સલ મૂરત' કહેલ છે એ વિશેષણ એમને બરાબર બંધ બેસે.

હું શિક્ષક ગુજરાતીનો, પણ મારી વધુ સજ્જતા સંસ્કૃત વિષયની. પહેલે દિવસે ઘેર માતાને ને શાળામાં નાથાભાઈને નમી આશિષ લઈ મેં શ્રેણી ૮માં સંસ્કૃતનો પ્રથમ પાઠ આપ્યો. વિદ્યાર્થીઓને કહ્યું : 'તમે ને હું ભાગ્યશાળી છીએ કે આપણે દેવભાષા ભણીશું. આ સંસ્થાના સ્થાપક છગનભા અને પૂર્વકાલીન આચાર્ય શ્રી અરવિંદસાધક બાપુભાઈ ગામી ધર્મ-વેદધર્મ-જીવનોન્નતિ સાધક ધર્મ અનુપ્રેરિત શિક્ષણમાં માને છે. આપણા વર્તમાન આચાર્ય નાથાભાઈસાહેબ વિજ્ઞાનપ્રેમી, પણ ગાંધીચીંધ્યા માર્ગે આપણી શાળાના વિદ્યાર્થીને દોરવા માગે છે. હું આ સંસ્કૃત વિષય તો ભણાવીશ પણ તમારે દેવત્વની દીક્ષા લેવી પડશે. (હું બરોડા કૉલેજમાં સંસ્કૃત ભણીને - કાલિદાસનાં 'મેઘદૂત' અને 'અભિજ્ઞાન શાકુન્તલ' ભણીને, મગજમાં એ હવા લઈને જ આવેલો એટલે 'દેવત્વ' અને 'દીક્ષા' જેવા સંસ્કૃત શબ્દો વર્ગના મોટાભાગના ગામડાના વિદ્યાર્થીઓને સમજાશે કે નહિ એનાથી અજ્ઞાત હતો. બી.એડ્ કે એસ.ટી.સી. જેવી કશી ડિગ્રી ધરાવતો ન હતો, બલ્કે થોડા વખતમાં જ નાથાભાઈસાહેબે મારામાં રહેલા હીરને પારખી જઈ મને એસ.ટી.સી. થવા પ્રેરણા આપી એની સિદ્ધિ સુધી પહોંચાડ્યો એ તો હવે પછી સંભવવાનું હતું.) ગાંધીજી 'જીવનની પ્રત્યેક સમસ્યાને જેમાં ઉકેલ છે' એમ કહી જેની જીવનમાં અનિવાર્યતા ચીંધે છે એ 'ભગવદ્ગીતા' તમારે ગોખવી પડશે. રોજ એકેક શ્લોક ઘેરથી ગોખી લાવવો પડશે ને રોજ એકબે જણને ઊભા કરી એ ગોખેલ છે કે નહિ એ ચકાસીશ.'

પછી સંસ્કૃતના પુસ્તકમાં દેવઃ દેવૌ દેવાઃ એમ 'દેવ' શબ્દનાં રૂપો હતાં તે મેં ફેરવી રામઃ રામૌ રામાઃ એમ શીખવાની સલાહ આપી. પુસ્તકમાં દેવ શબ્દ અને મેં રામ શબ્દ કેમ રાખ્યો એ તત્કાળ તો મને પણ ન સમજાયું. શાળામાં શિક્ષણનો ઝુકાવ ગાંધીશિક્ષણ તરફ હતો તેથી મેં કદાચ આ ફેરફાર કર્યો હોય. મેં વિદ્યાર્થીઓને કહ્યું : 'ગીતાની જેમ ગાંધીજી રામમાં માને છે. એ નાના હતા ને ભૂતથી બીતા ત્યારે ઘરની નોકરાણીએ ભૂતને ભગાડવા રામનામ લેવાની સલાહ આપેલી એ પ્રસંગ કહ્યો. પિરિયડ પૂરો થયો.

બીજો પિરિયડ બીજા ૮મા ધોરણમાં ગુજરાતીનો હતો. વર્ગમાં ગયો ને રવીન્દ્રનાથ ટાગોર યાદ આવ્યા. 'કાબુલીવાલા' ટાગોરની લખેલી વાર્તા ને એ મેં મલાવી મલાવીને કહી. આખા વર્ગે એ સરસ રીતે ઝીલી. પિરિયડ પૂરો કર્યા પછી એક વખતના મારા ગુરુ ને હવે સહશિક્ષક એવા ઉમેદભાઈ પટેલને મળ્યો ને કહ્યું : 'મેં તો આડુંઅવળું વિચાર્યા વિના કાબુલીવાલાનું જ નાટ્યકરણ કર્યું.' ઉમેદભાઈએ હસીને કહ્યું : 'તમારો વર્ગ સામા ખૂણામાં હતો ને હું આ તરફના ખૂણાના વર્ગમાં હતો. તમે એટલું મોટેથી બોલ્યા કે મને છેક આ ખૂણા સુદ્ધામાં સંભળાયું. તમે મારા એક વખતના તેજસ્વી વિદ્યાર્થી હતા ને તમારામાં મેં કેટલીક આશાઓ રાખેલી એ હવે ફળશે એની મને ખાતરી થઈ. તમે ધોતી-ઝભ્ભામાં છો ને ઊંચો દેહ ને દાઢીધારી છો તેથી શાળાના છોકરાઓ ટાગોર નામ પણ પાડે તો નવાઈ નહિ એવી છાપ ઊભી કરી છે. (ઉમેદભાઈ સાહેબે ભવિષ્ય ભાખેલું એવું જ પછી થયેલું મારું માનીતું નામ છોકરાઓએ 'કવિ ટાગોર' પાડી દીધેલું.)

શાળા છૂટ્યે હું નાથાભાઈસાહેબને મળેલો ને સંસ્કૃત અને ગુજરાતી આ બે પિરિયડ કેવી રીતે લીધા એની વાત કરેલી. એમણે શાબાશી આપેલી ને કહેલું : 'તમને શિક્ષક તરીકે લીધા એ અગાઉ તમારા વિશે મેં ઉમેદભાઈ અને કલ્યાણભાઈના અભિપ્રાય લીધેલા એ સાચા છે. તમે વિષય બહાર જઈને પણ સ્વૈર રીતે ભણાવજો. તમે ભાવનાવાળા છો, ઊર્મિશીલ છો ને બહારનું ખૂબ વાંચનારા છો. મારા પાટીદાર વિદ્યાર્થીઓ તમારી પાસેથી ગીતા, ગાંધીજીના રામ અને સાહિત્યના ટાગોરને આત્મસાત્ કરશે એ જ ભયોભયો.'

અને પછી ચારપાંચ વર્ષ સુધીની મારી કારકિર્દીમાં મેં અભ્યાસક્રમ પૂરો કર્યા કર્યો પણ ઘણું તો સ્વૈર રીતે ભણાવ્યું. અન્ય આચાર્ય શિસ્તની રીતે ન જ ચલાવે એવી મારી કેટલીક આવી બાબતો વર્ણવીશ. એટલા માટે કે નાથાભાઈસાહેબે એ બાબતોમાં ન મને રોક્યો કે ન મને ટોક્યો. એમના આવા વર્તાવને કારણે હું મોટાભાગના રવિવાર શાળામાં જઈ ત્યાંના છાત્રાલયના

વિદ્યાર્થીઓને કંઈ ને કંઈ ભણાવતો. મારા ઘરનાંને એમ પણ થતું કે બાવાની જેમ બહાર રહે છે ને ઘેર ધ્યાન નથી આપતો.

એક વાર મને થયું કે શાળા ખેતરોની નજીક છે. ચોમાસું બેઠું છે, 'મેઘદૂત'ની વાતો કરી છે, તો વર્ગને નાની કડીના રસ્તે ખેતરમાં લઈ જાઉં. આચાર્યને પૂછ્યા વિના જ એમ કર્યું. છોકરાઓને ખેતરની વાડ ઉપર ઊગેલા વેલાનાં ડોડાં ગમ્યાં. ખેતરમાં બાજરીનો પાક ઝીણવટથી જોવા મળ્યો. એક કૉઠીનું ઝાડ હતું તેના ઉપર બુલબુલ બેઠેલું તે જોવું ગમ્યું. પછી થોડી છોકરીઓ હતી તેમને કૉઠું ખાવાનું મન થયું. છોકરાઓમાં એક ખડતલ પાટીદાર છોકરો હતો. તેને કૉઠી પર ચઢાવી થોડાં કોઠાં ઉતરાવ્યાં. છોકરાઓને ખૂબ મજા પડી. શાળાએ આવી નાથાભાઈસાહેબને આ 'પ્રકૃતિશિક્ષણના પાઠ'ની વાત કરી. તે હસ્યાને બોલ્યા : **'તમે અમારા ગિજુભાઈ છો. મને વાંધો નથી, પણ નિત નિત આવું ન કરશો. ક્યારેક ભલે, વિદ્યાર્થીઓ આવું નિરીક્ષણ ને સાહસનું શિક્ષણ લે.'**

મારા શિક્ષકપણાના બીજા વર્ષે ઊઘડતા સત્રે મને વિચાર આવ્યો : શાળા પાસે આટલું સમૃદ્ધ પુસ્તકાલય છે ને એની સાથેના વાચનવિભાગમાં આટલાં બધાં સામયિક આવે છે તો એમાં જવા વિદ્યાર્થીઓને પ્રેરવા કશું નક્કર થવું જોઈએ. મને થયું જે કંઈ વિદ્યાર્થીઓએ વાંચવા જેવું મારી હડફેટે ચડે તે તરફ લક્ષ્ય ખેંચવા કશુંક કરું. મને વિચાર આવ્યો કે શાળાના પ્રવેશદ્વારે સુવિચાર ને સમાચાર લખવા કાળું પાટિયું છે તેમાં મેં વાંચેલા સામયિકમાંનો મને ગમેલો પ્રસંગ ટૂંકમાં લખું ને નીચે એ ક્યાંથી વાંચ્યો એ સામયિકનું નામ લખું, જેથી વિદ્યાર્થીએ પ્રસંગ પાટિયામાંથી વાંચીને રિસેસમાં પુસ્તકાલયોમાં જઈ એ પ્રસંગ આખો વાંચે. હું ક્યારેક મારા ગુજરાતી વિષયના શિક્ષણ વખતે પણ વાર્તારૂપે વાંચેલ લખાણ કહેવા માંડીને અધૂરેથી છોડી દઉં ને કહું કે હવે આગળનું તમે 'કુમાર'માંથી – 'અખંડ આનંદ'માંથી 'બાલમિત્ર'માંથી શોધીને વાંચી લેજો. **મારી આ કાળા પાટિયા પર લખવાની પ્રવૃત્તિ હું સતત ચાલુ રાખી શક્યો કેવળ નાથાભાઈસાહેબની પીઠ થાબડવાની ઉદાર વૃત્તિથી.** પછી તો મેં એ પાટિયા પર લખાણ સાથે રોજ સાચી જોડણીના પાંચપાંચ શબ્દોય લખ્યા કર્યા (અને શાળા તરફથી નોટબૂકો તૈયાર કરી. વેચવાની વાત આવી ત્યારે નોટબૂકનાં પૂંઠાના બીજા ત્રીજાને ચોથા પાને **ગૂજરાત વિદ્યાપીઠના જોડણીના નિયમો ટૂંકમાં ને સુગમ રીતે નાથાભાઈસાહેબે મારી પાસે તૈયાર કરાવી છાપ્યા પણ ખરા. મને ભવિષ્યમાં જોડણીકાર તરીકે ખ્યાતિ મળનાર હતી તેમાં નાથાભાઈસાહેબ નિમિત્ત થયાની આ ઘટના વીસરી શકું તેમ નથી.**)

**મહિનામાં અનુકૂળ એક રજાએ નાથાભાઈસાહેબ અમને આવી શકે એટલા શિક્ષકોને કડી આજુબાજુનાં ગામો- જેવાં કે ઊંટવા, કુંડાળ, નાની કડી, દોઢસો વીઘા - લઈ જતા ને કોઈનીને કોઈની વાડીએ કે ખેતરે જમીને આનંદ કરાવતા ને એ રીતે કૃષિ, ખેડૂતસમાજ, પ્રકૃતિનિરીક્ષણનો લહાવો લેવડાવતા. આચાર્ય અને શિક્ષકગણ વચ્ચે આથી આત્મીયતા બંધાતી ને સુમેળ વધતો.** આનો લાભ શાળાના વિદ્યાર્થી-શિક્ષણને જ આડકતરી રીતે મળતો. ક્યારેક હું સાંજના ફરવા નીકળી નાથાભાઈસાહેબના ઘેર જતો. એ સાંજની વેળા છાત્રાલયના વિદ્યાર્થીઓ રસોડે જમી ફરવા નીકળતા. કોઈ નાની કડીના રસ્તે જતા ને કોઈ રેલવે સ્ટેશન બાજુ સડક તરફ બાલાપીર જિન તરફ જતા. **બેએક વાર નાથાભાઈસાહેબ મને સાથે લઈ સાંજના અંધારામાં ચૂપ રાખી સડક બાજુના મેદાનમાં બેસાડી દેતા ને કહેતા : 'આપણે આ લોકોની શાળા અને આપણા વિશેની વાતો સાંભળીએ. આપણે એમને સાંભળવા બેઠા છીએ એ જણાવા દેવું નથી. એમની ફરિયાદો સાંભળી આપણે શાળામાં અને આપણી તાલીમમાં શા શા ફેરફાર કરી શકીએ એ જાણવાનો આનંદ આવશે.'** આ બંને વાર મને મારા શિક્ષણની રીત વિશે ઘણું જાણવા મળેલું. નાથાભાઈસાહેબ ગુસ્સે ભરાય તો વિદ્યાર્થીને ખૂંચતું એ જાણી ખૂબ હસેલા. છાત્રાલયની રૂમે રૂમે ઘૂમી રાતના કલાક-બે કલાક પ્રશ્નો હલ કરતા આ આચાર્ય 'વજ્રાદપિ કઠોરાણિ, મૃદૂનિ કુસુમાદપિ' – વજ્ર જેવું કઠોર લાગતું પણ પુષ્પથીય વધુ કોમળ હૃદય હતું તે ઓછું જ બધાની જાણમાં હતું ! **(બાવળાના એક વિદ્યાર્થી ! ભણવામાં હોંશિયાર પણ અધવચ્ચે ઘરની આર્થિક સ્થિતિ કથળી. શાળામાંથી ઉઠાવી લેવાની વાત આવી. નાથાભાઈસાહેબ પાસે વાત પહોંચી. તેમણે પોતાના પગારમાંથી આ વિદ્યાર્થીને શાળાની ફીમાં અને છાત્રાલયના ભોજન-લવાજમમાં પૂરાં ત્રણ વર્ષ મદદ કરી. એમના પોતાના જ પગારની વાત કરું. ક્યારેય સંસ્થા પાસે વધુ ઈન્ક્રિમેન્ટ નથી માગ્યું.** મારે એમની સાથે થોડો ઘરોબો વધતાં મેં પૂછેલું : 'અમારે શિક્ષકોમાં ચર્ચા ચાલી કે **આ વખતે છગનભાઈસાહેબે વધુ ઈન્ક્રિમેન્ટની વાત કરી ને સંસ્થાને એ સ્વીકારવી પડી તો તમે સંસ્થા માટે આટલું બધું ઘસાઈ વળો છો તો કેમ ઈન્ક્રિમેન્ટ નથી માગતા ?' એમણે ટૂંકો જવાબ વાળેલો : 'દરેકને પોતાના સ્વભાવનાં ધોરણો હોઈ શકે.')**

ઉપર નાથાભાઈસાહેબે ક્યારેય પગાર વધારો નહિ માગેલો એની વાત કરી. તો આવી એક ઘટના મારી બાબતમાં ઘટેલી એની વાત કરું. મારા કામથી અને એમાંય ઈતર પ્રવૃત્તિઓમાં મારા સહયોગથી નાથાભાઈસાહેબ ખુશ હતા.

મારી આર્થિક સ્થિતિ સાધારણ હતી. ઘેર મારા પિતાની બીમારી આવી પડી. આર્થિક ભીંસ વધી ગઈ. નાથાભાઈસાહેબને જાણ થઈ ગઈ. આમ પણ તેઓ પ્રત્યેક શિક્ષકના હમદર્દ વડીલ હતા. તેમણે મને કહ્યું : 'તમારા પિતાની સારવારમાં કચાશ ન રાખશો. ઑપરેશનનું ગમે તેટલું ખર્ચ આવે પણ અચૂક કરાવજો. સારવાર માટે પૈસાની તાણ પડે તો મારી અંગત મદદ વિનાસંકોચ સ્વીકારજો. હું અત્યારથી તમને મહિને પચીસ રૂપિયા તમારા વધુ કામકરંદા કાર્યના બદલામાં આપવા બંધાઉં છું. સાતેક મહિના પછી સંસ્થાના ટ્રસ્ટીઓની મીટિંગ છે એમાં હું તમને મેં જણાવેલો આ પગારવધારો જરૂરથી મળે એ ઠરાવ કરાવી લઈશ.''

મેં પિતાની સારવારનો પૂરેપૂરો ખર્ચ કર્યો. પૈસા બીજાથી કરજે લીધા અને સંસ્થાના ટ્રસ્ટીઓની મીટિંગમાં શું થાય છે તેની રાહ જોઈ. કમભાગ્યે ટ્રસ્ટીઓ એવા નિર્ણય ઉપર આવ્યા : 'આવી રીતે આચાર્યના પક્ષપાતી વલણથી કોઈ એકને એ વધુ કામ કરે છે માટે વધુ વધારો આપવો એ અન્ય શિક્ષકોની બાબતમાં વિચારીએ તો અન્યાયી પગલું છે. વધારો નહિ આપી શકાય.'

મને આની જાણ કરાઈ ને કંઈક ઊર્મિશીલને થોડે અંશે આવેશશીલ પ્રકૃતિને લઈ મારી સંવેદના બળવાખોર બની બેઠી. વડોદરાથી ગોકળદાસ રાયચુરાના તંત્રીપદે એક માસિક નીકળતું. તેમાં મેં મને થયેલા આ અન્યાયને એક લેખ નવલિકારૂપે **'તે દિન આંસુભીનાં રે હરિનાં લોચનિયાં મેં દીઠાં' શીર્ષકથી છપાવી નાખ્યો. નવલિકા છપાઈને આવી તે લઈ હું નાથાભાઈસાહેબને મળ્યો ને મેં એ મુદ્રિત લખાણ એમના હાથમાં મૂક્યું. એમણે એમની આચાર્યની ખુરશી ઉપરથી ઊભા થઈ મારી પાસેની ખુરશીમાં આવી મારો બરડો પસવારતાં મને કહ્યું : 'બહુ ખોટું લાગ્યું ? સંસ્થા એના કાનૂની બંધારણની મર્યાદામાં હોઈ ભલે પાછી પડી, પણ હું તો બેઠો છું ને ! મારી અંગત મદદની બાંયધરી તો ઊભી છે. લો, તમે જ જાતે આ લેખ ફાડી નાખો ને સાંજના મારે ઘેર આવજો.'' મારી કમજોરી કેવી કુનેહથી ને કેવી અવિસ્મરણીય હૂંફથી એમણે દૂર કરી ! આવા આચાર્ય બીજા ક્યાં મળે ?** (થોડા વખત પછી હું ને મારાં પત્ની બહુચરાજી દર્શનાર્થે ગયેલાં. ત્યારે વાતવાતમાં મેં પૂછેલું કે, તેં માતાજી પાસે આપણા શુભ માટે તો કંઈ જરૂર માગ્યું હશે, પણ અન્ય કોઈ પરાયા માટે કશું માગ્યું ખરું ? તેણે હસીને જવાબ આપેલો કે આપણા જીવનમાં સુખ વહેંચનાર તમારા દેસાઈસાહેબ માટે મેં બાધા લીધી કે, માતાજી ! તમે પુત્ર આપી પારણિયાં બંધાવો છો તો દેસાઈસાહેબને ઘેર દીકરી છે, પણ એને ભાઈ નથી, તો દેસાઈસાહેબને ઘેર પુત્ર જન્માવજો. આ એવા આચાર્ય હતા જે બધા મદદનીશ

શિક્ષકો સાથે ઘરોબો રાખતા ને બધા શિક્ષકો તેમના પરિવાર સમેત આચાર્ય માટે પણ આવી ભલી લાગણી ધરાવતા. મને યાદ છે કે મારાં પત્નીની બાધાથી હોય કે ગમે તેમ પણ નાથાભાઈસાહેબને ઘેર પુત્રજન્મ થયેલો ને એની બેહદ ખુશીમાં મેં ચાલુ શાળાએ પટાવાળા જોઈતારામને શિક્ષકખંડમાં બોલાવી એમના હાથમાં બસો એકાવન રૂપિયા મૂકી કહેલું કે આની સાકર લઈ આવજો ને રિસેસ પછી વર્ગે વર્ગે વિદ્યાર્થીદીઠ પડીકાં આપજો, જેથી આચાર્યને ઘેર પુત્ર જન્મ્યાના હર્ષમાં વિદ્યાર્થીઓ સાકર ઘેર આપી આ વાત જણાવે. આ મારો લાગણીનો અતિરેક હતો ને હું તો વિવેકભાન ભૂલ્યો હતો પણ જોઈતારામ સાકર ખરીદવા રજા લેવા નાથાભાઈસાહેબ પાસે ગયા ત્યારે એમણે રજા ન આપી, ને મને શિખામણ આપતાં કહ્યું : **"તમારો મારા માટેનો હરખ બરાબર છે, પણ એક આચાર્યને ત્યાં પુત્ર જન્મે એથી આવી રીતે વાલીઓને ઘેરઘેર સાકર ન વહેંચાય. આથી સંસ્થાની પ્રતિષ્ઠાને નુકસાન થાય."**

મારા ને એમના સંબંધો આવા પ્રેમભર્યા ને શિખામણભર્યા વધતા જતા હતા.

એક વેળા એક વિષયના જરૂરી શિક્ષકની જગ્યા ન ભરાતાં કોઈની ચઢવણીથી આઠમા ધોરણના એક આખા વર્ગે બળવો પોકારી એ મહિનાની શાળાફી ન ભરી. અમારા શિક્ષકખંડમાં ચર્ચા ચાલી કે નાથાભાઈસાહેબને પણ આ વિદ્યાર્થીઓ અવગણી ગયા ને શાળાફી ભરી નથી. હું મારા રસભર્યા શિક્ષણથી ને દરેક વિદ્યાર્થી સાથે પ્રેમભર્યા વર્તાવથી એક ચોક્કસ પ્રકારનું પ્રેમદબાણ ધરાવતો. રિસેસ પછીના મારા એ વર્ગમાંના ગુજરાતી વિષયના અધ્યાપન માટે ગયો. વર્ગ ખાલી ને વિદ્યાર્થીઓ બહાર હતા. હું વર્ગમાંથી બહાર વિદ્યાર્થીઓના ટોળા પાસે ગયો. કોણ જાણે કયા પ્રેમાકર્ષણથી પણ બધા ચૂપચાપ હેઠા બેસી ગયા. મેં નરમાશથી કહ્યું : "મને સાંભળશો ?" થોડી વારે એમનામાંથી એકે ઊભા થઈ કહ્યું : "માટે તો અમે ઊભા હતા તે પાસે આવી બેસી ગયા છીએ." મેં કહ્યું : "તો વર્ગમાં આવશો ?" એ બધા વર્ગ બહિષ્કારના મૂડવાળા હોઈ થોડો ખચકાટ અનુભવાયો. પણ પછી બધા વર્ગમાં ગોઠવાઈ ગયા. હું પણ વર્ગમાં ખુરશી પર બેઠો. પછી કહ્યું : "શિક્ષક નીમવો એ સંસ્થાના મંડળને અધીન છે. નાથાભાઈ એ બાબત ભારપૂર્વક કહે એટલી જ એમની સત્તા. તમે નથી જાણતા, પણ તમારા માટેની લાગણીથી પ્રેરાઈ તેમણે સંસ્થાના વહીવટી મંત્રીને પોતાના રાજીનામા સુધીની તાકીદ કરી દીધી છે. તમારે તમારા આ ઋષિદિલ આચાર્યને હવે કેટલે સુધી નીચા પાડવા છે ? હું વીનવું છું : તમે હઠાગ્રહ છોડી દો." અને મારી પ્રેમભરી

સમજાવટ કારણભૂત હોય કે એમનો નાથાભાઈસાહેબ માટેનો અંતરમાંનો અપ્રગટ રહેલ ગુરુભાર જવાબદાર હોય પણ એમનામાંના બે વિદ્યાર્થીઓએ (જેઓ છાત્રાલયવાસી હતા) બહાર જઈ કંઈ મસલત કરી અંદર આવી જણાવ્યું : 'તમારી વાત અમે માની લીધી છે. અમે બે જણ અત્યારે જ છાત્રાલયમાંની અમારી રૂમે જઈ આખા વર્ગની ફીની રકમ અમારી પેટીમાંથી લઈ આવીએ છીએ ને અત્યારે જ દેસાઈસાહેબના હાથમાં મૂકી, પછી વર્ગમાં આવીએ છીએ.' આ હતી વિદ્યાર્થીઓની નાથાભાઈસાહેબ માટેની હૃદયની ઊંડી લાગણી. આવો અનન્ય વિદ્યાર્થીપ્રેમ કેટલા આચાર્યોને મળતો હશે ?

જાતજાતના પ્રસંગો ઘટતા ગયા ને ચાર વર્ષનો મારા શિક્ષકજીવનનો કાળ વહી ગયો.

હું કડી આવ્યો ને ઘરનાંને જાણ કરી. આમ તો સર્વ વિદ્યાલય છોડવું મારા માટે કપરું કામ છે. મને વિદ્યાર્થીઓનો એટલો બધો પ્રેમ મળ્યો છે કે મને છૂટો થવા નહિ જ દે. પણ મારા માટે અમદાવાદ જવું એટલા માટે જરૂરી છે કે હું કૉલેજ કરીને બી.એ. પણ થાઉં ને નોકરી કરી ઘરનાનું ભરણપોષણ પણ કરું. હવે બિસ્તરપોટલાં બાંધી લઉં ને શાળાએ જઈ હું કાલથી છૂટો થવાનો છું એની ઑફિસના કર્મચારીઓને જાણ પણ કરતો આવું. આમ કહી હું શાળાની છાત્રાલયમાંની ઑફિસે ગયો ને ભાઈલાલભાઈને જાણ કરી કે મેં બીજે નોકરી લીધી છે. એમણે કહ્યું : ''કલાકેકમાં નાથાભાઈ વતનથી અહીં આવી જવાના છે; તમે મળતા જજો.'' ''સારું'' કહી હું છાત્રાલય સામેના બગીચામાં ગયો. ત્યાં સંસ્થાના સ્થાપક છગનભાની પ્રતિમા છે. હું ભણતો ત્યારથી ને પાછળથી અહીં જ નોકરીએ ચઢ્યો ત્યારથી લગભગ રોજ પ્રતિમાને નમન કરતો રહેતો. આ વખતે નમન કરતાં જ આંખ દ્રવી પડી. હૃદય ભરાઈ આવ્યું. આજુબાજુ કોઈ હતું નહિ, એટલે હું મુક્ત અશ્રુધારે રડ્યો. રુદનનું કારણ એ હતું કે આવતીકાલથી ગામડેથી વિદ્યાર્થી છાત્રો પાછા ફરનાર ને ફરી શાળાના અભ્યાસમાં જોડાનાર હતા. મારો આ વિદ્યાર્થીસમૂહ સાથે અસાધારણ ઊર્મિલતાનો નાતો બંધાયો હતો. હવે તેઓ પહેલા દિવસથી જ મને નહિ જુએ, એટલે કેટલા ઓસમાશે એ મારું હૃદય વિચારી રહ્યું હતું ને રુદન કરાવતું હતું.

થોડીવારે સ્વસ્થ થઈ હું ઑફિસમાં ફરીથી ગયો. તો નાથાભાઈસાહેબ આવી ગયા હતા. હું તેમની પાસે જઈ બેઠો ને દિલના ભાવ સમેટી લઈ બોલ્યો : ''સાહેબ, મને માફ કરજો. મેં આવતીકાલથી અમદાવાદની એક શાળાની નોકરી સ્વીકારી છે ને હમણાં જ ભાઈલાલભાઈને અહીંનું મારું રાજીનામું આપ્યું છે.''

નાથાભાઈને ધ્રાસકો પડ્યો પણ ભાઈલાલભાઈની હાજરીમાં વધારે ન બોલતાં કહ્યું : 'ભલે. રાજાને ગમે તે રાણી. તમારી જેવી ઇચ્છા. એક કામ કરશો ?' હું લગભગ ઘેર જવા ઊભો થઈ ગયો હતો અને આટલી ઝડપથી મારા રાજીનામાને તેઓ પણ સ્વીકારતા હતા તેથી ખુશ હતો, છતાં ઊભો રહ્યો. 'સાહેબ ! શું કામ છે ?' તેઓ બોલ્યા : 'સાંજે જમીને મારા નિવાસે આવજો. થોડી વાતો કરીશું.' હું સંમત થયો ને ઘેર આવ્યો.

વહેલી સવારની ગાડીમાં અમદાવાદ જવાનું હતું એટલે સામાન બાંધી લીધો. પછી જમવાનું પતાવી દઈ સર્વ વિદ્યાલયમાં નાથાભાઈસાહેબના નિવાસે ગયો. તેઓ પણ જમીને ઓસરીમાં બેઠા હતા. હું ગયો એટલે બોલ્યા : 'ઓસરીમાં નહિ અંદરના રૂમમાં બેસીએ.'

એમનું સૂચન મને ગંભીર લાગ્યું.

રૂમમાં બેઠા એટલે એમનો સીધો જ સવાલ આવ્યો : 'તમારો ને મારો સંબંધ કેવો ?'

મેં લાગણીવશ થઈ કહ્યું : 'પિતાપુત્ર કે વડીલ ને લઘુબંધુ જેવો. જે સ્વીકારો તે.'

બીજો સવાલ આવ્યો : 'અત્યારે તમે જે શાળામાં છો એ જ શાળામાં અગાઉ તમે વિદ્યાર્થી હતા તે ખરું ? વળી આ તમારા પોતાના નગરની પણ શાળા ખરી ?'

બધાયનો જવાબ મેં ડોકું હલાવી 'હા'માં આપ્યો.

ફરી સવાલ આવ્યો : 'હું કંઈ માગું ?'

મેં કહ્યું : 'આવું પૂછવાનું હોય. બોલો ?'

તેમના શબ્દો આવ્યા : 'હજુ હું આ શાળામાં ઠરીઠામ નથી થયો. મારે આ શાળાની ખૂબ ઉન્નતિ કરવી છે. તમે ખૂબ ઊર્મિશીલ અને નિષ્ઠાવાળા છો. તમારા જેવા થોડાક શિક્ષકોના સાથથી જ હું આ શાળાને આગળ વધારી શકું. તમે અમદાવાદ જવાનું છોડી અહીં જ રહી જાઓ. કરશો ?'

મેં ભાવવિભોર થઈ કહ્યું : 'સાહેબ ! આ કંઈ તમે તમારા અંગત સ્વાર્થ માટે નથી કહ્યું, હું રહી જાઉં છું. ઘેર જઈ સામાન છોડી નાખીશ, ને કાલે તારથી મારી અમદાવાદની નિમણૂક નકારી દઈશ.'

હું વધુ ન બોલ્યો ને ઊભો થયો. તે પણ ઊભા થયા ને મારી સાથેસાથે ભાના બાવલાવાળી જગ્યા સુધી આવ્યા. પછી છૂટા પડ્યા.

ઘેર આવી મારા પરિવારને મારો અમદાવાદ ન જવાનો નિર્ણય જણાવ્યો.

બીજા દિવસથી સર્વ વિદ્યાલયની મારી નોકરી નિયમિત ચાલુ થઈ. વિદ્યાર્થીઓના અનહદ પ્રેમ વચ્ચે મારું અધ્યાપન ચાલ્યું.

એક પ્રસંગ અત્યારના સર્જકવર્ય ભોળાભાઈ પટેલનો ટાંકુ. તે મારા ગુજરાતીના વર્ગના વિદ્યાર્થી. એમની ભણવાની કુશળતા અને અભૂતપૂર્વ યાદશક્તિથી હું આકર્ષાયેલો. તેઓ વાચનના પણ એટલા જ શોખીન. મેં એમને કહ્યું, ‘તમારા માટે મને ખૂબ લાગણી છે. તમે હજુ વધુ વાંચતા રહી આ શાળાને ઉજાળો ?’

તેમણે પૂછ્યું : ‘મારે શું વાંચવું જોઈએ ?’

મેં કહ્યું : ‘કનૈયાલાલ મુનશીનું સ્વપ્નદ્રષ્ટા પુસ્તક વાંચો.’

અને થોડા વખતમાં એ વાંચીને મને જણાવતાં બોલ્યા : ‘મને પુસ્તક ગમ્યું. મારા સ્વપ્નાં રચાશે ને એ તમારા જેવાની આાશિષથી પાર પણ પડશે.’

નાથાભાઈસાહેબના પ્રેમભર્યા દબાણથી રહી જવાયું તો ભોળાભાઈ જેવા વિદ્યાર્થીઓનું સ્મરણ વાગોળી શકું એટલો પાથેયધારી થયો.

પછી પણ પાછું મારું મન ભપક્યું. અમદાવાદ જઈ ઈન્ટર આર્ટ્સથી અટકેલો અભ્યાસ પૂરો કરું એમ નિર્ધાર થયો.

એક વેકેશનમાં મળવા ખાતર સી.એન. વિદ્યાલય અમદાવાદના આચાર્ય ‘સ્નેહરશ્મિ’ને મળવાનું થયું. મેં અમદાવાદમાં સી.એન. જેવામાં નોકરી મળે તો સ્વીકારવા કહ્યું. તેમણે કહ્યું : ‘તમે કંઈ સાહિત્યસર્જન કરો છો ખરા ?’ મારા હાથમાં ‘આરામ’નો અંક જેમાં મારી નવલિકા છપાઈ હતી તે બતાવી કહ્યું : ‘બાળસાહિત્ય અને નવલિકાઓ લખું છું.’

સ્નેહરશ્મિએ કહ્યું : ‘અરજી મોકલજો ને વેકેશન ઊઘડતાં હાજર થજો.’

અરજી લઈ જાતે હાજર થયો. એ વખતે ઉમાશંકર જોશી એમની પાસે બેઠેલા. (હું ઓળખતો નહોતો, તે વેળા જ ઓળખ્યા.) સ્નેહરશ્મિએ કહ્યું : ‘અરજી તો રાખું છું, પણ મૌખિક નિમણૂક આપી દઉં છું.’

ઉમાશંકરે કહ્યું : ‘સારું થયું તમે કડીવાળા રતિલાલ નાયક છો. તમારું ‘ઈન્દુમતી સ્વયંવર’, ‘સંસ્કૃતિ’ માટે મોકલેલું તે મને ગમ્યું હતું, ને મેં તમને હું કડી એક કાર્યક્રમ માટે આવેલો ત્યારે મળવા પણ કહેલું, પણ તમે આવી શક્યા નહોતા. હવે આજે કહું કે તમારું લખાણ મને ગમ્યું છે.’ આજ મને ઉમાશંકરની ઓળખાણનો ને નોકરીની નક્કરતાનો અનુભવ થયો.

સર્વ વિદ્યાલયમાંથી હું થોડા સમયમાં નોકરી છોડી અમદાવાદ જવાનો છું એ વાત વહેતી મૂકી. ઘણા વિદ્યાર્થીનો મને રોકવાનો પ્રયાસ થયો. ખુદ નાથાભાઈસાહેબે એમાંના એક ભાઈલાલને કહ્યું : 'તમારી જેમ હું પણ એમને છોડવાનો નથી. તમે એમના સન્માનનો કે કશી વસ્તુ ખરીદવાનો પ્રયત્ન ન કરશો.' આમ નાથાભાઈસાહેબ મને રોકવા તૈયાર હતા તે મારા માટે ઓછા ગર્વની વાત નથી. વિદ્યાર્થીઓ મને ભેટ આપવા એક ઘડિયાળ ખરીદી લાવ્યા હતા તે પણ તેમણે જાહેરમાં તો મને લેવા જ ન દીધું. પણ નછૂટકે મેં સર્વ વિદ્યાલય છોડી ને હું ઊઘડતી રજાએ સી.એન.માં હાજર થયો. સર્વ વિદ્યાલયમાં હતો ત્યારે ધોતી-ઝભ્ભો ને ગાંધી ચંપલ પહેરતો ને દાઢી રાખતો તે મેં સી.એન.ના પહેલા દિવસે જ ખાદીના પહેરવેશ અને દાઢી વિનાના ચહેરે પ્રવેશ કર્યો. હું ટાઈમટેબલ સમજવા સ્નેહરશ્મિની સમીપ ગયો. ત્યાં કલાર્કે આવી સ્નેહરશ્મિના હાથમાં એક ટપાલ મૂકી. એ ટપાલ મારા વિશે હતી. કડીથી નાથાભાઈસાહેબે એમાં માગણી મૂકી હતી. આ આદર્શ શિક્ષકને પાછા આપો. એક સંસ્થા બીજી સંસ્થા પાસે આ માગણી મૂકે છે એમ સમજીને પણ આમ કરજો.' નાથાભાઈસાહેબનો આ અસીમ પ્રેમ મારા માટે - સ્નેહરશ્મિ માટે એક વધુ લાયકાતરૂપ બન્યો.

હું અમદાવાદ રહી ગયો ને બી.એ. સુધી પહોંચી ગયો. સી.એન. હાઈસ્કૂલની નોકરી ચાલુ હતી. નોકરી દરમિયાન જ સવારે કૉલેજ અને બપોરે સી.એન.ની નોકરી એમ કરીને ગ્રેજ્યુએટ તો થવાયું પણ હવે એમ. એ. થવાનું આવ્યું. રેગ્યુલર કૉલેજ બપોરની અને સી.એન.માં નોકરી પણ બપોરની એટલે એક વર્ષ માટે શાળામાંથી વગર પગારની રજા લીધી. આખું વર્ષ નોકરીના પગાર વિના ઘર ચલાવવું મુશ્કેલ હતું. એવામાં કેન્સરના વ્યાધિમાં સપડાયેલા નાથાભાઈસાહેબ અમદાવાદ આવ્યા. પાટીદાર સોસાયટીમાં ભાઈને ત્યાં ઊતર્યા. હું એમની ખબર કાઢવા ગયો. વાતવાતમાં મારાથી બોલાઈ ગયું : 'વર્ષ માટે એમ. એ.નું પહેલું વર્ષ પતાવવા સી.એન.માંથી બિનપગારી રજા પર ઊતર્યો છું. ખ્યાલ નથી કે ઘરનું આર્થિક તંત્ર કેવું ચાલશે ?' એ વખતે નાથાભાઈસાહેબ કંઈ ન બોલ્યા. ઊઠતી વખતે મને પૂછ્યું : 'ફરી ક્યારે મળશો ?' મેં કહ્યું : 'તમે ઊતર્યા છો એ પાટીદાર સોસાયટી ને હું જ્યાં રહું છું એ આમ્રકુંજ સોસાયટી પાસપાસે છે એટલે વારંવાર મળતો રહીશ. કાલે સાંજે તો ખરો જ.'

બીજી સાંજે હું પહોંચ્યો. ખાસી વાતોમાં રાત પડી ગઈ. હું ઘેર જવા ઊઠ્યો. મેં નમસ્તે કર્યા. અમે બંને એકલા જ હતા. **તેઓ પથારીમાં હતા. તેમણે સહેજ બેઠા થઈ ઓશીકા નીચેથી એક પરબીડિયું કાઢી મારા હાથમાં મૂકતાં**

**કહ્યું : 'તમારા માર્ગમાં પોસ્ટનું ડબલું આવે છે એમાં નાખતા જજો.' હું ચાલતો નીકળ્યો. પોસ્ટનું ડબલું આવતાં કુતૂહલવશ મેં પરબીડિયા પરનું સરનામું જોયું. મારા આશ્ચર્ય વચ્ચે સરનામું મારું જ હતું – મને જ એ પરબીડિયું મળવાનું હતું. મેં પરબીડિયું ડબલામાં ન નાખતાં ખિસ્સામાં મૂક્યું. ઘેર આવી જેવું પરબીડિયું ખોલ્યું તો એમાં જ એક ચિઠ્ઠી ને પાંચ હજારનો મારા નામનો ચેક હતો. ચેક પર એન. એન. દેસાઈ એવી સહી હતી. ચિઠ્ઠી વાંચી. તો લખ્યું હતું : 'તમારી આર્થિક સ્થિતિ હું જાણું છું. વગર પગારે એક વર્ષ ખેંચવાના છો ને એમ. એ. કરવાના છો ? તો એક મોટાભાઈ તરીકે તમને મારી આ શુભેચ્છાભેટ છે.' મારી આંખો પલળી ગઈ. કેવા કરુણાળુ હતા મારા આ ભૂતપૂર્વ આચાર્ય !** પોતે કેન્સરના દર્દી હતા ને કેન્સરના દર્દનું કેવું ભારે ખર્ચ હોય ? તેમ છતાં મારી પીડ પારખી મને એ મદદ કરવા તૈયાર થયા હતા. તેમના હૃદયમાં કેટલા બધા ઊંડાણ સુધી મારું સ્થાન હતું તે જોઈ હું ફરી આંસુભીનો થયો. પહેલો વિચાર તો આ રકમ ભલે ભેટ તરીકે હતી પણ અત્યારે તો રાખી લેવી ને એમ.એ. પાર પડ્યે સાભાર પરત કરવી. એવો વિચાર આવ્યો પણ પછી વિચાર્યું કે ઘરખર્ચનું ગમે તેમ થઈ રહેશે પણ હાલને હાલ આ રકમ નાથાભાઈસાહેબને આભાર સાથે પરત કરવી, કેમ કે એમને પોતાને પણ દવાખર્ચમાં જરૂર હશે જ. મેં એમ જ કર્યું. બીજા દિવસની સાંજે ચેક સાથે એમને મળ્યો. મેં ચેક એમના હાથમાં પરત મૂકતાં કહ્યું : 'સાહેબ ! તમે મારા મોટાભાઈ પિતાના સ્થાને છો પણ હું આ ચેક નથી સ્વીકારતો ને તમારી શુભેચ્છા જ સ્વીકારું છું. તમારે પણ દવાના ખર્ચ સારુ જરૂરિયાત હોય, ને છતાં મને મદદ કરવા તૈયાર થયા છો એ જ ઘણું છે. તમારી ને મારા સાથેની આ ઘટના મને અભ્યાસ કરવામાં ઘણું બળ પૂરું પાડશે ને હું એ રીતે તમારો ઋણી રહીશ.' તેમણે પરાણે ચેક પાછો સ્વીકાર્યો. એ પછી જે બન્યું તે પણ આ સાથે જ નોંધું. તેમની મારા માટેની આ ભલી લાગણી બીજી જગ્યાએ આકસ્મિક ઊગી નીકળી. બીજા દિવસે હું કશા જ કામ વિના સી.એન.ના પ્રિન્સિપાલ સ્નેહરશ્મિને મળવા તેમના નિવાસે ગયો. સ્નેહરશ્મિએ કહ્યું : 'સારું થયું કે તમે મને મળવા આવ્યા. કાલે જ હું પ્યૂનને મોકલી તમે મને મળવા આવો એમ કહેવરાવવાનો હતો.' મેં પૂછ્યું : 'શું કામ હતું, સાહેબ ?' સ્નેહરશ્મિએ કહ્યું : 'તમે જ્યાં એમ. એ.નો અભ્યાસ કરો છો ત્યાં અધ્યક્ષ તરીકે ઉમાશંકર જોશી છે તે તમે જાણો છો. તે અવારનવાર મને મળવા આવે છે એ પણ તમારી જાણમાં હશે. ગયા રવિવારે એ મને મળવા આવેલા. સ્વાભાવિક જ મારાથી પુછાઈ ગયેલું કે મારા શિક્ષક રતિભાઈ નાયક

કેવું ભણે છે ? ઉમાશંકરે કહેલું કે, સારું થયું તમે મને એમના વિશે પૂછ્યું. મારે એમને એક સંદેશો તમારી મારફત આપવો હતો. હું એમના જેવા આર્થિક જરૂરિયાતવાળા અભ્યાસ કરતા નોકરિયાતોને લોન આપી મદદ કરું છું. આ વખતે ત્રણ શિક્ષકો એમ. એ. કરે છે ને બિનપગારી રજાવાળા છે. બીજા બેને તો લોન જોઈતી હોય તો મને મળવા સંદેશો આપ્યો છે ને હવે તમને કહું છું કે તમે નાયકને કહેજો. તેમને વધુ એક સારા સમાચાર કહેજો કે આવતા વર્ષે હું એમ. એ.ના વર્ગો સવારની પાલીમાં લેવાય એમ કરવાનો છું જેથી એમના જેવા સવારમાં ભણે ને બપોરે નોકરી કરી આર્થિક ભીડમાંથી બચે.' નાથાભાઈસાહેબ જેવા એક ભલા ને પરમાર્થી પુરુષશ્રેષ્ઠની લાગણી કેટકેટલી વિસ્તરતી રહેતી હોય છે !

દિવસો નહિ વર્ષો વીતતાં ગયાં.

નાથાભાઈસાહેબ ભુલાતા નહોતા.

ક્યારેક ક્યારેક પાટીદાર સોસાયટી - એમના ભાઈ ડૉ. બળદેવભાઈ પટેલના ત્યાં એ આવતા; પછી એમની દીકરી લક્ષ્મીપ્રસાદ અમીન સાથે પરણાવેલી તેથી અમીન સોસાયટીમાં આવતા મારે એમને મળવાનું થતું.

એમ. એ. થયા પછી મારે કૉલેજમાં નોકરી લેવી હતી. સી.એન. છોડવી પડે તેમ હતું. વચ્ચે એવો ગાળો આવ્યો કે સી.એન.માં રાજીનામું મૂકેલું ને બીજે નોકરી શોધવી પડે તેમ હતી. ખૂબ મૂંઝાઈ ગયો હતો. મેં મારો મૂંઝારો નાથાભાઈ દેસાઈ ઉપર પત્ર લખીને ઠાલવ્યો. જવાબ મળતાં વાર થઈ, કેમકે એ રોગગ્રસ્ત હોઈ મુંબઈ વૈદકીય સલાહ માટે ગયેલા. પણ પછી અમદાવાદ આવ્યા એવા જ મળ્યા, ને જે હૂંફને હિંમત આપી એ અવિસ્મરણીય હતી. ત્રણ દરવાજા કાલુપુર ટ્યૂટોરિયલ ઉપર મારી જોરદાર ભલામણ કરી દીધી. મારી ચિંતા ટળી ગઈ.

અલબત્ત, મારે ત્યાં જવું ન પડ્યું ને મને બી.ડી. કૉલેજમાં નોકરી મળી ગઈ. પણ નાથાભાઈસાહેબ દશાના ચક્કરમાં આવી ગયા. એમને ખુદને સર્વ વિદ્યાલય છોડવી પડી. એમણે એ આખો પરિતાપ અંતરમાં સમાવ્યો ને બાવળાની હાઈસ્કૂલમાં નોકરી લીધી. અવકાશ મેળવી હું એમને બાવળા મળવા ગયો. એમની આ નોકરી વ્યથાભરી પણ એક હરફ એમણે સર્વ વિદ્યાલયના કર્ણધારો પ્રતિ ન ઉચ્ચાર્યો. માત્ર ધોતી ને બંડી પહેરેલી હાલતમાં પોતાના નિવાસથી બાવળાના એસ.ટી.ના બસમથક સુધી વળાવવા આવ્યા. મેં કહ્યું : 'સાહેબ, બંડી જ છે તો પાછા વળો.' એમણે કહ્યું, 'મને બધા ઓળખે છે, કપડાંથી નહિ પણ કાર્યથી.'

પાછાં વર્ષો વીતતાં ગયાં.

એક પ્રસંગ બન્યો. અમદાવાદમાં હું અમીન સોસાયટીમાં એમની તબિયતની ખબર લેવા ને મળવા ગયો.

ખાસ્સો અડધો દિવસ રહ્યો ને ખૂબ વાતો કરી. કડીમાં કેટલાક રવિવારે એમને ઘેર જતો ત્યારે શ્રીમતી ચંચળબહેન ન હોય તો નાથાભાઈસાહેબ શીરો શેકી દેતા કે ખીચડી બનાવી દેતા. અમે બેઉ સાથે ખાતા. મેં એ વાત યાદ કરી. એમણે કહ્યું : 'એ દિવસો ગયા. એ સ્ફૂર્તિ ગઈ. હવે તબિયતથી હારી ગયો છું.' એ વધુ ઊંડા વિચારોમાં આવી જાય એ ઠીક નહિ માની મેં રજા લીધી.

આખે રસ્તે ને અડધી રાત સુધી મને એમના જ વિચારો આવ્યા કર્યા. કેવા વજ્રપુરુષ ને અત્યારે કેવા કાયર વિચારોમાં ? મારા દિલમાં એમની જે પ્રેમપ્રતિમા હતી ને **એમની જે તુલના હું કરતો કે ભલે હું સી.એન.ના આચાર્ય સ્નેરશ્મિના સંસર્ગમાં આવ્યો છું, ગુજરાતી ભાષા સાહિત્ય ભવનના વિભાગીય વડા - કવિ ઉમાશંકર જોશીના સંપર્કમાં આવ્યો છું, બી.ડી. કૉલેજના વિદ્વાન ને અસાધારણ વક્તા એસ.આર. ભટ્ટના પરિચયમાં આવ્યો છું, પણ મને નાથાભાઈસાહેબના જીવનની જે ઊંચાઈ જોવા મળી છે - એક સર્વશ્રેષ્ઠ કાર્યકર આચાર્યની મૂરત દેખાઈ છે - એ મારે મન અજોડ છે. એ આચાર્ય ને મારે માટે પિતાથી પણ અધિક એવા નાથાભાઈસાહેબ ઢીલા પડે એ નહિ સહન થાય.**

બીજે જ દિવસે હું એમને ફરી મળવા ગયો. નાથાભાઈસાહેબ સાવ નિઃશબ્દ. મારા આશ્ચર્યને અવધિ ન રહી. થોડુંક ઊભા થઈ હાથ મેળવી પથારીમાં પડ્યા તે પડ્યા જ રહ્યા. મેં બોલાવવા પ્રયત્નો કર્યા, વાત માટે વિષયો કાઢ્યા પણ એ તો ન બોલ્યા ને 'હા', 'ના', 'બરાબર' એવા ટૂંકા જવાબ જ આપતા રહ્યા. મારાથી ન રહેવાયું ને પુછાઈ ગયું (અલબત્ત, આંખમાં ઝળઝળિયાં સાથે) : 'સાહેબ, મારી સાથે કેમ નથી બોલવું ?' એકાએક એ ઊભા થયા. જાતે બે પ્યાલા પાણી લઈ આવ્યા. એક પ્યાલો મને ને બીજો પોતે લીધો. પછી બોલ્યા **'હવે મને અંતર્મુખતા જ બોલાવે છે. બધાંને છોડવાની આખરી વેળા દેખાઈ રહી છે. એટલે હું જાતે જ નિઃસંગ ને વિમુક્ત થવા માગું છું. બધાં સાથેનો છેડો ફાડવો છે. આવજો.'**

હું ઊભો થયો ને તરત બહાર નીકળી ગયો. મારી આંખ છલકાઈ ઊઠી. આજે એ મુક્તાત્મા હયાત નથી, પણ એમની સ્મરણમૂર્તિ અંતરમાં અખંડ છે.

## ૩.

## નાથાભાઈસાહેબ : ધૂળઢાંક્યું રતન

**હર્ષદ પોપટલાલ પટેલ**
'જયદીપ', ૬૭, ચૈતન્યનગર, અમદાવાદ

નાથાભાઈ દેસાઈ કડી સર્વ વિદ્યાલયમાં ૧૯૪૪માં આચાર્યપદે નિમાયા અને મેં ચોથા ધોરણથી અગિયાર (મેટ્રિક) ધોરણ સુધી સર્વ વિદ્યાલયમાં ભણી, ૧૯૪૨ મેટ્રિક પાસ થઈ કડી છોડ્યું. આથી નાથાભાઈસાહેબનો હું વિદ્યાર્થી ના ગણાઉં. છતાં મને તેમના પ્રતિ અનહદ ગુરુભાવ છે.

મારા પિતાશ્રી સ્વ. પોપટલાલ ગુલાબદાસ પટેલ ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતક થઈ, ૧૯૨૧માં કડી સંસ્થાના પ્રથમ આચાર્ય થયા. કડી ગામમાં એક ખખડધજ ધર્મશાળામાં કડીની સંસ્થાની શરૂઆત થઈ. તે ધર્મશાળા બોર્ડિંગ પણ ખરી અને શાળા પણ ખરી. મકાન એવું કે ચોમાસામાં વરસાદ ગળે. કોઈ જગ્યા કોરી ના રહે. પથારી વારંવાર બદલ્યા કરવી પડે. તેના પ્રથમ, જૂના વિદ્યાર્થીઓ મને કહે : 'નાણાંની તંગીને કારણે રસોઇયો જતો રહે, નોકર પણ ના રહે.' ત્યારે અમારા પોપટભાઈ સાહેબ, આચાર્ય, નોકર, રસોઇયો બધું જ એક વ્યક્તિ. ખંતથી, પ્રેમથી, ધીરજથી અમને પંપાળે, પ્રેમ આપે અને ભણાવે. રૂપિયા ચારસોની મુન્સફની સરકારી નોકરી ન સ્વીકારી સાહેબ રૂપિયા પચીસની શિક્ષકની નોકરી લેવા આવેલા. તેવા સાહેબ પ્રતિ, એમના વિદ્યાર્થીઓને કેટલો બધો પ્રેમ હોય તે સમજી શકાય છે.

કડી સ્ટેશન સામે છાત્રાલય થતાં, શાળાનું નવું મકાન થયું. ત્યારે શાળાના આચાર્ય તરીકે સ્વ. બાપુભાઈ વિ. ગામીને નીમવામાં આવ્યા. પોપટભાઈને કડવા પાટીદાર કેળવણી મંડળના મંત્રી તરીકે નીમ્યા. શાળામાં પોપટભાઈ મેથ્સના શિક્ષક પણ ખરા.

૧૯૪૨માં "હિન્દ છોડો" ચળવળમાં કડીના વિદ્યાર્થીઓએ પણ ભાગ લીધો. ભાંગફોડ પણ થઈ. તેથી પોપટભાઈને મંત્રી તરીકે જવાબદાર ગણી તેમની ધરપકડ થઈ. ફોજદારી ગુના નીચે વડોદરા રાજ્યના, તે સમયના દીવાન શ્રી ક્રિષ્ણમાચારી કડી સંસ્થાને જાણે. તેમની દરમિયાનગીરીથી પોપટભાઈને જેલમાંથી છોડ્યા. ૧૯૪૨માં સંસ્થા બંધ રહી.

૧૯૪૩માં પોપટભાઈએ સંસ્થામાંથી રાજીનામું આપ્યું. તેમના બે ભાઈ મુંબઈ હતા તેમની સાથે ધંધામાં જોડાયા.

પણ ૧૯૪૩માં બાપુભાઈ ગામી, હાર્ટએટેકથી સ્વર્ગસ્થ થયા. સંસ્થાએ પોપટભાઈને કડી પાછા બોલાવ્યા - બાપુભાઈ સ્વર્ગસ્થ થયા હોઈ એક વર્ષ સંસ્થા સંભાળવા બોલાવ્યા. કડી સંસ્થાના હાથ નીચે તે સમયે, નૂતન સર્વ વિદ્યાલય, વિસનગર; નવીન સર્વ વિદ્યાલય, વડનગર અને પિલવાઈ હાઈસ્કૂલ હતાં. પોપટભાઈ ૧૯૪૪માં નિવૃત્ત થવાનાં જ હતા. આથી પ્રમુખ શ્રી રાયચંદ્ર અમીન અને પોપટભાઈએ સર્વસંમતિથી છગનભાઈ કાળીદાસ પટેલને પિલવાઈ; મોતીભાઈ પટેલને નૂતન સર્વ વિદ્યાલય વિસનગર અને કલ્યાણભાઈ પટેલને વડનગર નવીન સર્વ વિદ્યાલયમાં ગોઠવ્યા અને શ્રી નાથાભાઈ દેસાઈને સર્વ વિદ્યાલય કડીમાં, પ્રિન્સિપાલ તરીકે ગોઠવ્યા. પોપટભાઈ ૧૯૪૪માં કડીથી નિવૃત્ત થઈ, મુંબઈમાં ભાઈઓ સાથે ધંધામાં જોડાયા. હું ૧૯૪૨માં ગુજરાત કૉલેજમાં F.Y.Sc. માં જોડાયો. પણ ૯-૮-૪૨થી કૉલેજો બંધ પડી. તેથી હું પણ મારા કાકા પાસે મુંબઈ ગયો. વર્ષ બગડ્યું. ૧૯૪૩માં એલ્ફિન્સ્ટન કૉલેજમાં F.Y.Sc. માં દાખલ થયો. R.I.S. માં B.Sc. થયો. ૧૯૪૯માં U.D.C.T. માં B.Sc., B.Sc.Tech. (Chem. Eng.) થયો. ૧૯૪૩માં પિતાજી કડીમાં હતા ત્યારે વેકેશનમાં કડી આવતો. ૧૯૪૪માં શ્રી નાથાભાઈ દેસાઈ કડી જોડાયા પછી પણ હું અવારનવાર કડી આવતો. તેથી નાથાભાઈના કુટુંબ સાથે સારો પરિચય રહ્યો.

મેં એક વખત પિતાજીને પ્રશ્ન કર્યો : ‘‘છગનભાઈ કડીમાં સિનિયર હતા. છતાં તમે તેમને પિલવાઈ મોકલ્યા, અને નવા એવા નાથાભાઈને કડી ગોઠવ્યા. એવું કેમ થયું ?’’

જવાબ : અમદાવાદ સૂરજમલજી બોર્ડિંગમાં પુરુષોત્તમદાસ, હું તથા નાથાભાઈ દેસાઈ, હાઈસ્કૂલના શિક્ષણમાં સાથે. કડી આવ્યા પછી હું કડીના વિદ્યાર્થીઓને નર્મદાના પ્રવાસે લઈ ગયેલો – પદયાત્રા કરીને. તે પ્રવાસમાં નાથાભાઈ દેસાઈ જોડાયેલા. તે પ્રવાસમાં નાથાભાઈનો વિવેક, કાર્યકુશળતા, ચપળતા, ચીવટ સ્પષ્ટ જણાઈ આવ્યાં. મારો શબ્દ પડે અને નાથાભાઈના પગ દોડતા થઈ જાય. કાર્ય એવી સરળતાથી કરે કે વાત ન પૂછો. બધા પાસેથી પ્રેમથી, કળથી, સલૂકાઈથી કામ કરાવવાની શક્તિ પણ ગજબની. ત્યારથી મેં મનમાં નક્કી કરેલું કે આ છોકરાને ગમે ત્યારે પકડી લેવો અને ભારે જવાબદારી

સોંપવી. પછી તો બબાભાઈ રામદાસ ફેલોશિપ હાઈસ્કૂલમાં અને નાથાભાઈ દેસાઈ ટ્યૂટોરિયલ હાઈસ્કૂલમાં હતા ત્યારે અવારનવાર મળવાનું થતું.

કડીમાં પ્રિન્સિપાલની જગ્યા પડતાં મેં નાથાભાઈ દેસાઈને ગોઠવી દીધા. મને લાગે છે કે તેમણે તેમનામાં મૂકેલો વિશ્વાસ વ્યાજબી ઠેરવ્યો છે.

નાથાભાઈ દેસાઈને ફેફસાંનું ઓપરેશન કરાવેલું. એક ફેફસું કાઢી નાખવું પડેલું. ત્યારે ભાયખલા મુંબઈ મસીના હોસ્પિટલમાં ઓપરેશન કરાવેલું. ત્યારે તેમનું કુટુંબ અમારે ઘેર જ રહેલું. છેલ્લે કેન્સરનું ઓપરેશન કરાવ્યું ત્યારે પણ તેમનું કુટુંબ અમારે ઘેર વર્લી જ રહેલું. તેમની સેવાનો લાભ અમને મળેલો. મનમાં પ્રશ્ન થાય છે કે આવા સેવાભાવી, સદાચારી, નિર્વ્યસની માનવને પણ ભગવાન આવાં ટી.બી અને કેન્સર જેવાં દુઃખ કેમ આપતો હશે ? ભગવાન આમ કરી તેમની કસોટી કરતો હશે ? નાથાભાઈસાહેબ માટે આ લેખ મેં તૈયાર કરી મુકેલો. તે મારાં ધર્મપત્ની શ્રીમતી હંસાબહેને વાંચ્યો. મને કહે, ''તેમના વિષે અગત્યની વાત તો લખવાની જ રહી ગઈ.'' મેં પૂછ્યું : ''કઈ વાત ?'' શ્રીમતીજી કહે : ''અમદાવાદમાં નાથાભાઈ માંદગીમાં હતા. અમીન સોસાયટીમાં રહેતા હતા. પીતાંબર પટેલનો બંગલો, સરદાર પટેલ સોસાયટીમાં. તેમના ત્યાં આપણે જતાં ત્યારે, પીતાંબરભાઈના ઘેરથી – બારીમાંથી ચંચળબહેન તથા કિરીટ સાથે વાતો કરતાં. ત્યારે તમે જ મને નાથાભાઈનો પ્રસંગ કહેલો તે બહુ અગત્યનો અને પ્રેરણાદાયક છે. તમે કહેલું કે, નાથાભાઈ વધારે માંદા પડ્યા ત્યારે તેમને યાદ આવ્યું કે તેમણે ઘણાબધા વિદ્યાર્થીઓને અભ્યાસ માટે સારી આર્થિક મદદ કરેલી. આદર્શ શિક્ષક કરે તેમજ. તે બધું તેમણે તેમની ડાયરીમાં નોંધેલું.''

નાથાભાઈએ માંદગીમાંથી ઊભા થઈ તે ડાયરી શોધી અને તે ડાયરી ફાડી નાંખી. કોઈએ પૂછ્યું : ''ડાયરી શા માટે ફાડો છો ?'' તો જવાબ આપ્યો, ''હું ના હોઉં ત્યારે, ઘરની આર્થિક સ્થિતિ સારી ના હોય ત્યારે, આ ડાયરી મારા દીકરા, કિરીટના હાથમાં આવે ત્યારે, કદાચ તેને પણ થઈ જાય કે, લાવને આ બધાંને, પપ્પાએ આર્થિક મદદ કરી છે. તે પાછી માગું ! આવું ના થાય માટે ડાયરી ફાડી નાંખી.''

મેં હંસાને ધન્યવાદ આપ્યા. હું આ વાત જાણતો હતો. પણ તે વાત આ લેખમાં લખવાનું ભૂલી ગયો. સારું થયું તેં યાદ દેવડાવ્યું.

આમાંથી ઘણાંબધાંને પ્રેરણા મળશે.

## ૪.
## નિર્મળ પ્રેમની સરિતા

**પીતાંબર હરિભાઈ પટેલ**
પૂર્વસાયન્ટિફિક ઑફિસર (એસ.જી.), બીઆરસી-મુંબઈ

પૂજ્ય સ્વ. નાથાભાઈ દેસાઈસાહેબ સૌમ્ય પ્રકૃતિના હતા અને તેમના ચહેરા ઉપર હંમેશાં સ્મિત લહેરાતું જોવા મળતું. સાહેબ શરીરે અને સ્વભાવે ઘણા નાજુક લાગતા. તેમનો પોષાક પણ નાજુક લાગતો, પેલી ટોપી અને મોજડી પણ.

મોજડીની વાત કરું. એકવાર રજાના દિવસે બપોરે સાહેબ અમારી રૂમમાં આવી ચઢ્યા. સરઢવ ગામના એક ભાઈ નામે સીતારામ, એ બીડી પીતા હશે તેવા સમાચાર સાહેબને મળ્યા હશે. સાહેબે કહ્યું, 'ભાઈ સીતારામ, તું ઘરે ચાલી જા. આમ બોલી સાહેબ તેનું ગાદલું ભેગું કરવા લાગ્યા અને ત્યાં જ ૨૫ બીડીની ઝૂડી અને એક દીવાસળીની પેટી મળ્યાં. સાહેબે તરત જ તેમની મોજડી કાઢી ભાઈ સીતારામને માથે મારવાનું શરૂ કર્યું. પણ સીતારામને મોજડી વાગે જ શાની, કેમકે તે અત્યંત નાજુક ક્રૂમ ચામડાની હતી ! અંતે નમ્ર હૃદયના સાહેબે સીતારામને બીજી કોઈ શિક્ષા કરી ન હતી.'

પૂજ્ય સાહેબને મારા ઉપર શરૂઆતથી જ અનહદ પ્રેમ હોય તેમ મને લાગતું. હું બીજા વિદ્યાર્થીઓને પૂછતો તો બધા મને તેમજ કહેતા કે પૂજ્ય સાહેબને તમારા પ્રત્યે બહુ પ્રેમ હોય તેમ લાગે છે. અહો ! આ તો એવું થયું કે જેમ નિર્મળ, શાંત જળમાં જે નજર નાખે તેને પોતાના જ ચહેરો દેખાય અને ખુશ થવાય. એટલે કે પૂજ્ય સાહેબ નિર્મળ અને શાંત પ્રકૃતિના હતા અને સર્વેને પ્રેમ કરતા હશે.

હું નાની ઉંમરનો હતો છતાં મારા ગામ અમૂઢથી જે કોઈ વિદ્યાર્થીઓને કડી લઈ જતો તે સર્વેને સાહેબે શાળા અને આશ્રમમાં એડમિશન આપેલાં. હું હક કરીને કહી શકતો કે સાહેબ, આ વિદ્યાર્થીને તો એડમિશન આપવું જ પડશે અને તેઓ હસીને કહેતા : હા ભાઈ, જરૂર એડમિશન આપીશું. અને જેના પરિણામે એક દિવસ સિદ્ધપુર તાલુકામાં અમૂઢ ગામ કેળવણીમાં પ્રથમ નંબરે થયેલું એ મેં મામલતદારની ઑફિસેથી જાણેલું.

હું જ્યારે ધોરણ ૯માં હતો ત્યારે સાહેબે જાણ્યું કે ગણિતશાસ્ત્રમાં હું પાવરધો છું. હું ધોરણ ૧૦માં આવ્યો ત્યારે ૧૯૫૧-૫૨માં પૂજ્ય સાહેબની તબિયત

નાદુરસ્ત હોવાથી રજાઓ ઉપર હતા. ટી.બી.ની અસર હશે એટલે આરામ ઉપર કોઈ હવા ખાવાના સ્થળે રહેતા હતા. બીજગણિત અને ભૂમિતિની તેમની અંગત નોટબૂક્સ તેઓ મને આપતા ગયેલા.

સને ૧૯૫૨ના એપ્રિલમાં એસ.એસ.સી.ની પરીક્ષા આપવા સર્વ વિદ્યાલયના વિદ્યાર્થીઓ વિસનગર કેન્દ્રમાં ગયેલા. પૂજ્ય સાહેબ ત્યાં અમારી સાથે આવેલા. અમે પેપર લખી આવતા ત્યારે પ્રેમથી અમને બધું પૂછતા અને પેપર સારું ગયું તે જાણી ખુશ થતા અને પછીના પેપર માટે યોગ્ય માર્ગદર્શન આપતા. બીમારી હોવા છતાં અમારી સાથે રહેતા તે વિદ્યાર્થીઓ પ્રત્યેનો તેમનો પ્રેમ છતો કરે છે. તેમના આશીર્વાદથી હું સર્વ વિદ્યાલયમાં એસ.એસ.સી.માં ૧૯૫૨ની સાલમાં પ્રથમ આવેલો.

મેં શાળા છોડ્યા પછી પણ હું ગામના વિદ્યાર્થીઓને કડી સર્વ વિદ્યાલયમાં દાખલ કરાવવા જતો. તે સમયે પાટીદાર સમાજમાં જે છોકરો કડી ભણતો હોય તેનો સંબંધ જલદી થઈ જતો. મેં પૂ. સાહેબને આ દલીલ કરી. મેં કેટલાંક એડમિશન લીધેલાં ! હું ઈન્ટર સાયન્સમાં ગુજરાત કૉલેજમાં હતો ત્યારે મીઠાગામના શ્રી ઈશ્વરલાલ મારા વિશે માહિતી મેળવવા સાહેબને કડી મળવા ગયેલા. સાહેબે તેમને જણાવ્યું કે મારો વિદ્યાર્થી સર્વ રીતે શ્રેષ્ઠ છે એટલે આપની દીકરી એટલી જ ઉચ્ચતર હોય તો જ આ વાત આગળ વધારજો. ત્યાં પણ મારા પૂ. સાહેબે મારો ખ્યાલ રાખેલ. અંતે મારાં લગ્ન ત્યાં જ થયેલાં.

સને ૧૯૫૭માં હું B.Sc. ફિઝિક્સમાં યુનિવર્સિટીમાં પ્રથમ હતો અને ૧૯૫૮માં Dept. of Atomic Energy ની ટ્રેઈનિંગ સ્કૂલમાં ગુજરાતમાંથી ફક્ત મને એકલાને જ એડમિશન મળેલું તે સમાચાર જાણી સાહેબને બહુ જ આનંદ થયેલો. સાહેબ ૧૯૬૦માં સર્વ વિદ્યાલય હાઈસ્કૂલના વિદ્યાર્થીઓની એક ટુકડી લઈ મુંબઈના પ્રવાસે આવેલા. સાહેબે મને સંદેશો મોકલ્યો હતો કે મારે સહકુટુંબ આખો દિવસ તેમની સાથે પ્રવાસમાં રહેવાનું છે. હું, મારાં પત્ની અને એક નાનકડી ત્રણ વર્ષની બેબી-કૈલાસ આખો દિવસ સાહેબ અને વિદ્યાર્થીઓ સાથે મુંબઈમાં ફર્યા અને બહુ જ દિલની વાતો કરી. આજે પણ તેમાંના કેટલાક વિદ્યાર્થીઓ મળે તો મને આ પ્રસંગ યાદ કરાવે છે.

એ સમયે મને એક દુ:ખદ સમાચાર મળ્યાં કે પૂ. નાથાભાઈસાહેબ કેટલાકની કનડગતથી સર્વ વિદ્યાલય કડી છોડી બાવળાની શાળામાં જોડાયા છે.

વરસો વીત્યા બાદ પૂ. સાહેબને છેલ્લે સારવાર માટે ટાટા મેમોરિયલ હૉસ્પિટલ, (ટીએમએચ), મુંબઈ લાવેલા. આ સમાચાર મને મારા પરમ મિત્ર

શ્રી હર્ષદભાઈ પોપટલાલ પટેલે (હાલ ધરતી, અમદાવાદ) આપેલા. મુંબઈમાં સાહેબની બધી જ વ્યવસ્થા શ્રી હર્ષદભાઈના ઘેરથી થતી. રોજ નિયમિત ટિફિન અને બીજી જરૂરિયાતની વ્યવસ્થા પણ ત્યાંથી જ થતી. પૂ. શ્રી પોપટલાલ સાહેબ હૉસ્પિટલમાં દરરોજ નાથાભાઈસાહેબની સાથે જ રહેતા. હું ટ્રૉમ્બેની ઑફિસથી છૂટી સાંજના સાહેબને મળવા TMH, પરેલ જતો, સમાચાર પૂછી મારા ઘરે વિલેપારલે રાત્રે ૯ વાગે પહોંચી જતો. એક દિવસ હૉસ્પિટલમાં સાહેબ સાથે આચાર્ય શ્રી પોપટલાલ ગુલાબદાસ પટેલ, Abbot ના ડાઈરેક્ટર, કરજીસણવાળા શ્રી રામભાઈ એન. પટેલ (પૂજ્ય સાહેબના વિદ્યાર્થી) અને બીજા ભાઈઓ સાથે હું પણ હતો. સાહેબ સાથે બધાને વીતચીત કરતાં કરતાં રાતના ૯ વાગ્યા હતા. ધીમે ધીમે બધા વિખરાવા લાગ્યા. હું પણ ઊભો થયો અને સાહેબની નજીક ગયો. તેમણે મને ધીરેથી કહ્યું : ''ભાઈ, તારે મોડું ન થતું હોય તો બેસ. હવે બધા ગયા છે એટલે આપણે થોડીક દિલની વાતો કરીએ. આ શબ્દ સાંભળી મારા હૃદયમાં કંઈક વિશેષ લાગણીઓના ફુવારા છૂટ્યા હોય તેમ અનુભવ થયો. અમે બહુ જ વાતો કરી. હું અને સાહેબ, વચ્ચે કદાચ ભગવાન હાજર હોઈ શકે. અમે ભૂલી ગયા કે સાહેબ બીમાર છે. રાતના દસ વાગ્યા. હું તો તેમના પ્રેમમાં તરબોળ હતો અને સાહેબ તો તેમના પ્રિય વિદ્યાર્થીને જોઈ સર્વ પ્રકારના સુખનો આનંદ માણતા હતા. તે સમયે કેન્સર જેવી કોઈ વસ્તુની પ્રતીતિ નહોતી. સાહેબને કેન્સર કે મૃત્યુનો કોઈ ડર ન હતો. જે જીવન જીવ્યા હતા તેનો સાહેબને સંપૂર્ણ આનંદ હતો. તેઓ બોલેલા : **''મૃત્યુ કાલે આવવાનું હોય તો આજે જ કેમ ન આવે. જે સત્ય છે તેનો હંમેશાં સ્વીકાર કરવો જોઈએ.''**

દસ વાગ્યાનો સમય થતો જોઈ સાહેબે મને કહ્યું; ''ભાઈ ! સહીસલામત ઘરે પહોંચી જજે. તેમના આશીર્વાદે આજે પણ હું સહીસલામત છું ને સાહેબ મારા હૃદયાસને હસતા દેખાય છે. હું રાત્રે સાડા દસ વાગે વિલેપારલે મારા ઘેર પહોંચ્યો, તે રાત્રે મને ઊંઘ ન આવી. ફક્ત વિચારો જ વિચારો ! મારા પૂજ્ય સાહેબની તબિયતના જ. આજે પણ મને થાય છે કે તે હાસ્યથી છલકાતા ચહેરાવાળા માણસે જીવન ધન્ય બનાવ્યું, સફળ બનાવ્યું અને સૌને તે પ્રેરણા આપી.''

થયું : નદીઓનાં નીર તો વધેઘટે રે લોલ,
એકસરખો એ પ્રેમનો પ્રવાહ જો.

## ૫.

## નાથાભાઈસાહેબ એટલે જ નાથાભાઈસાહેબ !!

**વિઠ્ઠલભાઈ અં. પટેલ**
નરસિંહજી મંદિર પાસે, ઉવારસદ રોડ,
મુ. પો. શેરથા, તા. જિ. ગાંધીનગર

ગુજરાતી સાતમું ધોરણ ભણીને શેરથા ગામમાં તે સમયે માધ્યમિક શાળા ન હોઈને જૂન ૧૯૪૯માં સર્વ વિદ્યાલય, કડીમાં અંગ્રેજી ત્રીજા ધોરણમાં દાખલ થયો. કિશોરકુંજમાં રહેતો. ભાઈબંધો પાસેથી ધોરણ ત્રણનાં જરૂરી પુસ્તકોની યાદી લઈને કડી ગામમાં પહેલા રવિવારે પુસ્તકો ખરીદવા ગયેલો. બપોરના લગભગ બે કે ત્રણ વાગે પુસ્તકો ખરીદીને ચાલતો ચાલતો પાછો આવતો હતો. બોર્ડિંગની સામે તે સમયે નહાવા માટે પાણીનો હોજ હતો. હોજની બાજુમાં રસ્તા ઉપર સરસ મઝાનો લીમડો હતો. લીમડા નીચે ખુરશીમાં કોઈ સાહેબ બેઠેલા. તેમની પાસેથી પસાર થયો. તેમણે મને જોયો અને મને પૂછ્યું : ''શું લાવ્યો છે ?'' મેં કહ્યું : ''મારા ધોરણનાં પુસ્તકો.'' આ સાહેબે બધાં પુસ્તકો બરાબર જોયાં અને તેમાં એક ગાઇડ પણ હતી. આ ગાઇડ જોઈને સાહેબે પૂછ્યું, ''આ ગાઇડ કેમ લાવ્યો ?'' મેં કહ્યું કે, ''મિત્રે જણાવ્યું એથી લાવ્યો છું''. ગાઇડનું નામ શેરથામાં સાંભળેલું ન હતું. આ સાહેબે કહ્યું, ''આવાં પુસ્તકોની આપણે અહીંયાં જરૂર નથી, આથી ફરીથી આવાં પુસ્તકો ખરીદતો નહિ.'' પછીથી ખબર પડી કે આ સાહેબ તો બીજું કોઈ નહિ પણ આપણા આચાર્ય નાથાભાઈસાહેબ હતા. હું શિક્ષક છું, પણ મેં કોઈ દિવસ મારા વિદ્યાર્થીઓની આવી કાળજી લીધી નથી. વિદ્યાર્થીઓની રજેરજ કાળજી રાખનાર પૂ. નાથાભાઈસાહેબે ''સર્વ વિદ્યાલય 'એટલે જ સારું શિક્ષણ' એ યથાર્થ કર્યું છે અને આ છાપ હજુ પણ ચાલે છે અને તે છાપ સાચી છે.''

સાંજની પ્રાર્થનામાં કોઈ કોઈ વખતે પૂ. નાથાભાઈસાહેબ પ્રસંગને અનુરૂપ ઘણુંબધું કહેતા. તેમનું બોલવાનું મધુર અને સ્પષ્ટ હતું. તેમને સાંભળવા તે પણ જિંદગીનો લહાવો હતો. કોઈ કોઈ વખત અમારા શિક્ષક આવ્યા ન હોય તો તે શિક્ષકની જગ્યાએ એ શીખવતા. એટલું સરસ શીખવતા કે ન પૂછો વાત. તેમની ભણાવવાની રીત, બોલવાની રીત વિદ્યાર્થીને શીખવાનું ખૂબ જ સરળ બનાવી દેતી. મારા કમનસીબે એક યા બીજા કારણે મને તેમના હાથ નીચે

ખાસ ભણવા ન મળ્યું તેનો મને ખૂબ જ અફસોસ છે. જો તેમના હાથ નીચે ભણવાનું મળ્યું હોત તો જરૂરથી મારી ભણાવવાની રીત ઉપર ખૂબ જ સરસ અસર પડી હોત અને હું ઉત્તમ પ્રકારનો શિક્ષક બન્યો હોત. જ્યારે હું ભણતો હતો ત્યારે મને સ્વપ્નેયે ખ્યાલ ન હતો કે હું શિક્ષક બનીશ. મને શિક્ષક હોવાનો અને શિક્ષક ગણાવવાનો ખૂબ જ ગર્વ છે.

નહાવા માટે બૉર્ડિંગની બાજુમાં હોજ હતો. હોજમાંથી પાણીની ડોલથી પાણી લઈને નીચે બેસીને નહાવું જોઈએ. આ રીતે નહાવાને બદલે અમે ઘણા બધા હોજ એ ડોલ હોય અને ડોલ એ લોટો હોય તે રીતે સીધા જ હોજમાંથી ડોલ ભરીને શરીર ઉપર રેડતા. પાણીનો ખરેખર ખૂબ જ બગાડ કરતા. એક વખતે પૂ. નાથાભાઈસાહેબે મને આ રીતે નહાતાં જોયેલો અને કપડાં ધોવાનું ધોકરણું બતાવી મને ચેતવેલો. ખરેખર પાણીનો બગાડ તેમના માટે અસહ્ય હતો. કોઈ કોઈ વખત પ્રાર્થનામાં પણ આ બગાડનો ઉલ્લેખ કરતા, પણ પથ્થર ઉપર થઈને પાણી વહી જાય તેમ આની અસર થયેલી નહિ. આ પ્રસંગ પછી સીધેસીધી પાણીથી ભરેલી ડોલ શરીર ઉપર રેડવાનું બંધ કરેલું.

હું હાઈસ્કૂલના છેલ્લા વર્ષમાં હતો. સ્કૂલ છોડવાના ચારેક માસ બાકી હતા. નાથાભાઈસાહેબે મને બોલાવ્યો અને કહ્યું, ''તમે બંને ભાઈઓ કૉલેજમાં ભણશો ત્યારે તમારા પિતાજીને ઘણું ખર્ચ થશે અને અઘરું પડશે. આથી આ છેલ્લા ત્રણ મહિના સ્કૂલમાં ફીની માફી આપું છું, જેથી કૉલેજમાં તને ફીની માફી મળે.'' મારા મોટાભાઈ ઈશ્વરભાઈ મારાથી એક વર્ષ આગળ બૉર્ડિંગમાં રહીને ભણેલા. તેઓ તે સમયે એચ. એલ. કૉમર્સ કૉલેજમાં અભ્યાસ કરતા હતા. મેં ફીની માફી માટે અરજી પણ કરી નથી અને આટલા બધા વિદ્યાર્થીઓમાં અમારી બંનેની આવી ચિંતા કરનાર પૂ. નાથાભાઈસાહેબને કઈ રીતે ભૂલી શકાય ? હાઈસ્કૂલનો અભ્યાસ પૂરો કરીને ગુજરાત કૉલેજમાં દાખલ થયો. ફીની માફી માટે ફૉર્મ ભરવું પડતું અને આ ફૉર્મમાં મામલતદારની સહી જોઈએ. મામલતદારની સહી કરાવવા માટે કલોલ મામલતદારની ઑફિસે ગયો. મામલતદારે મારા પિતાજીના નામે સાઈઠ વીઘા જમીન જોઈને સહી ન કરી અને કહ્યું, ''તમારે બીજાને ફી આપવી જોઈએ.'' પાણી વગર આ જમીનમાં ખાસ પાકતું નથી અને ત્રણ પુત્રીઓ અને ત્રણ પુત્રો - જેમાં બે કૉલેજમાં ભણતા પુત્રોના વિશાળ કુટુંબને નિભાવવું અઘરું છે તે કઈ રીતે મામલતદારને સમજાવવું ?

અમેરિકામાં યુનિવર્સિટી ઑફ કૅલિફોર્નિયા, બર્કલી- (University of California, Berkeley)માંથી Ph.D. થઈ હમ્બોલ્ટ સ્ટેટ યુનિવર્સિટીના (Humboldt State University) ગણિત વિભાગમાં જોડાયો. આ પછી ભારત આવ્યા પછી અમે બંને ભાઈઓ પૂ. નાથાભાઈસાહેબને અમીન સોસાયટી, અમદાવાદમાં મળવા ગયેલા. તેમની તબિયત પહેલાંના જેવી ન હતી. ચહેરો પહેલાં જેવો આનંદમય પણ ન લાગ્યો. અમારા બંનેના સમાચાર પૂછવા લાગ્યા અને બંનેના સમાચાર જાણીને તેમના મોં ઉપર પહેલાંનું સ્મિત અને આનંદ જોયો.

પૂ. નાથાભાઈસાહેબ જેવા આચાર્ય સર્વ વિદ્યાલય, કડીને મળ્યા અને તેના કારણે જે વિદ્યાર્થીઓ તેમના હાથ નીચે ભણીને ઈજનેરો, દાક્તરો, પ્રોફેસરો, શિક્ષકો, લેખકો, વકીલો, વેપારીઓ, ખેડૂતો, સમાજસેવકો બન્યા તેમણે ગુજરાતના વિકાસમાં ખૂબ જ અગત્યનો ફાળો આપ્યો છે. આ સંસ્થા સ્થાપવા માટે પૂ. છગનભાના અને આ સંસ્થાને સર્વ વિદ્યાલય બનાવવા માટે પૂ. નાથાભાઈસાહેબના સિંહફાળા માટે આપણે સર્વે તેમના ઋણી છીએ.

પૂ. નાથાભાઈસાહેબ ઉત્તમ પ્રકારના માનવી અને ઉત્તમ પ્રકારના શિક્ષક હતા. તેઓ બંને હતા. કદાચ તેમની કૃપાથી મને દેશમાં અને પરદેશમાં ઘણા બધા ઉત્તમ પ્રકારના માનવીઓ અને ઉત્તમ પ્રકારના શિક્ષકોને મળવાનું સદ્ભાગ્ય સાંપડ્યું છે. એટલું ખાતરીપૂર્વક કહીશ કે પૂ. નાથાભાઈસાહેબ એ શિક્ષકોમાંના એક છે. મારું સદ્ભાગ્ય કે મને આવા શિક્ષક મળ્યા !!

મારા મોટાભાઈ ઈશ્વરભાઈ એક પ્રસંગનું વર્ણન કરતાં કહે છે. અમને ક્યારેક કસરતનો કંટાળો આવતો. ક્યારેક થતું : આપણે ઘરે હોઈએ તો સવારે વહેલા ઊઠવાની બબાલ નહિ. મા-બાપ ઊંઘવું હોય એટલું ઊંઘવા દે. અહીં તો ગૃહપતિની ધાક, શ્રી ચતુરભાઈ વ્યાયામશિક્ષકની સિસોટી અને દોરી અને તેમાંથી પૂ. નાથાભાઈનો તાપ. આના કરતાં ઘરભેગા થઈ જઈએ તો સારું.

આજે તો હિમ પડ્યું છે, કડકડતી ઠંડી છે. પૂ. નાથાભાઈ સમજે તો સારું કે, આવા વખતે વ્યાયામ બંધ રાખવો જોઈએ.

ત્યાં તો રૂમની પાછળની બારી ધીરેથી ખૂલી અને મૃદુ અવાજ—કર્ણપ્રિય અવાજ સંભળાયો : ભાઈ ઈશ્વર, જરૂર પડે તમારી સલાહ લઈશું.

આ અવાજ સાથે જે પારો નીચે હતો તે ઊંચે આવી ગયો અને રજાઈમાંથી કૂદી મેદાન ભેગો થયો. સાહેબ મળ્યા. માત્ર હસ્યા !!!

## ૬.
## વંદનીય વિભૂતિ

**ડૉ. પ્રકાશ ગજ્જર**
મુંબઈ

**'છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ**
**દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય !'**

આપણા સ્વર્ગસ્થ મહાકવિ શ્રી ન્હાનાલાલે પોતાના 'પિતૃતર્પણ' નામના એક અનન્ય સ્મૃતિકાવ્યમાં પિતા દલપતરામ વિષે લખેલા આ શબ્દો હૃદયમાં કૃતજ્ઞતા અને વેદનાનો જુવાળ પ્રગટાવી રહ્યા છે. છેલ્લા પંદર દિવસમાં ત્રણ વખત લખવા બેઠો ને કશું લખી શકાયું જ નહિ. ભાવ અને સ્મરણોના ઊછળતા સમંદરમાંથી પહેલી અંજલિ કઈ ભરવી એની મૂંઝવણ રહ્યા કરે. પણ સમય સાચવવા અને વચન પાળવા આજ શક્ય એટલો સ્વસ્થ બની આલેખન કરવા બેઠો છું.

લાગે છે કે મારા જેવા અસંખ્ય ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ કાંઈક આવો જ ભાવાવેશ અનુભવતા હોય એ શક્ય છે. ગુરુવર્ય, પિતાસમાન, જીવનના ઘડવૈયા અને વાત્સલ્યના વડલા સમા દિવંગત પૂજ્ય નાથાભાઈ દેસાઈની જ્યારે પણ યાદ આવે કે કોઈ જૂના મિત્ર સાથે એમના વિષે વાતચીત થાય ત્યારે અસંખ્ય સ્મરણોના ધોધ હૃદયમાં ઊછળી આવે.

પ્રત્યેક વિદ્યાલયના સુકાની આચાર્યશ્રીની કશીક વિશેષતા હોય જ. પણ સ્વર્ગસ્થ નાથાભાઈસાહેબ વિષે વિચારીએ ત્યારે શબ્દો ઓછા પડે અને બોલકું મૌન ઘેરાવા લાગે. કડીની સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ અને કડવા પાટીદાર વિદ્યાર્થીઆશ્રમમાં જેમને ભણવાનું ને ઘડાવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું હોય એમને જ ખ્યાલ આવે કે પોતાને કેવો ધન્ય અવસર મળ્યો હતો !

પરમ વંદનીય, આર્ષદ્રષ્ટા અને કશાયા ઉહાપોહ કે દાવા વગર એક મહાન ઘડવૈયા બની એક અનન્ય સેવાયજ્ઞ આરંભનારા પૂજ્યશ્રી છગનભાના વિરાટ સ્વપ્નને આકાર આપવાનું જે કામ આરંભાયેલું એમાં વંદનીય શ્રી નાથાભાઈએ એક ગજબનો વેગ આણેલો. અગાઉના આચાર્યશ્રીઓ અને ગૃહપતિશ્રીઓએ જે પરિપાટી વિકસાવેલી એને પોતે વિકાસના એક શિખરે લઈ ગયા અને ઉત્ક્રાન્તિના

પેલા સનાતન નિયમ પ્રમાણે એ પરંપરા એમના અનુગામીઓએ નિરંતર ગતિશીલ રાખી, જેનાં ફળ આજે જોઈ શકાય છે.

શ્રી નાથાભાઈ મૂળે વિજ્ઞાન અને ગણિતના શિક્ષક અને એક ઉત્તમ, આદર્શવાદી વ્યવસ્થાનિષ્ણાત. એમના રસવર્તુળનો વ્યાપ કેવો ગજબનો હતો એનો આછો આલેખ પણ આપણને ચક્તિ કરી નાખે. પોતે સંગીતમાં કેવી ઊંડી રુચિ ધરાવતા હતા એ તો કોઈ સદ્‌ભાગી એમના સદા ખુલ્લા નિવાસે ગયો હોય ને એમનો ગુંજારવ કાને પડી ગયો હોય તો જ એને સમજાય. એમને ચિત્રકલાનો પણ ઊંડો શોખ હતો એની બહુ ઓછાને ખબર છે. ક્યારેક ખાખી હાફપેન્ટ અને બનિયન પહેરી પોતે વોલીબોલ રમવા લાગી જતા ! ઉર્દૂ ભાષા સરસ જાણે ને ક્યારેક એના વિશેષવર્ગમાં શીખવવા પણ જાય. 'ગીર્વાણગીતાંજલિ'ના સુંદર, ચોટદાર સુભાષિતો વિવિધ વર્ગોમાં જઈને એવી રીતે શીખવે કે આપણને કંઠસ્થ થઈ જાય. ઉચ્ચારશુદ્ધિનો એમનો આગ્રહ ગજબનો હતો. આઠમા નવમા ધોરણના વિદ્યાર્થીને પણ મંદાક્રાન્તા, શિખરિણી, શાર્દૂલવિક્રીડિત અને વસંતતિલકા કે ઈન્દ્રવજ્રા જેવા સંસ્કૃત છંદોનો છંદ લાગે ને મારા જેવા 'કવિતડાં' જોડવાના પ્રયત્નો પણ ખાનગીમાં કરી દે. ન જાણે કેટલાય વિદ્યાર્થીઓને એમણે પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે સાહિત્યની કેડીએ રમતા કરી દીધા હશે.

વંદનીય નાથાભાઈનું આ દિશામાં એક વધારે અગત્યનું પ્રદાન તે એમનો ગ્રંથાલયરસ. પોતે રોજ એક વખત તો શાળાના ગ્રંથાલયમાં આંટો મારે જ. ભાગ્યે જ કોઈ એવી રિસેસ ગઈ હશે જ્યારે એમણે ગ્રંથાલયની મુલાકાત ના લીધી હોય. ગ્રંથપાલ શ્રી નરોત્તમભાઈ પાસે તેઓ થોડી વાર ઊભા રહે, પછી સામયિક વિભાગ તરફ જાય. નવાં આગમનોની નોંધ લે ને આગળ વધે.

નાથાભાઈનો એક અતિ અગત્યનો રસવિષય તે હસ્તલિખિત સામયિકો. પ્રત્યેક વર્ગમાં સમયસર, સરસ રીતે છપાયેલા કોરા કાગળો વહેંચાઈ જાય, ને અમારા જેવા કુમળા, ઊગતા ને ઠીકઠીક હોંશીલા, વિદ્યાર્થીઓના દિમાગ અને દિલ પણ કામે લાગી જાય. પ્રત્યેક વર્ગનું એક હસ્તલિખિત સામાયિક. સરસ પૂંઠાં. અંદર સુંદર ચિત્રો પણ ખરાં. વિવિધ લખાણો (કોઈ જો ઉઠાંતરી કરીને કોઈનો લેખ પોતાના નામે ચઢાવે તો એ સાહેબની નજરમાં આવી જ જાય. મીઠો ઠપકો, થોડું માર્ગદર્શન અને પ્રકરણ પૂરું.)

હું સર્વ વિદ્યાલયમાં છેક ૧૯૪૮માં આઠમા ધોરણમાં દાખલ થયો. નવમાં ધોરણમાં આવ્યો ને વિદ્યાર્થીઆશ્રમમાં રહેવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું. મારા જીવનનો

એ ધન્ય દિવસ હતો. નાથાભાઈસાહેબ ત્યારે મારા જેવાને દેવદૂત જેવા લાગતા. (આજે તો એ દેવદૂતથી પણ વધારે અનેરા લાગે છે.) આશ્રમનિવાસના પહેલા જ દિવસે મને સાયંપ્રાર્થનામાં ભજન ગાવા માટે બોલાવવામાં આવેલો. લાગે છે એ દિવસ પણ મારા માટે સોનાનો બની ગયો. વ્યાસપીઠ ઉપર સાહેબ, સંગીતશિક્ષક - સદા હસતા, પ્રજ્ઞાચક્ષુ શ્રી ચતુરભાઈ અને અદલ ગામડિયો છોકરો છોટુ ! ધ્રૂજતા અવાજે મેં ભજન શરૂ કરેલું : ''ગુરુ બિન કૌન બતાવે વાટ.'' પછી તો સિલસિલો ચાલ્યો.

શાળાના વર્ગોમાં પણ નવું કાવ્ય કે ગીત શીખવવાનું હોય ત્યારે શ્રી રતિલાલ નાયકસાહેબ, રસિકભાઈ અને ક્યારેક શાહસાહેબ અંગ્રેજી કાવ્ય 'ગવડાવવા' મને લઈ જતા ! નાથાભાઈસાહેબે એ માટે ચાલુ વર્ગે એટલા સમય માટે જે તે વર્ગમાં જવાની મને રજા આપેલી. એમનું ને મારા જેવા ઘણાનું પ્રિય કાવ્ય હતું 'એક જ દે ચિનગારી..' આપણને કશું ભાન પડે નહિ; પણ 'ચિનગારી' લાગી ગઈ તે લાગી ગઈ. મારા નવા અવતાર 'પ્રકાશ'નાં બીજ ત્યાં રોપાયાં. એ ચિનગારી ચાંપનાર, નવી 'વાટ' પૂરી પાડનાર, વાટ સંકોરનાર અને માનસદીપને ઝળહળતો રાખવા માટે આરંભથી જ અખૂટ પ્રેરણા સીંચનાર નાથાભાઈસાહેબને મારા માનસપિતા ગણાવતાં હું ગૌરવ અનુભવું છું.

વહાલસોયા વડીલ, સન્નિષ્ઠ શિક્ષક, દૃષ્ટિવંત જીવનઘડવૈયા, નખશિખ સરળ આદર્શવાદી, અજાતશત્રુ, સદા સ્મિત છલકાતા, રૂપાની ઘંટડી જેવા ભાવનાશીલ અવાજવાળા, ઉદારમતવાદી, પોતાના કામને વરેલા, વિતંડાવાદથી સર્વથા દૂર, ક્ષમાશીલ, જાગૃત પ્રહરી, કલાપારખુ, માનવસ્વભાવના કીમિયાગર, સમજણશીલ, શિસ્તપ્રેમી, શીલ અને સંસ્કારભર્યા સૌમ્યમૂર્તિ, અતિઋજુ... વિશેષણો ઓછાં પડે છે.

એ વખતે સર્વ વિદ્યાલયમાં બે રાવલસાહેબ હતા. મોટા જે. યુ. અને નાના એમ. યુ. નાના રાવલસાહેબનો એકનો એક દીકરો ભર કિશોરવયમાં, અકાળે મરણ પામ્યો. શાળાના વિશાળ પટાંગણમાં શોકસભા ભરવામાં આવી. નાથાભાઈસાહેબ બોલવા ઊભા થયા. બે વાક્યો પણ બોલ્યા ન બોલ્યા ત્યાં એમનાથી ધ્રૂસકું નખાઈ ગયું. આખી વિદ્યાર્થીસભા અને શિક્ષકો એ કારુણ્ય અને સંવેદનના સાગરમાં ડૂબી ગયા. અતિભારે અવાજે ને ખિન્ન હૃદયે ચતુરભાઈ સાહેબને કહ્યું... ''મંગલ મંદિર ખોલો'' સ્વ. નરસિંહરાવ દીવેટિયાનો એકનો એક પુત્ર મરણ પામ્યો ત્યારે એમણે લખેલું ભજન આ શોકસભાને ભીંજવી ગયું. એ દરમિયાન સાહેબનું જે સંવેદનશીલ ને કરુણાસભર હૃદય મારા ઉપર છાપ પાડી ગયું એ આજેય મને હચમચાવી મૂકે છે.

ભાગ્યે જ કશેક જોવા મળે એવા આ અનન્ય, સૌમ્ય ઘડવૈયાના જીવનના એક દુઃખદ પ્રકરણનો ઉલ્લેખ કર્યા વગર હું નથી રહી શકતો. ઈતિહાસને ઉખેળવાનો કોઈ અર્થ નથી. મને ઘણીઘણી મોડી ખબર પડી કે અજાતશત્રુ એવા અમારા 'સાહેબ' કોઈની સંકુચિતતા, જડતા અને ખાસ તો આંધળી 'સંસ્થાગત હિંસા'નો ભોગ થઈ પડ્યા હતા.

નપાવટ અને બેકદર માનવસ્વભાવ માટે મારી પાસે કોઈ શબ્દો નથી ને જે શબ્દો ઊગે છે એનો હવે કોઈ અર્થ પણ નથી. સમાચારા મળેલા કે પછી તો સાહેબને પોતાના વતન નજીકની જ શાળામાં માનભેર ઉચ્ચ હોદ્દા પર લેવામાં આવેલા. પણ પેલો ડંખ... !

અને બીજી દુર્ઘટના એ બની કે છેક ઢળતી વયે સાહેબ અસાધ્ય રોગનો ભોગ થઈ પડ્યા. પોતે અમદાવાદ રહેવા આવ્યા. મને સંદેશો મળતાં જ હું પહોંચી ગયો. એમની કૃશ કાયા જોતાં જ મોંફાટ રડી પડાયું. મને આગોશમાં લઈ હિંમત આપવા લાગ્યા. ચહેરા ઉપર એ જ સ્મિત. આંખોમાં એ જ અમી. મને સામેથી શાતા આપી, પરિવાર વિષે પૃચ્છા કરી, જે વિકાસ એમને દેખાયો હતો એ વિષે સંતોષ વ્યક્ત કર્યો, આશીર્વાદ આપ્યા ને એક અગત્યનું અંગત કામ સોંપ્યું. મેં એ કામ એ જ દિવસે પતાવ્યું. પછી હિમાલય જવાનું બન્યું. ને પાછો આવ્યો ત્યારે સમાચાર મળ્યા કે સાહેબનું શરીર પંચભૂતમાં મળી ગયું હતું ! શબ્દો નથી જડતા. વ્યથિત છું.

આપણા પૂજ્ય, વંદનીય, માનનીય સ્વર્ગસ્થ નાથાભાઈસાહેબના ભૂતપૂર્વ-પણ હમણાં આ ધરતીના પટ ઉપર જીવતા વિદ્યાર્થીઓ, તમે ક્યાં છો ? શિક્ષકો અને વેપારીઓ, ઈજનેરો અને ઉદ્યોગપતિઓ, અધ્યાપકો અને સમાજસેવકો, સાહિત્યકારો અને રાજકારણમાં પ્રવેશેલાઓ, ખેડૂતો અને ઈતરજનોઃ તમે બધા ક્યાં છો ? શું કરો છો ? કદાચ આમાંથી એક મોટો સમૂહ તો ધરતી ઉપરથી વિદાય લઈ ચૂક્યો હશે. પણ કુદરતની કૃપા કે કરામતથી જેઓ આજે શ્વાસ લઈ રહ્યા હો, જીવતા હો, એમને મારું આવાહન છે કે આપણે એકવાર ભેગા મળીએ. આપણા જીવનના અવ્વલ ઘડવૈયા એવા પૂજ્ય નાથાભાઈસાહેબની સ્મૃતિમાં એક 'પ્રતિષ્ઠાન'ની રચના કરીએ.

સ્વર્ગસ્થ સાહેબ સોક્રેટિસ નહોતા છતાં એમને ઝેર પવાયું. એ ઈસુ નહોતા ને એમને શૂળીએ ચઢાવવામાં આવ્યા. એ મહાવીર નહોતા ને એમને કાળા નાગ ડસી ગયા. એ ગાંધી નહોતા ને તોય એમને ગોળીએ દેવામાં આવ્યા.

એ ભીષ્મ નહોતા ને સેવામય, તપોમય જીવનના ઉત્તરાર્ધમાં એમને શૂળીની સેજ ઉપર સૂવાનું આવ્યું.

પાછો ધરતી પર આવું. સંવેદન, પીડા, સ્વપ્ન : દુનિયાને માટે આ બધી ઘેલછાઓ છે, તોપણ ભારપૂર્વક કહીશ કે 'જે ગયું તે ગયું. હવે, લાખ નિસાસેય આ ભવ પાછો મળશે નહિ.' પણ અત્યારે આ બધું અસ્થાને છે.

દુનિયાનો એ રવૈયો છે કે વ્યક્તિ આવે ને જાય. સ્વ. બાલમુકુન્દ દવેએ ગાયું છે તેમ 'સમંદર સભરસભર લહેરાય. બૂંદબૂંદની સૂરત નિરાળી : કોય રોવે કોઈ ગાય.' મારે એ કહેવું છે કે પ્રત્યેક બિન્દુ એ સિન્ધુનો અંશ છે ને કોઈ પણ બિન્દુની તપસ્યા એળે જતી નથી.

પૂજ્ય છગનભાએ જે બીજ વાવ્યાં, બાપુભાઈ ગામી ને એમના પુરોગામીઓએ જલસિંચન કર્યું, દિવંગત નાથાભાઈસાહેબ એ અંકુરોની માવજત કરી, એ પછી સંસ્થાની, ધુરા સંભાળનારા વિવિધ આચાર્યોએ એ સુંદર, સુઘટ્ટ, સુદૃઢ પરંપરાઓને આગળ ચલાવી. સંસ્થાને હોંશીલા કાર્યવાહકો મળતા ગયા ને આજ સર્વ વિદ્યાલયનો વડલો યુનિવર્સિટી બની ગયો છે ને વિકાસની વણઝારની ગતિ નિરંતર ચાલુ છે. ખરે જ, પુણ્ય પરવાર્યાં નથી !

નાથાભાઈસાહેબ ! આપના માનસપુત્ર તરીકે હું આપને વંદન કરું છું. અત્યારે આપનો પ્રસન્ન ચહેરો, સંતૃપ્ત આત્મા ને અમીઝરતી આંખો મારી સામે ને હૃદયમાં છે. કવિ ન્હાનાલાલના 'પિતૃતર્પણ'નો છેલ્લો અંશ યાદ કરી વિરમું છું.

**'શી શી સંભારું ને શી શી પૂજું આત્મવિભૂતિઓ**
**પૂણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે.'**

અમને પ્રેરણાનો પ્રકાશ આપતા જ રહેજો એવી પ્રાર્થના...

## ૭.

# મારી પ્રેરણામૂર્તિ

**જીવણભાઈ એસ. પટેલ**
એ-૬, આકાંક્ષા એપાર્ટમેન્ટ,
સોલા રેલવે ક્રોસિંગ પાસે, અમદાવાદ-૬૧

વર્ષ ૧૯૪૫-૫૦માં પૂજ્ય છગનભાના અથાગ પરિશ્રમથી કડીમાં વિકાસ પામેલી સંસ્થા ''વિદ્યાર્થીઆશ્રમ'' તથા 'સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ'ના ધોરણ આઠમાં દાખલ થવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું.

ગામડેથી આવેલો હોઈ શરૂઆતમાં નવા વાતાવરણમાં ફાવશે કે કેમ એ અવઢવમાં હતો. બંને સંસ્થાઓમાં વાતાવરણ ખૂબ જ સુંદર હોવાથી અનુકૂલન સાધવામાં ખાસ મુશ્કેલી પડી નહિ.

શાળામાં આવતાં-જતાં તથા સાંજના સમયે આશ્રમમાંથી ફરવા નીકળતો ત્યારે, સફેદ વસ્ત્રોમાં સજ્જ, આકર્ષક વ્યક્તિત્વ ધરાવતી એક વ્યક્તિ અચૂક જોવા મળતી. નવો વિદ્યાર્થી હોવાથી તેમને વિશે મને કોઈ માહિતી ન હતી. સમયાંતરે જાણવા મળ્યું કે તેઓ વિદ્યાલયના આચાર્ય છે અને વિદ્યાર્થીઆશ્રમના મુખ્ય ગૃહપતિ પણ છે.

કડી, સર્વ વિદ્યાલયમાં અને વિદ્યાર્થીઆશ્રમમાં ઈ.સ. ૧૯૫૩ના માર્ચ માસ સુધી એસ.એસ.સી.ની પરીક્ષા આપી ત્યાં સુધી રહેવાનું બન્યું. આ સમય દરમિયાન હું તેમનાં શિક્ષણકાર્ય તથા ગૃહપતિ તરીકેની કામગીરીથી ખૂબ જ પ્રભાવિત થયો. તેમની આચાર્ય તરીકેની તથા ગૃહપતિ તરીકેની કામગીરીના કેટલાક પ્રસંગો યાદ આવે છે. જે નીચે વર્ણવું છું.

આશ્રમમાં રહેતા વિદ્યાર્થીઓને સવારે છ વાગે ઊઠી જવા માટે ઘંટ વાગતો. વિદ્યાર્થીઓ જાગતા અને સ્નાન-શૌચાદિ ક્રિયાઓ પતાવતા. ફરીથી ઘંટ વાગે ત્યારે વ્યાયામ માટે મેદાન ઉપર જવાનો નિત્યક્રમ હતો. કોઈપણ વિદ્યાર્થીને ખાસ કારણ સિવાય આ કાર્યક્રમમાંથી મુક્તિ મળતી નહિ. શ્રી નાથાભાઈસાહેબ આશ્રમના પ્રત્યેક ઓરડાનું અવલોકન કરવા નીકળતા. કોઈ વિદ્યાર્થીએ ખાસ કારણ વગર ગાપચી મારી હોય તો તેમની મોજડીનો પ્રસાદ ચાખવા તૈયાર રહેવું પડતું.

સાંજની પ્રાર્થનાસભામાં તેઓ મોટેભાગે હાજર હોય જ. પ્રાર્થના પછી એકાદ કલાક બાદ આશ્રમના દરેક ક્મરાનું નિરીક્ષણ કરવા નીકળતા. વિદ્યાર્થીઓ

અભ્યાસમાં વ્યસ્ત છે કે નહિ તેની ચકાસણી કરતા. કોઈ વિદ્યાર્થીને સામાજિક કે અભ્યાસને લગતી મુશ્કેલી હોય તો જરૂરી માર્ગદર્શન આપતા. એ માટે એ દરરોજ સવારે કાર્યાલય પાસેના લીમડા નીચે બેઠા જ હોય.

બપોર તથા સાંજના ભોજન સમયે કોઈ વખત આકસ્મિક ચકાસણી કરવા ભોજનાલયમાં આવતા. ભોજન કેવું બને છે તે ખુદ ચકાસતા. ભોજનની સ્વચ્છતા તથા પોષ્ટિકતાના ખૂબ આગ્રહી હતા. એટલે તો કોઈ વખતે વિદ્યાથીઓ સાથે ભોજન કરવા પણ બેસી જતા.

હાઈસ્કૂલમાં શિક્ષણકાર્ય ચાલુ હોય ત્યારે, આચાર્ય તરીકે શિક્ષણકાર્યનું નિરીક્ષણ કરવા અચૂક નીકળતા. શિક્ષક દ્વારા શિક્ષણકાર્ય ચાલુ હોય ત્યારે નિરીક્ષણ કરી લેતા. વિદ્યાર્થીઓ શિક્ષણકાર્યમાં કેવો રસ લે છે તેનું પણ અવલોકન કરી લેતા. શિક્ષણકાર્ય અંગેની કોઈ ટિપ્પણી હોય તો તેઓ શિક્ષકને, વિદ્યાર્થીઓની હાજરીમાં કશું જ કહેતા નહિ. શાળા ચાલુ થઈ જાય પછી જો કોઈ વર્ગ ખાલી પડ્યો હોય અને શ્રી નાથાભાઈ નિરીક્ષણમાં નીકળ્યા હોય તો, તેઓ વર્ગખંડમાં આવી જે વિષયનો તાસ હોય તે જ વિષયનું શિક્ષણકાર્ય શરૂ કરી દેતા. શિક્ષક મોડા આવ્યા હોય તોપણ તેમને કશું જ કહ્યા સિવાય, હસતે મોઢે વર્ગખંડમાંથી બહાર નીકળી જતા. તેઓ વિજ્ઞાનના સ્નાતક હોવા છતાં અંગ્રેજી અને સંસ્કૃત ભાષાઓ ઉપર પણ સારું પ્રભુત્વ ધરાવતા હતા. તેમના ઉચ્ચાર સ્પષ્ટ અને શુદ્ધ.

તેઓને વિદ્યાર્થીઓ પ્રત્યે ખૂબ જ લગાવ રહેતો. આ શાળાનો વિદ્યાર્થી હોંશિયાર બને તેવી ઉત્કટ લાગણી ધરાવતા. વિદ્યાર્થીઓને વિષયવસ્તુ બાબતે મુશ્કેલી હોય તો તે મુશ્કેલી દૂર કરવા પ્રયત્નશીલ રહેતા. હું ધોરણ ૧૧માં હતો ત્યારે બીજગણિતના કેટલાક કૂટપ્રશ્નો શીખવા માટે તેમના ઘેર જતો. ખૂબ જ સહજતાથી તે બાબતે માર્ગદર્શન આપતા. વિદ્યાર્થીની આર્થિક પરિસ્થિતિ બાબતે સહાયભૂત થવાનો પ્રયત્ન કરતા. આ બાબતે મારો સુખદ અનુભવ છે કે હું ધોરણ ૧૧ના બીજા સત્રમાં હતો ત્યારે, એક દિવસ ચાલુ તાસે પટાવાળાને ચિઠ્ઠી આપી રિસેસ દરમિયાન તેમણે મને મળવા બોલાવ્યો. પ્રથમ તો મને ડર લાગ્યો કે, મેં ક્યાંય કશુંક અશિસ્તમય આચરણ તો નથી કર્યું ને ? તેમની સૂચના અનુસાર રિસેસમાં તેમની ઑફિસમાં ગયો. તેમના ચહેરા પર ગુસ્સાનો ભાવ નહોતો. મને હાશકારો થયો. મને તેમની સામે ખુરશીમાં બેસાડી, ફી-માફી માટેનું ફોર્મ ભરાવ્યું સાથે કહ્યું : ''તારે કૉલેજમાં ભણવા જવાનું થાય તો કૉલેજમાં પણ તને ફી માફી મળી શકશે. અહીં તારી અડધી ફી માફ કરવામાં આવી છે. જા ચિત્ત દઈને ભણવા લાગી જા.''

કૉલેજશિક્ષણ પૂર્ણ કર્યા પછી હું પણ શિક્ષણના વ્યવસાયમાં જોડાયો. શિક્ષક તરીકેની ૩૫ વર્ષની કારકિર્દીમાં મેં શ્રી નાથાભાઈસાહેબનો જ આદર્શ અખત્યાર કરેલો. વિદ્યાર્થીને અભ્યાસમાં બને તેટલા ઉપયોગી થવું, પૂરતું માર્ગદર્શન આપવું, રિસેસના સમયમાં પણ અભ્યાસ અંગેની મુશ્કેલી દૂર કરવા માટે મારી પાસે આવી જવાની છૂટ આપતો.

શિક્ષક તરીકેનાં છેલ્લાં ૧૪ વર્ષ મેં સુપરવાઇઝર તરીકે સેવા આપેલી આ સમયે શિક્ષકોના શિક્ષણકાર્યના નિરીક્ષણ વખતે શ્રી નાથાભાઈસાહેબનો અભિગમ અખ્યાતર કરેલો. શિક્ષકને વર્ગ-ખંડમાં કશું જ કહેવાનું નહિ. શાળા છૂટ્યા બાદ તેમની સાથે જરૂરી ચર્ચા કરી લેતો.

આ રીતે પૂજ્ય શ્રી નાથાભાઈસાહેબ મારે માટે પ્રેરણામૂર્તિ હતા.

**'ગુરુ સાક્ષાત્પરં બ્રહ્મ તસ્મૈ શ્રીગુરવે નમઃ ।'**

## ૮.

# સાચા ઘડવૈયા પૂજ્ય નાથાભાઈ

**નારણભાઈ એમ. પટેલ**

પૂ. શ્રી ના. ના. દેસાઈ સા. વિશે થોડુંઘણું યાદ કરીને લખવું એ જ મારા જીવનમાં ધન્ય દિવસ ગણી શકાય. નામ પ્રમાણે જ ના. ના. કરતાં પણ તેમનામાંથી મેળવવા જેવું જે મળ્યું છે તેના આધારે જ આજે ૭૬ વર્ષની ઉંમરે આનંદ સાથે જીવી શકાય છે. જ્યારે મળે તે વખતે મારા ઉપનામથી જ સંબોધ કરનાર ''શું ચાલે છે, રામગઢ ?'' કહીને મારી સાથે ઊભા રહીને બે વાતો કરે અને જીવન જીવવાની થોડી શી જડીબુટ્ટી આપી જ દે. સાત સાત વર્ષ વિદ્યાર્થી-ગુરુ તરીકે સાથે જ રહીને સાત મંગળફેરા ફરવાનો આનંદ મને કેમ વીસરે ? સુદામા-કૃષ્ણનો પ્રેમ - ''મને કેમ વીસરે રે'' આપણે જાણીએ છીએ. જોકે તેમના વિષે ઘણું લખાશે, પણ મારા સાહેબ અંગેના થોડા પ્રસંગો યાદ કરું છું, જેમાંથી મેં ઘણું મેળવી લીધું છે.

હું રામગઢ ગામનો વિદ્યાર્થી. મારું નામ ''રામગઢ'' કેવી રીતે પડ્યું તેમાં પણ સાહેબના શબ્દો. અભ્યાસ-રમતોમાં મારું સ્થાન આગળ હોવાથી 'ગામ રામગઢ નાનું, છતાં બંને ક્ષેત્રે આગળ રહેનાર. રામગઢ ગામનાને હું નામથી નહિ, પણ ''રામગઢ''થી યાદ કરીશ. ત્યારથી સર્વે સાહેબો-મિત્રો સાથે રહેનાર સ્ટાફ વગેરે મને ''રામગઢ''થી જ બોલાવતા હતા.

નિશાળમાં જવા કરતાં મેદાન ઉપર રમવું મને વધુ ગમતું. જેથી ખોરાક પણ મારો ઘણો હતો. ''૨૪-રોટલી'' તો દરરોજનો ખોરાક. રેકોર્ડ દરરોજ બોર્ડ ઉપર લખાય અને રામગઢનું નામ આવે. સાહેબ મળે તો પૂછે : ''ખાય છે કે બગાડ કરે છે ?'' ચર્ચા થાય. સમજાવે. ચાવીને ખાવાનું રાખજે, જેથી પેટને પણ તકલીફ ન પડે ને પચી જાય. આ ગુણ - શીખને લીધે ગમે તેટલું ખવાય પણ માંદો પડેલ નહિ. આ ગુણને લીધે ''૭૬ વર્ષે'' પણ ''નવદિન નોરતાં'' એકધારાં રમી શકું છું. એક દિવસ બીમાર થયેલો. 'ભાત'નો કંટ્રોલ હતો. ચિઠ્ઠી બનાવી-સાહેબની સહી હોય તો વધુ ભાત ખાવા મળે. જમવા બધાથી જુદી જગાએ બેસવાનું. જમવા બેઠા પછી મહારાજ ભાત આપવા આવ્યા. થોડા નાખ્યા પણ વધુ લેવાનો આગ્રહ. આખી થાળી ભરીને ભાત નંખાવ્યા અને એક કમંડળ જેટલી દાળ રેડાવી - બધું જ ખાઈ ગયો. ફરિયાદ સાહેબ પાસે. મને ઑફિસમાં બોલાવ્યો. ડરતા દિલે-પગલે ગયો. સામે સાહેબ. મને જોઈને હસવા લાગ્યા. એક મિનિટ

પછી બોલ્યા : '''રામગઢ' **રામે લંકા જીતી; રામગઢે પેટ જીત્યું'' પેટને બગાડતો નહિ, મન અને પેટની ખૂબ કાળજી રાખજે.** અહમ્ કે ગર્વથી આવું કદી કરીશ નહિ. ગમે તેવા પથ્થરને પિગળાવી દેનારા શબ્દો 'શી રીતે ભૂલી શકાય.'

અંગ્રેજી અને ગણિત વિષયો મને ઓછા ફાવે. મારા રૂમપાર્ટનરનું ગણિત એકદમ સારું. સાહેબે અમને બંનેને ભેગા કરીને કહ્યું : 'રામગઢને સાથે લઈને જ તારે ગણિતના દાખલા ગણવા' અને રીત પણ શીખવવી. માનશો, ગુરુ કરતાં ચેલો આગળ નીકળી ગયો. નાની બાબતમાં સાહેબનું ધ્યાન એ જ આપણું જ્ઞાન. પણ અંગ્રેજીમાં ન ફાવે. પ્રેસવાળાને ફોડીને સાધીને અંગ્રેજીનાં પેપર-પ્રશ્નો લાવેલો. નિબંધ-વાર્તા બેઠી ગાઈડમાંથી લખી લઈ ગયો. પેપર લખ્યા પછી તે પુરવણી ઉત્તરપત્ર સાથે બાંધી દીધી. સાહેબે બોલાવ્યો. ''પેપર સરસ લખ્યું છે.'' કહીને બેસાડ્યો. ''નિબંધ-વાર્તા જોઈ ખુશ થયો. તૈયાર કરી હતી ?'' પૂછ્યું તો ખરું. ''સાહેબ, આખું ને આખું ગોખી મારેલ તેથી લખી શક્યો.'' ''સારું, નિબંધની શરૂઆતનો ફકરો બોલ અથવા લે કાગળ અને મને લખી આપ.'' એક જ સવાલમાં ચોરીની કબૂલાત કરી. મીઠી શીખમાં એટલું કહ્યું : **''આ ગુણ-આદત જીવનમાંથી દૂર કરી દે. ફરીથી આવું કરવાનું મન ન થાય એટલે તને યાદ આવે તે માટે 4'x4' ફૂટનો ખાડો ખોદાવ્યો. આ હળવી સજા. આવું કરવાનું મન થાય તો આજે પણ આ ખાડો યાદ આવે છે.''**

એક મિત્ર દ્વારા બીડી પીવાનું વ્યસન પડી ગયેલું. બીડીઓપેટી ખિસ્સામાં કે રૂમની પેટીમાં ન રાખું. સામે બાજુએ જે જે ફરવા જવાના રસ્તા હોય ત્યાં ધરતીમાં ખાડો ખોદી બીડીઓ-પેટી  દાટી દેતો. કોઈવાર વરસાદ પણ દાટ વાળી દેતો. બીડી છોડાવવા સાહેબે મને ખૂબ-ખૂબ સમજાવેલો. અરે ! ધોકો લઈને પણ માર મારેલો. મારે ત્યારે ખૂબ મારે. પણ પછી પસ્તાવારૂપે પણ સમજાવે. ગળગળા થઈ જાય અને બોલે : **''રામગઢ, તું મારાથી કેટલો ઊંચો છે, મજબૂત છે, સમજુ છે, અભ્યાસમાં પ્રથમ, રમતમાં પ્રથમ, છતાં મારે તારા ઉપર હાથ ઉપાડવો પડે છે તે મને ગમતું નથી. તું બીડી છોડી શકીશ નહિ, પણ તું બીજાને ન શીખવે એટલી મારી માગ સ્વીકાર.'' ''બીડી અને પેટી મને આપી દે. મારા ઘેર રાખીશ. જ્યારે તારે બીડી પીવાનું મન થાય ત્યારે મારા ઘેર આવીને મારી સામે પી જવાની.'' તમારી સામે બીડી કેવી રીતે પી શકાય જ ? મારી સામે નહિ, પણ આઘો જઈને બીડી પીજે. બીડી-પેટી મૂકીને જવાનું. સાહેબનો બીડી છોડી જ દે એવો આગ્રહ જરાએ નહિ દેખાતો. જતાં મન જરૂર કહે કે બીડી છોડી દે. આજે આ વ્યસનથી હું મુક્ત છું. શરીર સારું છે.''**

સિનેમા જોવાનો ખૂબ શોખ. સાંજે બધા રૂમોમાં વાંચતા હોય અને હું સિનેમા થિયેટરમાં પિક્ચર જોતો હોઉં. સાહેબ રૂમમાં આવે ત્યારે પૂછે : ''રામગઢ ક્યાં ગયો છે ?'' રૂમવાળા પણ જૂઠું બોલે. લોટો લઈને જાજરૂ ગયો છે. આવે એટલે તરત જ મારી પાસે મોકલશો. સાહેબ જાય એટલે એક પાર્ટનર સાઇકલ લઈને થિયેટરમાં આવે અને મને બોલાવી જાય. રૂમમાં આવીને લોટો લઈને સાહેબને મળવા જઉં. કેમ ? પૂછે તો, ઝાડા થઈ ગયેલા છે એમ કહેવું પડે. ખાવાનું ધ્યાન રાખજે. આ લત છૂટી નહિ. સાહેબને ખબર તો પડી. એક દિવસે મને મળ્યા : ''રામગઢ, સિનેમા ગમે છે તો ચાલ મારી સાથે જોવા. અંગ્રેજી પિક્ચર છે. ''ઈનવિઝીબલ મેન''. **મને અંગ્રેજીમાં ખબર ન પડે. 'હું તને બધું સમજાવીશ' પણ મારી સાથે ચાલ. સિનેમા જોવાની ટેવ ભુલાવવા કેવી મમતાભરી રીત તે જુઓ તો ખરા !**

કોઈ કારણસર બોર્ડિંગ છોડી ગામમાં રહેવા ગયેલો. પણ સ્કૂલ આ વર્ષે વ્યાયામમાં ચેમ્પિયન થવાની હતી. હું વ્યાયામનો ખેલાડી. વ્યાયામના સાહેબ શ્રી ચતુરભાઈસાહેબના કહેવાથી નાથાભાઈસાહેબે મને સમજાવીને બોર્ડિંગમાં લાવેલા. સાહેબમાં રહેલાં નિખાલસતા-પ્રેમ-મમતા- સમજાવટની રીત જેવા ગુણોથી મારું જીવન આજે ધન્યતા અનુભવે છે. ''લાખ લાખ પ્રણામ'' ઘણા બનાવોમાંથી થોડા જ આપ્યા છે. કિં બહુના ! અસ્તુ.

## ૯.

# વ્યાયામવીરોના ઘડવૈયા

**મનુભાઈ અં. પટેલ**
મંત્રી : સર્વ વિદ્યાલય, કડી

મારા પિતાશ્રી અંબારામભાઈ અમથાભાઈ પટેલ ઈ.સ. ૧૯૧૮થી પૂજ્ય છગનભા સાથે સંસ્થાની સ્થાપના કાળથી જોડાયેલા હતા. મારા વતન કાંઝ ગામે ઈ.સ. ૧૯૧૮માં કડવા પાટીદારોના સામાજિક સુધારા માટે સભા બોલાવી હતી તેમાં મહેમાન તરીકે પૂ. છગનભાને આમંત્રણ આપી બોલાવ્યા હતા. અમે ચુંવાળ-વઢિયારમાં ફંડફાળા માટે ઘણી જ મદદ કરી હતી.

સંસ્થાની સિલ્વર જ્યૂબિલીના ઉત્સવમાં તેમના આમંત્રણમાં હું મારા પિતાશ્રી સાથે કડી આવ્યો હતો. સંસ્થા જોઈ તથા ભવ્ય ઉત્સવ જોઈ અહીં અભ્યાસની ઈચ્છાથી વિરમગામ હાઈસ્કૂલમાંથી અહીં જૂના પાંચમા ધોરણમાં દાખલ થયો. તે વખતે હાઈસ્કૂલનું નવું મકાન બન્યું હતું. અને પ્રિન્સિપાલ તરીકે પૂ. નાથાભાઈ દેસાઈ આવ્યા હતા.

તે વખતે કલ્યાણભાઈસાહેબ આશ્રમ સંભાળતા હતા સાથે બીજા ગૃહપતિ અંબાલાલસાહેબ, રામભાઈસાહેબ તથા પ્રહ્લાદભાઈસાહેબ હતા. આ રીતે વહીવટનું સરસ ગ્રુપ હતું.

પૂજ્ય નાથાભાઈસાહેબ ગણિત અને વિજ્ઞાન લેતા. મેટ્રિકના વિદ્યાર્થીઓને અભ્યાસમાં મદદ માટે સાંજે રૂમોમાં રાઉન્ડ મારતા અને ખાસ કરીને ગણિત માટે વિદ્યાર્થીઓ સાથે બેસી મુશ્કેલી દૂર કરતા. હાઈસ્કૂલમાં પણ આ પ્રાંતની સારી સ્કૂલોનાં પેપર મંગાવી (પ્રિલિમનાં) તેની ચર્ચા કરતા. અઘરા પ્રશ્નો માટે પોતાને સહેજ અઘરું લાગે તો કલાસના કોઈ વિદ્યાર્થીને આવડતું હોય તો નિખાલસથી તેને ઉત્તેજન આપતા.

ચાલુ પિરિયડે શિક્ષકોના કામનું મૂલ્યાંકન કરતા અને પછી જરૂરી સૂચના આપતા. સવારના વ્યાયામના સમયે આશ્રમના મેદાન ઉપર આવીને વિદ્યાર્થીઓને અવારનવાર ઉત્સાહ આપતા. સારામાં સારી ટીમ તૈયાર થાય તે માટે સૂચનો આપતા. મને પાંચમા (હાલનું નવમું) ધોરણમાં હોવા છતાં દોડમાં ઓપનમાં (હરીફાઈમાં) ઉતારી ઘણો જ ઉત્સાહ આપેલો. મહેસાણા જિલ્લાની તેમજ વડોદરા રાજ્ય વ્યાયામની હરીફાઈમાં ભાગ લેવડાવતા હતા. મહેસાણા જિલ્લામાં આપણી

હાઈસ્કૂલ હંમેશાં અગ્રેસર રહેતી. શિસ્તના ખાસ આગ્રહી હતા અને પોતે દાખલો બેસાડતા. ત્યારનો કઠોર શિસ્તનો કડવો અનુભવ થયો હોય તેવા નેતા બનેલા વિદ્યાર્થીઓ પણ તેમના માટે પૂજ્યભાવની લાગણી ધરાવે છે.

ગુજરાત લેવલે પણ તેમનો વ્યાયામપ્રચારમાં સંપર્ક હતો. સ્વ. છોટુભાઈ પુરાણી, ચીનુભાઈ શાહ, વાસુદેવ ભટ્ટ, રાવજીભાઈ પટેલ, હરિસિંહ ઠાકોર વગેરે મળીને અખિલ ભારતનું વ્યાયામનું સંમેલન અમરાવતીમાં થવાનું હતું (૧૯૪૬-૪૭) તે માટે વ્યાયામમાં ગુજરાતની ટીમ તૈયાર કરવા પસંદગી માટે કડીમાં શ્રી નાથાભાઈસાહેબને મળવા આવ્યા ત્યારે મને તથા રણછોડભાઈ (ફલુવાળા)ને પસંદ કર્યા હતા. મલખમમાં મારી તૈયારી જોઈ તે માટે મને ખાસ પસંદ કર્યો હતો.

આખી ટીમ પસંદ કરી બધાને પ્રેક્ટિસ માટે સુરત પાટીદાર આશ્રમમાં રાખ્યા હતા. ત્યાં જુવારના રોટલા તથા માટલાનો ગોળ ખાવા મળ્યો હતો. ત્યાં થોડા દિવસ રહી અમરાવતીમાં ભાગ લીધો હતો. આખા ભારતમાંથી વ્યાયામવીરો આવ્યા હતા. અમે ભાતભાતના શો કર્યા હતા. પ્રમુખપદે શ્રીમાન શરદચંદ્ર બોઝ હતા. આઝાદીની ચળવળ પૂરજોશમાં ચાલતી હતી. પૂ. નાથાભાઈસાહેબે મારી જન્મ તારીખ ૨ વર્ષની વધારે હતી તે ભૂલ હતી તેથી તાલુકાથી દાખલો મંગાવી બોર્ડમાં લખી સુધારો કરાવ્યો હતો. તે માટે તેમનો ખાસ ઋણી છું. અમદાવાદ આવે ત્યારે જૂના વિદ્યાર્થીને મળવા આવતા. બીમારીમાં પણ બે કલાસ સાથે બેસાડી કોર્સ પૂરો કરેલો. કડી છોડી બાવળા ગયા ત્યારે વિદ્યાથીઓ ઘણા જ ભાવુક અને રોષ સાથે દિલગીર થયા હતા. તેમને બેસ્ટ શિક્ષકનો ઍવૉર્ડ મળ્યો ત્યારે અમે બધા વિદ્યાર્થીઓએ ખાસ સભા કરી માનપત્ર આપ્યું હતું.

તેમના દિલમાં હંમેશાં વિદ્યાર્થીનું હિત રહેલું હતું. તે માટે અમે તેમના ઋણી છીએ.

## ૧૦.
## અતિપ્યારા આચાર્ય

**શંકરલાલ ગુરુ**
ભૂતપૂર્વ વિદ્યાર્થી : સર્વ વિદ્યાલય, કડી,
માજી ધારાસભ્ય, ઊંઝા

''અતિપ્યારા અમારા સાહેબ ૧૯૪૪થી ૧૯૪૯ સુધી કડી સર્વ વિદ્યાલયમાં હું થર્ડમાં અભ્યાસ કરતો હતો ત્યારે અમારા હેડમાસ્ટર તરીકે આવ્યા હતા.

મૃદુ સ્વભાવથી વિદ્યાર્થીઓમાં છવાઈ ગયા હતા. દરેક વિદ્યાર્થી કયા વિષયમાં કાચો છે તેનું તારણ કાઢી સ્કૂલ છૂટ્યા પછી કોચિંગ કલાસીસ લેતા. મોટાભાગના અંગ્રેજીમાં કાચા હોવાથી તેઓ પોતે વિના મૂલ્યે ૧ કલાક ટ્યૂશન આપતા. પરિણામ ૧૦૦% રિઝલ્ટ મેટ્રિકમાં આવતું.

પાંચ વર્ષમાં અમારી સાથેના બધા જ મેટ્રિકમાં પાસ થઈ ગયા. જે આજે પણ નાથાભાઈના વિદ્યાર્થી તરીકે ઓળખાય છે. અમે બધાએ ભેગા થઈને કડીમાં પ્રાથમિક શાળા નાથાભાઈના નામે બાંધી હતી અને કડી સંસ્થાને આપેલ. આ અમારી ગુરુ પ્રત્યેની સદ્‌ભાવના હતી. અમારામાં એવા સંસ્કાર આપ્યા હતા કે અમે જીવનમાં નાનામાં નાનું કામ કરવામાં શરમ અનુભવતા નહિ. તેમ મોટાઈ બતાવતા નહિ તથા પ્રજા પ્રત્યે વફાદારીથી સેવા, રોજગાર, રાજકારણ, ઉદ્યોગ, કે દવાખાનાં ચલાવતા આવા વિદ્યાર્થીઓને લોકોએ જોયા છે. આ છે સાચી દિશા, શિક્ષણ, સંસ્કાર અને સ્વાસ્થ્ય માટેની - જેનું બીજ અમારા જીવનમાં નાથાભાઈસાહેબે વાવ્યું.

આજના દિવસે હજી મોટા ભાગના જીવિત છીએ. જેની ઉંમર ૭૫ વર્ષથી ઉપર થઈ ગઈ છે પણ નાથાભાઈસાહેબ પ્રત્યેનો આદરભાવ એવો ને એવો જ છે. નાથાભાઈથી કડી બોર્ડિંગની પ્રતિષ્ઠામાં વધારો થયો હતો. તેઓ આજે આ દુનિયામાં નથી પણ અમારી આંખે તે હંમેશ દેખાતા રહે છે.''

## ૧૧.

## ''આનંદદાયક સ્મૃતિ''

**સાધુ ભક્તિપ્રિયદાસજી**

શ્રી સ્વામીનારાયણ મંદિર, દાદર, મુબઈ

પૂ. શ્રી નાથાલાલ ના. દેસાઈની દેખરેખમાં હાઈસ્કૂલનો અભ્યાસકાળ (ઈ.સ. ૧૯૪૯થી ૧૯૫૬) પસાર કર્યો તે દરમિયાન તેઓની અનેકવિધ પ્રતિભાનું દર્શન થયેલ છે.

સ્કૂલના આચાર્ય તરીકે સ્કૂલની સંપૂર્ણ વ્યવસ્થા સારામાં સારી કરતા. વિદ્યાર્થીને શિસ્તમાં વર્તાવવાનો એમનો આદર્શ હતો. તે મુજબ દરેક વિદ્યાર્થી શિસ્તનું પાલન કરતો. કોઈ તોફાનમસ્તી કરતો હોય ને દૂરથી પણ શ્રી દેસાઈસાહેબને જુએ કે તરત શાંત થઈ જાય.

વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવવામાં પણ પ્રવીણ હતા. સાધારણ વિદ્યાર્થીને પણ તુરત સમજાઈ જાય તે રીતે વ્યવસ્થિત સમજાવતા.

મેથમેટિકમાં તેઓને વિશેષ રસ હતો. તેઓ બીજગણિત-એલઝિબ્રા માટેનું પાઠ્યપુસ્તક પણ તૈયાર કરેલ. તેઓની મારા પર રહેમનજર હતી અને મારાં અભ્યાસ, વર્તનથી સંપૂર્ણ સંતોષ હતો એટલે તેઓ લખેલ બીજગણિતના પ્રકરણોમાં જે દાખલા આપ્યા હતા તેના, પુસ્તકને અંતે છાપવાના જવાબ તૈયાર કરવાની સેવા મને સોંપી હતી. કેવો પ્રેમ અને વિશ્વાસ તેઓને મારા ઉપર હતો ! મને જ્યારે પણ જુએ ત્યારે 'ભગત' કહીને જ બોલાવે.

તેઓશ્રીની સૂઝ, આવડત, બુદ્ધિચાતુર્યને કારણે સંસ્થાનો સર્વાંગી વિકાસ થયેલ છે. નાના કે મોટા દરેક વિદ્યાર્થી માટે તેઓ સમાન પ્રેમ ધરાવતા. તેને કારણે તેઓ સર્વ વિદ્યાર્થીના આદરણીય બન્યા હતા. વર્ષો પછી પણ સૌ તેઓની સ્મૃતિ કરતા હોય છે ને આનંદ અનુભવતા હોય છે.

■ ■ ■

## ૧૨.

## સર્વ વિદ્યાલય-આશ્રમભૂમિના એક ઋષિ : દેસાઈસાહેબ

**કેશુભાઈ પટેલ** (લણવા)

કડવા પાટીદાર આશ્રમ કડી, મારે માટે તપોભૂમિ. એ તપોભૂમિમાં ઋષિ સમ આચાર્યની છત્રછાયામાં મને અભ્યાસ કરવાની તક મળી. હું આશ્રમમાં આવ્યો ત્યારે કોઈ આકારહીન. ટપલા ખાઈ તૈયાર થયો અહીં. મને આકાર આપવામાં મહત્ ફાળો મારા આચાર્યશ્રી નાથાભાઈ દેસાઈનો. ગુજરાતમાં અનેક શાળા-મહાશાળાઓમાં શોધી વળશો તોપણ દેસાઈસાહેબ જેવા આચાર્ય મળવા દુર્લભ. જોતાં પહેલી છાપ પડે એક ભૂલા પડેલા ઋષિની. તમે યોગ્ય વર્તન કરો તો એ તમારા ઉપર વરસી પડે, પણ અનુચિત પ્રવૃત્તિ કરો તો સાહેબની મોજડીના વરસાદને ઝીલવાની તૈયારી રાખવી પડે. આમ છતાં મોજડીને વરસી પાડ્યા પછી થોડા જ સમય બાદ એ વિદ્યાર્થીને પાસે બોલાવી પંપાળે, વાંસે હાથ ફેરવતાં ધીમેથી સમજાવે. એમનો હેતુ ઉમદા-વિદ્યાર્થીઓના ચારિત્ર્ય ઘડતરનો. વિદ્યાર્થીઓનો સર્વાંગી વિકાસ કરવાની જ ખેવના. સવારે અમે મેદાનમાં ખોખો કે કબડ્ડી રમતા હોય ત્યારે એ ત્યાં અવશ્ય હાજર હોય. એમની નજર ઉત્તમ ખેલાડી તરફ હોય. રમતોને પ્રોત્સાહન આપે. એ સમયે કહેવાતું : 'ખોખો-કબડ્ડીમાં સર્વ વિદ્યાલયને હરાવવું અઘરું.' રમતગમતની ટીમ મોકલે એ વિજયી થઈને જ આવે.

વિદ્યાર્થીઓના આહારવિહારની નોંધ લે. આશ્રમમાં બધા જ વિદ્યાર્થીઓને પૌષ્ટિક આહાર મળે છે કે નહિ તે જોવાનું ન ચૂકે. એ રસોડામાં જાય, ચીવટથી રસોઈનું નિરીક્ષણ કરે. ભાખરી વગેરે હાથમાં લઈ જુએ. સંતોષ ન થાય તો મુછાળી મા (રસોઈયા)ને ખાસ સૂચનાઓ આપે. કોઈક વિદ્યાર્થી બીમાર પડે તો એની રૂમ પર જઈ ખબર-અંતર પૂછે. જરૂરી દવાઓ લાવી આપે. તાવ છે એની ખાતરી કરવા એના માથે હાથ મૂકી જોઈ ખાતરી કરે. એમના આવા વાત્સલ્યથી જ અમારી બીમારી છૂ થઈ જાય. વિદ્યાર્થી એવો અનુભવ કરે કે એ એના પિતાના ઘરમાં જ છે અને બા-બાપુજીનો વાત્સલ્યભાવ મેળવી રહ્યો છે.

અમારા વાત્સલ્ય-મૂર્તિ આચાર્યને કુદરતે એક અન્યાય કર્યો. એમને ટી.બી.ની જીવલેણ બીમારી લાગુ પડી. ડૉક્ટરે એમને બોલવાની મનાઈ ફરમાવેલી એની

અવગણના કરી. એમણે છાત્રોની જ સતત ચિંતા કરી. વાર્ષિક પરીક્ષા નજીકમાં છે અને વિજ્ઞાન-ગણિતનો અભ્યાસક્રમ બાકી છે. એથી માઈકનો ઉપયોગ કરીને વર્ગો લીધેલા અને અભ્યાસક્રમ પૂર્ણ થયો એનો સંતોષ પામેલા. જિંદગીને હોડમાં મૂકી વિદ્યાર્થીઓના હિતનું જ ચિંતન કરતા આવા આચાર્યો કેટલા ? મારે દીવો લઈને શોધવા જવું પડ્યું નહોતું. મને એ અચાનક જ મળી ગયેલા. એમના હાથ નીચે શિક્ષણ લેવાનો અવસર મળ્યો તેથી હું મારી જાતને ધન્ય માનું છું અને એમને મારી પ્રેમભરી સ્મરણાંજલિ આપતાં ધન્ય બનું છું. અસ્તુ.

શાળાંત પરીક્ષા પછી લેખન કરવાનો ખાસ પ્રસંગ મળ્યો નથી, પણ નાથાભાઈ વિશે લેખ લખવાનું આમંત્રણ મળ્યું ત્યારે હું એ ગુરુવર્યને શબ્દાંજલિ ન આપું તો નગુણો ગણાઉં એમ લાગતાં માત્ર આટલું જ લખી શક્યો છું. આમ છતાં એટલું જ કહીશ કે, ‘પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે.’ એમાં ડૂબકી મારવાની મારી તાકાત નહિ, એનો વિચાર કરી અટકું છું.

## ૧૩.

## નાથાભાઈ : એક વૈજ્ઞાનિક મેધા

**ડૉ. નારાયણ એમ. પટેલ**
**એમ.ડી., ડી.જી.ઓ.**
મહાલક્ષ્મી મેટરનીટી હોમ, ૩, શાંતિનિકેતન પાર્ક,
સરદાર પટેલ કોલોની પાસે, અમદાવાદ-૩૮૦ ૦૧૪

પૂ. શ્રી નાથાભાઈ દેસાઈસાહેબના હાથ નીચે હું લગભગ ૪ વર્ષ કડી સર્વ વિદ્યાલય હાઈસ્કૂલમાં ભણ્યો. તેઓ અમને સાયન્સ વિષય શીખવતા. તે સમયે એમના શિક્ષણનો અભિગમ જ અનોખો હતો.

તેઓશ્રી સાયન્સની લેબોરેટરીમાં અમોને લઈ જતા અને વિજ્ઞાનના પદાર્થો પ્રત્યક્ષ બતાવતા. Orgenic Chemestry માં Phospharus વિષે શીખવેલું ત્યારે પીળા રંગના ફોસ્ફરસના ટુકડા પાણી ભરેલી કાચની નાની શીશીમાં રાખેલા અમને બતાવેલા. તેનું કારણ સમજાવતાં તેમણે શીખવ્યું કે તે ટુકડાઓને ખુલ્લામાં રાખવાથી સળગી જતા હોવાથી તેમને પાણીમાં રાખ્યા છે.

Inorgenic chemistryમાં cuso4- કોપરસલ્ફેટ, મોરથૂથું ભણાવતી વખતે વિદ્યાર્થીઓને તેને બરાબર સમજી શકે તે માટે તેમણે આ પ્રમાણે સરળ સમજૂતી આપેલી : ‘તેનો રંગ મોરના પીંછા જેવો વાદળી છે અને ખાવામાં આવે તો થૂ-થું કરી - થૂંકી દેવું પડે તેથી તેનું નામ મોરથૂથું.’’ ત્યાર પછી તેમણે વાદળી રંગની બાટલીમાં મોરથૂથુંના ટુકડા બતાવેલા. તેમનું આવું શિક્ષણ આજે ૬૦ વર્ષ પછી પણ મને બરાબર યાદ રહ્યું છે.

તેઓશ્રી કોઈક સાયંસ મેગેઝીનના સભ્ય હતા. તેથી કોઈ કોઈ વખત નવી નવી શોધો થતી ત્યારે તેની જે માહિતી આવે તે અમોને સ્કૂલ છૂટ્યા પછીથી એકસ્ટ્રા કલાસમાં બતાવતા. ૧૯૪૬-૪૭માં જ્યારે ‘પ્લાસ્ટિક’ જેનું આપણે નામ પણ સાંભળ્યું નહોતું તે સમયે જેમાંથી પ્લાસ્ટિક બને છે તેવા દાણા અને 4'x6' નો પ્લાસ્ટિકનો એક ટુકડો, તે મેગેઝિનવાળાએ મોકલાવેલ તે અમોને બતાવેલું, તે હજુ પણ યાદ છે. વિદ્યાર્થીઓને, અભ્યાસ ઉપરાંતનું વિશેષ જ્ઞાન આપવાની તેમની ઉત્કંઠા અને ચીવટ આજે પણ ભુલાતી નથી.

એક દિવસ બોર્ડિંગના વિદ્યાર્થીઓએ જણાવેલું કે નાથાભાઈસાહેબ રવિવારે અમદાવાદ ગયા છે. તે સમયે કડીથી સવારે ૫ વાગે ઊપડતી ગાડીમાં નીકળો

તો અમદાવાદમાં કામ પતાવી રાત્રે ૯ વાગે ગાડીમાં કડી પરત આવી શકાય તેવી એ સમયે સ્થિતિ હતી. બીજે દિવસે સોમવારે સાહેબ કલાસ લેવા આવ્યા ત્યારે વિજ્ઞાનનું પુસ્તક વાંચવા માટે તેમણે ઝભ્ભાના ખીસામાંથી કાળી ફ્રેઈમનાં ચશ્મા કાઢી પહેરી વાંચવાનું શરૂ કર્યું. અમો સૌ વિદ્યાર્થીઓએ સાહેબને વાંચવા માટે પહેલી વખત ચશ્મામાં જોયા. અમોને ખૂબ નવાઈ લાગેલી. તે વખતે ૧૫-૧૬ વર્ષની અમારી ઉંમરે અમોને ખબર નહિ કે અમો જ્યારે ૪૨ વર્ષના થઈશું ત્યારે બેતાલાના ચશ્મા અમોને પણ આવશે. સાહેબને ઘણા વર્ષો પછી પણ તે કાળી ફ્રેમના ચશ્મા પહેરતા જોયા છે.

કડીની સ્કૂલમાં અઠવાડિયે એક દિવસ સંગીતનો કલાસ રખાતો. ડ્રોઈંગનો કલાસ પણ ખરો જ, સ્કૂલ છૂટ્યા પછી વકતૃત્વ સ્પર્ધાઓ અવારનવાર યોજાતી અને આપવામાં આવેલા એક વિષય પર વિદ્યાર્થીઓએ બોલવાનું રહેતું. સાંસ્કૃતિક કાર્યક્રમો-નાટકો વગેરે પણ યોજાતાં. વર્ષમાં એક દિવસ બોર્ડિંગના ઝાંપે આનંદબજાર ભરાતું. તેમાં છોકરાઓ-છોકરીઓ ખાવા-પીવાના અને બીજી ચીજવસ્તુઓના સ્ટોલ્સ રાખતા હતા. આ રીતે શાળાના વર્ષ દરમિયાન, આ બધી પ્રવૃત્તિ દ્વારા અમારો સર્વાંગી વિકાસ સધાયો. બોર્ડિંગમાં સાંજે પ્રાર્થના થતી. નાથાભાઈસાહેબ રાત્રે બોર્ડિંગમાં રાઉન્ડ લેવા આવતા અને ૧૦ વાગ્યા પછી લાઈટો બંધ કરવી પડતી.

કડી, વડોદરા રાજ્યમાં આવેલું હોવાથી, ૧૯૪૯ની સાલમાં જ્યારે પહેલી વહેલી એસ.એસ.સી. પરીક્ષા લેવાઈ ત્યારે તે આપવા અમારા આખા કલાસને ફરજિયાત વડોદરા સેન્ટર ભરવું પડેલું. તમામ વિદ્યાર્થીઓ કડીથી સવારે ૫ વાગે ઊપડતી ટ્રેઈનમાં વડોદરા જવા રવાના થયેલા અને તે વખતના થર્ડકલાસના ડબ્બામાં પોતે પ્રિન્સિપાલ હોવા છતાં પણ નાથાભાઈસાહેબ અમારી સાથે જ થર્ડકલાસના ડબામાં વડોદરા આવેલા. વિદ્યાર્થીઓના હિત માટે તેઓ કેટલું કષ્ટ ઉઠાવતા. તેના આ દાખલાએ મને પ્રેરિત કરીને મારા અંગત જીવનમાં એવું જ વલણ વિદ્યાર્થીઓ પ્રત્યે દાખવવા પ્રેરેલો.

નાથાભાઈસાહેબને બેસ્ટ ટીચરનો રાષ્ટ્રપતિ ઍવૉર્ડ થોડો મોડો મળ્યો અને એમના જુનિયરને પહેલા મળ્યો ત્યારે અમો બધા વિદ્યાર્થીઓને થોડી નવાઈ લાગેલી અને ખૂબ જ દુઃખ થયેલું. બીજે વર્ષે જ્યારે તેમને ઍવૉર્ડ મળ્યો ત્યારે અમો સૌ ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ, તેમનું બહુમાન કરવા સન્માન સમારંભ શ્રી એચ.કે. આટ્ર્સ કૉલેજના ઓડિટોરિયમમાં રાખેલો. તે પ્રસંગે ઘણા બધા નામાંકિત શિક્ષણશાસ્ત્રીઓ અને અધ્યાપકોએ હાજરી આપેલી તે બરાબર યાદ છે.

એસ.એસ.સી. પછી આગળ અભ્યાસ કરવા માટે હું અમદાવાદ આવ્યો. મેડિકલ કૉલેજમાં ગયો તે પછી જ્યારે જાણ્યું કે કડી ક.પા. બોર્ડિંગમાં અંદર અંદરની ખટપટને લીધે નાથાભાઈસાહેબને કડી સ્કૂલ છોડવી પડી છે તે સમાચાર અમારા ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ માટે ખૂબ જ દુઃખદ હતા. કડી છોડી તેઓ બાવળા સ્કૂલમાં પ્રિન્સિપાલ બન્યા હતા.

નાથાભાઈસાહેબના શીખવેલા સંસ્કારો અને અમે તેમને જે રીતે જોયેલા અને નજીકથી અનુભવેલા તે સંસ્કારો જિંદગી પર્યંત અમારી સાથે રહેશે. તેમના જેવા શિક્ષકના હાથ નીચે અમો ભણેલા તેનો મને ગર્વ છે. આદર્શ શિક્ષક કેવા હોવા જોઈએ તેનું જીવંત દૃષ્ટાંત એટલે પૂ. શ્રી નાથાભાઈ દેસાઈસાહેબ. તેમને કોટિ કોટિ અભિનંદન.

## ૧૪.

## ગણિતના ખાંટુ પૂજ્ય નાથાબાપા

**ઈશ્વરભાઈ એમ. પટેલ**
૨૦૨, શ્રી સોસાયટી, પંચવટી,
આંબાવાડી, એલીસબ્રિજ, અમદાવાદ

જ્યારે મારો એક પગ ઘરમાં અને બીજો પગ કબરમાં છે ત્યારે ડૉ. મંગુભાઈ પટેલનો પત્ર મળ્યો. એમાં હતું કે મારે પૂ. શ્રી નાથાભાઈ માટે લેખ કરવો.

અમારી શ્રેણીમાં બે ઈશ્વરભાઈ હતા, એક હું. મારી ઊંચાઈ વધારે. ઉંમરમાં પણ મોટો. આથી હું ઈશ્વર (મોટાથી) ઓળખાતો અને બીજો 'ભા'ના ઈશ્વરથી ઓળખાતો.

હું અમદાવાદની કહો કે ગુજરાતની પ્રખ્યાત સી.એન. વિદ્યાલય શાળામાં ગણિત-વિજ્ઞાનનો શિક્ષક હતો. નિવૃત્ત થયે લગભગ પચ્ચીસ વર્ષ થયાં. પૂરતો વૃદ્ધ છું. એ વખતે પૂ. નાથાભાઈને શબ્દોમાં મૂકવા મારા માટે અઘરું નહિ, મુશ્કેલ છે. આ માટે હું ઘણો નાનો કહેવાઉં પણ પૂજ્ય ગુરુજીને યાદ કરવાનો પ્રસંગ હોવાથી મેં સહર્ષ સ્વીકારી લીધો.

હું સર્વ વિદ્યાલય કડીમાં ભણતો હતો ત્યારે શ્રી નાથાભાઈ આચાર્ય હતા. સાચા અર્થમાં આચાર્ય હતા. આડંબર વિનાનું વ્યક્તિત્વ, અણિશુદ્ધ સજ્જન, પોતાના વિષયના નિષ્ણાત. પાતળો, નમણો યુરોપિયન દેહ. શરીર ઉપર શોભે ખાદીનાં ઊજળાં સફેદ વસ્ત્રો - ધોતિયું, ઝભ્ભો અને ટોપી. ધીમી પણ આત્મવિશ્વાસથી ઊભરતી ચાલ, હસમુખો સ્વભાવ, ચમકતો ચહેરો, શાંત ચિત્તે કામ કરવાની ઢબ. કોઈ ઉકળાટ નહિ, કોઈ તણાવ નહિ. તેમને મેં કોઈ દિવસ મગજ ઉપરનો કાબૂ ગુમાવતા જોયા નથી.

શિક્ષકોના ત્રણ પ્રકાર હોય છે. પ્રથમ પ્રકાર જેને શિક્ષણકાર્ય એ જ ધર્મ, આનંદનું ઝરણું. બીજો પ્રકાર તે પગાર પૂરતું ભણાવે તે અને ત્રીજા પ્રકાર નોકરી કરે, ખોખલું જીવે અને પેન્શન મેળવે. પૂ. નાથાભાઈ પ્રથમ પ્રકારના શિક્ષક હતા. શિક્ષણ પ્રેમી, સ્થિતપ્રજ્ઞ જીવન સંતજન અને નિર્મળ હૃદયી હતા. તેમના જીવનમાં વિદ્યાર્થી અગ્રસ્થાને હતો. હંમેશ વિદ્યાર્થીના ઉત્કર્ષ માટે તત્પર. માણસ દરેક ક્ષેત્રે નામ, પ્રતિષ્ઠા અને ઍવૉર્ડ મેળવવા દોડ લગાવે છે, પણ તેઓ તેનાથી

ખૂબ દૂર જ રહેતા. માત્ર શિક્ષણને વરેલો જીવ હતા. સમાજને ઊંચે લાવવા પ્રયત્નશીલ રહેતા. વ્યવસાય, કુદરત અને ધર્મ તેમના જીવનમાં વણાયેલાં હતાં. આવા પૂ. ગુરુજીની જીવન ઝરમર સ્મરણાંજલિ રૂપે મૂકવા યથાશક્તિ પ્રયત્ન કર્યો છે.

સ્વચ્છતાના હિમાયતી વિદ્યાર્થીનું વ્યક્તિત્વ ખીલે તેમાં જ રત. બહારથી કડક પણ અંદરથી પોચા. તેમની ભણાવવાની રીત અનોખી. વિદ્યાર્થીના મગજમાં તરત ઊતરી જાય. ઠસી જાય, આત્મસાત્ થઈ જાય. ફરીથી વાંચવાની જરૂર ન પડે. ગણિત એમનો પ્રિય વિષય. શ્રે-૧૧નું ગણિતનું પાઠ્યપુસ્તક પણ લખેલું. એ પુસ્તક વર્ગમાં મેં ભણાવેલું પણ ખરું. હું પણ શિક્ષક છું. તેમને નવું નવું જાણવાની ધગશ. વર્ષો પહેલાં ગણિતનો અભ્યાસક્રમ બદલાયેલો જેને નવું ગણિત નામ આપવામાં આવેલું. નવા અભ્યાસક્રમમાં શિક્ષકો માહેર થાય માટે સી.એન.વિદ્યાલયમાં ગણિતના વર્ગો લેવાતા હતા. આ તાલીમવર્ગમાં શ્રી નાથાભાઈએ ભાગ લીધેલો. એ વખતે તેઓ બાવળા હાઈસ્કૂલમાં આચાર્ય હતા. દેશનું સાચું ધન વિદ્યાર્થી છે. ઉત્તમ વિદ્યાર્થીઓનો ફાલ મેળવવા રચ્યાપચ્યા રહેતા. કડીની સંસ્થામાંથી ડૉક્ટરો, ઈજનેર, વકીલ, શિક્ષકો, કલેક્ટર સમાજને મળ્યા છે એમાં પૂ. નાથાભાઈનો ફાળો અગ્રસ્થાને છે - ન ભુલાય તેવો છે.

મને બરાબર ખબર છે કે શ્રે.૧૧ના વિદ્યાર્થીઓ જે ગણિતમાં નબળા હોય તેમને માટે શાળા શરૂ થાય તે પહેલાં કે શાળા છૂટ્યા બાદ વધારાના વર્ગો ચલાવાતા, પૂરેપૂરું માર્ગદર્શન આપતા. એમના મનમાં રમ્યા કરતું કે, મારો વિદ્યાર્થી પાસ જ થવો જોઈએ. જીવનમાં સફળ થવો જોઈએ. એ પણ એક વાત જણાવું કે ગુજરાતમાં ગણિતના સારા શિક્ષકોમાં મોટેભાગે પટેલો છે. એમાં વળી ઉત્તર ગુજરાતના ખાસ, આ મારો અનુભવ છે. એમાં કડી, પિલવાઈ, વિસનગર શાળાઓમાં ફાળો મોટો છે. કોઈ અંગ્રેજીમાં નબળો હોય તેને પણ પૂરતું માર્ગદર્શન આપતા. અંગ્રેજીના પણ વર્ગો લેતા. મને બરાબર યાદ છે કે તેઓ સવારે છાત્રાલયના પ્રાંગણમાં ખુરસી નાખીને બેસતા અને વિદ્યાર્થીઓને પૂરતું માર્ગદર્શન આપતા. બધા જ વિદ્યાર્થીઓ એમનો લાભ લેતા.

એમના ઉમદા અને સંત સ્વભાવનો પ્રસંગ ટાંકું. એ વખતે હું શ્રે-૧૧ (મેટ્રિક)માં હતો. એક વખત અમે ચાર મિત્રો એમની રજા વિના શહેરમાં ચલચિત્ર જોવા ગયા. સમાજમાં બને છે તેમ વિદ્યાર્થી સમાજમાંથી અમારા કોઈ વિઘ્નસંતોષી સહાધ્યાયીએ પૂ. નાથાભાઈને અમારાં નામ આપ્યાં. પૂ.નાથાભાઈએ અમને

બોલાવ્યા. પણ હું અંદરથી મારા અયોગ્ય વર્તનથી ખળભળી ઊઠેલો એટલે શરમને લીધે એમની સામે ઊભા રહેવાની મારી હિંમત ચાલી નહિ. આથી ગયો નહિ. મિત્રોએ તેમને સાચી હકીકત જણાવી. તેમને ઠપકો આપ્યો કે તમારાથી આવું ન થાય. શિક્ષારૂપે એક ટંક જમવાનું બંધ અને થોડુંક સફાઈ કામ સોંપ્યું. અમે સ્વીકાર્યું. છૂટકો નહોતો. લગભગ એક મહિના સુધી હું એમની નજરથી બચતો રહ્યો. આ એમના ચારિત્ર્યનો પ્રભાવ હતો. રાત્રે રૂમોમાં આંટો મારવા નીકળે ત્યારે હું રૂમમાંથી બહાર જતો રહેતો. આ વાત એમના ધ્યાન બહાર નહોતી. મારા જીવનને વ્યવસ્થિત બનાવવામાં એમનો ફાળો બહુ મોટો છે. મારા માટે તેમનો અભિપ્રાય ઊંચો હતો. હું રમવામાં અને ભણવામાં સારો હતો. આ પ્રસંગ તેઓશ્રી સહેલાઈથી ભૂલી ગયેલા અને મને માફ કરેલો.

બીજો પ્રસંગ એ વખતે હું શ્રે-૧૦માં હતો. ચોક્કસ યાદ નથી. મારું ગામ કાલરી - બહુચરાજી પાસે. આ ગામના અમે પાંચ વિદ્યાર્થી બે પટેલ, એક બ્રાહ્મણ અને બે જૈન, કડીની નજીક ભોયણી જૈનોનું યાત્રાધામ. કડીથી બહુચરાજી તરફનું સ્ટેશન. ગાડીની એવી વ્યવસ્થા કે શાળા શરૂ થાય ત્યારે બહુચરાજી જવા ગાડી આવે અને શાળા છૂટે ત્યારે બહુચરાજીથી ગાડી પાછી કડી આવે. આ અનુકૂળતાનો જૈનોના વિદ્યાર્થીઓ સાથે મેં પણ લાભ લીધો. એક વખત ભોયણીમાં જૈનોના પર્વ નિમિત્તે ઉત્સવ હતો. જૈનમિત્રો જવાના હતા. તેમણે રજા લીધેલી. હું રજા વિના તેમાં જોડાયો, પણ એ દિવસ એવું બન્યું કે અમારા વર્ગમાં એક શિક્ષક રજા ઉપર. એટલે એ પિરિયડમાં શ્રી નાથાભાઈ અવેજીમાં આવેલા. હાજરી લીધી તો હું ગેરહાજર. કોઈએ કહ્યું કે, ઈશ્વરભાઈ તો ભોયણી ગયો છે, પણ શ્રી નાથાભાઈએ ભારપૂર્વક જણાવ્યું કે, એ બને જ નહિ. ઈશ્વર મારી રજા વગર ભોયણી જાય નહિ. મારા તરફના પ્રેમભાવને લીધે એ માનવા તૈયાર ન હતા. અને મારી હાજરી પૂરી. આ વાત મેં જાણી ત્યારે એમના માટેનો અહોભાવ વધી ગયો અને મારે માટે ડૂબી મરવા સિવાય કોઈ આરો નહિ. સંતહૃદયી વ્યક્તિ જ આ રીતે વર્તી શકે. ઊંચી કક્ષાના દિલેર આદમી હતા. ધનથી બધું મળે પણ આવા ગુરુ ન મળે. હું એમના પુનિત જીવનને ભૂલી નહિ શકું.

વિદ્યાર્થી જીવનની મઝા કોઈ ઓર જ હોય છે. ખુલ્લાં નિર્દોષ દિલ, હસતા ચહેરા કિલ્લોલ કરતાં જીવન એમાં વળી શ્રી નાથાભાઈ જેવા ગુરુ મળે એટલે વિદ્યાર્થીજીવન મહોરી ઊઠે, મહેંકી ઊઠે એમાં શી નવાઈ !

## ૧૫.
## એક આચાર્ય, બે પોસ્ટ કાર્ડ અને એક જીવન

**પદ્મશ્રી ભોળાભાઈ પટેલ**
પ્રોફેસર્સ કૉલોની, નવરંગપુરા, અમદાવાદ-૯

સર્વ વિદ્યાલયના આચાર્ય નાથાલાલ દેસાઈ કોઈ પણ વિશ્વવિદ્યાલયના કુલપતિપદને શોભાવે એવી પ્રતિભા ધરાવતા હતા. ભાષાસાહિત્ય હોય કે વિજ્ઞાન - ગણિત હોય - એમની સર્વદેશીય વિદ્વત્તા અને સાથે સાથે શિક્ષણ સંસ્થાનું કુશળ પ્રબન્ધન બહુ ઓછા શાળાના આચાર્યોમાં જોવા મળે. વર્ગખંડમાં શિક્ષક તરીકે તો એમના હાથ નીચે ભણનાર સૌ ભાગ્યવાન વિદ્યાર્થીઓ ગણાય. વિદ્યાર્થીઓ માટેની એમની જેવી પ્રીતિ એવી એમના જીવનઘડતરની વ્યગ્ર ચિંતા સેવનાર નાથાભાઈ શિસ્તના નિયમનમાં બાંધછોડ ન થવા દે. પ્રેમ સાથે કડપ પણ એટલો જ અનુભવાય. એમને સૌ નાથાભાઈસાહેબ કહે. નિરપવાદ સૌ વિદ્યાર્થીઓ એમની પ્રતિભાના પૂજક અને એમના ગુણોના ચાહક, એટલે જેને કહીએ 'પ્રેમાદર' (પ્રેમ અને આદર) એવો ભાવ એમના સૌ વિદ્યાર્થીઓ ધરાવતા.

નાથાભાઈસાહેબે જેમ સમગ્રપણે પોતાના સમસ્ત છાત્રગણનું, તેમ વૈયક્તિક ધોરણે અનેક છાત્રોના જીવનનું પ્રત્યક્ષ પરોક્ષ ઘડતર કર્યું છે. કેટલાય વિદ્યાર્થીઓ વ્યક્તિગત રીતે એમના વ્યવહારમાં પરિણમતા સ્નેહલાભથી અનેક રીતે કૃતાર્થ થયા હશે. એમનું માર્ગદર્શન શબ્દોમાં નહિ, ક્રિયામાં પરિણત થતું. એટલે સર્વ વિદ્યાલયમાં ભણેલ કે પાટીદાર આશ્રમમાં રહેલ દરેક છાત્ર એમની છત્રછાયામાં રહ્યો હોવાની ધન્યતા અનુભવે. પોતાનો છાત્રકાલ પૂરો થયા પછી પણ જેમની અમીટ છાપ સમગ્ર જીવનમાં રહી જતી હોય એવા કેટલાક ગુરુઓમાં નાથાભાઈસાહેબ અગ્રપંક્તિમાં બિરાજે છે. એમનું સ્મરણ હમેશાં પુણ્યસ્મરણ બની જાય છે.

સર્વ વિદ્યાલયમાં ભણવા હું ૧૯૪૮ના વર્ષમાં જોડાયો. કડવા પાટીદાર આશ્રમમાં લગભગ ૪૦૦ જેટલા છાત્રો વચ્ચે રહીને ભણવાનો, ગામડા ગામની માત્ર ૩૫ છાત્રોની સંખ્યા ધરાવતી નિશાળમાંથી આવતા અમારા જેવાનો પ્રથમ અનુભવ હતો. પ્રથમવાર ગાડીમાં બેસીને કડી આવનાર પણ ઘણા હોય. મારા ગામ સોજામાંથી એ વર્ષે છ જણ દાખલ થયેલા, જુદા જુદા ધોરણમાં. એમાં અમે ત્રણ - નટુ, વિઠ્ઠલ અને હું; એક જ ધોરણ-આજના આઠમા ધોરણમાં. એક ચંદુભાઈ એસ.એસ.સી.માં અને ચારપાંચ વર્ષથી એ પણ અમને માર્ગદર્શન આપે.

અહીં ભણનાર વિદ્યાર્થીઓને સૌથી મોટો લાભ આશ્રમજીવન અને શાળા જીવનની સહોપસ્થિતિ. શાળાના ગુરુજી એ આશ્રમમાં ગૃહપતિ પણ હોય અને તેમાં મુખ્ય ગૃહપતિ હતા નાથાભાઈસાહેબ. બોર્ડિંગમાં એટલે આશ્રમમાં એમની હાજરીમાં દાખલ થયા અને જૂન માસમાં શાળા ઊઘડવાને પ્રથમ દિવસે જ સર્વ વિદ્યાલયના (સરસ્વતીસદનના) પ્રવેશવાના વિશાળ ખંડમાં જૂના નવા સૌ વિદ્યાર્થીઓને સંબોધન કરતા નાથાભાઈસાહેબને સૌ પ્રથમ સાંભળ્યા. સફેદ ખાદીનાં ઝબ્બોધોતી અને ટોપીમાં એ 'આચાર્ય' જ લાગ્યા. સંગીતસાહેબ ચતુરભાઈના પ્રાર્થનાગાન પછી નાથાભાઈસાહેબે સંબોધન કરેલું. શિક્ષણ ગણ પણ યથાસ્થાને વિરાજમાન. સાહેબ શું બોલ્યા હતા તે યાદ નથી, પણ શાળા પ્રવેશના એ પ્રથમ દિવસનું ચિત્ર અને નાથાભાઈસાહેબનું બોલવું યાદ છે. નવા આવનાર વિદ્યાર્થીઓને સૂચનાઓ હશે. ગામડેથી આવેલા બધા વિદ્યાર્થીઓ, કેટલાક વાલીઓ પણ હતા. બોર્ડિંગમાં ભલે ૪૦૦ છાત્રો, શાળામાં તો કડી ગામ અને આજુબાજુના ગામથી આવતા છાત્રો મળીને એ વખતે અમે ૭૦૦ વિદ્યાર્થીઓ. અમારો વર્ગ ૮-ક. આથમણી બાજુ ખૂણામાં ભોંયતળિયે. ગમી ગઈ નિશાળ, પણ બોર્ડિંગમાં વાર લાગે ગોઠવાતાં. પરંતુ એવો નિત્યક્રમ હતો કે ગોઠવાતા ગયા અને ગમવા લાગ્યું.

સવારના જાગવાના ઘંટથી સાંજે સૂવાના ઘંટ સુધી અમારે માટે આશ્રમનો ઘંટ નિયામક હતો. અમારા ગૃહપતિઓમાં અંબાલાલ સાહેબ, કલ્યાણભાઈ, રામભાઈ. મોહનલાલ પટેલ પછી આવ્યા. પણ નાથાભાઈસાહેબ તો ખરા જ. સવારમાં રમતો ફરજિયાત. ટુકડીઓ પાડી દેવામાં આવેલી. નાથાભાઈસાહેબ હાજર હોય. ચતુરભાઈ સાહેબની વ્હીસલથી મેદાન ગાજી ઊઠે અને ચારસો છાત્રોની જુદીજુદી રમતો ચાલતી હોય. અદ્‌ભુત દૃશ્ય. પરંતુ આશ્રમ જીવનની એક ચિરંજીવ છાપ મૂકી જનાર દૃશ્ય તો સાયંપ્રાર્થના. ગૃહપતિઓ હાજર હોય, નાથાભાઈસાહેબ પણ આવે અને વિશાળ ખુલ્લા મેદાનમાં લીમડાઓમાં વહેતા પવનની સુરાવલિ વચ્ચે પ્રાર્થના થાય. ઘણીવાર ગૃહપતિઓનાં ઉદ્‌બોધન હોય. એ પ્રાર્થનાની સાંજો આજે યાદ કરું છું.

સવારમાં રમતો પછી અને નાસ્તા પછી અમે અમારી ઓરડીઓમાં સ્વાધ્યાય કરતા હોઈએ ત્યારે અંબાલાલસાહેબ આંટો લગાવી જાય. નાથાભાઈસાહેબ આશ્રમ કાર્યાલયની આગળ ઢાળેલા ખાટલામાં અનેક પત્ર-પત્રિકાઓ સાથે બેઠેલા હોય. એમનું આમ બેસવું એ જ અમારે મન **'મૌન વ્યાખ્યાન'** હતું.

સાંજે પ્રાર્થના પછી અમારી ઓરડીઓમાં ગૃહપતિનો આંટો હોય. નાથાભાઈસાહેબ પણ કવચિત્ આવે. એકવાર અમારી ઓરડીમાં આવ્યા. એ વખતે

હું કમરે ચાંદીનો કંદોરો પહેરતો. સાહેબે જોયો અને કહ્યું કે, 'આ હવે ઘેર મૂકીને આવજે.' મારા વ્યક્તિગત જીવનમાં, પછી એમનો પ્રભાવ છોડી જનાર પ્રસંગોની જ વાત કરું. આઠમા ધોરણમાં અમારા વર્ગશિક્ષક રતિલાલ સાં. નાયક સંસ્કૃત ભણાવે. એમનો સ્નેહ પછી તો આજ સુધી મળ્યો છે, પણ ત્યારે તો હું શાન્ત વિદ્યાર્થી. આઠ-'બ' વર્ગમાં કંબોઈનો નરોત્તમ પટેલ 'ભેજુ ગણાતો'. તો અમારા વર્ગમાં દાંતકોડીનો મગનભાઈ હોશિયાર ગણાતો. આઠમાનું સત્રાંત પરિણામ દિવાળી વેકેશનમાં અમને ઘરે ટપાલ દ્વારા મળેલું. તેમાં વિષયોના માર્ક સાથે લખેલું : 'પાસ થાય છે' – નંબર પહેલો. બીજા બે ગામના મિત્રો એક વિષયમાં નાપાસ. હું આશ્ચર્યચકિત. બીજા સત્રમાં શાળા ઊઘડ્યાનો પહેલો દિવસ– પરિણામની ચર્ચા. વર્ગમાં આચાર્ય નાથાભાઈસાહેબ આવ્યા. ર. સાં. નાયકસાહેબનો પિરિયડ હતો. નાથાભાઈસાહેબે પૂછ્યું : કોણ પહેલે નંબરે છે ? હું સસંકોચ ઊભો થયો. (ત્યારે હું માથે ટોપી પહેરતો). મગન પણ ઊભો થયો – એમના માર્કના સરવાળામાં ભૂલ હતી - એ સુધારવામાં આવે તો મારાથી બે માર્ક વધારે થાય. એ ગૌણ ઘટના છે, પણ હું નાથાભાઈસાહેબની શાબાશીને પાત્ર થયો.

અમારા વખતે નિશાળમાં તેજસ્વી વિદ્યાર્થીઓનું જૂથ હતું. અમારું પ્રિય સ્થાન અમારી શાળાની લાઈબ્રેરી - કોઈપણ કૉલેજ જેવડી. અનેક માસિકો આવતાં, જૂના માસિકોની ફાઈલો પણ ઘણી, જેમાં 'કુમાર' પર અમારી નજર પડેલી. એ વખતે સેરથાના ઈશ્વર સાથે અને લણવાના પ્રહ્લાદ સાથે મૈત્રી. ઈશ્વર સાથે શાળાની પશ્ચિમની બારીએ અનેક સાંજો - સપનાં જોયેલાં. પણ **ગાઢ મૈત્રી તો લાઈબ્રેરીની. ઓપન શૅલ્ફ-કબાટ, તાળાં નહિ. નાથાભાઈસાહેબનો પ્રબંધ : શાળા ઊઘડ્યા પહેલાં કલાકે ઊઘડે અને બંધ થયા પછી કલાકે બંધ થાય !** વર્ગમાં કોણ પહેલો આવ્યો તે કરતાં કોણ વધારે બહારનું વાચન કરે છે તેમાં ઘણો રસ લે. એવી રીતે વ્યાયામની પ્રવૃત્તિઓના તો તે ઉત્તર ગુજરાતની શાળાઓમાં પ્રણેતા. વ્યાયામમંડળ સ્થાપી કેટલી વ્યાયામ પ્રવૃત્તિઓ ચલાવતા. અત્યારે વિચાર કરું છું તો આશ્ચર્ય થાય છે કે નાથાભાઈસાહેબની દૃષ્ટિનો વ્યાપ કેટલો સર્વતોમુખી અને વિશાળ હતો !

અમારા આશ્રમજીવનના પહેલા વર્ષમાં સર્વ વિદ્યાલયમાં નાથાભાઈસાહેબે એક આખી શાળાની વક્તૃત્વ સ્પર્ધા યોજી. વર્ગમાં તો એવી સ્પર્ધાઓ થતી. ગુજરાતી કે હિન્દી (કદાચ હિન્દીમાં જ) બોલવાનું હતું. નાથાભાઈસાહેબે આખી સ્પર્ધાનું સંયોજન કરેલું. શાળાની બહાર ખુલ્લામાં, જ્યાં સાંજે એ મોટી ઈમારતનો છાંયો પડતો ત્યાં સભા ગોઠવાઈ હતી. મેં ભાગ લીધો. બોલવાનું લખીને મોઢે કરી

લીધું હતું. પણ બોલતાં બોલતાં મારી ચડ્ડીની કોર ધ્રૂજતી હું જોઈ શકતો હતો. એ સ્પર્ધામાં ૫થી ૮ ધોરણના ગ્રૂપમાં મને પહેલું ઈનામ મળ્યું ! પછી તો ભલે અનેક વક્તૃતાઓ દેશ, પરદેશમાં આપી, પણ તેનું ઊગમબિંદુ નાથાભાઈસાહેબે યોજેલી આ વક્તૃત્વ સ્પર્ધા હતી ! એમણે યોજેલી બીજી એક આવી સ્પર્ધામાં એમના હસ્તાક્ષરમાં મને વેબસ્ટર ડિક્શનરી (પેપરબેક) મળેલી.

**નાથાભાઈસાહેબ, મુખ્યત્વે ગણિતના શિક્ષક, પણ ભાષાશુદ્ધિ પરત્વે એટલા જ સભાન. રતિલાલ નાયકસાહેબ દ્વારા 'એમણે નિબંધલેખન માટેની શાળાના નામની છપાવેલી નોટબુકના પૂઠા ૨, ૩ અને ૪ ઉપર જોડણીના નિયમો (૧૯૫૦નું વર્ષ) છાપેલા. કઈ નિશાળના આચાર્યને આવો વિચાર પણ આવ્યો હોય ?**

હું નવમા ધોરણમાં હતો, ત્યારે શાળાએ ઉત્તર ભારતનો પ્રવાસ ગોઠવ્યો. નાના મોટા પ્રવાસમાં જવાનું તો તેઓ પ્રોત્સાહન આપતા. એક વાર એવા વર્ગના એકદિવસીય પ્રવાસમાં હું નહિ ગયેલો. તે તેમના ધ્યાનમાં આવતાં કહેલું : 'કેમ ? પ્રવાસમાં તો જવું જ જોઈએને ? કેમ ન ગયો ?' હું મૂંગો રહ્યો હતો. ઉત્તર ભારતની તો બે અઠવાડિયાની મુસાફરી હતી. પ્રવાસ ખર્ચ રૂપિયા ૫૦. એ વખતે મોટી રકમ કહેવાય. આગલે વર્ષે સૌરાષ્ટ્રના પ્રવાસની બાપાએ રજા નહિ આપેલી, પણ આ વખતે આપી. ઈશ્વર પણ જોડાયેલ અને મારા ગામનો મંગળ પણ. અમારા ર. સાં. નાયક પણ પોતાને ખર્ચે જોડાયેલા. ૧૯૪૯નું આઝાદી પછીનું તરતનું વાતાવરણ. નાથાભાઈસાહેબ પ્રવાસની બધી સૂચનાઓ આપે. **આ પ્રવાસે અમારી ક્ષિતિજો ખોલી નાખી. વ્યક્તિગત રીતે તો દૂર દૂરના દેશ જોવાની મારી વૃત્તિને અજબ પરિતોષ મળ્યો હતો.** અજમેર, જયપુર, દિલ્હી, હરિદ્વાર, હૃષીકેશ, ગોકુળ, મથુરા વૃન્દાવન, આગ્રા – ગંગાજમના જેવી નદીઓમાં સ્નાન - હિમાલયમાં પ્રથમ દર્શન ! એ પ્રવાસની ડાયરી લખેલી. ખોવાઈ ગઈ છે—પણ પછી તો બહુ પ્રવાસો કર્યા અને પ્રવાસમાં ઘણાં પુસ્તકો લખ્યાં. વંચાયાં, વખણાયાં, પુરસ્કૃત પણ થયાં. ભલે – પણ તેનું આદિ મૂળ તો નાથાભાઈસાહેબના આચાર્યપદે ગોઠવાયેલ અમારી શાળાનો ઉત્તરભારતનો એ પ્રવાસ. **એક આચાર્ય એમને સભાન ખ્યાલ પણ ન હોય કે એક શાળામાં કરાતું આવું આયોજન કેટલા વિદ્યાર્થીઓને એમનામાં રહેલી સંભવિતતાઓને અભિવ્યક્તિની દિશામાં લઈ જાય છે !**

એમના અનેક છાત્રો સાથેનાં મારાં પણ સહિયારાં જ સ્મરણો હોય, એટલે ચોમાસામાં નાની કડીના તળાવમાં અમને તરવાનું શીખવવા લઈ જવાનું જોખમ

લેતા. આકાશના નક્ષત્રમંડળનું જ્ઞાન આપવા દિવસે એ વિષેનું વ્યાખ્યાન અને રાત્રે શાળાની અગાસીએ લઈ જઈ તારાઓની ઓળખાણ કરાવતા. આશ્રમના વિદ્યાર્થીઓને અંગ્રેજી વ્યાકરણ શીખવતા કે બાજુના ગામમાં આગ લાગી હતી ત્યારે ત્યાં દોડી ગયેલા છાત્રોને પાછા આવ્યા ત્યારે રસોડામાં જમવાનું આપતા. આવા સાહસ બદલ ઠપકો આપતા, આશ્રમની વ્યવસ્થા ફી સંદર્ભે ઉપવાસ અને હડતાલ પર ઊતરેલા વિદ્યાર્થીઓને સમજાવતા, પણ પોતે ય ઉપવાસ કરતા, બીડી પીતા વિદ્યાર્થીઓ પર મોજડીનો પ્રકોપ ઠાલવતા. નાથાભાઈસાહેબનાં સ્મરણો લખવાનાં ટાળું છું.

પરંતુ મારા અંગત જીવનમાં એ કેવી રીતે સહાયક બન્યા એના ઋણ-સ્વીકારની ઘટના લખું છું.

એસ.એસ.સી. પાસ થયા પછી ૧૯૫૨માં એલ.ડી. કૉલેજમાં પ્રવેશ લીધેલો પણ ઘરની આર્થિક સ્થિતિ વિપન્ન થતાં કૉલેજ પ્રવેશને દિવસે માણસા હાઈસ્કૂલમાં માધ્યમિક શિક્ષક તરીકેની નોકરી સ્વીકાર્યા પછી જે નિરાશા મનમાં વ્યાપી હતી તેની વાત કરતો પત્ર નાથાભાઈસાહેબનો લખેલો. થોડા દિવસ પછી એમનું પોસ્ટ કાર્ડ આવ્યું. તેમાં એવા અર્થનું લખ્યું હતું કે, કૉલેજમાં રહી ન ભણાય તો હવે ગુજરાત યુનિવર્સિટીએ એક્સ્ટર્નલ પરીક્ષાર્થી તરીકે પરીક્ષાઓ આપી શકાય એવો ઠરાવ કર્યો છે. તું એક્સ્ટર્નલ વિદ્યાર્થી તરીકે પરીક્ષા આપી શકીશ. એ પછી તેમણે યુનિવર્સિટીનું સરનામું લખેલું :

રજિસ્ટ્રાર,<br>
ગુજરાત યુનિવર્સિટી,<br>
નવરંગપુરા, અમદાવાદ.

સરનામાનું આ અક્ષરાંકન મને હજીય યાદ છે. મારા અભ્યાસની દિશા બંધ થતી નથી, હું આ રીતે ભણી શકું છું - એ દિશાદર્શને મારી કારકિર્દી ઘડી. પછી તો ગુજરાત યુનિવર્સિટીની એક્સ-વિદ્યાર્થી તરીકે પરીક્ષાઓ આપી અને બનારસ યુનિવર્સિટીથી બી.એ. એક્સટર્નલ કર્યું. પરંતુ મારે એમ.એ. રેગ્યુલર કરવું હતું. હિન્દીમાં અનુસ્નાતક કોર્સ નવો જ શરૂ થયેલો. પરંતુ એ રેગ્યુલર અભ્યાસ પણ મારે નોકરી સાથે કરવો પડે એમ હતું. તપાસ કરતાં ખબર પડી કે અમદાવાદમાં નૂતન ફેલોશિપમાં હિન્દીશિક્ષકની નવી જગ્યા ભરવાની છે.

મેં ફરી નાથાભાઈસાહેબને પત્ર લખ્યો. નૂતન ફેલોશિપના આચાર્ય બબાભાઈના એ મિત્ર હતા એવી ખબર પડી હતી. વળી થોડા દિવસ પછી

તેમનું પોસ્ટકાર્ડ આવ્યું. એમાં લખ્યું હતું કે, 'તારે માટે મેં મુ. બબાભાઈને વાત કરી છે અને એ તને લઈ લેશે.' સાહેબ સામે હોત તો આ જવાબ વાંચી મેં એમના ચરણોમાં પ્રણિપાત કર્યો હોત, પણ હું મનોમન પ્રણમી રહ્યો. પછી તો અરજી આદિની ઔપચારિકતા પછી મને નૂતન ફેલોશિપમાં શિક્ષક તરીકે નિયુક્તિ મળી અને ગુજરાત યુનિવર્સિટીની હૉસ્ટેલમાં રહી રેગ્યુલર છાત્ર તરીકે એમ.એ. કરી હિન્દી વિષયમાં પ્રથમ આવવાનું સૌભાગ્ય મેળવ્યું હતું. એટલું જ નહિ પછી એ જ યુનિવર્સિટીના હિન્દી વિભાગમાં અધ્યક્ષ તરીકે વર્ષો સુધી સેવા આપી અને ત્યાંથી નિવૃત્ત થયો.

**આ મેં મારી એક વાત કરી, જેમાં નાથાભાઈસાહેબની મદદથી મારા જીવનની મહત્ત્વકાંક્ષા પૂરી કરી શક્યો, પણ આવા તો અનેક છાત્રો હશે જેમને આ રીતે જ જીવનનૌકાને પાર કરવામાં સાનુકૂળ પવનો એમણે વહાવ્યા હશે. કેવા મહાન આચાર્ય ! કેવા ઉમદા મનુષ્ય !** કવિ ન્હાનાલાલના શબ્દો યાદ આવે છે.

**શી શી સંભારું ને શી શી પૂજું પુણ્ય વિભૂતિઓ**
**પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે !**

## ૧૬.
# પૂજ્ય નાથાભાઈ દેસાઈ - મારા આદર્શ આચાર્ય

**શ્રી પુરુષોત્તમ એ. પટેલ** (યુ.એસ.એ.)
નિવૃત્ત આચાર્ય,
શિક્ષણ મહાવિદ્યાલય, ગૂજરાત વિદ્યાપીઠ

એકવડિયું પાતળું શરીર, ગૌર વર્ણ, સાડા પાંચ ફૂટ ઊંચાઈ, ફ્રેન્ચ કટ મૂછો, ચીપીને પહેરેલું સફેદ ખાદીનું ધોતિયું, સફેદ ઝભ્ભો અને માથે સફેદ ટોપી, પગમાં કાળી મોજડી, મરકમરક સ્મિત કરતા લાલ હોઠ અને ટટ્ટાર ચાલ, ભાવની તરતી પ્રેમાળ આંખો, આ હતું શબ્દચિત્ર અમારા પૂજ્ય આચાર્ય સ્વ. નાથાભાઈ દેસાઈનું. આજે પણ એ ચિત્ર મારી આંખો સમક્ષ તરવરે છે અને મનોમન હું એમને પ્રણામ કરું છું.

આજથી ૬૨-૬૩ વર્ષો પહેલાં કિશોરાવસ્થાની મુગ્ધ વયે મારા આચાર્યશ્રીનું જે ભાવચિત્ર મારા યુવામાનસ પર ઘૂંટાયું હતું તે મારા પોતાના ૩૩-૩૪ વર્ષના આચાર્ય તરીકેના જીવનમાં મેં યથાશક્તિ અમલ કરવાનો પુરુષાર્થ કર્યો હતો અને એમના આદર્શોને પહોંચવા સક્રિય પ્રયત્ન કર્યા કર્યો.

આઝાદી પહેલાંનો એ કાળ હતો. સર્વવિદ્યાલય રાષ્ટ્રીય રંગે રંગાયેલી શાળા હતી. આચાર્યશ્રી નાથાભાઈએ હાઈસ્કૂલમાં નવમો પિરિયડ ફરજિયાત રાખ્યો હતો. આ નવમા તાસમાં ફોટોગ્રાફી, ચિત્રકામ, પેઈન્ટિંગ, વાદ્ય સંગીત, સ્વરસંગીત, સ્કાઉટિંગ, ગ્રંથાલયવાચન, વિજ્ઞાનમંડળ, સાહિત્યવર્તુળ જેવી વિવિધ પ્રવૃત્તિઓમાં રસરુચિ મુજબ ગમે તે એક પ્રવૃત્તિમાં ભાગ લેવો અનિવાર્ય હતો. હિન્દી, સંસ્કૃત, અંગ્રેજી જેવા વિષયોની પરીક્ષા માટે પણ વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવતા હતા. કેટલાક વિદ્યાર્થીઓ આ વિશેષ પ્રવૃત્તિઓના કારણે આજીવન એ વિષયોનો વ્યવસાય સ્વીકાર્યો. હિન્દીની પરીક્ષાઓ આપીને હું હિન્દી શીખ્યો જેના લીધે હું હિન્દી વિષયનો નિષ્ણાત બન્યો અને હિન્દીનાં પાઠ્યપુસ્તકો તેમજ વ્યાકરણ અને અન્ય પુસ્તકો હું લખી શક્યો. વિજ્ઞાન ક્લબમાં દર મહિને શ્રી નાથાભાઈ અમેરિકાની કોઈ વિજ્ઞાન ક્લબમાંથી વૈજ્ઞાનિક માહિતી મેળવતા અને નમૂનાઓ બતાવી બધા વિદ્યાર્થીઓને સમજણ આપતા તેનાથી વૈજ્ઞાનિક વલણનો વિકાસ થયો.

૧૯૪૭-૪૮-૪૯ના ગાળા દરમ્યાન પૂજ્ય નાથાભાઈને ટી.બી.નો રોગ થયો હતો. તેમનું શરીર ફિક્કું પડી ગયું હતું. ડૉક્ટરોએ તેમને આરામ લેવાની સલાહ

આપી હતી. પૂજ્ય નાથાભાઈ મેટ્રિકના વર્ગમાં બીજગણિત, ભૂમિતિ અને વિજ્ઞાનના ૧૫ તાસ લેતા હતા. તે વખતે અંગ્રેજી ભાષાના એક શિક્ષક રાજીનામું આપી બીજી સ્કૂલમાં ગયા. મેટ્રિકના છોકરાઓનો અભ્યાસ રઝળી ન પડે તે માટે પૂજ્ય નાથાભાઈએ અંગ્રેજીના વધારાના ૧૨ તાસ લેવાની જવાબદારી સ્વીકારી. તબિયતના ભોગે તેમણે આખું વર્ષ અમને અંગ્રેજી શીખવ્યું. **ફક્ત છ તાસ કુલ શીખવતા આચાર્યની તુલનામાં ૨૭ તાસ લેનાર આચાર્યને અમે મનોમન નમસ્કાર કરતા. તબિયતના ભોગે પોતાના વિદ્યાર્થીઓનું ભવિષ્ય સુધારવા માટે પુરુષાર્થ કરનાર આચાર્ય ક્યાંથી મળે ?** આ વિશેષ શ્રમના કારણે તેમની તબિયત વધુ લથડી જેથી તેમને પંચગની દવા કરાવવા તેમજ આરામ માટે જવું પડ્યું.

એ વર્ષોમાં રેશનિંગ ચાલતું હતું. ઘઉં, ચોખા, ખાંડ વગેરે વસ્તુઓ રેશનિંગમાં બહુ થોડા પ્રમાણમાં મળતી. તેથી આશ્રમના વિદ્યાર્થીઓ વામજ, થોળ અને આદરજ જેવાં ગામોમાં જઈ ડાંગર ઉઘરાવતા. જે ડાંગર મળે તે દરેક વિદ્યાર્થી એક મણ ડાંગર માથે ઉપાડી કડી લાવતો. અમે વિદ્યાર્થીઓએ આ ડાંગરની કિંમત ગણી અમને અમારા ભોજન બીલમાં મદદ તરીકે આપવા સંસ્થાને વિનંતી કરી. તે વખતના હિસાબનીસે જણાવ્યું કે આ ડાંગર તો લોકોએ સંસ્થાને દાન તરીકે આપી છે તેથી તમને એ ફાયદો ન મળી શકે. અમે સૌ વિદ્યાર્થીઓ હઠે ચડ્યા. અમે ભોજન લેવાનું બંધ કર્યું.

બે દિવસ બાદ અમારામાંના એક વિદ્યાર્થીને **પૂજ્ય નાથાભાઈનાં પત્ની પૂજ્ય ચંચળબા મળ્યાં. તેમણે વાતવાતમાં કહ્યું કે, 'તમે એકલા જ ઉપવાસ નથી કરતા, તમારા સાહેબ પણ બે દિવસથી ઘરે જમતા નથી.' આ વાત સૌ વિદ્યાર્થીઓએ સાંભળી એટલે અમે પૂજ્ય નાથાભાઈના ઘેર ગયા અને તેમની માફી માગી અમે જણાવ્યું કે, "અમારો હઠાગ્રહ અમે છોડી દઈશું, આપ ભોજન કરી લો."** અમે તેમને લિંબુનું શરબત પાયું અને અમારો ઉપવાસનો કાર્યક્રમ મોકૂફ રાખ્યો. વિદ્યાર્થીઓ માટે બીમાર તબિયત છતાં ઉપવાસનું કષ્ટ સહન કરનાર આચાર્ય આજે કયાં છે ?

આશ્રમમાં આચાર્ય મુખ્ય ગૃહપતિ તરીકે ગણાતા. પૂજ્ય નાથાભાઈ સાંજની પ્રાર્થના પછી વારાફરતી દરેક રૂમમાં જાય અને વિદ્યાર્થીઓની મુશ્કેલી જાણી તેને શીખવે. કોઈ વાંચતો ન હોય તો મીઠો ઠપકો આપે. મને બીજગણિત ન આવડે, તેથી મને દરરોજ વધારાનું હોમવર્ક આપે અને બીજા દિવસે તે તપાસી લે. રાત્રે સૂઈ જવાનો બેલ વાગે પછી પાછા નાથાભાઈ બધી જ રૂમોમાં આંટો મારે અને બધાંની કાળજી લે. **કોઈની રજાઈ ખસી ગઈ હોય તો સરખી ઓઢાડે.**

**ક્યાં છે માના જેવો પ્રેમ આપનાર આદર્શ ગૃહપતિ અને આચાર્ય ?** મારા જીવનમાં મેં ઓછામાં ઓછા પાંચસો આચાર્યમિત્રો સાથે કાર્ય કર્યું હશે. તેમાંના બહુ જ ઓછા આચાર્યમિત્રો પૂજ્ય નાથાભાઈની તુલનામાં ખરા ઊતરે ?

સવારમાં વિદ્યાર્થીઓ સમૂહ સફાઈ કરતા હોય ત્યારે નાથાભાઈ હાજર. સવારની રમત અને વ્યાયામ સમયે પણ તેઓ મેદાન પર હાજર. કડીની હતુતુતુ અને ખોખોની રમતની ટીમ વિખ્યાત હતી. રાજપીપળા મુકામે આંતરરાજ્ય ઑલિમ્પિક રમતોમાં કડીની ટીમની સામે ફાઇનલમાં પુનાની ટીમ આવી. નાથાભાઈ બધા વિદ્યાર્થીઓને પ્રેરણા આપવા રાજપીપળા હાજર. એ વખતે અમે ચેમ્પિયન બન્યા. **વિદ્યાર્થીઓને પગમાં કળતર થાય તો નાથાભાઈસાહેબ પગમાં માલિસ કરે. ક્યાં છે આવા આચાર્ય ?**

મેટ્રિકની પરીક્ષા આપવા અમે વડોદરા ગયા. કારેલીબાગના આશ્રમમાં અમે બધા ઊતર્યા. નાથાભાઈ અમારી સાથે જ રહે. વિદ્યાર્થીઓને જે અઘરું લાગે તે સમજાવે. વાંચવાની પ્રેરણા આપે. બધા સરખો આરામ લે તે માટે બધાંને ઊંઘવા માટે આજ્ઞા કરે. આટલો બધો શ્રમ એ શા માટે લેતા હશે તેનું તે આજેય અમને સમજાતું નથી. નાદુરસ્ત તબિયત છતાં વિદ્યાર્થીઓનું કલ્યાણ થાય એ જ ઉચ્ચ ભાવના.

૧૯૬૩ની સાલમાં પૂજ્ય નાથાભાઈ દેસાઈને ભારત સરકારે શ્રેષ્ઠ આચાર્યનો ઍવોર્ડ આપ્યો. તેમના અમે સૌ ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ અમદાવાદમાં તેમનું જાહેર સન્માન કરવાનું નક્કી કર્યું. તે વખતના ગવર્નર શ્રી મહેંદી નવાજ જંગના પ્રમુખપદે એચ. કે. કૉલેજના હૉલમાં સન્માન સમારંભ યોજ્યો. અમદાવાદ શહેરના સૌ પ્રતિષ્ઠિત શિક્ષણશાસ્ત્રીઓ, આચાર્યો, પ્રૉફેસરોની સંખ્યાથી હૉલ ભરાઈ ગયો. જગા ન રહી. લોકોને ઊભા રહેવું પડ્યું ત્યારે સભાના સંચાલક તરીકે મેં જાહેરાત કરી કે નાથાભાઈના જે વિદ્યાર્થીઓ હોય તે સૌ મિત્રો હોલની ઉપરની લોબીમાં જાય. તે વખતે મોટા મોટા ડૉક્ટરો, પ્રૉફેસરો, વેપારીઓ, આચાર્યોએ પોતાની જગા ખાલી કરી ઉપરની લોબીમાં ગયા. આ જોઈ તે વખતના ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી લાલભાઈ દેસાઈએ કહ્યું કે, ‘‘આનાથી વધારે સારી અંજલિ શ્રી નાથાભાઈના કાર્યને બીજી કઈ રીતે આપી શકાય ? આજે પણ તેમના માનમાં બધા પોતાની જગા છોડી દઈ મહેમાનોને સ્થાન આપે છે.’’ સન્માન સમારંભ ખૂબ જ ભવ્ય કાર્યક્રમ બન્યો હતો. જે ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ સ્વયંભૂ રીતે દરેક પાસેથી ફક્ત એક સો રૂપિયા જ લઈને ગોઠવ્યો હતો. આવી હતી વિદ્યાર્થીઓની પૂજ્ય નાથાભાઈ માટેની ભક્તિ !

## ૧૭.
## જેમના નામે સંસ્થા ઓળખાતી એવા આચાર્ય

**શ્રી માણેકલાલ એમ. પટેલ**
ચૅરમેન, સર્વ વિદ્યાલય, કડી-ગાંધીનગર
સરદાર પટેલ સોસાયટી - કડી

પૂ. નાથાભાઈ બહુ જ કોમળ અને પ્રેમાળ હતા. પોતે ઉપરછલ્લો નહિ, પણ તલસ્પર્શી અભ્યાસ કરતા અને વિદ્યાર્થીઓ પાસે કરાવતા. અમને આશ્રમમાં રહેવા નહિ મળેલું. હું મારા વતન ઊંટવાથી આવ-જા કરતો હતો. બહારગામથી ચાલીને આવતા વિદ્યાર્થીઓ માટે પૂ. સાહેબને ખૂબ જ પ્રેમ હતો.

તેમનું જીવન જ એવું ઊંડી આત્મસાધનાથી, સંયમ-સાદાઈ અને સંસ્કારિતાથી ભરપૂર હતું કે તેની અસર જડ અને રૂઢ વાતાવરણ હોય કે વૈભવ-વિલાસથી દૂષિત હોય તેને પણ ભેદીને સૌમ્ય, સુહૃદય અને સંસ્કારસંપન્ન કર્યા વિના રહી શકે નહિ. હું સર્વ વિદ્યાલયમાં છાત્ર તરીકે ભણતો હતો તે સમયે તેમણે પ્રગટાવેલી જ્ઞાન-સંસ્કારની જ્યોતની લકીર આજે પણ માનસપટ ઉપર અંકિત થયેલી અનુભવાય છે. તેમણે પોતાની વિશિષ્ટ સંસ્કારસંપન્ન કે જ્ઞાન-ભક્તિની સાધના એવી નિષ્ઠાથી પ્રગટાવી કે જેથી તેની આબોહવા જ પલટાઈ ગઈ.

આજે આપણી સંસ્થાઓમાં તેમણે તૈયાર કરેલા વિદ્યાર્થીઓ દેશ-પરદેશમાં વિચરે છે. તેઓ પૂ. નાથાભાઈ માટે ખૂબ પ્રેમ ધરાવે છે. સંસ્થાને આર્થિક મદદ પણ કરે છે.

આધુનિક શિક્ષણ જેમ આજે માત્ર ઉપાધિ પ્રાપ્ત કરવાનું અને તેનો વિક્રય કરીને પૈસા પેદા કરવાનું એકમાત્ર સાધન બન્યું છે. તેમ તેઓએ પોતાના શિક્ષણનો ઉદ્દેશ નહોતો રાખ્યો તેથી તેઓએ વર્ગ-શિક્ષણને પૂરતું ના માન્યું, વિદ્યાર્થીઓના ઘેર જઈને શું કરે છે, આશ્રમમાં કોને-કોની સોબત છે, શું ચાલે છે, શું વાંચે છે અને તે કેવું વર્તન કરે છે તેની રાત-દિવસ ચોકી કરતા. પિતા જેવી જાગ્રત નિરીક્ષણ શક્તિ વડે તે વિદ્યાર્થી વાલી કે આગેવાનોને પારખી લેતા. કોઈપણ અયોગ્ય-અશિષ્ટ-અસંસ્કારી વર્તન-વાણી બોલતાં કે કરતાં અટકી જતા. આ હતો તેમનો પ્રભાવ.

કડી ગામમાં નીકળે ત્યારે વેપારીઓ તેમને ભારે માન આપતા. વંદન કરતા. મારે તો એટલું જ કહેવું છે કે આ સંસ્થામાં આજ સુધી આવા આચાર્ય થયા નથી. જે આચાર્યો થયા તેઓ સંસ્થાને નામે ઓળખાતા. જ્યારે આ આચાર્યને નામે સંસ્થા ઓળખાતી. પરમ પૂજ્ય ગુરુજીને મારા લાખલાખ વંદન.

## ૧૮.

## પૂ. નાથાભાઈ અમારા સંસ્કારશિક્ષક

**ડૉ. સી. કે. પટેલ**
પૂર્વપ્રાધ્યાપક-અધ્યક્ષ, રસાયણશાસ્ત્રવિભાગ,
સરદાર પટેલ યુનિ., વલ્લભવિદ્યાનગર

સૌજન્ય-સંસ્કારમૂર્તિ સ્વર્ગસ્થ પૂ. નાથાભાઈ દેસાઈ વિષે લખતાં પણ તેમની મૂર્તિ નજર સમક્ષ ખડી થાય છે.

*અરે આ સંસારે ભાવિક વિરલા જીવ જન્મે*
*ભલી જેની આંખો સતત ગુણરાગી સરલ જે,*
*સદા દોષ ત્યાગી, વિચરણ કરે દુઃખસુખમાં*
*બધે સારું દેખે નહિ કશું વિમાને જગતમાં.*

આ વિરલા જીવ એટલે જ પૂ. દેસાઈસાહેબ. આજે હું જે કંઈ છું તે તેમને પ્રયત્ને જ છું. તેનું મને ગૌરવ છે. તે જ અમારા સંસ્કાર શિક્ષક હતા. માત્ર આચાર્ય કે શિક્ષક નહોતા, સાથે સાથે સંસ્કારના ઘડવૈયા હતા. અમે તો ગામડેથી આવેલા માટીના લોંદા જેવા હતા. તેમાંથી આકાર બનાવી માટલાની જેમ ઘડવાનું કામ અમારા સાહેબે કર્યું છે.

એમની પ્રેમ નીતરતી આંખો અમને ઘણુંબધું કહી જતી. સાચા અર્થમાં કરુણામૂર્તિ અને પ્રેરણામૂર્તિ હતા. બીજગણિતના તમામ દાખલાઓના જવાબો મારી પાસે તૈયાર કરાવ્યા હતા. બીજા શ્રી આર.ટી. ભગત (હાલ મુંબઈ, દાદરના સ્વામીનારાયણ મંદિરના પ્રિય ભક્તિદાસજી કોઠારી) હોશિયાર હતા. અમારા બધા માટે સાહેબને ખૂબ વહાલ હતું. સિનેમા જોતાં પકડાઈ જવું સહજ ગુનો હતો. તે ગુના માટે સાહેબ મોજડી વાપરતા નહિ, પણ શ્રમદાનની સજા કરતા મને તે ગુના માટે મુક્તિ આપેલી. બીજાઓને સહજ શિક્ષા કરેલી. બધા જ વિદ્યાર્થીઓ દાવો કરતા કે હું નાથાભાઈનો પ્રિય વિદ્યાર્થી હતો. આ જ છે તેમની ગરિમા.

***આપના ઉપકારનો કદી ના બદલો વળે,***
***આપનું આપને અર્પી દીએ તો ધન્ય જીવને.***

## ૧૯.

## માણસ તો ઘણા મળશે પણ
## પૂ. બાપુજી (નાથાભાઈ) જેવા માણસ નહિ મળે

**દમયંતીબહેન**

(રૂબરૂ મુલાકાત : પૂ. દમયંતીબહેન ચતુરભાઈ પટેલ, કડી)

પૂ. નાથાભાઈ માટે વ્યાયામશિક્ષક પૂ. ચતુરભાઈને અને તેમના પરિવારને ખૂબ જ પ્રેમ અને આદર હતો. સારા અર્થમાં શ્રી ચતુરભાઈ નાથાભાઈના હનુમાન હતા.

સંસ્થામાં આવ્યો ત્યારે મને થયું કે ચતુરભાઈના દીકરા બકાભાઈને મળી તેમનાં માતુશ્રી દમયંતીબહેનની રૂબરૂ મુલાકાત લઈ પૂ. નાથાભાઈ વિશે કંઈક માહિતી મેળવું. શ્રી દમયંતીબહેન પથારીવશ હતાં પણ સ્વસ્થચિત્તે સાહેબ અને ચંચળબાની વાતો ખૂબ જ કરી. લગભગ અમે બે કલાક સુધી પરિવારના સંબંધોના સરોવરમાં ડૂબી ગયાં. ક્યારેક તો શ્રી બકાભાઈની આંખો પણ પૂ. બાપુજી (શ્રી નાથાભાઈને)ની વાતો કરતાં ભીની થઈ જતી. પૂ. દમયંતીબહેનને હું ભણતો ત્યારે મારા માટે ખૂબ જ લાગણી હતી.

તેમણે વાતમાં કહ્યું : સાહેબ અને પૂ. ચંચળબા તેમજ તેમનાં માતુશ્રી જેવાં માણસો જડવાં મુશ્કેલ છે. ચંચળબા મારાં છોકરાં પર ખૂબ જ હેત રાખતાં. શ્રી બાપુજી તો બકાને ખૂબ જ વ્હાલ કરતા. સાચું કહું મંગુભાઈ ! મારાં છોકરાં ક્યાં મોટાં થયાં તેની મને ખબર નથી. ચંચળબાએ જ મોટાં કરી દીધાં. ગુરુજીના સંસ્કાર તો છોકરામાં ઊતરે જ એટલે મારાં બધાં સંતાનોમાં આ પરિવારના ગુણ ઊતર્યા છે. સાહેબની માંદગી વખતે બકાના બાપુજી રાતદિવસ તેમની સેવા કરતા. ચિ. કિરીટના લગ્ન જલદી પતાવવાનું પણ કહેતા. બાવળા જતાં ત્યારે પણ અમે બધાં ત્યાં જઈ રહેતાં હતાં. ચંચળબાને કોઈના પર ગુસ્સે થતાં જોયાં નથી. કોઈનું મન દુભાવે તેવું બોલતાં નહિ. મારાં સંતાનોને પૂ. સાહેબ પુત્રવત્ ગણતા. મંગુભાઈ સાચું કહું : **માણસ તો ઘણા મળશે પણ પૂ. બાપુજી (નાથાભાઈ) જેવા માણસ નહિ મળે.**

(પૂ. દમયંતીબહેન હવે આ સંસારમાં નથી.)

## ૨૦.

## શિષ્ય ગુરુનો દીકરો ગણાય. આ સંબંધ ન થાય

### સ્વ. શિવુભાઈ પટેલ

[શિવુભાઈ (જોટાણાવાળા)ની વાતચીતમાંથી]

શ્રી શિવુભાઈ ગુરુઋણ ચૂકવી આ ફાની દુનિયામાંથી વિદાય થયા. હું મળ્યો ત્યારે પૂ. નાથાભાઈ સાથે એમનો જે અહોભાવ હતો તે તેમના મુખારવિંદ ઉપર જોઈ શકાતો હતો. હું, શ્રી રતિલાલ નાયક, શ્રી ચંદુભાઈ વ. મળવા ગયેલા ત્યારે તેમણે અમને આવકાર્યા અને કહેલું : 'ચોપડીનું ખર્ચ થાય તે મારી પાસેથી લઈ જજો. હાલ તો હું પચીસ હજારનો ચેક તો આપી દઉં છું.'

તેઓએ વાત કરેલી કે તે ગણિતમાં હોશિયાર વિદ્યાર્થી હતા. પ્રાર્થના પછી તરત જ પૂ. નાથાભાઈસાહેબ અમારી રૂમ પર આવી ગણિત શીખવવા બેસી જાય. પણ પરીક્ષામાં માર્ક ઓછા આવ્યા. મારી માર્કશીટ જોઈ હું તો રડી પડ્યો, પણ સાહેબની આંખમાં પણ ઝળઝળિયાં આવી ગયાં.

બીજી વાત કરેલી. સાહેબના ચિ. કિરીટની સાથે મારી દીકરીનું વેવિશાળ કરવાનું માગું લઈને હું ગયેલો, ત્યારે સાહેબે મને બહુ જ પ્રેમથી સમજાવ્યું : જો શિવુ, તું મારો શિષ્ય ગણાય અને ગુરુશિષ્યના સંબંધો બાપ-દીકરાના સંબંધો ગણાય. તું મારો દીકરો ગણાય એટલે તારી દીકરી સાથે સંબંધ ન થાય. આવો હતો સાહેબનો વિવેક. સાહેબે તો ઘણાનાં જીવન તારી દીધાં છે અને સંસ્કારોથી ન્યાલ કરી દીધા છે. એમાંનો હું એક છું.

## ૨૧.

# તમે બધા જમી લો, પછી જ હું જમીશ

**શ્રી નરોત્તમભાઈ આઈ. પટેલ**
પ્રમુખ, ઉમિયાધામ-સૂરત

૧૯૪૮ની આ વાત છે. કડી સંસ્થાના વ્યવસ્થાપકોએ કોઈ કારણસર બે રૂપિયા ફી વધારી દીધી. તે વખતે હું પ્રતિનિધિમંડળમાં. આ સંસ્થામાં પ્રતિનિધિ મંડળની ઉત્તમ પ્રણાલિકા શ્રી બાપુભાઈ ગામીના વખતથી ચાલતી હતી. પૂ. નાથાભાઈએ લોકશાહી પ્રયોગશાળા તરીકે તેને વિકસાવી. સાચા પ્રશ્નોનું વિદ્યાર્થી અને સંસ્થાના હોદ્દેદારો વચ્ચે વિચારોનું આદાન-પ્રદાન થાય અને ગેરસમજો દૂર થાય તે તેનો ઉદ્દેશ હતો.

તે વખતે પૂ. શ્રી રામચંદ્ર અમીન પ્રમુખ હતા. તેમની પાસે અમે આ વધારો શા માટે તે જવાબ જાણવા ગયા. તેમની આદત મુજબ કહ્યું : તમારા માટે ગામડે ગામડે ભીખ માગવા માટે અમે નવરા નથી. પૂ. અમીનસાહેબ હૃદયથી કોમળ પણ બોલવામાં કડક. અમે હડતાલ પર ગયા. ફરી મળવા ગયા. સભા થઈ, તેમનો ઉગ્ર જુવાળ અને રજૂઆત : ‘આશ્રમમાં ન રહેવું હોય તો બિસ્તરા-પોટલા લઈ ચાલ્યા જાઓ.’ ત્યાં જ ગાડીના આવવાનો સમય. સભામાંથી ઊભા થઈ થેલા ભરી આશ્રમમાંથી ઘણા વિદ્યાર્થીઓએ ચાલતી પકડી. અમે પ્રતિનિધિઓ જ રહ્યા. પૂ. નાથાભાઈએ ઘરે રસોઈ બનાવી. ચંચળબા અને સાહેબે કહ્યું : તમે સવારથી ભૂખ્યા છો, જમી લો. અમે કહ્યું : સાહેબ તમે અને બા પણ ભૂખ્યાં જ છો. તમે જમો, પછી અમે જમીએ. સાહેબે કહ્યું : તમે જમી લો, પછી જ અમે જમીશું અને તેમજ થયું.

હું અને લણવાના પી. સી. પટેલ વિશારદની પરીક્ષા આપતા હતા. મેં સાહેબને કહ્યું : આ વખતે છ માસિક પરીક્ષા આપવાનો નથી; મેં વાંચ્યું નથી. ભાઈ નરોત્તમ ! આમે તું કયા દિવસે વાંચે છે. વિશારદ આપતો હતો, પુસ્તકો ખરીદાય તેમ હતાં નહિ. પણ ચાર દિવસ પછી તપાસ કરી તો દાસ પુસ્તકાલયમાં મારા માટે વિશારદની પરીક્ષાનાં પુસ્તકોનો સેટ આવી ગયેલો. આ મહામાનવને વંદન જ કરાય.

## ૨૨.
## તસ્મૈ શ્રી ગુરવે નમઃ

**દિલીપ રૉય**
ગાંધીધામ-કચ્છ

પ્રાચીન ભારતવર્ષમાં સુપ્રસિદ્ધ એવા કેટલાય ઋષિઓની, ગુરુવર્યોની પરંપરા હતી. જેઓ જ્ઞાન-વિજ્ઞાન, અધ્યયન-અધ્યાપન, યજ્ઞયાગાદિ, પ્રેમ તથા આતિથ્યભાવમાં બેજોડ હતા. એ જ પ્રકારે કડી-સર્વ વિદ્યાલયમાં એ ઋષિઓ-ગુરુઓ સમાન આચાર્યો, શિક્ષકોની પરંપરા જળવાઈ હતી. હું તો સ્મરણ કરું ને ચલચિત્રની જેમ એ સૌની અવિસ્મરણીય છબીઓ સ્મૃતિપટ પર અંકિત થઈ જાય. અગાધ જ્ઞાન, વિદ્વત્તાથી સભર, અદ્‌ભુત તથા વૈવિધ્યસભર, અનેક વિગતો-દૃષ્ટાંતોથી પરિપૂર્ણ અધ્યાપનની ગતિવિધિ, ગુણવત્તાપૂર્ણ સમજાવટથી અભ્યાસપૂર્ણ પરિવેશની સૃષ્ટિનું સર્જન કરવાની તેમનામાં જે ક્ષમતા હતી એ હાલમાં ક્યાં જોવા મળે ? બધું જ જાણે સ્વપ્નવત્ બની ગયું ! જાણે ''તે હિ નો દિવસા ગતાઃ''

અમારા સર્વ વિદ્યાલયના આચાર્યોની એ પરંપરામાં એક નામ જે ''ન ભૂતો ન ભવિષ્યતિ'' તે અમારા આચાર્ય-શિક્ષક-ગુરુ સ્વ. નાથાભાઈ દેસાઈસાહેબનું. એટલે કે સ્વ. એન. એન. દેસાઈસાહેબ. એમનું વ્યક્તિત્વ જ એવું અનોખું, આકર્ષક, પ્રેમાળ તથા સ્મિતે મઢેલું પ્રતિભાસંપન્ન કે હું આંખ મીચીં વિચારું ત્યાં તેમની આખી યે આકૃતિ હૃદય, મન તથા સ્મૃતિપટ ઉપર સાંગોપાંગ અંકિત થઈ જાય. ઉજ્જ્વળ વાન, ઉપર શુભ્ર શ્વેત વસ્ત્રો - ટોપી, ઝભ્ભો, ધોતી અને પગમાં મોજડી એ તેમનો બાહ્ય પરિવેશ. જેમાં તેમનો મરકમરક હાસ્ય વેરતો છતાં સૌમ્ય, નિખાલસ ચહેરો તેમની ચશ્મા પાછળની ચમકતી આંખોમાં ય ડોકાતો અને સ્નેહછલકતો જોવા મળે. સાદગીસભર, સરળ પણ આભિજાત્યપૂર્ણ વ્યક્તિત્વ; એકવડિયું પણ સ્ફૂર્તીલું શરીર; મિતભાષી પણ આંખો બોલકી; ચહેરા ઉપર વિલસતા સ્મિતમાં જ તેમણે કહેવા ધારેલી વાણી મુખરિત બને. બસ, પૂછ્યા સિવાય જ બધું સમજી જવાય. અત્યંત આત્મીયતાથી પૂછપરછ કરે. હકીકત જાણ્યા પછી તેમણે જણાવેલો ઉકેલ તદ્દન સહજ લાગે—સ્વીકાર્ય લાગે. શિસ્તના જબરા આગ્રહી, પણ શિસ્તનો અમલ જોહુકમીથી નહિ પણ અકલ્પ્યભાવે સાહજિકતાથી કરે. એક પ્રસંગ યાદ આવે છે.

અમે એસ.એસ.સી.માં હતા. ત્રણ વર્ગોમાં ભણતા વિદ્યાર્થીઓમાં અમારા જેવા બહુ થોડા સિવાય અન્ય સૌ શારીરિક રીતે પડછંદ હતા. ઊંચાઈ તથા

કદાવર શરીર ધરાવતા સૌને શનિવારે ગણવેશ ધારણ કરવો અણગમતો લાગતો. વાદળી ચડ્ડીમાં સફેદ શર્ટ, ઈનશર્ટ કરી સમૂહકવાયત વેળાએ મેદાન ઉપર હાજર થવું પડતું તે ગમતું નહિ. આમ તો શનિવાર એટલે સમૂહ કવાયતનો દિવસ, એટલે સૌને માટે ગણવેશ ફરજિયાત. દેસાઈસાહેબ પાસે જઈ તેમાંના કેટલાકે પોતાની કેફિયત રજૂ કરી. સાહેબે મલકાટ સાથે તેમની વાત શાંતિથી સાંભળી. કોઈ શિખામણ કે ઉગ્રભાવે ધમકાવવાની વાત જ નહિ ! તેમને બધાંને થયું કે નાથાભાઈસાહેબ માની ગયા. વિજય થયો એમ ધારીને અમારા એ સહાધ્યાયીઓ પછીના શનિવારે એ ગણવેશ ધારણ કર્યા સિવાય જ સમૂહકવાયત માટે મેદાન ઉપર આવ્યા. પણ સૌના આશ્ચર્ય વચ્ચે તેમણે પણ જોયું તો દેસાઈસાહેબ પોતે જ વિદ્યાર્થીઓનો ગણવેશ ધારણ કરીને મેદાન ઉપર હાજર થયા !! ધમકાવ્યા કે બોલ્યા સિવાય શિસ્તપાલન તે આનું નામ ! હા, ક્યારેક વિદ્યાર્થીઓના જઘન્ય અપરાધ માટે કે અકલ્પ્ય ગેરશિસ્ત, અનૈતિક ગતિવિધિ માટે ખૂબ જ ઉગ્રભાવે પ્રતિભાવરૂપે શારીરિક શિક્ષા કરતા. પહેરેલી મોજડી વડે સખત ઝૂડી નાખતા.

સ્વ. નાથાભાઈસાહેબના પ્રિય વિષયો – આમ તો ગણિત-વિજ્ઞાન. તેમનાં લખેલાં ગણિતનાં પુસ્તકો અમારા પાઠ્યક્રમમાં હતાં. જેવું એમનું સરળ, રુચિપૂર્ણ અધ્યયનકાર્ય એવાં જ તેમનાં રસપ્રદ વિષયપુસ્તકો. ગણિત-વિજ્ઞાન સિવાય પણ અન્ય વિષયોમાં અંગ્રેજી તથા ભૂગોળ એમના રુચિકર વિષયો. ભૂગોળમાં ખાસ તો આકાશદર્શન તેમનો ખૂબ પ્રિય વિષય. શીતકાળમાં રાત્રે નિરભ્ર આકાશમાં તારાઓ, ગ્રહો-નક્ષત્રોની પ્રચંડ ભીડ હોય ત્યારે અમને બોલાવી ટેલિસ્કૉપ દ્વારા એ અવકાશી સભ્યોની ઓળખાણ કરાવતા. તેમજ ઝીણવટભરી વિગતો ખૂબ જ રસપ્રદભાવે દર્શાવતા.

વિદ્યાર્થીઓમાં સુષુપ્તાવસ્થામાં રહેલી શક્તિઓને પિછાણવાની તેમનામાં ઊંડી સૂઝ હતી. એમાં વ્યાયામની પ્રવૃત્તિઓને તો રાજ્યકક્ષાએ ઘણી વેગવાન બનાવી હતી. તદુપરાંત અન્ય કલાઓમાં સાહિત્ય, ચિત્ર, સંગીત, નાટ્યક્ષેત્રે રુચિ ધરાવતા વિદ્યાર્થીઓને અનેકવિધ કાર્યક્રમો, સ્પર્ધાઓ યોજી તેમની કલાઓને વેગ આપી બિરદાવતા.

આમ તો શાળાના અભ્યાસકાળ દરમ્યાન મારી હેસિયત એક સાધારણ વિદ્યાર્થીની જ હતી, પણ મને ચિત્રકળા પ્રત્યે પહેલેથી જ ઊંડી રુચિ તથા પ્રીતિ હતી. સ્વ. દેસાઈસાહેબે ઉપલી કક્ષાના વિદ્યાર્થીઓ માટે એક ચિત્રસ્પર્ધાનું આયોજન કર્યું હતું. એમાં મેં સ્પર્ધક હિસાબે ભાગ લઈ કવિ કલાપીના ખંડકાવ્ય ‘‘વીણાનો

મૃગ''ની એક પંક્તિને આનુષંગિક એક મૌલિક ચિત્રસર્જન કરેલું, જેને પ્રથમ સ્થાન મળ્યું હતું. એ વેળાએ તેમણે મને ખૂબ પ્રસન્નભાવે પીઠ થાબડી પારિતોષિક ઉપરાંત તે પોતે ઉપયોગ કરતા તે ''પ્રતાપ'' પેન ભેટ આપી હતી, જેને મેં વર્ષો જાળવી હતી.

પછી તો કાળક્રમે જ્યારે તેમને બાવળાની શાળાના આચાર્યપદે જવાનું થયું ત્યારે મને તેમની દેખરેખ તળે તૈયાર થયેલા ''સંસ્કારભવન''ની ભીતરી દીવાલો ઉપર ચિત્રો તૈયાર કરવાની વાત કરી હતી, જે હું જ્યારે ચિત્રશિક્ષક તરીકે સર્વ વિદ્યાલયમાં જોડાયો તે પછીનાં વર્ષો દરમ્યાન પૂર્ણ કરી શકેલો.

સ્વ. દેસાઈસાહેબ વિદ્યાર્થીઓનું વ્યક્તિગત ધ્યાન રાખતા હતા. શાળાના સમય દરમ્યાન શિક્ષકોના અધ્યાપન, વિદ્યાર્થીઓના અધ્યયન, શિસ્તપાલન, નિયમિતતા, અભ્યાસ પરત્વે તેમની સુસજ્જતા, પઠન-પાઠન, બાહ્ય જ્ઞાન વગેરેનું ખૂબ ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરતા તથા અવારનવાર એ અંગે જરૂરી સૂચનો કરતા. વિદ્યાર્થીઓની કારકિર્દીનું ઘડતર થાય, તે વધુ ઉજ્જ્વળ બને એ રીતે સલાહ આપતા અને તકેદારી રાખતા. વિદ્યાર્થીઓમાં વક્તૃત્વશક્તિ ખીલે, આગવી વિચારધારા તથા બૌદ્ધિક શક્તિ વિકસે તેમજ તેમનામાં રહેલી છૂપી નેતૃત્વશક્તિ ઉજાગર થાય તેવી પ્રવૃત્તિઓ ફરજિયાતપણે અમલમાં મૂકતા.

**''કર ભલા, હોગા ભલા''**ને જીવનસૂત્ર તરીકે અપનાવનાર કેળવણી ભેખધારી પૂજ્ય છગનભાએ આરંભેલી કડીની આ શૈક્ષણિક સંસ્થાને સમગ્ર ગુજરાતમાં આગવી પ્રતિભા, પ્રસિદ્ધિ તથા પ્રભાવક સ્થિતિ સુધી પહોંચાડવાનું કાર્ય સ્વ. દેસાઈસાહેબે ખૂબ જ કર્તવ્યનિષ્ઠાથી કરેલું.

આવા હતા અમારા સ્વ. નાથાભાઈસાહેબ. એ પૂજનીય, અમારા જીવનમાં સદાય ચિરસ્મરણીય, આદરણીય તથા વંદનીય રહેશે.

## ૨૪.
## પૂ. નાથાભાઈએ નવડાવ્યો અને 'માલવપતિ મુંજે' ખાડો ખોદાવરાવ્યો !!

**ડૉ. મંગુભાઈ પટેલ**
મંથન ટ્વીન્સ, બોડકદેવ, અમદાવાદ

પૂ. છગનભાએ ચાણસ્મા પંથકમાં ભણવા માટે **'છોકરાં આપો, દાન નથી જોઈતું'** એવી હાક પાડેલી. એવામાં મારા મોટાભાઈ શંકરભાઈ ચાણસ્મા ભણતા હતા. મારા પિતાશ્રીએ પણ ભાની વાત માની, ઈ.સ. ૧૯૪૦ મારા ગામ કંબોઈમાંથી મારા ભાઈ અને કેશાભાઈ ખોડીદાસને લઈ કડી મૂકવા ગયા. ભાએ પ્રેમથી આવકાર્યા. 'ભા'એ બંનેને બાજુમાં બેસાડી પૂછ્યું : 'ભાઈ શંકર ! દાદીમા શું કરે છે ?' શંકર : 'ભા મારાં દાદી તો હમણાં જ ગુજરી ગયાં.' 'તો પછી તારા બાપુજીએ બારમું કર્યું હતું ?' 'હા ભા, મારા બાપુએ ધુમાડાબંધ ગામ જમાડેલું.' ભા બોલ્યા : 'રામભાઈ તમે માસ્તર થઈને સમજતા નથી, તો મારે આ અભણ સમાજને કેમ સમજાવવો કે આ કુરિવાજ નાબૂદ કરો ?'

૧૯૪૦માં મોટાભાઈ કડીમાં દાખલ થયા. બે વર્ષ બાદ તેમનું અવસાન થયું. મારા બીજા મોટાભાઈ ઈશ્વરભાઈ ૧૯૪૭-૫૨ કડીના વિદ્યાર્થી. બી.એ. થયા પછી પૂ. નાથાભાઈએ થોડોક સમય સર્વ વિદ્યાલયમાં નોકરી આપેલી. પછી કલોલ વખારિયા હાઈસ્કૂલમાં જોડાયા. હું ૧૯૫૦થી ૧૯૫૬ કડીનો વિદ્યાર્થી. આશ્રમમાં ખાસ મઝા પડતી નહિ. 'મા' વારંવાર યાદ આવતી અને ઝૂલાઓ ઉપર બેસી ખૂબ રડતો ત્યારે, પૂ. ભાના પૌત્ર કનુભાઈ મને ઝૂલા ખવડાવી શાંત રાખતા. ક્યારેક પૂ. ચતુરભાઈનાં ધર્મપત્ની દમયંતીબહેન મને શાંત રાખતાં. આશ્રમમાં વસવાટ કરતા કર્મચારીઓ અને સેવકોની ધર્મપત્નીઓ અમને વાત્સલ્યપ્રેમ આપતાં. તેમાં પૂ. ચંચળબા, પૂ. દમયંતીબહેન પૂ. મેનાબહેન, પૂ. હીરાબહેન, પૂ. કાન્તાબહેન અને પૂ. કુસુમબહેન આદિ તો કોઈ આશ્રમવાસી માંદો પડે તો ખબરઅંતર પૂછતાં. આશ્રમમાં એક જણને વીંછી કરડેલો ત્યારે, શ્રી મોહનલાલ ગૃહપતિનાં ધર્મપત્ની તાત્કાલિક ખાંડનું પાણી બનાવી પીવડાવી દીધું. અમે માંદા વિદ્યાર્થીને લાકડા ભરવાની હાથલારીમાં ગાદલું નાખી લઈ જતા ત્યારે પણ આ બધા વિદ્યાર્થીઓ પ્રત્યે મમતા બતાવતા. તેઓ અમારા ઉપર દયા ખાતાં. બિચારા છોકરા ! મા-બાપને છોડી કેટલે દૂરથી આવ્યા છે. પછી મા-બાપ યાદ આવે જ ને !

હું સેવકોનાં છોકરાંને રમાડતો. તેમની સાથે ક્યારેક રમતો. મને તેમના ઘરમાંથી ઠંડુપાણી (માટલીનું) પીવા મળતું કારણ અમારે નશીબે તો આશ્રમ વચ્ચે ઊભેલી ટાંકીનું ગરમ પાણી નળમાંથી પીવાનું લખાયેલું.

ચોમાસું આવે એટલે પૂ. રામભાઈસાહેબ અમને ખેતરોમાં ફરવા લઈ જાય. પંખીઓના અવાજ ઓળખાવે અને છોડ-વેલાની માહિતી આપે. પૂ. ચતુરભાઈસાહેબ આશ્રમમાં ખાલી થયેલા તેલના ડબ્બાને રેણ કરાવે અને વચ્ચે કાથીની દોરીનો તરાપો બનાવી નાની કડીના તળાવમાં તરતાં શીખવવા લઈ જાય. મારા પર તેમને અને દમયંતીબહેનને ખૂબ હેત હતું. એસ.એસ.સી. પરીક્ષા આપવા જઈએ ત્યારે અમને શુકનમાં ગોળ આપતાં. મારી રાહ જોઈ મોડે સુધી દમયંતીબહેન ગોળ લઈ બેસી રહેલાં. પૂ. ચતુરભાઈ કહે : હવે સૂઈ જા. મંગુ નહિ આવે. દમયંતીબહેન કહે : મારો મંગુ જરૂર આવશે. હું પહોંચી ગયો અને આશીર્વાદ મેળવ્યા. આમ તો મારા શુભેચ્છકોએ નપાસની યાદીમાં મારું નામ મૂકી રાખેલું. કારણ રમતગમત અને નાટક સિવાય મને રસ નહોતો. ૧૯૫૬માં ૯૫% ટકા પરિણામ આવ્યું. પાસ થઈ ગયો. મારો એવો ખ્યાલ છે કે, ગણિત વગેરેમાં વધારે માર્ક્સ લાવવા માટે શ્રી રણછોડભાઈ ત્રિભુવનભાઈ પટેલ (ભગત) હાલ મુંબઈ દાદર સ્વામીનાયારણ મંદિરના કોઠારી પૂ. ભક્તિ પ્રિયદાસજીને સ્વામીનારાયણ સુવર્ણચંદ્રક મળેલો. પૂ. નાથાભાઈ, પૂ. રામભાઈ, પૂ. અંબાલાલ અને પૂ. મોહનલાલ ગુરુ તરીકે ભુલાય તેમ નથી. પૂ. નાથાભાઈ સાચા અર્થમાં મારા ગુરુ હતા.

૧૯૪૮-૪૯માં પૂ. નાથાભાઈ અને મારા કૌટુમ્બિક ફુઆ કલ્યાણભાઈ સંસ્થા-ફંડ માટે કંબોઈમાં આવેલા. ત્યારે પૂ. નાથાભાઈએ માારા પિતાશ્રીને કહેલું : મંગુને પણ ઈશ્વરની જોડે કડી ભણવા મોકલી દેજો.

હું દશમામાં આવ્યો ત્યારે મારાં માતુશ્રીનું અવસાન થયેલું, ત્યારે અમને બંને ભાઈઓને આશ્વાસન આપતો સુંદર પત્ર લખેલો. આ વર્ષે કંબોઈના ઉઘરાણામાં અમદાવાદ અને કડીના ઉઘરાણા પછી ત્રીજા ક્રમે કંબોઈ હતું. રૂ. ૧૨૨૨ ભેગા થયા હતા. તે વખતે લગભગ ૧૬ વિદ્યાર્થી કંબોઈના હતા પછીનાં વર્ષોમાં અમે ૨૫ની સંખ્યાએ પહોંચેલા. ત્યારબાદ સિપોરનું ગ્રૂપ હતું.

મારા વિદ્યાર્થી સમયગાળામાં વિદ્યાર્થીઓમાં પ્રીતિપાત્ર હતો. એક તો ઈશ્વરના ભાઈ તરીકે સૌ મોટાઓ ઓળખતા થયેલા. બીજું હું નવમામાં હતો ત્યારે એસ.એસ.સી.ના વિદ્યાર્થીઓની સાથે કંઈ મતભેદ પડતાં ગૃહપતિઓ વિદાયમાં આવ્યા નહિ. તે વખતે ઑફિસ જોડેના ગેસ્ટ હાઉસની બાજુમાં જ્યાં આપણું લોકર રહેતું

તે ખૂણામાં વિદાય સમારંભ યોજાયો. હું બોલવા ઊભો થયો અને ભાષણને અંતે બધાએ મને તાળીઓથી વધાવી લીધો. ત્યારથી વકતા અને નેતા બન્યો.

કિશોરકુંજમાં હતો ત્યારે સાંજનો બેલ સંભળાય કે નહિ પણ સમય થાય ત્યારે થાળી-વાટકો ખખડાવતો નીકળી પડતો. મિત્રો જોડાઈ જતા અને અમને આશ્રમના મુખ્ય દરવાજે રોકવામાં આવતા, જ્યાં મહાત્મા ગાંધીજીએ કડીના પ્રજાજનોને સંબોધન કર્યું હતું. ભૂખને કારણે રસોડા સુધી પણ પહોંચી જતા. આ દૃશ્ય જોઈ ક્યારેક નાથાભાઈ હસી પડતા. અમને ટોકતા કે રોકતા નહિ.

રસોડામાં પૂ. નાથાભાઈની મોજડી પડેલી જોઈએ એટલે ચૂપ થઈ જઈએ. ધોરણ દશમાં આવતાં નાના-મોટા ગુનાઓ કરવાનું શરૂ કરી દીધેલું. ખાવા પહેલાં ૐ સહનાવવતુનો મંત્ર બોલાતો. ૐ શાન્તિ... વાળું પૂરું થાય ત્યાં તો કોળિયો મોઢામાં. નાથાભાઈ જોઈ જાય. બીજા, અડધું જમી લે ત્યાં સુધી ઊભો રાખે. હું સાહેબ સામે પેટ દબાવીને એકટિંગ કરું. સાહેબ હસે અને દયા આવતાં ક્યારેક બેસાડી દે.

હું, કાન્તિભાઈ (વેકરા), બબલભાઈ (કંબોઈ), લક્ષ્મણભાઈ પટેલ (મરતોલી) અખાડાપ્રવૃત્તિ સાથે સતત જોડાયેલા રહેતા. રોમનરીંગ, તલવારબાજી, મલખમ, કુસ્તી, ડબલબાર, સીંગલબાર, ફાયરજમ્પ, ફાયરિંગ મારા શોખના વિષયો. ભણવાની જવાબદારી શ્રી સી. કે. પટેલ, સી.બી. પટેલ, શકરચંદ, ગણપત, દશરથ કલાલ અને શ્રી રણછોડભાઈ ભગતને અને અમરશીને આપી દીધેલી. આપણે તો રમત-ગમત, નાટક-ચેટક. આનંદમેળામાં જાતજાતની વેશભૂષાઓ કરતો. ફાયર રીંગ અને પિરામીડના પ્રયોગો તો ખરા જ. વાર્ષિક મેળાવડામાં નાટકો કરતા. આખું કડી ગામ જોવા ઊમટી પડતું.

૧૯૫૨ની આ વાત છે કુંજમાંથી ડોલ-લોટો લઈ ન્હાવા આવવાનું હોજ પર—દૂર. હોજમાં પાણી ઊંચે હોય તો ડોલ ભરી શકીએ નહિ, તો કોઈ ‘મોટા’ની મદદ લઈ નાહી લેતા. ક્યારેક કોઈ નથી જોતું એનો લાભ લઈ હોજમાં જ ડૂબકી મારી લેતા. એક-બે ડોલ ન્હાવાથી મને સંતોષ થતો નહિ એટલે ક્યારેક ડોલ પર ડોલ શરીર પર ઝીંકી દેતો. આવું શાહી સ્નાન કરતો હતો ત્યાં પૂ. નાથાભાઈ પ્રગટ થયા અને મારા હાથ પકડી લીધા. ‘ભાઈ મંગુ ! તું ન્હાયો ?’ મેં કહ્યું : હા, સાહેબ. ‘ભાઈ તું દશ ડોલ ન્હાયો, હવે **એક ડોલ કાઢ. હું તને નવડાવું કારણ તારો બરડો કોરો છે.’ સાહેબે મને ઘસીને નવડાવ્યો અને ગાંધીજીના ઘર્ષણસ્નાનની સમજાવટ આપી. પાણી ન બગાડાય તેનો ઉપદેશ**

**આપ્યો. આજ દિન સુધી હું સ્નાન કરું છું ત્યારે ઓછામાં ઓછું પાણી વાપરું છું. કારણ ડોલના પાણીમાં મને મારા ગુરુનાં જ દર્શન થાય છે. એમણે મને પર્યાવરણનો પહેલો પાઠ ભણાવ્યો.**

મારા ભાઈ ઈશ્વરભાઈના મિત્રો ગોસ્વામી, નાનજીભાઈ, ભૂધરભાઈ, શંકરભાઈ, વગેરે હતા. શંકરભાઈ (રાંધેજા) મને પાણીની ટુકડીમાં લીધો. પછી તો રોટલી, દાળ પીરસતો થઈ ગયો. 'ઘી' પીરસવામાં પ્રમોશન મળ્યું અને છેવટે પીરસવાની ટીમનો કેપ્ટન બન્યો. 'ઘી' પીરસતાં ગૃહપતિ મોહનભાઈ મને રોકતા અને ટોકતા; કારણ મારી એક છાલકમાં બે ડોકલી ઘી આવે. બધા છાત્રો રાજી. રોટલા હોય ત્યારે જ 'ઘી' અપાતું. છેવટે મારી 'ઘી' પીરસવામાંથી હકાલપટ્ટી થઈ. પૂનમે બહુચરાજી પાણી પાવા બોર્ડિંગમાંથી ભાગી જતા ત્યારે પણ શ્રી મોહનભાઈએ મને પ્રસાદી આપેલી. નાટકનો મને ભારે શોખ હતો. તે અરસામાં કડી ગામમાં દેશી નાટક સમાજનો **'માલવપતિ મુંજ'** નાટકનો ખેલ પડેલો. અશરફખાનનું નામ સાંભળેલું. તેમને જોવાનું મન થયેલું. રૂમ નંબર ૨૭માં સિપોરના લક્ષ્મણ અને અમે પાર્ટનર. બધા ના પાડે : આજે તું જઈશ નહિ, બોર્ડિંગની લાઈટો જતી રહી છે. પૂ. નાથાભાઈ ઑફિસમાં ફાનસ સળગાવીને બેઠા છે. મેં રસ્તો શોધ્યો. ઠંડી હતી. બીજા બધાનાં કપડાં, ડોલ, ધોકો, ઓશીકું જે મળે તેનું આબેહૂબ મારું શરીર બનાવ્યું. ઉપર રજાઈ ઓઢાડી દીધી. બંદા ચૂપકીથી ભાગ્યા. પણ નસીબ બે ડગલાં આગળ. સાહેબ ફાનસ લઈ ચેકિંગમાં નીકળી પડેલા. બારણે 'મંગુ' નામના ટકોરા પડ્યા, પણ મંગુ હોય તો બોલેને ! લક્ષ્મણે રૂમ ખોલી. સાહેબે મારી રજાઈ ઉપાડી. અંદર ઓશીકાં, ધોકા, ડોલ જોઈ હસી પડ્યા. સવારે મંગુ ઑફિસમાં આવે એવું રૂમપાર્ટનરોને કહી ગયા.

રાત્રિના દોઢ વાગે માલપતિ મુંજનું ગીત **'હૃદયના શુદ્ધ પ્રેમીને જીગરનાં દાન ઓછાં છે.'** લલકારતો રૂમમાં દાખલ થયો. રૂમના સહનિવાસીઓએ કહ્યું : 'સાહેબ ચેકિંગમાં આવ્યા હતા, તને સવારે મળવા બોલાવ્યો છે. ત્યાં તો નાટકના આનંદનો પારો શૂન્ય ડિગ્રીએ જતો રહ્યો અને મુખેથી સહજ ગીત નીકળી ગયું : **"ગુનેગારને મોજડીનાં દાન ઓછાં છે."**

આશ્રમની ઑફિસ આગળ સવારે હાજર. સાહેબ આવ્યા, પણ ચહેરો ગંભીર નહોતો એટલે આનંદ થયો. અંદર બોલાવ્યો. કહ્યું : 'તું સારો કલાકાર છે. મંગુને આબેહૂબ પથારીમાં સુવડાવ્યો ! પણ તેમાં જીવ મૂકવાનું ભૂલી ગયો. ગુના માટે માફી માગી. સાહેબનું ફરમાન છૂટ્યું : કુંજ સામેની આંબલી નીચે એક અઠવાડિયાની

મુદતમાં બે ફૂટ ઊંડો અને ચાર બાય ચારનો ખાડો ખોદવાનો, સમજ્યો ? ખાડા માટે ત્રીકમ અને પાવડો લઈ બીજા દિવસથી ખાડો ખોદવાનું શરૂ.

દરમ્યાનમાં શાળામાં વ્યાયામની હરીફાઈઓ ચાલતી હતી અને સાહેબ અખાડા પાસે આવી ઊંચો કૂદકો નિહાળતા હતા. કહ્યું : તું સારું કૂદે છે. મેં કહ્યું : હજુ બે ઇંચ વધારે કૂદું સાહેબ ? આપ ખાડો એક ફૂટ ઓછો કરો. શરત વિના બે ઇંચ વધુ કૂદે તો ખરો ખેલાડી. બાકી ખાડામાં એક ઇંચની છૂટછાટ નહિ. હું કૂદ્યો, પ્રથમ આવ્યો. સાહેબે શાબાશી આપી. ફોલ્લા તો પડ્યા, પણ શ્રમનો મહિમા સમજ્યો.

આ નાટકના શોખે અશરફખાનની રૂબરૂ મુલાકાતે મને નાટકની દુનિયામાં ઘણું માનપાન અપાવ્યું. આ નેક મુસ્લિમ કલાકારની કબર કેલિકો મીલની પાછળ આવેલી છે. કલાકાર બન્યો. દિગ્દર્શક બન્યો, ફિલ્મો બનાવી નામ કમાયો.

**સાહેબની કેટલીક શિક્ષાઓ અમને પ્રગતિને પંથે લઈ ગઈ છે એટલે તે જ મારા સાચા ગુરુ ! આ પુણ્યાત્માને વંદન.**

## ૨૫.
# આચાર્યદેહે અવતરેલો એક ઋષિ-આત્મા

**ત્રિકમભાઈ ના. પટેલ**
બી-૩૦, સર્વોદયનગર વિ.૧, સોલા રોડ, અમદાવાદ-૬૧

સફેદ ખાદીનું ધોતિયું, ખાદીનો સફેદ ઝભ્ભો, ઉપર બંડી, માથે ટોપી અને પગમાં મોજડી પહેરેલી કોઈ વ્યક્તિને સવારે આઠ વાગ્યે ધીમે અને મક્કમ પગલે કડવા પાટીદાર વિદ્યાર્થીઆશ્રમના મુખ્ય દરવાજેથી આશ્રમની વચોવચ્ચ આવેલા મેદાનમાં ઘેઘૂર લીમડાના ઝાડ નીચે આવેલા ઓટલા તરફ જતી જોઈ હોય તો એ બીજું કોઈ નહિ, પણ આચાર્યશ્રી નાથાભાઈ જ હોય. નાથાભાઈનો એ નિત્ય ક્રમ. વિદ્યાર્થીઓ સવારે કસરતના મેદાનમાં હોય ત્યાં પણ નાથાભાઈ ન આવે એવું બને નહિ. વિદ્યાર્થીઓ કસરતમાંથી પરવારી રસોડા તરફ સવારનાં દૂધભાખરી માટે જાય, ત્યારે નાથાભાઈ ઘેર જઈ પરવારી પેલા લીમડા નીચે આવી બેઠા જ હોય. નાથાભાઈને ત્યાં બેઠેલા જુએ કે રસોડામાંથી પરત ફરતા વિદ્યાર્થીઓ નાથાભાઈ પાસે પહોંચી જાય. માત્ર નમસ્કાર કરવા નહિ, પણ ગણિત-વિજ્ઞાનના મૂંઝવતા પ્રશ્નોના નિરાકરણ માટે.

નાથાભાઈનો વણલખ્યો ઉદ્દેશ તે ઓટલે આવી બેસવું અને વિદ્યાર્થીઓને શક્ય એટલા મદદરૂપ થવું. વિદ્યાર્થીઓનો વણલખ્યો અધિકાર કે નાથાભાઈના માર્ગદર્શન માટે આવવું. આચાર્યશ્રી નબળામાં નબળા વિદ્યાર્થીને એ હતોત્સાહ ન થાય એ રીતે આવકારે, એને પ્રેરિત કરે, વિદ્યાર્થીઓનો ઉત્સાહ વધારે-સતત બે કલાક. હું બે વર્ષ આશ્રમમાં રહ્યો. મેં નોંધ્યું હતું કે ભાગ્યે જ કોઈ દિવસે નાથાભાઈ સિવાય લીમડો સૂનો હોય. એમના આસનથી તો લીમડોય ભર્યો-ભર્યો લાગતો. પરાગથી આકર્ષાઈ જેમ મધમાખીઓ ફૂલ તરફ દોડી જાય એમ નાથાભાઈ પાસે વિદ્યાર્થીઓ અચૂક આવી ગયા હોય. આર્થિક વળતરની અપેક્ષા રાખ્યા સિવાય આવી વિદ્યાકીય પ્રવૃત્તિ કરનાર આચાર્યો કેટલા હશે ? દસ વાગ્યે વિદ્યાર્થીઓ માટે ભોજનનો ઘંટ વાગે અને થાળી-વાટકો લઈ વિદ્યાર્થીઓ રસોડા તરફ ભોજનનો આનંદ પામવા જે ઉત્સાહથી દોટ મૂકે એવા જ ઉત્સાહથી નાથાભાઈ વિદ્યાર્થીઓની ભોજન-વ્યવસ્થા, ભોજનની સાત્ત્વિકતા વગેરે અંગે જાણવા રસોડા તરફ નીકળી પડે. **થાળીમાં ભોજન પિરસાય અને વિદ્યાર્થીઓ જમવા માંડે ત્યારે નાથાભાઈને વગર જમ્યે તૃપ્તિનો ઓડકાર આવે.** વિદ્યાર્થીઓને જમતા રહેવા દઈ એ ઘેર જાય. જમી પરવારી બરાબર ૧૧-૦૦ વાગ્યે શાળામાં હાજર.

લીમડો કદાચ એમની પાછળ બોલતો હશે : **'કેવો નોખી માટીનો છે આ માનવી ! એ ન આવે તો હું પણ મુરઝાઈ જાઉં છું.'**

ના, થાય; ભાઈ ના થાય, નાથાભાઈ જેવા આચાર્ય ના થાય. દીવો લઈ શોધવા નીકળી પડીએ પણ શોધ્યા ન જડે એવા હસમુખા, પ્રેમાળ, વિદ્યાર્થીઓના હિતેચ્છુ, સતત કર્મશીલ અને ખરેખરા અર્થમાં આચાર્ય. ''आचरति इति आचार्य ।'' એ ઉક્તિને સાર્થક કરે એવું એમનું વ્યક્તિત્વ. ભારતની ઋષિપ્રધાન સંસ્કૃતિના એક અર્વાચીન ઋષિ. ઋષિ માફક જ એમનું વર્તન અને વ્યક્તિત્વ. ઋષિઓ જેમ એમના શિષ્યો ઉપર આશીર્વાદની વર્ષા કરે એમ નાથાભાઈ વિદ્યાર્થીઓને આશીર્વાદરૂપ. ઋષિઓ ક્યારેક કોઈકને શાપ આપે, પણ અમારા આ આચાર્ય શાપ ન આપે, પણ વિદ્યાર્થીએ કોઈ ચૂક - ખાસ કરીને છૂપી રીતે સિનેમા જોવાની કે બીડી પીવાની - કરી તો નાથાભાઈ પગમાંથી મોજડી કાઢે, ફટકારે. કલાક પછી એ વિદ્યાર્થીની રૂમમાં પહોંચી જાય. શાંતિથી સમજાવે, બરડોય પસવારે અને કહેતા જાય : 'ક્યાંય કથોલું વાગ્યું તો નથી ને, ભાઈ ?'

ફિલ્મ જોવા જનારને રોકતા આ જ આચાર્યશ્રી નગરમાં સારી ફિલ્મ આવી હોય તો એ જોવા જવાની છૂટ પણ આપે. આમ છતાં નાથાભાઈની સિક્સ સેન્સ ગજબની. આશ્રમમાંથી છૂપી રીતે સિનેમા જોવા કોણ ગયું છે એની એમને ખબર પડી જાય. રાત્રે બાર વાગ્યે, સિનેમા જોવા ગયેલાનું સ્વાગત કરવા નાથાભાઈ આશ્રમના દરવાજે ખડા હોય. ફિલ્મ જોઈ આવનારને નમ્રભાવે પૂછે : 'ભાઈ, ક્યાં ગયા હતા ?' પેલો ગલ્લાતલ્લાં કરે તો જ નાથાભાઈ કડક થાય. પણ પેલો કહી દે કે, સાહેબ, ફિલ્મ જોવા ગયો તો; તો એને એમ ન કરવાની શીખ પણ આપે, સહેજે ગુસ્સો કર્યા સિવાય.'

અમારા આ આચાર્ય ખરા ઋષિ હતા. એમને મળતા પગારમાંથી માત્ર ગૃહસંસાર ચાલે એટલો જ રાખી બાકીના પૈસા આશ્રમમાં જમા કરાવતા. એમણે જમા કરાવેલી રકમમાંથી અલ્પસાધન વિદ્યાર્થીઓને સ્કોલરશીપ મળતી કે એમના ભોજનબીલમાં માફી મળતી. એ દૈનિક હિસાબ રાખતા. અમને પણ એવી ટેવ પડે એ માટે આશ્રમમાં ખાસ હિસાબપોથી છપાવેલી. વિદ્યાર્થી એમાં હિસાબ લખે અને બતાવે એવો આગ્રહ પણ રાખે. કોઈ વાર એમણે રાખેલી હિસાબપોથી બતાવે. એમાં વિદ્યાર્થીઓને કરેલી સહાયની નોંધ પણ હોય. એમની એ ડાયરી આપણને મળી હોત તો એમના ઋષિપણાનો કંઈક અંદાજ આપણને મળત. સાંભળ્યું છે કે એમણે એમની હયાતીમાં જ એ હિસાબપોથી ફાડી નાખેલી. તે

એવા અંદેશાથી કે મારી પાછળ રખે કોઈ કછોરુ પાકે અને પેલાં નામ-સરનામે ઉઘરાણી જાય તો ?

નાથાભાઈ ઋષિ છે એમ સાચા કૃષિકાર છે. આશ્રમવાસી વિદ્યાર્થીઓના હૃદયમાં એમણે સંસ્કારોનું વાવેતર કર્યું છે. એમના હાથ નીચે ભણેલો કોઈ વિદ્યાર્થી ઉદ્ધત નહિ મળે. વિનય-વિવેકના સંસ્કારોનું ભાથું લેવાની જેમને તક મળી છે તેઓ ખરેખર ધન્ય છે. મને પણ એવી ધન્યતા મળી છે. મારું એ સૌભાગ્ય છે કે નાથાભાઈ જેવા ઋષિપ્રકૃતિના શિક્ષક તરફથી શિક્ષણ મળ્યું. નાથાભાઈથી તો શિક્ષણસંસ્થાઓ પણ ધન્ય બની છે. કડીની સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ અને બાવળાની આ.કે. વિદ્યામંદિર હાઈસ્કૂલ એનાં જીવંત ઉદાહરણો છે. અમે બાવળા હાઈસ્કૂલની મુલાકાત લીધી ત્યારે એમના સહકાર્યકર શિક્ષકો, કર્મચારીઓએ રૂબરૂમાં એમની ધન્યતા દર્શાવી. નાથાભાઈની હિંમતનો પણ પ્રસંગ વર્ણવ્યો. શાળામાં બે જૂથ આમને સામને આવી ગયાં. એમાં હાથોહાથની મારામારી થતી જોઈ નાથાભાઈ એ બે ટોળાંની વચ્ચે અડીખમ ઊભા રહેલા ત્યારે ઘવાયેલા પણ ખરા. આમ છતાં એમના મનમાં વિદ્યાર્થી સામેના કોઈ જૂથ પ્રત્યે વેરભાવ નહિ.

આશ્રમની ભૂમિ પર એમણે કરેલાં ઋષિકાર્યોની નોંધ લીધા વગર કેમ રહેવાય ? બાગમાં રોપેલા છોડવાની માળી જેટલી માવજત કરે એટલી જ માવજત નાથાભાઈ આશ્રમના વિદ્યાર્થીઓની કરતા. વિદ્યાર્થીઓને નાથાભાઈ માટે જેટલો પ્રેમ એથી અધિકગણો પ્રેમ નાથાભાઈનો વિદ્યાર્થીઓ માટે. વિદ્યાર્થીઓ માટે નાથાભાઈના હૃદયમાં સ્નેહની સરિતા વહે. આશ્રમમાં કોઈ વિદ્યાર્થીને તાવ આવ્યો છે કે માંદો છે એની ખબર નાથાભાઈને પડે કે એ દોડતા પેલા માંદા વિદ્યાર્થીના રૂમમાં પહોંચી જાય. વિદ્યાર્થીને પ્રેમથી પંપાળી એના ખબરઅંતર પૂછે. કોઈ દવા લીધી કે કેમ તેની પૃચ્છા કરે, સાથે એના ઓશીકે બેસી એના કપાળે બામ પણ લગાડી આપે. બજારમાંથી જોઈતી દવાઓ લાવી આપે. સાંજે હળવા ભોજન માટે ખાસ વ્યવસ્થા પણ કરી આપે. **પેલો સ્વસ્થ ન થાય ત્યાં સુધી નાથાભાઈ અસ્વસ્થ હોય. વિદ્યાર્થી પૂરેપૂરો સ્વસ્થ થઈ વર્ગમાં આવે ત્યારે જ નાથાભાઈ પૂરેપૂરા સ્વસ્થ દેખાય.**

આશ્રમમાં વિદ્યાર્થીઓ માટે ઉઘાડો સ્નાનાગાર હતો. એક હોજમાં પાણી અને બાજુમાં ન્હાવા માટેની જગા. હોજમાંથી ડોલ વડે પાણી લઈ લોટેલોટે ન્હાવાનું. પાણીનો વેડફાટ કે બગાડ ન થાય એ જ હેતુ. આમ છતાં કેટલાક વિદ્યાર્થીઓ આઠ-દસ ડોલ પાણી માથા પર નિરર્થક ઝીંકી દેતા અને નહાયાનો સંતોષ માનતા.

એકવાર કુંજ (પાંચથી સાતમા ધોરણના વિદ્યાર્થીઓનો છાત્રાવાસ)નો એક વિદ્યાર્થી ડોલ પર ડોલ પાણી માથે ઝીંકી નહાતો હતો, ત્યારે નાથાભાઈ ફરતા-ફરતા ત્યાં આવી પહોંચ્યા. નાથાભાઈ વિદ્યાર્થીએ કેટલી ડોલ પાણી રેડ્યું એ ગણતા રહ્યા. પેલાને વચ્ચેથી ન અટકાવ્યો. દસમી ડોલ હોજમાંથી બહાર કાઢી પેલો વિદ્યાર્થી જ્યાં માથે પાણી રેડવા ગયો ત્યાં નાથાભાઈ એની નજીકમાં પહોંચી ગયા. આવીને એમણે પૂછ્યું : 'ભાઈ, તું બરાબર ન્હાયો ?' વિદ્યાર્થી બોલ્યો : 'સાહેબ, આ જ તો ખૂબ ન્હાયો, મઝા પડી ગઈ.' નાથાભાઈએ કહ્યું : ''ભાઈ, તું બરાબર ન્હાયો નથી. પાછળ તારો બરડો તો કોરો જ છે. ચાલ, સ્નાન કેમ થાય એ હું તને સમજાવું. એટલું કહી નાથાભાઈએ એના બરડા પણ પાણી રેડી, બરડો એક કપડાથી જાતે ઘસી આપ્યો અને કહ્યું : ''જોયું ? એક ડોલમાં સ્નાન થઈ શક્યું ને ? જાઓ, હવેથી પાણીનો બગાડ ન કરતા.'' અહીં નાથાભાઈમાં અપ્રગટ રહેલા ગાંધીજીનાં આપણને દર્શન થાય છે. પેલો વિદ્યાર્થી (ડૉ. મંગુભાઈ પોતે) આજે પણ એકાદ ડોલથી વધુ પાણીનો સ્નાનાર્થે દુરુપયોગ નથી જ કરતો. પરોપદેશે પાંડિત્ય દર્શાવનારા ઘણા મળશે, પણ આચરણ દર્શાવી ઉપદેશ આપી જતા નાથાભાઈ જેવા આચાર્ય તો જવલ્લે જ મળશે. અહીં બીજા કેટલાક પ્રસંગો એમના ખુદના આચરણનાં ઉદાહરણો છે.

ઉનાળાના દિવસોમાં ગરમી સહજ હોય. કડી-ગામમાંથી સમૃદ્ધ અને સાધનસંપન્ન પરિવારના કેટલાક દીકરાઓ સર્વ વિદ્યાલયમાં ભણવા આવે. ઘરમાં એમને ત્યાં પંખા વગેરેની સગવડ, પણ શાળામાં પંખાના અભાવે એમને ગરમીનો અનુભવ થાય, તાપ સહન ન કરી શકે. એમણે નાથાભાઈ સમક્ષ પંખા નખાવવાનો પ્રસ્તાવ મૂક્યો : 'સાહેબ, ખૂબ ગરમી લાગે છે. વર્ગમાં પંખા મુકાવી આપો તો સારું.'

એમણે એટલું જ કહ્યું : 'આપણે હમણાં વર્ગમાં મળીએ ત્યારે આ અંગે વિચારીશું.' વિદ્યાર્થીઓ ગેલમાં આવી ગયા : 'હાશ ! હવે પંખા નખાવી અપાશે.' કહ્યા મુજબના તાસમાં આચાર્યશ્રી વર્ગમાં પ્રવેશ્યા. વિદ્યાર્થીઓ વિચારતા રહ્યા : સાહેબ કેટલા માયાળુ છે ! આપણી વાતનો જરાય વિરોધ પણ ન કર્યો. 'આ નહિ જ બને' એમ પણ ન કહ્યું. હવે પંખા અવશ્ય લાગશે. પણ એમની આ આશા ઠગારી નીવડી.

આચાર્યશ્રીએ વર્ગમાં પ્રવેશી પૂછ્યું : 'વર્ગમાં ખૂબ ગરમી લાગે છે, ખરું ? પરસેવો થાય છે, ભણવામાં ચિત્ત ચોંટતું નથી, બરાબર ?' ચાલો આપણે એનો ઈલાજ કરીએ, કહી, શરીર પરથી ઝભ્ભો ઉતાર્યો અને બ્લેકબોર્ડની પટ્ટીએ લટકાવ્યો

અને એટલું જ બોલ્યા કે, "આમ ફાવશે ?" આટલું કરશો તો તાપ નહિ જ થાય. અહીં તમે ભણવા આવ્યા છો, સાહ્યબી ભોગવવા નહિ. જીવનમાં આવી ઘણી વિટમણાઓ આવશે. આ તો સાવ મામૂલી વિટમણા છે. વિટમણામાંથી રસ્તો કેમ કઢાય એ મેં તમને શીખવ્યું. પંખા વિશે વાદવિવાદ કરવો નકામો હતો. **મારા આચરણથી તમને કોઈ શીખ મળી હોય તો ગાંઠે બાંધી રાખજો, દુઃખી થવાનો વારો નહિ જ આવે.**

બીજો એક પ્રસંગ છે. એક દિવસે અગિયારમા ધોરણના વિદ્યાર્થીઓ સાહેબ પાસે આવ્યા. કહ્યું : 'સાહેબ, હવે અમે મોટા થયા છીએ તો ચડ્ડીને બદલે લેંઘો પહેરવાની છૂટ આપો.' સાહેબ કોઈ જ ચર્ચામાં ન ઊતર્યા. એટલું જ કહ્યું : 'બપોરે આપણે મળીએ છીએ.'

પ્રાર્થના વગેરે પતાવી સાહેબ ખાદીભંડાર પહોંચ્યા. ટેનિસ-ચડ્ડી ખરીદ્યાં. વિદ્યાર્થીઓ વર્ગમાં પહોંચ્યા કે તરત પાછળ નાથાભાઈ પ્રવેશ્યા. શરીર પરનાં ધોતીઝભ્ભો ગાયબ ! એને સ્થાને સફેદ ટેનિસ અને વાદળી ચડ્ડી. એ એટલું જ બોલ્યા : 'બોલો, તમે ઉંમરમાં મોટા છો કે હું ?' બધા જ માથું ખંજવાળતા સાંભળી રહ્યા. સાહેબ ખરેખરા આચાર્ય નીવડ્યા. પહેલું આચરી બતાવ્યું અને આચરણ દ્વારા કશુંક શીખવી બતાવ્યું. ધન્ય છે આવા આચાર્યને ! આચરણથી જે શીખ મળે એવી ભાગ્યે જ કોઈ પુસ્તકમાંથી મળી શકે. અમે સમજ્યા. **"અડચણને ઓહિયાં કરતાં શીખવે એ જ આચાર્ય."**

નાથાભાઈ અમારી રૂમના વિદ્યાર્થીઓને 'જોટાણા-કંપની' તરીકે ઓળખે. સાહેબ ઉપર અમારી એકંદર છાપ હોશિયાર વિદ્યાર્થીઓ તરીકેની. એક વખત ભૂગોળના પિરિયડમાં થોડીક અવળચંડાઈ કરી બેઠા. આંતરરાષ્ટ્રીય દિનાંક રેખા શીખવતા સાહેબને અમે ઉલઝનમાં મૂકવાનો પ્રયત્ન કર્યો. વર્ગ બહાર નાથાભાઈ ઊભા રહી એ સાંભળે. અમે ઝડપાઈ ગયા. નાથાભાઈ ગુસ્સે થયા વગર એટલું જ બોલ્યા : "બહાર આવો, હું તમને ભૂગોળ શીખવું." પછી કહ્યું : 'મારી પાછળ પાછળ આવો.' એ અમને દોરતા રમતના મેદાન ઉપર લઈ ગયા.

ચાલો, ભૂગોળ શીખીએ, કહી એમણે ચાર મોટાં કૂંડાળાં દોર્યાં. આ તમારી 'ભૂ' (મેદાન) અને ઉપર 'ગોળ' = ભૂગોળ. સમજાયું ? ચારેય ગોળમાં જે કાંકરા છે એ વીણી નાખજો. હું કલાક પછી જોવા આવીશ. કહ્યા મુજબ સાહેબ હાજર. કાંકરા વિણાયેલા જોઈ સંતોષ પામ્યા. પાઠ પણ ભણાવ્યો કે, **"તમને રમતમાં જેમ કાંકરા ખૂંચે છે એમ પેલા ભૂગોળના સાહેબને તમે કાંકરારૂપે નહિ ખૂંચતા**

**હો ? ક્યારેય કોઈના રસ્તામાં કાંકરા ન બનશો.''** અમે હળવાફૂલ થઈ ગયા. હાશ ! મોટી શિક્ષામાંથી બચ્યા, પણ જીવનમાં એક મોટી શિક્ષા મળી ખરી. સાહેબની એ સજા અમારા ઘડતર માટે એક મજાની કેડી બની રહી.

એક શિક્ષણકાર તરીકે નાથાભાઈની મુલવણી એ વખતે કરી શકીએ એટલા સમર્થ ન હતા. આજે એમની મુલવણી કરતાં એમના જ એક વિદ્યાર્થી એવા પ્રા. ડૉ. ભોળાભાઈ પટેલના શબ્દો ટાંકું છું. ડૉ. ભોળાભાઈએ ''આવા સાહેબો ક્યાં શોધવા ?'' એ લેખમાં સાચું જ કહ્યું છે કે, ''આચાર્ય નાથાભાઈ દેસાઈ મને લાગે છે કે કોઈ યુનિવર્સિટીના કુલપતિ તરીકે શોભે. મહાશિક્ષણકાર, અનેકમુખી જીવનદૃષ્ટિ.' આટલું કહી ડૉ. ભોળાભાઈએ એમના શિક્ષણકાર તરીકેના બે-ત્રણ ગુણોનો જ આડકતરો નિર્દેશ કરી દીધો છે. એક તો એમની કુલપતિ બનવાની ક્ષમતા. કુલપતિ વિદ્વાન હોય, અનેક વિષયોનો જાણકાર હોય; અનેકવિધ શૈક્ષણિક પ્રવૃત્તિઓમાં એ રસરુચિ ધરાવતો હોય અને બધાને સાથે લઈ કાર્ય સાધવાની શક્તિ ધરાવતો હોય. નાથાભાઈમાં આ બધા ગુણો હતા. વિજ્ઞાન, ગણિત અને અંગ્રેજીમાં પારંગત એમનો ગણિત-વિજ્ઞાનનો કોઈ વિદ્યાર્થી કાચો ન મળે. એમણે અંગ્રેજીમાં શીખવેલાં 'CLAUSE'ની સમજ તો આજે પણ મારા મનમાં દૃઢમૂલ છે. નાથાભાઈ કોઈ વાર મને અંગ્રેજી અંગેના પૂરક પેમ્ફલેટો તૈયાર કરવા એમની ઑફિસમાં લઈ જાય. મારા હસ્તાક્ષર સારા હોવાથી મને અંગ્રેજી જાણવાનો આવો આડકતરો લાભ મળેલો. મારું અંગ્રેજી સારું બન્યું પણ કડકડાટ બોલતાં ન શીખ્યાનો વસવસો તો રહી ગયો જ.

ગણિત-વિજ્ઞાન ઉપર તો એમનું ગજબનું પ્રભુત્વ. ગણિત જેવા અઘરા વિષયને સરળ બનાવી એને શીખવવાની એમની આગવી શૈલી. એ સમયગાળામાં શાળાઓમાં એમનાં ગણિત-વિજ્ઞાનનાં પાઠ્યપુસ્તકો ચાલતાં. સાહેબ લાઈબ્રેરીમાં આવતાં મોટાભાગનાં સામયિકો વાંચે. વિજ્ઞાન અંગેનાં સામયિકોમાં કોઈ સારો લેખ હોય તો એ અમને અચૂક વાંચી જવા કહે.

સાહેબ કેટલીક વાર બગલમાં લાઈબ્રેરીનું વાચક-રજિસ્ટર લઈ વર્ગમાં આવે. કયો વિદ્યાર્થી બહારનું વાંચે છે, કયો વાંચતો નથી એનો નિર્દેશ કરે અને વિદ્યાર્થીઓને વાંચતા કરે. 'આકાશદર્શન'માં રસ લેતા કરવાનું શ્રેય હું એમને આપું. કોઈ કોઈ રાતે નાથાભાઈ અમને શાળાના ધાબા ઉપર લઈ જાય. તારા-ગ્રહો-નક્ષત્રો આદિનો તફાવત સમજાવે. આકાશમાં દેખાતો 'વીંછી' ખરેખર વીંછી આકારનો જ હોય છે તે એમણે બતાવ્યું.

આ કર્મઠ આચાર્ય ભણાવતાં ક્યારેય થાકતા નહિ, પણ કુદરતે એમને થકવ્યા. એમને ટી.બી. લાગુ પડેલો. શરીર અશક્ત. ડૉક્ટરે બોલવાની ના પાડેલી. હૉસ્પિટલમાં તાત્કાલિક દાખલ થઈ જવા કહેલું. પણ નાથાભાઈ એમ માને ખરા ? એમણે કહ્યું : ''પરીક્ષાઓ નજીકમાં છે, કેટલોક અભ્યાસક્રમ બાકી છે એ પૂરો કરું પછી જ ઉપચારની વાત. વિદ્યાર્થીઓનું હિત હૈયે રાખી એમણે માઈક ઉપર બોલી વર્ગો લીધેલા એ વાત હું આજેય ભૂલ્યો નથી.''

**એક શિક્ષણકાર તરીકે આચાર્યશ્રી નાથાભાઈની ઊંચાઈને આંબી શકે એવા શિક્ષણકારો - આચાર્યો કેટલા ?**

''શું શું સંભારું ? પૂણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે.'' સાહેબને સો-સો સલામો કરી હૃદયથી વંદના કરી ઋણ ચૂકવું તો ઘણું છે, પણ ના. ના. તો 'કોઈનોય ભાર ન રાખે મુરારિ' જેવા છે. સ્વર્ગમાં બેઠા બેઠા પણ વિદ્યાર્થીહિતનું જ ચિંતન નહિ કરતા હોય એની શી ખબર ?

## ૨૬.
## મારા પથદર્શક

**અંબાલાલભાઈ પટેલ** (વામજ)
મંત્રી, સર્વ વિદ્યાલય, ગાંધીનગર

પૂજ્ય નાથાભાઈ દેસાઈ, કડી સર્વ વિદ્યાલયના આચાર્ય પદે ૧૯૪૪ના જૂન ૧૫ને સોમવારે નિયુક્ત થયા. જેતે સમય પહેલાં શાળાનું આચાર્યપદ અને મંત્રીપદ તેમજ બધી જ જવાબદારીનો હવાલો શ્રી પોપટલાલ ગુલાબદાસ સંભાળતા હતા. તેમનો વિચાર શિક્ષણમાં મુક્ત થઈ મુંબઈ જેસ્કો નામની ઈન્ડસ્ટ્રીઝમાં જવાનો હતો. પણ પૂર્વઆચાર્ય બાપુભાઈ ગામીનું અચાનક અવસાન થવાથી એક વર્ષ માટે તે વિચારને મુલતવી રાખ્યો. સંસ્થા માટે સારા આચાર્ય શોધવાનું, સંસ્થા તથા શાળાનું મકાન પૂર્ણ કરવાનું કામ તેમણે સંભાળ્યું હતું.

નવા આચાર્ય કેવા આવે છે તે જોવા વિદ્યાર્થીગણ ઘણો જ ઉત્સુક હતો. અગાઉ છાત્રાલયમાં જતાં નાથાભાઈસાહેબ શરીરે કૃશ, તેમજ બધા વાળ સફેદ હોવાને કારણે વધારે વૃદ્ધ દેખાય. પણ આ શંકા બહુ ટકી શકી નહિ. શાળાનો સમય બપોરનો. ધો. ૬ (તે વખતનું) એટલે પૂર્વ મેટ્રિક કલાસ. શાળાના ત્રીજા તાસમાં તે પદાર્થવિજ્ઞાન લેવા આવ્યા. ઑફિસમાંથી નીકળતા જોતાં વિદ્યાર્થીઓ ચપોચપ વર્ગમાં શાંતિથી ગોઠવાઈ ગયા. ઑફિસમાંથી અમારા વર્ગમાં આવતાં તેમનું જે ચિત્ર અમારી આંખ સામે રજૂ થયું તે ખૂબ જ ધ્યાન ખેંચે તેવું છે. શિર પર ખાદીની સફેદ ટોપી, ઝભ્ભો અને સફેદ ધોતી, આકર્ષક કાળી બંડી અને પગમાં કાળી દોરીવાળા બૂટ, હાથમાં મીટર પટ્ટી, બે પુસ્તકો, ચોક ડસ્ટર : આ ચિત્ર મારા મન ઉપર અંકિત થયેલું છે.

વર્ગમાં પ્રવેશ થતાં જ બધા વિદ્યાર્થી ઊભા થઈ આવકાર આપી નમસ્તે ગુરુજી ! શબ્દો ઉચ્ચાર્યા. જવાબમાં સીટ ડાઉન પ્લીઝનો આદેશ મળ્યો. વર્ગ શાંત હતો. મૌનથી વર્ગ ભરાઈ ગયો. તુરત જ તેમના મુખમાંથી શબ્દો સરી પડ્યા : શાનો પિરિયડ છે ? બધાએ જવાબ આપ્યો : વિજ્ઞાનનો. સારું. વિજ્ઞાન એટલે શું ? વર્ગમાં પ્રશ્ન પુછાયો. વિદ્યાર્થીઓએ સમજપૂર્વક કહ્યું : વિશેષ જ્ઞાન, પ્રયોગનું જ્ઞાન, પદાર્થ વિશેનું જ્ઞાન. વર્ગની વિષય સમજવાની ક્ષમતા મપાઈ ગઈ. તુરત જ તેમણે કહ્યું : જુઓ, વિજ્ઞાન એટલે ‘‘જુદી-જુદી વસ્તુઓનું પ્રયોગ દ્વારા સિદ્ધ કરેલું અને ક્રમશઃ ગોઠવેલું જ્ઞાન તે વિજ્ઞાન'' એવી રીતે રજૂઆત થઈ કે તે બધાના મનમાં તે વસ્તુ ગોઠવાઈ ગઈ અને તે દિવસથી વિદ્યાર્થીઓ કહેવા લાગ્યા

કે આ સાચા ઋષિશિક્ષક છે. ઋષિશિક્ષક એવી રીતે રજૂઆત કરે કે બાળકને ગ્રહણ કરવામાં બળ ન પડે, બહુ જ સહેલાઈથી ગ્રહણ થઈ શકે તેવી પદ્ધતિ. અને આ જ પ્રથમ તાસથી તેમના મન આકર્ષિત કરેલા અને તે કાયમ રહી શક્યા. આ તેમના આત્માની સુવાસ છે. ત્યાર પછી તો તેઓ વિદ્યાર્થીઓની નજીકમાં આવતા જ ગયા અને બાળકો ઉપર સારો પ્રભાવ પાડી શક્યા. તેમનો એક પણ તાસ છોડવાનું બાળકોને ગમતું નહિ. તાસની ખાસ રાહ જોવાતી.

શાળામાં પણ તેમના જેવા ઉત્સાહવાળા શિક્ષકોનો સાથ સહકાર મેળવી શક્યા. તે જમાનામાં નાના પર્યટનો ગોઠવાતાં - બે ચાર દિવસના પ્રવાસનો લાંબા પ્રવાસમાં આવી જતા. શ્રી કલ્યાણભાઈ છાત્રાલયના ગૃહપતિ અને ભાષા શિક્ષકની દોરવણી નીચે જન્માષ્ટમીના દિવસોમાં બાલારામનો પ્રાકૃતિક સૌંદર્ય નિહાળતો પ્રવાસ ગોઠવાયો. તે દિવસે પારણાનું ભોજન ઉમિયા માતાજીના કેમ્પસમાં - મોહનલાલ ગુરુ તરફથી લાડુ જમાડવામાં આવ્યા હતા.

આજકાલની જેમ આડેધડ પ્રવાસ આયોજન શાળાઓમાં ચાલે છે તેવું આયોજન નહિ, પણ પ્રથમ જ્યાં જે સ્થળ જોવાનાં હોય તેના અંગે પૂરી માહિતી બાળકોને આપવામાં આવે, વિગતો સમજાવે અને પછી પ્રવાસે લઈ જવાની પ્રવૃત્તિ. શૈક્ષણિક પ્રવાસની વિગતનાં બધાં પાસાં આવરી લેવામાં આવે. પ્રવાસનો મૂળ હેતુ જીવંત રાખવાનું લક્ષ પૂરેપૂરું સમજાવવામાં આવતું.

બીજું સત્ર શરૂ થતાં ડિસેમ્બરની ૨૨મી તારીખે ધો.૬ના ૩૫ વિદ્યાર્થીઓને લઈને તેઓ એકલા રેલવે દ્વારા બારેજડી પેપર મીલ અને કેમિકલ્સની ફેકટરી જોવા માટે લઈ ગયા તે વખતનું વાતાવરણ અને આજનું વાતાવરણ આજના બાળકોને ન સમજાય તેવું હતું. સવારનો નાસ્તો સંસ્થામાંથી લઈને જવાનું. બપોરનું ભોજન સાથે ભાતા સ્વરૂપે લઈ જવાનું હતું. ગાડી દ્વારા પ્રવાસ. કડીથી નીકળ્યા. અમદાવાદ પહોંચતાં ગાડીનો એક સમય ગુમાવવો પડ્યો એટલે મોડા પડ્યા. બારેજડી પેપર મીલ પર પહોંચ્યા ત્યાં વેસ્ટ પેપરો ઓગાળવાનો પ્રયોગ જોતાં તેમાંથી મેટ્રિકનું પેપર હાથ લાગ્યું. પરીક્ષા આપ્યા પછી શું થાય છે તે અમારા માટે કૂતુહલનો સવાલ હતો પણ તેની વિગત સમજાઈ ગઈ. કેમિકલની ફેકટરી જઈ ૧ વાગે નાસ્તો ભોજન લીધું. સાહેબે પણ અમારી સાથે ભોજન લીધું. ગુરુ-શિષ્યોના સંબંધ ગાઢ બનતા ગયા. કેમિકલની ફેક્ટરીની વિગત જુદી-જુદી રૂમોમાં લઈ જઈ વર્ગમાં ભણાવતા હોય તે રીતે અમને શીખવ્યું. આવા ઉત્સાહી અને શિક્ષણ પાછળ જીવન અર્પિત કરતા શિક્ષક ઘણા ઓછા છે.

આ રીતે ધો. ૬નું શિક્ષણ પૂર્ણ થયું અને બધા મેટ્રિકમાં આવ્યા. તે વખતે

શાળામાં સારું અંગ્રેજી ભણાવી શકે એવા શિક્ષક નહિ. તેમણે જાતે વ્યાકરણનો ભાગ તૈયાર કરી અમને શીખવ્યું. આ છે શિક્ષકની કાબેલિયત અને સાચા શિક્ષકના ગુણધર્મો. પ્રવાસ એ શિક્ષણની પૂરક પ્રવૃત્તિ છે તે વાત તેમણે સાચા સ્વરૂપમાં રજૂ કરી. સમય જતાં મેટ્રિકનું વર્ષ પૂરું થતાં અમારે સંસ્થા છોડવાની હતી. પરીક્ષા આપવા આણંદ કે વડોદરા જવાનું હતું. અહીં મહેસાણા જિલ્લામાં એક પણ કેન્દ્ર ન હતું. તેથી બધા જ બાળકોને લઈ દેસાઈસાહેબ જાતે અમારી સાથે આવવાના હતા. વહેલી સવારે બેગબિસ્ત્રા તૈયાર થયા. આશ્રમના મુખ્ય દરવાજા આગળ બધાયને વિદાય આપવાની હતી. સાહેબની દીકરીએ અમને બધાને તિલક કર્યાં, ગોળધાણા આપ્યા અને પ્રિય 'સર્વ વિદ્યાલય સોહે' ગીત ઉમેદભાઈ રચિત ગવાયું. બધા શિક્ષકો અને વિદ્યાર્થીઓ ભાવવિભોર બની સજળ નેત્રે માતૃ સંસ્થાને મનથી નમસ્કાર કરી ગંભીર વાતાવરણ વચ્ચે સ્ટેશને પહોંચી ગયા. કેટલાક વિદ્યાર્થીઓએ સંસ્થાને, આજીવન નાની-મોટી ભેટ આપવાની ઈચ્છાઓ પ્રગટ કરી.

ત્યારબાદ અભ્યાસમાંથી વિમુખ થતાં બે વર્ષના સમયગાળામાં અવારનવાર મળવાનું થતું. વાતચીતમાં તેમની પાસેથી સલાહ મળી કે તારો સ્વભાવ વેપાર કે બીજી નોકરીમાં ગોઠવાય તેમ નથી લાગતું. તું સારો શિક્ષક થવાની લાયકાત ધરાવે છે. આ ગુરુવચન સ્વીકાર્યું. મેં વામજમાં સેવા આપવાનું સ્વીકાર્યું. ત્યારથી નાથાભાઈસાહેબનો શિક્ષકક્ષેત્રે સંબંધ ઘનિષ્ઠ બન્યો. તેઓને અવારનવાર માર્ગદર્શન માટે મળવાનું થતું. અનેક પ્રશ્નોની આપ-લે થતી. તે સાચા અર્થમાં ઉત્તમ માર્ગદર્શક બન્યા. અમારી વામજની શાળા માટે તેમને માન રહ્યું અને તેમની દોરવણી ગ્રાહ્ય રાખી અમો નવા નિશાળિયાની જેમ તેમને સાચા પથદર્શક ગણતા. કંઈ મૂંઝવણ કે માર્ગદર્શનની જરૂર જણાતાં તેમની પાસે પહોંચી જવામાં જરાએ સંકોચ અનુભવતા નહિ. તેમના અંતિમ કાળ સુધી તેમની સાથેનો સંબંધ ઘનિષ્ઠ રહ્યો.

તેઓ શિક્ષણનાં બધાં પાસાંઓને આવરી લઈ કામ કરતા. સાચા સ્વરૂપમાં શિક્ષણને તેઓ વરેલા જીવ હતા. વિજ્ઞાનની પરિભાષામાં આવતા શબ્દો નક્કી કરવાની કમિટીમાં તેમનું નામ રજૂ થયેલું અને કાર્ય કરેલું.

શાળાના વહીવટી એકમને સુયોગ્ય બનાવવા સારી એવી જહેમત લઈ વહીવટી ફોરમની રચના કરી. જિલ્લાની શાળાઓના વહીવટને સુયોગ્ય બનાવી, કડી પાટીદાર મુદ્રણાલય દ્વારા વહીવટી ફૉર્મ પૂરા પાડવાનું સર્વ પ્રથમ કાર્ય તેમણે કર્યું.

જેથી જિલ્લાની શાળાઓ ઉપર મોટી ઉપકારની લાગણી થઈ. પાઠ્યપુસ્તકો લખવાનું કાર્ય પણ તેમણે તેમના વિષયને અનુરૂપ કર્યું.

જિલ્લા આચાર્યસંઘ અને જિલ્લા શાળા મંડળના વર્ષો સુધી માર્ગદર્શક અને પ્રમુખ રહ્યા. આટલા બધા કામના ભારણ તળે હોવા છતાં હળવાફૂલ જેવા અને ટેન્શન (તાણ) મુક્ત રહ્યા.

ઘણા નહિ જાણતા હોય કે તે ખગોળશાસ્ત્ર અને જ્યોતિષવિદ્યાના જિજ્ઞાસુ હતા. તેઓ તે જાણવા જ્યોતિષશાસ્ત્રના અભ્યાસ માટે વામજના લાલજીભાઈ ખોડીદાસના સંપર્કમાં આવતા અને શાળાની પ્રવૃત્તિના માર્ગદર્શક બનતા.

સને ૧૯૬૮માં ભારતીય કેળવણી મંડળ અને વિદ્યાલયનો રજત જયંતી મહોત્સવ ઉજવાયો તેમાં કેળવણીકાર તરીકે તેમને સાલ આપી એમનું બહુમાન કરવામાં આવેલું.

કડી સર્વ વિદ્યાલયને સેવાઓ આપી, પણ મંડળના તે વખતના વલણને લઈને તેમણે કડી વિદ્યાલય છોડવાનું થયું. તેઓ ત્યાંથી ન જાય તે બાબતમાં જે તે વખતના પ્રમુખ અમીનસાહેબ અને દાસકાકા સમજાવવામાં સફળ થયા. પણ સ્વમાનના ભોગે દેસાઈસાહેબ કડી અને ત્યાંના વિદ્યાર્થીઓનો પ્રેમ ધ્યાનમાં લઈ એમની વાત સ્વીકારી પણ તેમનો આત્મા તો કોચવાતો હતો તેથી તેઓએ સર્વ વિદ્યાલય છોડી બાવળા વિદ્યાલયને સેવા આપી.

કડીથી વિદાય લેતાં અમીનસાહેબના આશીર્વાદ લઈને સવારે વિદાય લીધી. તે વખતે તુલસીભાઈ (આચાર્ય, ગોઝારિયા), હું વગેરે હાજર હતા. તેમને વિદાય લેતા જોવાથી અમને હૃદયમાં ભારોભાર દુઃખ થયું. એક આદર્શ શિક્ષક, આચાર્ય અને અદના કેળવણીકારે વિદ્યાલયમાંથી વિદાય લીધી ત્યારે સત્તાની ખુરશી પર બેઠેલા અહમ્‌સેવી પદાધિકારીઓ ઉપર નફરત છૂટી, પણ સંસ્થા મહાન છે તેનું કોઈ કાળે કોઈ અહિત કરી શકે તેમ નથી.

મારે દિવાળી વેકેશનમાં મારી શાળાના વિદ્યાર્થીઓની પ્રવાસ ટુકડી સૌરાષ્ટ્રમાં ફરીને ભાવનગરથી અમદાવાદ આવવાની હતી. વચ્ચે બાવળા આવે જ. અમે અમારી બસને ત્યાં રોકીને આ ઋષિતુલ્ય મહામાનવનાં દર્શન કરવાનું ગોઠવ્યું. સાહેબ એક રૂમમાં પલંગ, પુસ્તકો તથા પાણીની મટકી સાથે કાર્યરત હતા. વેકેશનમાં વિદ્યાર્થીઓ માટેનું માર્ગદર્શન પૂરું પાડવાની તૈયારી ચાલતી હતી. શિક્ષકોને માર્ગદર્શન માટે નોટ તૈયાર કરતા હતા. મને આ બધું ઉત્સાહથી બતાવ્યું. મને એક રાષ્ટ્ર ઘડતર કરતા પુરુષનાં તેમનામાં દર્શન થયાં.

તેમની અંતિમ પળો પણ નજરે નિહાળેલી. તેમની ચહેરાની રેખાઓ ઉપર ક્યાંયે વિશાદ જોવા જાણવા પણ નથી મળ્યો. સદા આનંદથી પ્રફુલ્લિત મુખારવિંદ વર્ષોથી યાદ આવે છે.

## ૨૭.

# કડી સર્વ વિદ્યાલયના ધ્રુવતારક નાથાલાલ દેસાઈ

**ભગવત સુથાર**
કડી

પુણ્યાત્માઓનાં ઊંડાણ અગાધ-સાગરસમ. એમ કહો કે ઊંચાણ તેમનાં અમાપ હિમગિરિ સમ. આજના માનવે સાગરનું ઊંડાણ અને હિમગિરિનાં ઊંચાણ માપ્યાં છે, માણ્યાં છે, પણ આ માનવહૈયાનાં ઊંડાણ-ઊંચાણ અમાપ છે. મારા હૃદયગુરુ નાથાલાલ દેસાઈ-શ્રી ના. ના. દે. આવા STALLWART - પ્રચંડકાય મૂર્તિ છે. તેમને મારા અખંડ જીવનમાં સદ્‌ગુરુનું પ્રથમ સ્થાન આપું છું. અર્જુને શ્રીકૃષ્ણને કહેલું કે, તમારો શિષ્ય છું, રક્ષણ કરો. મેં મારા સુવર્ણશા વિદ્યાર્થીકાળની વિકાસચાવી તેમના પુણ્યચરણે આપી હતી.

મારા ગાલે બે તમાચા : એક પિતાજીનો, બીજો આ જ્ઞાનગુરુનો છે. શ્રેણી પાંચમાં મોડા પડેલા મને, તમાચો મારીને વર્ગમાં બેસાડ્યો. આ તમાચો નહોતો, પણ શિક્ષા હતી : **'મોડા પડશો તો ઊંચાં નિશાન ચૂકી જશો.' આજની સિદ્ધિના પાયામાં એ ચાર આંગળી રહેલી છે.** તેમને ચરણે મસ્તક મનથી જ નમે છે. કેમકે આચરણથી ચરણ શ્રેષ્ઠ બને છે. ચરણની સુંદરતા શામાં છે ? જીભ બોલે તેમ ચરણ ચાલે તેમાં છે. એક દિવસ દરેક વિદ્યાર્થી મોંમાં આંગળાં નાંખી રહ્યો. કેમ ? શાળાના આચાર્ય ગણવેશ-સફેદ શર્ટ, ભૂરી ચડ્ડી, રંગે કાળી મોજડી અને મસ્તકે ગાંધી ટોપી ધારીને આવ્યા છે. પ્રાર્થનામાં સૌની નજર ત્યાં ચોંટી ગઈ. આમ એક સપ્તાહ ગણવેશમાં આવ્યા પછી પ્રાર્થનામાં સુમધુર અને હૃદયસ્પર્શી વાણીમાં કહ્યું : ''સૌએ આ ગણવેશમાં એક સપ્તાહમાં આવવું. દીકરીઓએ સફેદ પોશાક પહેરવો.'' સપ્તાહ નહિ, પણ ત્રીજે દિવસે તો સમગ્ર શાળા બે રંગે રંગાઈ ગઈ : સફેદ અને વાદળી. સફેદ સંતોના ત્યાગ બલિદાનનો રંગ, ભૂરો નભનો રંગ—હૈયાની વિશાળતા અને સમાનતાનો રંગ. આ બે રંગોથી જીવનમૂલ્યોની કેવી સુંદર અનુકરણીય શિક્ષા આપી ! સાચો શિક્ષક બોલે નહિ, આચરે અને પાઠ આપે. શ્રેણી આઠ. સંસ્થામાં મહોત્સવનો ઊડે ગુલાલ. 'દર્શન-પ્રદર્શન'ના કાર્યક્રમમાં એક હનુમાનજીના મંદિરની ચીતરેલી 'ચિત્રમય રામાયણ'નાં બધાં જ દશ્યો-આબેહૂબ. 'સૌને' સંક્ષિપ્ત રામાયણનો પાઠ આપ્યો. પ્રદર્શનના પ્રથમ ઈનામ સાથે સદ્‌ગુરુએ વિશેષ ઈનામમાં મને ચાંદીના બે સિક્કા આપ્યા. વિજ્ઞાનનો જીવ, પણ લલિતકલાઓની પરખ અને જીવંત રસ એટલાં જ ધબકે. સન ૧૯૫૦ના ડિસેમ્બરમાં ભારતમાતાએ પોતાના બે પનોતા પુત્રો : યોગેશ્વર શ્રી અરવિંદ ઘોષ

અને રાજેશ્વર સરદાર શ્રી વલ્લભભાઈ પટેલના નિધન પર આંસુની ગંગા-જમના વહાવી. શાળામાં શોકસભાઓ થઈ. મારો કલાકાર જીવ ઝાલ્યો ન રહ્યો. કોઈ શબ્દથી, કાવ્યથી શોક વ્યક્ત કરે, તો હું રંગરેખાથી કેમ ન કરું ? શાળાના સેન્ટ્રલ હૉલમાંના શ્યામપટ પર કોલસા અને ચોકથી બંને મહાવિભૂતિઓનાં આબેહૂબ મુખચિત્રો એવાં તો ચિતરાઈ ગયાં કે જે જોતા તે ત્યાં જ ઊભા રહીને મૌન અંજલિ અર્પતા. સદ્ગુરુ તો બંને મુખચિત્રોમાં રહેલા વિશેષ ગુણોને સાકાર થતા જોઈને ગદ્ગદિત થયા. જાહેર સભામાં દરેક વિદ્યાર્થીને પ્રોત્સાહનનાં અમી મળે તે ભાવનાથી મારે મસ્તકે અને પીઠે હેતનો હાથ પસવારીને ચાંદીના પાંચ સિક્કા અર્પતાં શબ્દોથી નવાજ્યો : ''એક યોગભ્રષ્ટ જન્મજાત કલાકાર આપણી સંસ્થાનું ગૌરવ છે.'' મારા ચિત્રગુરુ શ્રી રતિભાઈ ગામીને કહ્યું : ''આ ચિત્રકારનો સંસ્થા માટે લેવાય તેટલો લાભ લો.'' પછી તો અનેક ચિત્રો સંસ્થાની દીવાલો શોભાવી રહ્યાં. આજે કેટલાંક સચવાયાં હશે. આચરે તે આચાર્ય અને પછી શીખવે તે સદ્ગુરુ એ કથન સાર્થક છે, મારા સદ્ગુરુના જીવનના શ્વાસે-પ્રતિશ્વાસે.

ના. ના. દે. એ સમર્પણભાવના જીવનમંત્રથી સભર સદ્ગુરુ સંસ્થાના આચાર્ય સાથે વિદ્યાર્થીઆશ્રમના મુખ્ય ગૃહપતિ પણ હતા. તે પદનું ગૌરવ અણિશુદ્ધ સાચવ્યું છે. આશ્રમનો એક અત્યંત હોશિયાર વિદ્યાર્થી પણ બીડીનો પાકો વ્યસની. એક દિવસ ગુરુજી તેને જોઈ ગયા. પાસે બોલાવી ખભે હાથ મૂકીને કહ્યું : ''બેટા, તું બીડી મૂકી દે.'' જાણે ચેતવણી આપી. ''જી, હાં, ગુરુજી !'' પેલાએ જાણે વચન આપ્યું. અઠવાડિયા પછી એ જ સ્થળે તેના હાથમાં 'અગરબત્તી' જોઈ અને કદી ક્રોધનો અક્ષર પણ ન જાણતા સદ્ગુરુ દુર્વાસા બની ગયા. પગની મોજડી હાથમાં લઈને સટાસટ યંત્રવત્ પેલાના ગાલ પર લગાવી રહ્યા. દુર્વાસારૂપ શમતાં ધીરેથી મક્કમ અવાજે કહ્યું, ''કાલે ઘર ભેગા થઈ જાઓ. પેલો ચરણ પકડીને રડી પડ્યો.'' ગુરુજી ! મને માફ કરો. હવે આ કૃત્ય નહિ કરું. ''ખબર છે, તારી જિંદગી બગડતી નથી, પણ મારા આ આશ્રમની જિંદગીમાં તું પૂળો મૂકે છે, તું હોશિયાર છે તો શું થયું ? સોનાની કટારી ભેટે બંધાય, કાંઈ પેટમાં ન ખોસાય !''

બીજે દિવસે, માથે બેગ અને બિસ્તરો બગલમાં લઈને જતો પેલો વિદ્યાર્થી ચોધાર આંસુએ રડતો ગયો. બેચાર દિવસે વાલીસંગે પાછો આવ્યો. પિતાએ વિનંતી કરતાં તેનું જીવન ખરાબે જતું અટકે એટલે ગુરુજીએ ક્ષમા આપી. સાચા આશ્રમવાસીનું સચોટ દૃષ્ટાંત સૌને મળ્યું. શિસ્ત અને આજ્ઞાપાલનની આ નાનકડી ઘટના એક પાઠ આપી ગઈ. તેથી તો સંસ્થામાં કહેવાતું : 'સદ્ગુરુની કાળી મોજડી તેમના કાર્યાલયને બારણે બહાર જરા ડોકાય કે દેન છે પાંચમા કે

અગિયારમાના વિદ્યાર્થીની કે વર્ગમાં બેસી ન જાય ?' 'નહિ નફો, નહિ નુકસાન'ને ધોરણે આશ્રમ ચાલતો, પણ આશ્રમના કાયમી ખર્ચમાં તૂટ પડતી. સત્ર-ફીમાં નજીવો વધારો થયો. ત્યાં આશ્રમના વિદ્યાર્થીઓએ વિરોધ કર્યો. મુખ્ય ગૃહપતિએ કહ્યું : 'વધારો ન આપે તે ઘેર જાય.' વિદ્યાર્થીઓ બોરડીના બોરની જેમ ટપોટપ ચાલ્યા ગયા. આશ્રમ ખાલી ખાલી ! બેચાર દિવસમાં બધા વાલીઓ વિદ્યાર્થીઓ સાથે પરત આવ્યા. સદ્‌ગુરુને નમન કરતાં પૂછ્યું : ''ગુરુજી, આવી શકીએ ?'' ''તમે જાતે ગયા છો. જાતે આવો. આ તો તમારું ઘર છે. શું ઘરને સારી રીતે નિભાવવાની તમારી ફરજ ન ગણાય ? તમે આવતી કાલની આશા છો.'' આશ્રમ ફરી પાછો વિદ્યાઓ, કલાઓ અને જીવનમૂલ્યોથી ધબકવા માંડ્યો.

શ્રેણી અગિયાર એસ.એસ.સી.ના બે વર્ગમાં હું સૌથી હોશિયાર. આવતી કાલે પ્રિલિમિનરીની પરીક્ષામાં બીજગણિતનું પ્રશ્નપત્ર. ગુરુજી શીખવે. આગલે દિવસે બીજગણિતનો એક દાખલો ગુરુજીને ઘેર શીખવા ગયો. સાદડી પર સાહેબ. પાસે બેસાડી, માથે હાથ મૂકીને પૂછ્યું : ''બોલ, બેટા ! શું કામ છે ?'' મેં નમ્રતાથી પેલો બીજગણિતનો દાખલો બતાવ્યો, હસતાં હસતાં સરળતાથી શીખવ્યો. ''બોલ, બેટા ! છે બીજું કાંઈ ?'' **હું નમન કરતો બોલું, ત્યાં તો ભૂદાન, ધનદાન આદિ માટેની ટહેલ કરતા ભારતયાત્રા કરતા પરમહંસ શ્રી વિનોબા ભાવેના સેવકોએ ગુરુજીને પ્રેમથી સંપત્તિદાનની વાત કરી. એક ક્ષણના યે વિલંબ વિના ત્યાગ, સેવા, સમર્પણ જેનો શ્વાસ છે એ સદ્‌ગુરુશ્રીએ પોતાના પગારના પાંચ ટકા આપવાનું વચનપત્ર ભરી દીધું. આશ્ચર્યમૂઢ વરિષ્ઠ સેવક બોલ્યો : 'અમારી સમગ્ર યાત્રામાં આપ જ એક મળ્યા, જેની આંખે દેશપ્રેમ, માનવ્યભાવ અને આચરણનો પમરાટ ઝગે છે. આપનાં દર્શને ધન્ય થયા.'**

મૌન કેવું શીખવી જાય છે !

પટાવાળાએ ટપાલ મૂકી. એક કવર પર ટિકિટને સિક્કો નહોતો. ''સાહેબ ! પેલી ટિકિટ ઉખાડી લઉં.'' એકવેધક નજર નાખતાં એ બોલનારને કહ્યું : 'ફરી કામે ન લેવાય. અનીતિ કહેવાય.' ફાઉન્ટનપેનથી તેના પર ચોકડી મારી. નીતિધર્મનો પાઠ આથી સરલ કયો હોય ? અમારા એસ.એસ.સી. વર્ગના વિદાય સમારંભમાં આપેલી માધુકરી જેવી આંગ્લ કવિ એલેકઝાંડર પોપની કાવ્યપંક્તિઓ :

"HONOUR AND SHAME FROM NO CONDITION RISE
ACT WELL THY PART THERE THE HONOUR LIES"

'માન અને લજ્જા પરિસ્થિતિજન્ય નથી. તારો પાઠ તું બરાબર ભજવે તો તને માન-અકરામ મળશે.' આ શબ્દો મારા જીવનમાં દીવાદાંડીરૂપે છે.

સદ્‌ગુરુશ્રીએ કડી છોડીને બાવળાને કર્મભૂમિ બનાવી. વસમી વિદાય વેળાએ મારી ઊર્મિનો રસથાળ કાવ્યરૂપે ત્યારે પમરેલો :

'પૂજ્યતા આપની આ દિલે વસી, અહં-છેદતી;
જયમ શશી વરસાવે જ્યોત્સ્ના શીતળ કરંતી.

ગુરુત્વ આપનું માપવા ક્યાં છે બની માપપટ્ટી ?
રુક્ષતા શંકર સમ કર્તવ્યની, ફૂલ સમ પ્રેમની.

ના થાળ હીરામોતીનો, ના છાબ ફૂલતણા પમરાટની;
થાળ છે પ્રેમ, ત્યાગ, સેવા, સત્ય, અહિંસામયી.

લાભ લીધો શતમુખી વિદ્યાર્થીજગે અમોઘતાથી;
લખાવી-ટીપીને કર્યા માનવમાટીમાંથી.

નામ લઘુ, દર્શન ગુરુ, વય લઘુ, કાર્ય ગુરુ શાશ્વતી,
રટણ છે એક એવા માનવ્યની ઊલટથી.

નમન કરું સ્નેહથી, હૈયાની કર્તવ્યદીક્ષાથી;
દાસત્વ ન લગારે, નિર્લેપ સ્વામી અહંભાવથી,
સદા જાગ્રત પ્રહરી, છો કર્તવ્યશિરોમણિ.

દેવું સતત, ન લેવું લગીરે એ જીવનમંત્રભેખથી,
સાદગી સાહેબ તમને, શિક્ષાપંથે વિરાટ પગલીથી.

ઈશને પણ છે ગૌરવ સ્વસર્જને સુખદાયી,
ને નમે શિર મારું, ઉર સમરું હે શાશ્વત વાત્સલ્યમૂર્તિ !'

બાવળાના મહોત્સવ પ્રસંગે સદ્‌ગુરુએ મને અને મારા મિત્ર દિલીપ રૉયને વિશેષ યાદ કરીને આમંત્રણ-પત્રિકા પાઠવેલી. ગુરુ--કિલ્લીનો સ્નેહ કેવો અપરંપાર છે !

ડાયોજિનસ રોમની શેરીઓમાં ધોળે દિવસે સળગતું ફાનસ લઈને માનવને શોધે છે. આજે સમગ્ર ભારતમાં સાચા શિક્ષકને કે આચાર્યને શોધવા ફાંફાં મારીએ તો શું મળશે ? શી ખબર ? તો શું મહાત્મા ગાંધીજી ૧૯૪૮ની જાન્યુઆરીની ત્રીસમી તારીખે સાંજે સાડા પાંચ વાગ્યે જીવનના દરેક ક્ષેત્રોનાં મૂલ્યોનાં પોટલાં માથે મૂકીને ચાલ્યા ગયા છે ? તે આજે આ મૂલ્યોનો દુકાળ પડ્યો છે ? સમયની ખરતી રેતી પર શાશ્વતપણે વિરાટ પગલાં મૂકી જનાર આ મારા સદ્‌ગુરુ શ્રી નાથાલાલ દેસાઈ 'પરોપકારાય સતાં વિભૂતયઃ'ને ચરિતાર્થ કરનારને મારી લાખ લાખ સ્નેહવંદના ! અસ્તુ !

## ૨૮.

# પૂજ્ય શ્રી નાથાભાઈસાહેબ
# મારા પ્રતિભાવો

**અંબાલાલ ટી. પટેલ** (કંબોઈ)

હું સને ૧૯૪૭-૪૮માં ધો-૮માં સર્વ વિદ્યાલય-કડીમાં દાખલ થયો, સાથે સાથે છાત્રાલયમાં પણ. સને ૧૯૫૦-૫૧ સુધી ચાર વર્ષ અભ્યાસ કરી જૂની એસ.એસ.સી.ની પરીક્ષા પાસ કરી, શાળા અને છાત્રાલયમાંથી વિદાય લીધી. એ વખતે શાળાના આચાર્ય અને છાત્રાલયના મુખ્ય ગૃહપતિ તરીકે પૂજ્યશ્રી નાથાભાઈસાહેબ ફરજ બજાવતા હતા. ધો-પથી ૭ના છાત્રોને 'કુંજ'માં દાખલ કરવામાં આવતા હતા અને એના ગૃહપતિ શ્રી રામભાઈસાહેબ હતા. ધો.૮થી ૧૧ના છાત્રોને ''આશ્રમ''માં દાખલ કરવામાં આવતા હતા. એના ગૃહપતિ શ્રી કલ્યાણભાઈ (મારા ફુઆ) સાહેબ અને શ્રી અંબાલાલસાહેબ હતા.

પૂજ્ય નાથાભાઈસાહેબ વિદ્યાર્થીઓ વાંચે છે કે વાતો કરે છે એનો ખ્યાલ રાખવા અવારનવાર ચેકિંગ કરવા નીકળે. વિદ્યાર્થી કોઈ વ્યસન કે સિનેમાના રવાડે ચડી તો નથી ગયોને એની પણ એટલી જ કાળજી રાખતા હતા. વિદ્યાર્થી છાત્રાલયમાંથી બહાર જાય ત્યારે શિસ્ત, સંસ્કાર, પ્રમાણિકતા, નિર્વ્યસની તેમજ ઉમદા ગુણો સાથે જાય એવી ઉમદા એમની ભાવના હતી. એ વખતે છાત્રાલય અને શાળામાં અમારા ગામ કંબોઈના સોળ વિદ્યાર્થીઓ હતા. અમારા ગામના બધા વિદ્યાર્થીઓ પ્રત્યે એમને ઉમદા ભાવો અને મમતા હતી. અમારા ગામના વિદ્યાર્થીઓના એમના ઘર સાથે એટલે કે એમનાં પત્ની પૂજ્ય ચંચળબા સાથે પણ સારા સંબંધો હતા. પૂજ્ય ચંચળબા પણ સાહેબના જેવાં જ ઉમદા હતાં. એમને સંતાનમાં ઈન્દુબેન નામની એક દીકરી હતી. ઈશ્વરે એમની નિષ્ઠા અને પ્રમાણિકતાની કદર રૂપે પાછલી ઉંમરમાં એક પુત્રરત્ન આપેલ જેનું નામ કિરીટભાઈ. સારો બિઝનેસ કરે છે. નાની પુત્રી કોકિલા અમેરિકા છે.

હવે એક શ્રેષ્ઠ શિક્ષક અને શ્રેષ્ઠ આચાર્ય તરીકેના એમના ગુણોનું વિહંગાવલોન કરીએ. પૂજ્ય નાથાભાઈસાહેબના મુખ્ય વિષયો ગણિત અને વિજ્ઞાન હતા. ગણિત અને વિજ્ઞાન ઉપરાંત અંગ્રેજી વ્યાકરણ પણ એ સારી રીતે શીખવી શકતા. ગણિત-વિજ્ઞાનમાં એમનું જ્ઞાન અને શીખવવાની એમની પદ્ધતિ અજોડ હતાં. ગણિત-વિજ્ઞાન શિખવાડતા ત્યારે વર્ગમાં નબળામાં નબળા વિદ્યાર્થીને પણ

સમજણ પડ્યા સિવાય રહેતી નહિ. સમગ્ર ગુજરાતમાં એમ કહેવામાં આવતું કે ગણિત-વિજ્ઞાનમાં સર્વ વિદ્યાલય કડીનો વિદ્યાર્થી પારંગત ગણાતો. એમનો વિદ્યાર્થી ભલે અંગ્રેજીમાં નબળો હોય પણ ગણિત-વિજ્ઞાનમાં ડિસ્ટિંક્શન લાવતો. પૂજ્ય નાથાભાઈસાહેબના ગણિત-વિજ્ઞાનના ઉમદા જ્ઞાન અને શીખવવાની ઉમદા પદ્ધતિને લીધે આ શક્ય બનતું. આવા હતા સર્વ વિદ્યાલય કડીના આચાર્ય અને શ્રેષ્ઠ શિક્ષક શ્રી નાથાભાઈસાહેબ !

ત્રિમાસિક પરીક્ષા, છ માસિક કે પ્રિલિમિનરી પરીક્ષાનાં પેપરો તપાસતાં છાત્રાલયના વિદ્યાર્થીઓમાંથી જે વિદ્યાર્થી નાની-મોટી ભૂલો કરતા એમને રૂબરૂ બોલાવી એમની ભૂલો સમજાવતા. એ વખતે જૂની એસ.એસ.સી. પરીક્ષાનાં કેન્દ્રો નજીકમાં અમદાવાદ, આણંદ અને વડોદરા હતાં. આણંદમાં છાત્રાલયમાં વિદ્યાર્થીઓને રહેવા-જમવાની સગવડ આપવામાં આવતી. તેથી બધા વિદ્યાર્થીઓનું કેન્દ્ર આણંદ ભરાવતા. સવારે વિદાય વખતે વિદ્યાર્થિનીઓ પાસે કંકુનો ચાંલ્લો કરાવી, ગોળધાણા આપી વિદાય આપવામાં આવતી. વિદ્યાર્થીઓ પણ યથાશક્તિ બહેનોને ભેટ આપતા હતા. વિદ્યાર્થીઓની સાથે પૂજ્ય નાથાભાઈસાહેબ જતા, પરીક્ષા પૂરી થાય ત્યાં સુધી રોકાતા અને વિદ્યાર્થીઓને જે વિષયમાં મુશ્કેલી હોય તે સમજાવતા. આવા હતા શાળાના આચાર્ય શ્રી નાથાભાઈસાહેબ !

પૂજ્ય નાથાભાઈસાહેબ એક શ્રેષ્ઠ શિક્ષક હતા એ એમણે લખેલ ગણિત-વિજ્ઞાનનાં પુસ્તકો પુરાવા રૂપે પૂરતાં છે. એમણે Algebra, Geometry & Scienceનાં પુસ્તકો એમના મિત્રની ભાગીદારીથી લખેલાં, જે ગુજરાતની ઘણીખરી શાળાઓમાં પાઠ્ય-પુસ્તક તરીકે પસંદગી પામેલાં. એમના વિષયો ઉપરનું એમનું પ્રભુત્વ તેમજ એમની વિષયો શીખવવાની પદ્ધતિ ઉપરાંત એમની સ્મરણશક્તિ પણ એટલી જ તીવ્ર હતી. છાત્રાલયના તમામ વિદ્યાર્થીના નામ એમને યાદ રહેતાં. વર્ષો બાદ પણ વિદ્યાર્થી એમને મળે તો એને તે નામ સાથે બોલાવી એના ખબરઅંતર પૂછે અને પ્રગતિ વિષે પણ પૂછ્યા સિવાય ન રહે. ઘણાખરા વિદ્યાર્થીઓની પ્રગતિ અને ધંધા વિષેની જાણકારી એમના હૈયે વસી જતી. શાળા તેમજ છાત્રાલયનો વિદ્યાર્થી શાળાનો અભ્યાસ પૂર્ણ કરી બહાર જતો અને કઈ લાઇનમાં જવું એ સાહેબને પૂછે, તો સાહેબ એમની આર્થિક, શારીરિક તેમજ રુચિ-અભિરુચિને ધ્યાનમાં રાખી સલાહ આપતા. આ બાબતમાં મારો પ્રત્યક્ષ અનુભવ જણાવું તો અસ્થાને નહિ ગણાય. એસ.એસ.સી. પછી મારે કઈ લાઇનમાં જવું એ બાબતમાં એમને પૂછતાં એમણે મારી શારીરિક ક્ષમતા અને રુચિ-અભિરુચિને અનુરૂપ પીએસઆઈમાં જવાની સલાહ આપેલી. એમના મિત્ર

મુક્ત વિચારો અને કલ્પનાઓને શિક્ષક સુસાધ્ય બનાવે છે. તે રીતે તે વાસ્તવિક્તાનું ભાન કરાવે છે. આથી જ શિક્ષક રાષ્ટ્રનું સાચું ધન અને બળ છે.

સાચો શિક્ષક વિદ્યાર્થી માટે સીડી (નિસરણી)ની ગરજ સારે છે, પોતે જ્યાંને ત્યાં જ રહે છે, પણ વિદ્યાર્થીને કેળવી શિસ્ત અને સંસ્કારના એવરેસ્ટ શિખરે પહોંચાડે છે. આ અર્થમાં શિક્ષક જ્યોતિર્ધર છે. તે હજારો વિદ્યાર્થીને પ્રકાશ પૂરો પાડી ઉચિત રાહ ચીંધે છે. આ રીતે તે વિદ્યાર્થીઓનું Role Model બને છે.

શ્રી નાથાભાઈસાહેબ આ લક્ષણો ધરાવતા હતા. તેઓ તેજસ્વી અને મંદ વિદ્યાર્થીને–જેની જેવી શક્તિ અને જરૂરિયાત તે પ્રમાણે–શિક્ષણ-ન્યાય આપતા હતા. આ અર્થમાં તે ‘ગુરુ’ હતા.

**શ્રી નાથાભાઈસાહેબ પારદર્શક અને પ્રામાણિક તથા સંનિષ્ઠ અને સમર્પિત શિક્ષક હતા. વિદ્યાર્થી-હિતવર્ધક ગૃહપતિ (પિતા) અને સંસ્કારોનું સિંચન કરનાર શાળાના આચાર્ય હતા. આવી બેવડી ભૂમિકા તેમણે સફળતા સાથે અને ઉદાહરણીય રીતે નિભાવી છે. તેઓશ્રી ચોવીસે કલાકના શિક્ષક હતા. રાત્રે આકાશદર્શન કરાવે, મૂલ્યબોધ આપે. દિવસે વર્ગશિક્ષણ અને સ્વરક્ષણના પાઠ શીખવે. તેઓ લાગણીના તાંતણે વિદ્યાર્થીઓને પોતાની સાથે જોડતા. આથી વિદ્યાર્થીઓ તેમનાથી અભિભૂત થતા.**

રાષ્ટ્રપતિ ઍવૉર્ડ કેટલાકને મળ્યા, કેટલાકને અપાયા. અહીં કહેવું જોઈએ કે જ્યારે શ્રી નાથાભાઈસાહેબને રાષ્ટ્રપતિ ઍવૉર્ડ મળ્યો ત્યારે સાચા અર્થમાં ઍવૉર્ડ ઊજળો બન્યો, ઍવૉર્ડની પ્રતિષ્ઠા વધી. જોકે ઍવૉર્ડ જે સમયે મળવો જોઈએ તે સમયે ન મળ્યો, વિલંબે મળ્યો હતો. દેરસે મિલા મગર દુરસ્ત મિલા. **શ્રી નાથાભાઈ જ્યાંના ત્યાં જ રહ્યા, પણ ઍવૉર્ડે વધુ ઊંચાઈ પ્રાપ્ત કરી.**

હંમેશા શ્વેત વસ્ત્ર ધારણ કરી શ્રી નાથાભાઈસાહેબ શાંતિ અને શિસ્તના પાઠ પ્રબોધતા રહેતા. પ્રસિદ્ધિની લેશમાત્ર પણ લાલસા નહિ. શિક્ષક તરીકેનું કર્તવ્ય એ તેમનો ધર્મ હતો.

આ સાથે આ પ્રસંગે શ્રી નાથાભાઈસાહેબની શિક્ષણ-શૈલીને વરેલા તેમના સાથીઓ અંબાલાલ શિ. પટેલ (શેલાવી), શ્રી રામભાઈ મ. પટેલ (ચાંદણકી), આચાર્ય શ્રી મોતીભાઈ પટેલ (વિસનગર), આચાર્ય શ્રી કલ્યાણભાઈ પટેલ (લણવા) અને આચાર્ય શ્રી મોહનભાઈ પટેલ (પાટણ)ને સાદર યાદ કરી નમસ્કાર કરવાનું ઉચિત ગણાશે.

અત્યારે અદેહી છતાં નજર સમક્ષ ઉપસ્થિત એવા શ્રી નાથાભાઈસાહેબને કોટિ કોટિ પ્રણામ.

## ૩૪.

## સર્વ વિદ્યાલયના સર્વપ્રિય આચાર્ય પૂ. નાથાભાઈ દેસાઈ

**વિનોદભાઈ આર. પટેલ** (યુ.એસ.એ.)
11967 Trail Crest Court, San Diego,
Ca 92131 USA

ધરતી માસિકના મે ૨૦૦૯ના અંકમાંથી સમાચાર વાંચ્યા કે સર્વ વિદ્યાલય, કડી (ઉ.ગુ.) ના ભૂતપૂર્વ આચાર્ય સ્વ. નાથાભાઈના ના. દેસાઈ (ના.ના. દેસાઈ)ના જીવન અને કાર્ય ઉપર જાણીતા ચરિત્રલેખક ડૉ. મંગુભાઈ રા. પટેલ એક પુસ્તક પ્રકાશિત કરવાની ઈચ્છા ધરાવે છે. પૂજ્ય નાથાભાઈ દેસાઈ જેવા વાત્સલ્યમૂર્તિ અને પ્રજ્ઞાવાન આચાર્ય કે જેઓને હસ્તે મારા જેવા હજારો વિદ્યાર્થીઓનું પથ્થરમાંથી આકર્ષક મૂર્તિનું સર્જન કરનાર શિલ્પીની જેમ જીવન ઘડતર કર્યું એમની યાદને તાજી કરી એની ગૌરવગાથા આલેખાય એ ખૂબ જ યોગ્ય અને આનંદદાયક સમાચાર છે. સ્વ.ના. ના. દેસાઈસાહેબ વિષેની આ સ્મરણિકા હાલના અનેક શિક્ષકો અને વિદ્યાર્થીઓની નવી પેઢી માટે જરૂર પ્રેરણાત્મક નીવડશે એમાં મને કોઈ શંકા નથી. આવા શુભ નિર્ણય માટે ડૉ. મંગુભાઈને અભિનંદન ઘટે છે.

સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ, કડીમાંથી સને ૧૯૫૫માં એસ.એસ.સી.ની પરીક્ષા પાસ કરનાર મૂળ વતન ડાંગરવા (તા. કડી)નો હું જૂનો વિદ્યાર્થી. હાલ બોતેર વર્ષની મારી ઉંમરે છેલ્લાં ૧૫ વર્ષથી પરિવારજનો સાથે અહીં અમેરિકા (કેલિફોર્નિયા)માં નિવૃત્ત જીવન વિતાવી રહ્યો છું. માદરે વતનથી દૂર અહીં જ્યારે બરાબર સાડા પાંચ દાયકા પૂર્વે ઉત્તર ગુજરાતની આ પ્રસિદ્ધ પાયોનિયર સંસ્થામાં ગુજારેલ મારા વિદ્યાર્થીકાળને યાદ કરું છું ત્યારે મારા માનસપટ ઉપર ઘણાં સ્મરણો તાજાં થાય છે. મારી નજર સમક્ષ લીમડાના વૃક્ષોની શીળી છાયા અને અને અનેક નૈસર્ગિક સમૃદ્ધિથી ભરપૂર ૫૦ એકરમાં પથરાયેલ વિશાળ પરિસરમાં શોભતાં સર્વ વિદ્યાલય અને વિદ્યાર્થીઆશ્રમનાં મકાનો, રમતગમતનાં મોકળાં મેદાનો, વિશાળ ભોજનાલય અને ત્યાં પિરસાતું સાત્ત્વિક ભોજન અને રોજેરોજ ઘડિયાળને અને ઘંટને ટકોરે નિયમિત રીતે વિદ્યાર્થીઓની–અભ્યાસ સાથે થતી વિવિધ–પ્રવૃત્તિઓનાં દશ્યો ખડાં થાય છે. પ્રાચીન ગુરુકુળોની પરંપરાને અને અર્વાચીન ગાંધી ફિલસૂફીના મૂલ્યોને વરેલી કડીની સંસ્થાઓમાં સદ્‌ગત બાપુભાઈ

ગામી, પોપટભાઈ ગુ. પટેલ પછી શ્રી નાથાભાઈ દેસાઈએ સંસ્થાની ખ્યાતિને આગળ લઈ જવામાં અગત્યનો ફાળો આપ્યો હતો.

વંદનીય નાથાભાઈની રાહબરી હેઠળ સંસ્થાના અન્ય શિક્ષકો જેવા કે, સર્વશ્રી કલ્યાણભાઈ, અંબાલાલભાઈ, રામભાઈ, મોહનભાઈ, વ્યાયામશિક્ષક ચતુરભાઈ (મુછડી) તથા સંગીતવિશારદ પ્રજ્ઞાચક્ષુ ચતુરભાઈ પટેલ વિ. શિક્ષકો સર્વ વિદ્યાલય હાઈસ્કૂલમાં રોજનું પોતાનું શિક્ષણકાર્ય આટોપ્યા પછી પણ છાત્રાલયમાં ગૃહપતિ તરીકે આશ્રમમાં વિદ્યાર્થીઓ સાથે રહીને ચોવીસ કલાકની સેવા આપી વિદ્યાર્થીઓના સર્વાંગી વિકાસ અને જીવનઘડતરનું કામ જે મિશનરી ભાવનાથી કરતા હતા એની ઊંડી છાપ હજુ પણ મારા સમૃતિપટ ઉપર તાજી છે. આચાર્ય શ્રી નાથાભાઈની રાહબરી નીચે આ સંસ્થાના વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસની સાથે વ્યાયામની સ્પર્ધાઓમાં અગ્રેસર રહીને જુદા તરી આવતા હતા. સર્વત્ર 'No study without Kadi'ની લોકોક્તિ ગાજતી થઈ ગઈ હતી. આ સંસ્થામાં કાર્ય કરી રહેલ ગુરુગણ અને કાર્યકરો એના આદ્ય સંસ્થાપક પૂ. છગનભાના સેવામંત્ર ‘કર ભલા હોગા ભલા’ને વરેલા હતા.

ગુરુવર્ય શ્રી નાથાભાઈસાહેબ એક ઉચ્ચ આદર્શને વરેલા ઉત્તમ કક્ષાના શિક્ષક હતા. એમની આગવી સરળતાથી, શિક્ષણ આપવાની પદ્ધતિથી, ગણિત અને વિજ્ઞાન જેવા અઘરા વિષયો વિદ્યાર્થીઓને સમજવા અને યાદ રાખવા માટે સહેલા બની જતા. ગુજરાતભરની શાળાઓમાં એમણે લખેલ ગણિતવિષય ઉપરનાં પાઠ્યપુસ્તકો વખણાતાં હતાં. દરેક વિદ્યાર્થીને એ નામથી ઓળખતા હતા અને એમના અભ્યાસમાં વ્યક્તિગત રીતે રસ લેતા હતા. એમના મળતાવડા સ્વભાવથી એ વિદ્યાર્થીઓમાં ખૂબ જ પ્રિય હતા. એસ.એસ.સી.ના વર્ગમાં જે વિદ્યાર્થીઓ અભ્યાસમાં નબળા હોય એમને જુદા તારવીને સ્કૂલ છૂટી જાય તે પછી આવા વિદ્યાર્થીઓને અંગ્રેજી, ગણિત જેવા અઘરા વિષયો ખાસ ધ્યાન આપી શિખવાડતા અને બીજા શિક્ષકોને પ્રેરણા આપતા હતા. એમના આવા નિષ્ઠાપૂર્વકના પ્રયત્નોથી સર્વ વિદ્યાલય, કડી સંસ્થાનું એસ.એસ.સી. પરીક્ષાનું પરિણામ દર વર્ષે ટકાવારીમાં અગ્રેસર રહેતું હતું. છાત્રાલયમાં છાત્રો સમયપાલન અને શિસ્ત બરાબર જાળવે, એના માટે મુખ્ય ગૃહપતિ તરીકે શ્રી નાથાભાઈસાહેબ ખૂબ આગ્રહ રાખતા હતા. આશ્રમમાં શિસ્તનું પાલન ન કરતા, તોફાની, વ્યસની અને માથાભારે છાત્રોને કોઈવાર એમની મોજડીનો સ્વાદ પણ ચાખવા મળતો. જોકે મોટેભાગે તેઓ સમજાવટ અને કુનેહથી આવા વિદ્યાર્થીને ઑફિસમાં બોલાવી શિસ્ત અને એની જવાબદારીનું ભાન કરાવતા અને સમસ્યાનો નિકાલ કરતા. સર્વ વિદ્યાલયના

ગ્રંથાલયમાં એ વખતે પણ ઉત્તમ કક્ષાનાં ગુજરાતી, હિંદી, અંગ્રેજી અને સંસ્કૃત ભાષાનાં પુસ્તકો અને સામયિકો વિદ્યાર્થીઓ માટે ઉપલબ્ધ હતાં. શ્રી નાથાભાઈ વિદ્યાર્થીઓ એનો પૂરો ઉપયોગ કરે એના માટે માર્ગદર્શન આપતા અને વિદ્યાર્થીઓ કેવા પ્રકારનાં પુસ્તકોનું વાંચન કરે છે એની ગ્રંથપાલ પાસેથી માહિતી મેળવતા હતા. વિદ્યાર્થીઓનું આ પ્રકારે વ્યક્તિગત રીતે ધ્યાન રાખી એમના સર્વાંગી વિકાસ માટે ચોવીસે કલાક સેવા આપવાની ભાવનાવાળા શિક્ષકો આજના ટ્યૂશનોના જમાનામાં દીવો લઈને શોધવા જઈએ તોપણ મળે એમ છે ?

શ્રી નાથાભાઈસાહેબના હૃદયમાં એમના વિદ્યાર્થી માટે કેટલે દરજ્જે હિત વસ્યું હતું એને ઉજાગર કરતો એક પ્રસંગ મને યાદ આવે છે. **અમારા એસ.એસ.સી.ના વર્ગમાં એક હરિજન વિદ્યાર્થી ડુંગર ચાવડા. કડી ગામમાંથી એ રોજ ચાલીને સર્વ વિદ્યાલયમાં અભ્યાસ માટે આવતો. એ ભણવામાં ખૂબ હોંશિયાર હતો અને દર વર્ષે સારા માર્ક્સ મેળવી પાસ થતો હતો. એના ઘરની આર્થિક પરિસ્થિતિ ખૂબ જ નબળી હતી. એનાં માબાપ ઘર ખર્ચને પહોંચી વળવા માટે એને નાનું-મોટું કામ કરવા મોકલતાં હતાં. શ્રી નાથાભાઈસાહેબને આ વિદ્યાર્થીને અભ્યાસમાં પડી રહેલ અગવડોની જાણ થઈ, એમણે વિચાર્યું કે, જો ચાવડાને આશ્રમમાં વાંચવાની સગવડ કરી આપવામાં આવે તો એ એસ.એસ.સી.માં નંબર લાવે એવો હોંશિયાર છે. એમણે એ પ્રમાણે ચાવડાને આશ્રમમાં રહીને વાંચવાની સગવડ કરી આપી અને એને અમારી રૂમમાં રાખવાનું કહ્યું. આજથી ૫૫ વર્ષ પહેલાં ઘણા વાલીઓ જ નહિ, પરંતુ કેટલાક વિદ્યાર્થીઓ પણ જાતિવાદી રૂઢિચુસ્ત વલણ ધરાવતા હતા. આવા વિદ્યાર્થીઓએ શ્રી નાથાભાઈ સમક્ષ વિરોધ નોંધાવ્યો કે પાટીદારની બોર્ડિંગમાં હરિજન વિદ્યાર્થી ન જોઈએ. વિદ્યાર્થીઓમાં હડતાલ પડે એવું વાતાવરણ સર્જાયું. એ સમયે શ્રી નાથાભાઈસાહેબે આગેવાની લઈ રહેલ વિદ્યાર્થીઓને સમજાવ્યું અને કહ્યું કે, જો આ હરિજન વિદ્યાર્થીને તમે આશ્રમમાં તમારી સાથે રાખવા ન માગતા હો, તો હું એને મારે ઘેર રાખીશ અને એને અભ્યાસ માટેની સગવડ કરી આપીશ, એ રહેશે તો આશ્રમના પરિસરમાં જ એ નક્કી છે.** શ્રી નાથાભાઈસાહેબના મક્કમ વલણ અને આગ્રહને વશ થઈને વિદ્યાર્થીઓ છેવટે માની ગયા હતા. આ હરિજન વિદ્યાર્થી ચાવડા પછી તો બધાંનો મિત્ર થઈ ગયો હતો અને છાત્રો ગણિતના કૂટપ્રશ્નો એની પાસેથી શીખતા હતા. ગયા વર્ષે જ્યારે હું અમદાવાદની મુલાકાતે આવેલો ત્યારે મારા મિત્ર મિ. ચાવડાને મળવા માટે એમના ગાંધીનગરના નિવાસસ્થાને ગયો હતો. એ વખતે તેઓ પૂ. નાથાભાઈને ખૂબ જ ઉમળકાથી યાદ કરતાં ગળગળા થઈ ગયા હતા.

સ્વ. નાથાભાઈસાહેબ કડી સંસ્થામાં હતા ત્યારે ટી.બી.ના રોગમાં સપડાયા, તે વખતે એમણે સારવાર માટે અને હવાફેર માટે પંચગની જવાનું નક્કી કર્યું. જ્યારે તેઓ પંચગની જવા માટે કડીના સ્ટેશનેથી ગાડીમાં રવાના થવાના હતા ત્યારે સ્વયં પ્રેરણાથી શ્રી નાથાભાઈસાહેબ પ્રત્યેના પ્રેમના દોરવાયા એમને વિદાય આપવા આવેલા વિદ્યાર્થીઓથી કડીના સ્ટેશનનું પ્લૅટફૉર્મ ઉભરાઈ ગયું હતું. વિદ્યાર્થીઓએ ભારે હૃદયે એમને વિદાય આપી હતી અને કેટલાક છાત્રોની આંખમાં આંસુ પણ આવી ગયાં હતાં. શ્રી નાથાભાઈ વગરની સર્વ વિદ્યાલયની કલ્પના કરવી ઘણી મુશ્કેલ હતી.

સંજોગોવશાત્ મે-જૂન ૧૯૬૧માં શ્રી નાથાભાઈએ કડીની સંસ્થાથી રાજીનામું આપી બાવળાની સ્કૂલ એ.કે. વિદ્યામંદિરમાં જોડાયા એ વખતે વિદ્યાર્થીઓ અને વાલીઓમાં ભારે હલચલ વ્યાપી હતી અને કેટલાક વિદ્યાર્થીઓ સંસ્થા છોડી જવા માંડ્યા હતા. જે સંસ્થા સાથે પોતે એકરસ થઈ ગયા હતા એનું હિત એમના હૈયે વસેલું હતું. એ સમયે મેનેજમેન્ટની મૂંઝવણમાં ખુદ નાથાભાઈએ રસ્તો બતાવતાં મંડળને સલાહ આપી કે સંસ્થામાંથી છૂટા થયેલા પણ વિદ્યાર્થીઓમાં પ્રિય છે એવા શ્રી મોહનભાઈ પટેલને આચાર્યપદે પાછા બોલાવો તો સંસ્થા માટે સારું રહેશે. શ્રી મોહનભાઈસાહેબે સને ૧૯૮૪માં તેઓ સર્વ વિદ્યાલયના આચાર્ય પદેથી વયમર્યાદાને લીધે નિવૃત થયા ત્યાં સુધી સંસ્થામાં કુલ પાંત્રીસ વર્ષની સુંદર સેવા બજાવી. એમણે નાથાભાઈની ખોટ સાલવા દીધી ન હતી; સંસ્થાની પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરી હતી. આમ જતાં જતાં પણ શ્રી નાથાભાઈસાહેબ આદ્ય સંસ્થા પ્રત્યેની ભક્તિ અને એક હીરાપારખુ ઝવેરીની કુનેહનાં દર્શન કરાવતા ગયા હતા.

સર્વ વિદ્યાલય અને વિદ્યાર્થીઆશ્રમ સાથે વર્ષોથી ઓતપ્રોત થઈ ખડેપગે સેવા આપનાર ગુરુવર્ય શ્રી નાથાભાઈસાહેબના કર્મયોગી જેવા જીવન અંગે જેટલું લખીએ એટલું ઓછું છે, આવા એક પ્રાતઃસ્મરણીય આદર્શ આચાર્યના હસ્તે શિક્ષણ પ્રાપ્ત કરવા માટે મારી જાતને હું ખૂબ જ ભાગ્યશાળી માનું છું. ગુરુ એટલે અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરી જ્ઞાનરૂપી દીપકને પ્રજ્જ્વલિત કરનાર એક જીવનશિલ્પી—મહાપુરુષ. પૂ. નાથાભાઈમાં આવા એક ઉત્તમ ગુરુનાં બધાં જ લક્ષણો વિદ્યમાન હતાં.

આવા આચાર્ય દેવો ભવની ઉક્તિને યથાર્થ કરનાર અને મારા જેવા હજારો ભૂતપૂર્વ વિદ્યાર્થીઓના હૃદયમંદિરમાં હંમેશને માટે વાસ કરીને રહેનાર સર્વ વિદ્યાલયના સર્વ પ્રિય આચાર્ય ગુરુવર્ય નાથાભાઈસાહેબને હૃદયપૂર્વક વંદન કરીને મારો આ સ્મરણાંજલિનો લેખ પૂરો કરું છું. અસ્તુ.

## ૩૫.
## પિતા સમાન આચાર્ય

**દિનેશચંદ્ર બી. ચાવડા**
૮૦૯, સેક્ટર-૮, ફાધર બંગલાની સામે,
ચર્ચની બાજુમાં, ગાંધીનગર-૩૮૨૦૭

સર્વલોકો ઈચ્છતા હોય છે કે સ્કૂલના આચાર્ય સુશિક્ષિત, વિષયનિષ્ણાત, સંસ્કારી અને પ્રામાણિક હોવા જોઈએ. મોટાભાગના આચાર્યો ઉપરોક્ત ગુણો ધરાવતા પણ હોય છે. પરંતુ ઉપરોક્ત ગુણ ઉપરાંત અનન્ય ગુણો ધરાવતા આચાર્ય જવલ્લે જ જોવા મળે. અત્રે હું એવા જ એક અપ્રતિમ ગુણો ધરાવતા આચાર્ય વિશે, આપને માહિતગાર કરવા માગું છું. આવા અજોડ આચાર્ય હતા : સ્વર્ગસ્થ નાથાભાઈ એન. દેસાઈસાહેબ.

સ્વાભાવિક છે કે દરેક આચાર્ય સ્કૂલના હોશિયાર વિદ્યાર્થી પ્રત્યે સવિશેષ ધ્યાન આપે. પરંતુ વિદ્યાર્થી હોશિયાર હોય, પરંતુ ગરીબ હોય અને એમાંય જો તે હરિજન હોય તો તે સામાન્યતઃ અવગણના જ પામે. પરંતુ **પૂજ્ય નાથાભાઈસાહેબ તો, મહાત્મા ગાંધીજી પોતે જન્મે નહિ પરંતુ પોતાની પસંદગીથી દલિત બન્યા અને દલિતોની ઉન્નતિ માટે અથાગ પ્રયત્નો કર્યા હતા તેવો અનન્ય ગુણ પણ ધરાવતા હતા.** પૂજ્ય નાથાભાઈસાહેબ સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ-કડીમાં આચાર્ય પદે હતા. એક હરિજન વિદ્યાર્થી કડી ખાતે ૧૯૫૦ની સાલમાં સ્થપાયેલ હરિજન છાત્રાલયમાં સર્વ વિદ્યાલય હાઈસ્કૂલમાં ધોરણ ૭માં અભ્યાસ કરતો હતો. વિદ્યાર્થી કડીનો જ વતની હોવાથી તેને છાત્રાલયમાં પ્રવેશ ન મળે કારણકે તેના વતનમાં તો બે હાઈસ્કૂલો હતી. પરંતુ છાત્રાલય શરૂ કરવાની મહેનત કરનારા હરિજન અગ્રણીઓના ધ્યાન પર આ ગરીબ હોશિયાર વિદ્યાર્થી હતો જેણે આઠ વર્ષની નાની વયે પોતાના શિક્ષકપિતા ગુમાવ્યા હતા. ગાંધી વિદ્યાર્થીઆશ્રમ કડીના ૧૯૫૦માં થયેલા ઉદ્‌ઘાટન પ્રસંગે પૂજ્ય સ્વર્ગસ્થ પરીક્ષિતલાલ મજમુદારના ધ્યાન પર આ બાબત લાવતાં તેમણે જણાવ્યું કે, અપવાદરૂપે સ્થાનિક વિદ્યાર્થીને પણ છાત્રાલયમાં દાખલ કરી શકાય અને સમાજકલ્યાણખાતું અપવાદરૂપે મંજૂરી આપશે. આમ ત્રણ વર્ષ પસાર થયાં. પરંતુ કમનસીબી ગરીબનો પીછો છોડતી નહોતી. છાત્રાલયના ગૃહપતિનો કૉલેજમાં ભણતો મોટો પુત્ર, અમુક વિદ્યાર્થીઓ પાસે અંગત કામ કરાવતો, તેમના ભાગે આવતું આશ્રમનું કામ ન કરવા બદલ મોનિટરના

નાતે ઠપકો આપતો. ગૃહપતિના એ પુત્ર સાથે વિવાદ થતાં ગૃહપતિએ અન્ય ટ્રસ્ટીઓની મદદથી આશ્રમમાંથી તેને છૂટો કર્યો. પોતાના ઘરે રહીને અભ્યાસ કરવો શક્ય ન હોવાથી તેણે એક વડીલસંબંધીને વાત કરતાં તેમણે પાટણ છાત્રાલયમાં પ્રવેશ અપાવવાની બાંહેધરી આપતાં વિદ્યાર્થીએ આચાર્યશ્રી પાસે સ્કૂલ લિવિંગ સર્ટિફિકેટની માંગણી મૂકી. **તે સમયે વિદ્યાર્થી ધોરણ-૧૦માં હોવાથી પૂ. નાથાભાઈસાહેબે કડવા પાટીદાર આશ્રમમાં રાખવાની વાત કરી ને ચિંતા ન કરવા સલાહ આપી. હરિજન વિદ્યાર્થીને કડવા પાટીદાર આશ્રમમાં દાખલ કરવાની વાત વાયુવેગે પ્રસરી ગઈ અને પચાસેક આશ્રમવાસી વિદ્યાર્થીઓ દેસાઈસાહેબ પાસે પહોંચી ગયા અને તીવ્ર વિરોધ નોંધાવ્યો. સાહેબે તો તેમને પરખાવી દીધું કે તે બધા આશ્રમ અને સ્કૂલ, છોડીને જઈ શકે છે, પણ તે હરિજન વિદ્યાર્થી આ આશ્રમમાં જ રહેશે. સાચી વાતના આગ્રહી એવા આચાર્યને જાણતા હોવાથી ૪૫ વિદ્યાર્થીઓ ખરી પડ્યા. બાકીના પાંચ અડીખમ વિરોધીઓને તેમણે જણાવી દીધું કે જો તેનું આશ્રમમાં રહેવું શક્ય નહિ બને તો મારા ઘરે રાખીશ. છેવટે એ પાંચ જણા આશ્રમ અને સ્કૂલ છોડીને અમદાવાદ ગયા.** ૧૯૫૩-૫૪ અને ૧૯૫૪-૫૫માં એ વિદ્યાર્થી કડવા પાટીદાર આશ્રમમાં રહીને ધોરણ-૧૦ અને ધોરણ-૧૧માં સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ કડીમાં ભણ્યો. અત્યારે તો જમાનો ખૂબ જ આગળ વધી ગયો છે. **પરંતુ ૬૦ વર્ષ પહેલાં જ્યારે અસ્પૃશ્યતાનું કલંક વિશેષ પ્રમાણમાં હતું ત્યારે હરિજન વિદ્યાર્થી માટેનો આવો લગાવ તો મહાત્મા ગાંધી જેવા દેસાઈસાહેબ જ દાખવી શકે.**

છેલ્લે નાથાભાઈસાહેબના જવલ્લે જ જોવા મળતા એક વધુ ગુણ વિષે જણાવું, જેનાથી આ લેખનું શીર્ષક સાર્થક નીવડે. તે ગરીબ હરિજન વિદ્યાર્થીના ફેબ્રુઆરી ૧૯૬૦માં લગ્ન હતાં. સાહેબે તે વિદ્યાર્થીને પૂછ્યું ''કેટલો ખર્ચ થશે અને પૈસાની શું ગોઠવણ કરી છે ?'' તેણે જણાવ્યું કે ૮૦૦ રૂા. ખર્ચ થશે. ૫૦૦ રૂા. મહોલ્લામાં પઠાણી વ્યાજે ધીરધાર કરનાર વ્યક્તિ પાસેથી વ્યાજે લેવાના અને રૂા.૨૫૦ કલોલ ખાતેની ભારતમાંની એકમાત્ર દલિત બેંક કલ્યાણ કો.ઓ. બેંક લિ. કલોલમાંથી લોન પેટે લેવાના. સાહેબે રૂા. પાંચસો તેમની પાસેથી લઈ જવાની વાત કરી અને વિદ્યાર્થીએ દર મહિને પગારમાંથી રૂા.૨૫ લેખે પરત કરવાની વાત કહી. તો તેમણે અમદાવાદથી ગાડીભાડું ખર્ચીને કડી આવવાની તકલીફ લેવાની ના પાડી. પાંચકૂવા ખાતે આવેલી તેમના જમાઈરાજ લક્ષ્મીકાંત અમીનની પેઢીમાં જમા કરાવવા જણાવ્યું. છેવટે રૂા.૧૨૫ બાકી હતા તે સામટા આપવા તે વિદ્યાર્થી પત્ની અને બાળકીને લઈને બાવળા ગયો. કારણકે કડીમાં

ખટપટને કારણે નાથાભાઈસાહેબ સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ છોડીને બાવળામાં આ.કે. વિદ્યામંદિરમાં આચાર્યપદ શોભાવતા હતા તેમને મળેલો. રાષ્ટ્રપતિનો શ્રેષ્ઠ શિક્ષકનો ઍવૉર્ડ મેળવવાનું માન કડીને બદલે બાવળા લઈ ગયું. તે વિદ્યાર્થી તથા તેની પત્ની અને બાળકીને નાથાભાઈસાહેબે તેમના ઘરે જમાડ્યા અને બાળકીના હાથમાં તે સમયે ૧૯૬૯માં રૂ.પાંચની નોટ મૂકી.

ઘણાને આ કહાણી માન્યામાં ન આવે તેવી લાગે અને તેનું પ્રમાણ માગવાની ધૃષ્ટતા કરી બેસે તો ખાતરી માટે જણાવી દઉં કે આઠ વર્ષની નાની કુમળી વયે પિતાને ગુમાવીને રાંક બનેલો અને પંદર વર્ષની ઉંમરે ૧૯૫૦માં નાથાભાઈ દેસાઈસાહેબના સ્વરૂપે પિતાનું છત્ર પામ્યા બાદ **૧૯૭૧માં તેમના અવસાનથી ફરીથી રાંક બનેલો એ ગરીબ હરિજન વિદ્યાર્થી અન્ય નહિ પણ હું પોતે જ– ડુંગર ચાવડા ઉર્ફે દિનેશચંદ્ર બી. ચાવડા. આચાર્ય તો ઘણા હશે પરંતુ આચાર્ય-પિતા તો પૂ. નાથાભાઈ દેસાઈસાહેબ એક માત્ર.**

અનુસંધાને વિશેષમાં જણાવું કે સાહેબે ૧૯૫૪માં ધો.૪થી ૭ માટે અંકગણિત અને ધો.૧૦ તથા ૧૧ માટે બીજગણિતના પાઠ્યપુસ્તકો લખ્યાં હતાં જે મહેસાણા જિલ્લા માધ્યમિક શાળા સંઘની બધી સ્કૂલોમાં પાઠ્યપુસ્તક હતા. તેઓશ્રી મહેસાણા જિલ્લા વ્યાયામ શાળા સંઘના પ્રમુખ તરીકે પણ આપણા સમયમાં હતા. હું ૧૦ તથા ૧૧માં તેમના બીજગણિતનો અભ્યાસ કરીને ૧૯૫૫માં એસ.એસ.સી.માં બીજગણિતમાં ૧૦૦માંથી ૧૦૦ માર્ક્સ લાવ્યો હતો. તે વખતે તો ગુજરાત-મહારાષ્ટ્ર મળીને દ્વિભાષી મુંબઈ રાજ્ય હતું અને એસ.એસ.સી. બોર્ડ પૂનામાં હતું તથા પિતાજી પેપરસેટર હોય અને પુત્ર પરીક્ષામાં બેઠો હોય તો પણ પુત્રને જાણ ન થાય તેવા સંજોગો હતા. અત્યારે તો આઈ.આઈ.એમ.નાં પેપરો પણ ફૂટી જતાં હોય છે.

## ૩૬.
## મારા પ્રિય આચાર્ય

**બળદેવભાઈ પૂજાભાઈ પટેલ**
૨૬, રૉયલવ્યૂ સોસાયટી,
કરણનગર રોડ, કડી (ઉ.ગુ.), જિ. મહેસાણા.

જીવનસરિતાનાં વહી ગયેલાં વર્ષોના વહેણમાં વહેવાનું અને વાગોળવાનું 'ફ્લેશ બેક'માં બને છે ત્યારે, નજર સમક્ષ જિંદગીનું ચલચિત્ર સાકાર થાય છે ત્યારે, વારેવારે વીતી ચૂકેલો વિદ્યાર્થીકાળ તરવરે છે. રિવાઈન્ડ કરીને એનું એ જ વારંવાર જોવાનું ગમે છે. 'માણ્યું તેનું સ્મરણ કરવું એ ય છે એક લ્હાણું' તે વખતનો કોઈ મિત્ર મળી જાય તો 'તને સાંભરે રે ? મને કેમ વિસરે રે.' કરવા દિલ તલપાપડ થઈ જાય છે.

હું બડભાગી કે મને 'સર્વ વિદ્યાલય - કડી' જેવી સુંદર શાળા, અનેક સમૃદ્ધ વિષયશિક્ષકો અને ઉત્તમ આચાર્ય મળ્યા.

આચાર્યશ્રી નાથાભાઈસાહેબ અમને બીજગણિત ભણાવે. તેમણે લખેલું આ વિષયનું પાઠ્યપુસ્તક ગુજરાતની ઘણીખરી શાળાઓમાં ચાલે. એસ.એસ.સી. બોર્ડની પરીક્ષામાં હું અને મારા જેવા અનેક, સોમાંથી સો ગુણ મેળવી શક્યા હોઈએ તો તે માત્ર સાહેબને પ્રતાપે. અઘરા દાખલા તેઓ અમને ગણવા આપતા. અમે તે ગણતા. તેઓ અમને પાસે રાખીને તેને તપાસતા. પછી કહેતા : ''દાખલો સાચો છે, છતાં હું તમને પાંચમાંથી ત્રણ જ ગુણ આપું. તમે તેમાં લખવાની રીતમાં સુધારા-વધારા કરો.'' અમે તેમાં પૂર્તતા કરીને ફરી બતાવીએ, તો કહે, ''હવે પાંચમાંથી ચાર'' ફરી અમે સ્ટેપવાઈઝ કૌંસમાં કારણ દર્શાવીએ, ખૂટતાં ચિહ્નો મૂકીએ. પછી બતાવીએ, તો કહે, ''હવે પાંચમાંથી પાંચ''. એમ અમને સતત પળોટતા ગયા. એક પણ ગુણ ન કપાય તેવું પેપર કેમ લખાય તે શીખવતા ગયા. તેમનાં પ્રેરણા, પ્રોત્સાહન અને માર્ગદર્શનને લીધે જ કેન્દ્રમાં અને જિલ્લામાં આ શાળાના ઘણા, વિદ્યાર્થીઓ ઊંચો નંબર લાવતા. સરકારી શિષ્યવૃત્તિની પરીક્ષા પાસ કરીને, શિષ્યવૃત્તિ મેળવનાર આ શાળાના ઘણા વિદ્યાર્થીઓ હોય. સાહેબ અમારામાં રસ લેતા અને ગણિત અને અંગ્રેજી વ્યાકરણ જેવા શુષ્ક મનાતા વિષયોને પોતાની ભણાવવાની રસાળ પદ્ધતિને કારણે રસમય કરી દેતા. તેમની રીત અનોખી હતી. તેઓ અનોખા હતા. તેથી જ તો ગણિત-વિજ્ઞાનના શિક્ષક હોવા છતાં કોઈ નિષ્ણાત,

યોગ્યતા પ્રાપ્ત અંગ્રેજી શિક્ષક કરતાં પણ સરસ રીતે તેવો અમને અંગ્રેજી વ્યાકરણ કલોઝ-એનાલિસિસ કરાવવા પૂરતા સક્ષમ હતા.

વિદ્યાર્થીઓમાં આત્મવિશ્વાસ પ્રેરવા ઘણીવાર તેઓ વર્ગના હોશિયાર વિદ્યાર્થીઓને આગળ કરતા. કોઈ અઘરો દાખલો તેઓ બ્લેક-બોર્ડ ઉપર લખે, પછી વિદ્યાર્થીને તે દાખલો આખા વર્ગને શીખવવા કહે. અમે તેમ કરતા, ત્યારે, જ્યાં જ્યાં અમે ચૂક કરી એ ત્યાં ત્યાં તેઓ અમને મદદરૂપ બનીને પ્રોત્સાહિત કરતા. જ્યારે અમે દાખલો સંપૂર્ણ સાચો ગણીને વર્ગને સમજાવી લઈને પૂરો કરતા ત્યારે તેઓ વર્ગ સમક્ષ અમારી પીઠ થાબડીને અમને શાબાશી આપતા પરિણામે અમારો ઉત્સાહ ખૂબ વધતો. અમે અભ્યાસમાં અઘરી જણાતી નવી નવી ચેલેન્જો સ્વીકારતા થયા. સાહેબની મદદ વગર, સમસ્યાઓ-કૂટપ્રશ્નોનું નિરાકરણ-સોલ્યુશન, આત્મવિશ્વાસપૂર્વક શોધતા થયા. ગભરાટ, બીક જવા માંડ્યાં ને સ્વસ્થતા, નીડરતા, આત્મશ્રદ્ધા વધવા લાગ્યાં. વિદ્યાર્થીઓમાં ગુણવિકાસ કરવાની તેમની આ સહજ, સ્વાભાવિક, સરળ રીત હતી. **વિદ્યાર્થીને ખબર પણ ના પડે ને ગુણ અને શક્તિઓ ખીલતી જતી હતી. વિદ્યાર્થીનો સર્વાંગી વિકાસ કરવાની કળાના તેઓ કીમિયાગર હતા.**

એક અભ્યાસપૂરક પ્રવૃત્તિનો સુંદર પ્રસંગ યાદ આવે છે. વકતૃત્વ-સ્પર્ધા હતી આખી શાળાની. દર શુક્રવારનો છેલ્લો પિરિયડ આવી પ્રવૃત્તિઓ માટે રહેતો. ઘણીવાર સમય લંબાઈ પણ જતો સાતસો વિદ્યાર્થીઓનો સમૂહ હતો. સ્પર્ધાનો વિષય હતો : ''કોણ ચડે ? સરસ્વતી કે લક્ષ્મી ?'' એક વિદ્યાર્થી 'લક્ષ્મી'ના પક્ષમાં બોલવા ઊભો થયો. બધા શિક્ષકો ખુરશીઓમાં બેઠા હતા તેમાં વચમાં નાથાભાઈસાહેબ હતા. વિદ્યાર્થીએ ઉદ્‌બોધનની ઔપચારિકતા પતાવીને, ઉત્સાહપૂર્વક (ફોર્સફુલી એન્ડ એગ્રેસીવલી) પણ સહજપણે શરૂઆત કરી : ''નાણાં વગરનો નાથિયો ને નાણે નાથાલાલ.'' સોપો પડી ગયો. એક ક્ષણ.. બે ક્ષણ ત્યાં તો મધ્યસ્થ ખુરશીમાં બેઠેલા અમારા આચાર્યસાહેબે, પોતાના બે હાથ ઊંચા કર્યા ને જોરથી તાળીઓ પાડવા લાગ્યા. જાણે કે વક્તાને તેની સુંદર શરૂઆત બદલ શાબાશી આપતા ન હોય ! અને વક્તવ્યને આગળ વધારવા પ્રોત્સાહિત કરતા ન હોય ! પછી તો શાળાના સમગ્ર સમૂહે તાળીઓનો ગડગડાટ કર્યો. સાહેબે ભારેખમ બની ગયેલા આખા વાતાવરણને પલટીને સહેજમાં હળવુંફૂલ કરી નાંખ્યું. તે સમયના, તેમના ચહેરા ઉપરના નિર્દોષ, મધુરા મલકાટે જાણે અમારા હૃદયોને, તેમનું સિંહાસન બનાવી દીધું. ''ઉર ઉપર આણ ધરાવે તે આચાર્ય''.

બીજો આવો જ એક પ્રસંગ છે. કોઈ એક વખત છાત્રાલયમાં રહેતા એક તોફાની વિદ્યાર્થીને તેના શાળામાં ગેરશિસ્તભર્યા વર્તન માટે સાહેબે વર્ગમાં મોજડીએ.... મોજડીએ મારેલો... (સાહેબ મોજડી પહેરતા. શિક્ષા માટે 'નાથાભાઈસાહેબની મોજડી' શબ્દ પ્રખ્યાત કહેવતરૂપ બની ગયેલો) તેથી તે વિદ્યાર્થીને સાહેબ માટે મનમાં ભારે રોષ. છોકરો કડવા પાટીદાર જ્ઞાતિનો ખરો ને ! તે અમારો સહાધ્યાયી. અમને કહે : ''નાથાભાઈસાહેબને સાંભળતાં 'નાથિયો' શબ્દ ના બોલું તો મારું નામ... નહિ.'' સાહેબનો છાત્રાલયમાં કેટલોક નિત્યક્રમ- અમુક નિયમિત, અમુક અચાનક. દરરોજ, અમુક ચોક્કસ સમયે છાત્રાલયની લૉબીમાંથી બધી રૂમો આગળથી તેઓ અવલોકનાર્થે નિયમિત પસાર થવાનું રાખતા. (રૂમોની પાછળના, મેદાન તરફની બાજુએથી, બારીઓ આગળથી પણ તેઓ ગમે ત્યારે અનિશ્ચિત સમયે, અવલોકનાર્થ, (સડન ચેકિંગ એન્ડ સડન વિઝિટિંગ માટે) એક રાઉન્ડ મારવાનું પણ રાખતા. આ તેમના નિત્યક્રમનો એક ભાગ. ઉપર જણાવેલ ઘટના બન્યા પછીનો એક દિવસ. તેઓ લૉબીમાંથી પસાર થઈ રહ્યા હતા. ત્યારે દૂરથી પેલા વિદ્યાર્થીએ એમને જોયા. તેણે મોટેથી રાગડા તાણી નરસિંહ મહેતાનું જાણીતું ભજન 'જલકમલ છાંડી જાને બાળક.' ગાવાનું શરૂ કરી દીધું. હવે, સાહેબ તેની રૂમ આગળથી પસાર થવાની તૈયારીમાં છે એવું જ્યારે તેને લાગ્યું ત્યારે તેણે મોટેથી, અજાણ્યો હોવાનો ડોળ કરીને આગળ ગાયું : 'કૃષ્ણે કાળીનાગ નાથિયો.' આમ બે-ત્રણ વાર ગાયું. સાહેબ ગુસ્સે થાય ? ના થાય. આ તો નાથાભાઈસાહેબ કહેવાય ! 'એકમેવ, અદ્વિતીયમ્' તેઓ મુક્તમને, નિખાલસતાથી ખુલ્લું હસી પડ્યા. પેલા છાત્રની પીઠ પસવારતાં - જાણે બાપ દીકરાની પીઠ ના પસવારતા હોય તેમ - કહે : ''હવે, બસ થયું ભાઈ, નાથિયો - નાથિયો ક્યાં સુધી કર્યા કરીશ ? ગાવામાં આગળ તો વધ.'' પછી કહે : ''તારો રાગ સારો છે. આ ભજન તું પ્રાર્થનાસભામાં શાળા સમુદાય આગળ ગાઈશ ?'' પેલો છાત્ર તો એવો શરમાઈ ગયો કે વાઢ્યો હોય તો લોહી ના નીકળે ! સાહેબે હેતથી વાત્સલ્યથી તેને એવો તો નવડાવી દીધો કે આ ઘટના પછી તો તે જાણે કે સાહેબનો ભક્ત જ બની ગયો.

અન્ય એક પ્રસંગ : કડી ગામમાં, અમદાવાદી દરવાજા બહાર, 'કૃષ્ણ-સિનેમા થિયેટર' હતું. એક રાતે, **છાત્રાલયના કેટલાક વિદ્યાર્થીઓ, છાનામાના, પરવાનગી લીધા સિવાય-ગાપચી મારીને પિક્ચર જોવા ગયેલા. સલામત રીતે જઈ તો શક્યા, પણ પાછા આવતાં પકડાઈ ગયા. સાહેબે તેમને બે દિવસ ભૂખ્યા રહેવાની સજા કરી. પોતે પણ બે દિવસ ભૂખ્યા રહ્યા. પેલા વિદ્યાર્થીઓની જાણમાં આ આવ્યું. તેઓ સાહેબ પાસે આવ્યા. જમી લેવા ખૂબ આજીજી કરી. પણ સાહેબ નિશ્ચિત**

**સમય પૂરો થયા પહેલાં ન જ જમ્યા અને પેલા છાત્રોનો પણ નિશ્ચિત સમયગાળો-શિક્ષાનો પૂરો કર્યો. પછી છાત્રોએ અને સાહેબે બધાંએ સાથે પારણાં કર્યાં.** ત્યારે છાત્રસમુદાય ખૂબ રડ્યો હતો. સાહેબની માફી માગી અને હવે ફરીથી આવું ક્યારેય નહિ કરીએ તેવી પ્રતિજ્ઞા લીધી. **સાહેબ છાત્રોને-વિદ્યાર્થીઓને નિયમભંગ-શિસ્તભંગની શિક્ષા અચૂક કરતા તથા પોતે પણ સ્વેચ્છાએ તે શિક્ષા વિદ્યાર્થીઓની સાથે સ્વયં ભોગવી પણ લેતા. વિદ્યાર્થીઓને સુધારવાની સાહેબની આ રીત હતી. વિદ્યાર્થીઓના વાંકમાં પોતાનો વાંક જોતા અને તેથી વિદ્યાર્થીઓની સાથે સાથે પોતાની જાતને પણ સજા કરતા.**

૧૫મી ઑગસ્ટ, ૧૯૪૭. તે દિવસે દેશ આઝાદ થયો. નવી નવી આઝાદી. આઝાદીનો ઉમંગ ૨૬મી જાન્યુઆરી ૧૯૫૦. તે દિવસે દેશ પ્રજાસત્તાક બન્યો. દેશને નવું બંધારણ મળ્યું. નવી નવી લોકશાહી. લોકશાહીનો આનંદ. ૧૯૫૨માં પ્રથમ લોકસભાની ચૂંટણી થઈ. ચૂંટણી વ્યવસ્થાની જવાબદારી અને ફરજની ગંભીરતા. પ્રજા તૈયાર થતાં થશે પણ ભાવિ નાગરિકોનું ઘડતર કરવામાં આ બધી બાબતો કેમ ચૂકી જવાય ? લોકશાહી શાસનવ્યવસ્થાના પ્રત્યક્ષ- પ્રાયોગિક પાઠ ભણાવવા સાહેબે 'મોક-પાર્લામેન્ટ'ની સહશૈક્ષણિક પ્રવૃત્તિનું આયોજન કરેલું. પોતે વડાપ્રધાન બનેલા. શિક્ષકોને માર્ગદર્શન આપીને પ્રધાનો બનાવેલા. ઉપલા વર્ગના વિદ્યાર્થીઓ સંસદસભ્યો. બાકીના-નીચેના વર્ગના વિદ્યાર્થીઓ પ્રેક્ષકો. જુદાં જુદાં ખાતાં; ખાતાંના મંત્રીઓ, ખાતાંના પ્રશ્નો, સ્પીકર રાષ્ટ્રપતિ. બધું આબેહૂબ, કદી ભૂલ્યો ભુલાય નહિ તેવો યાદગાર પ્રસંગ વિદ્યાર્થીમાનસ ઉપર અમીટ છાપ છોડી જનારો.

એ જ રીતે 'મોક-કોર્ટ'નો પણ પ્રયોગ કરીને, ન્યાયપ્રક્રિયાનો તાદૃશ ખ્યાલ આપવામાં આવેલો. વિદ્યાર્થીઓને કોર્ટનો પરિચય કરાવ્યો.

પરિસંવાદો દ્વારા કોઈ એક બાબત-વિષયને ભિન્નભિન્ન દૃષ્ટિકોણથી મૂલવવું. વિશ્લેષણ-સંશ્લેષણ કરવું. એ રીતે તે કોઈ વિષયનો સર્વગ્રાહી પરિચય વિદ્યાર્થીઓને કરાવવો આ હેતુથી સાહિત્યના બે પરિસંવાદો સાહેબે કર્યા : એક 'લા-મિઝરેબલ' ઉપરનો અને બીજો 'સરસ્વતીચંદ્ર' ઉપરનો. 'સરસ્વતીચંદ્ર 'નવલકથા' ઉપરનો પરિસંવાદ કેટલાયે દિવસો સુધી ચાલેલો. તે પહેલાં નવલકથાની અનેક નકલો ખરીદી લઈને વિદ્યાર્થીઓને વાંચવા આપવાની વ્યવસ્થા ગોઠવેલી. જેથી વાંચીને તૈયાર થયેલા વિદ્યાર્થીઓને પરિસંવાદમાં વધારે રસ પડે. 'સરસ્વતીચંદ્ર' નવલકથા ઉપરના આ પરિસંવાદમાં રજૂ થયેલું માનનીય શ્રી મોહનભાઈસાહેબનું અભ્યાસપૂર્ણ અને યાદગાર પ્રવચન ક્યારેય ભૂલી શકાશે નહિ. એ જ પ્રમાણે 'લામિઝરેબલ' નવલકથાની

પણ અનેક નકલો શાળાએ ખરીદી વિદ્યાર્થીઓને વાંચવા આપી હતી. પૂરતો સમયગાળો આપ્યા પછી પરિસંવાદ થયો. લીમડીઓના ઝુંડ વચ્ચેના મેદાનમાં બપોરના સાડા ત્રણથી પરિસંવાદ શરૂ થયો. સાંજના સાડા સાત થયા પણ કોઈ જવાનું નામ લેતું નથી. શાળા પૂરી થવાનો રોજિંદો સમય સાંજના પાંચનો; તેના ઉપર બીજા અઢી કલાક. કોઈ ચસકવાનું નામ ના લે એવો રસ સૌને પડી ગયેલો. શું વક્તવ્યો થયાં છે ! શ્રી મોહનભાઈસાહેબ શું ખીલ્યા હતા ! બધું જ એવું ને એવું યાદ છે. આવી પ્રવૃત્તિઓના યોજક દેસાઈસાહેબ. **'યોજકસ્તત્ર દુર્લભઃ'.**

વિદ્યાર્થીઓનાં શરીર તંદુરસ્ત, મજબૂત, સબળ બને તે માટે વ્યાયામપ્રવૃત્તિઓ, આંતરશાલેય, તાલુકાકક્ષાએ, જિલ્લાકક્ષાએ સંમેલનોમાં સ્પર્ધા યોજવા માટે વ્યાયામમંડળોની સ્થાપના. શૈક્ષણિક હેતુઓ જળવાય તેવા પૂર્વ-આયોજિત. વૈવિધ્યપૂર્વ પ્રવાસ-પર્યટનોનો સિલસિલો પણ ચાલુ. સ્પેશિયલ રેલવે કોચ દ્વારા પ્રવાસનું પ્લાનિંગ. પ્રવાસ સસ્તો પણ પડે, છતાં બધી સુવિધાઓ મળે અને શૈક્ષિણક હેતુઓ પૂરેપૂરા સંતોષાય તેવી સરસ વ્યવસ્થા હોય. વાર્ષિકોત્સવો, નાટ્યપ્રવૃત્તિ, સંગીતસ્પર્ધાઓ, ચિત્રહરીફાઈઓ, વ્યાયામહરીફાઈઓ, વક્તૃત્વ-સ્પર્ધાઓ, નિબંધલેખન હરીફાઈ. સાહેબે કેટકેટલાં ક્ષેત્રોને આવરી લઈને, વિદ્યાર્થીઓના સર્વાંગી વિકાસ માટેની તકો ઊભી કરી આપેલી !

શિક્ષકસંઘોની સ્થાપના; આચાર્યમંડળોની સ્થાપના; પરીક્ષાના પેપરો માટે મહેસાણા જિલ્લા શાળા સંઘની સ્થાપના; પેપરોની ગુપ્તતા જળવાય તે માટે સંસ્થાનો પોતાની માલિકીનો પ્રેસ એ બધાંના પાયામાં માનનીય સાહેબ નાથાભાઈ જ.

વિદ્યાર્થીઓને લોકશાહી સંચાલનનો પ્રાયોગિક અનુભવ આપવા માટે, સાહેબે શાળામાં વિદ્યાર્થીમંડળ શરૂ કરેલું. ચૂંટણીપ્રક્રિયાનો અનુભવ વિદ્યાર્થીઓને મળે તે માટે ચૂંટણીપ્રથા અમલી બનાવેલી ! વિદ્યાર્થીમંડળના પ્રમુખ, મહામંત્રી, દરેક સહ-અભ્યાસ પ્રવૃત્તિઓ માટેની સમિતિઓ, તેના મંત્રીઓ, વર્ગ પ્રતિનિધિઓ, વિદ્યાર્થીમંડળનું બંધારણ, ચૂંટણીની આચારસંહિતા. લોકશાહીના સંસ્કારો ને નાગરિકોની જવાબદારીઓ અને ફરજોનું પ્રત્યક્ષ જ્ઞાન અને અનુભવ આપવાની વ્યવસ્થા જાણે સમગ્ર ભૂમિ વિધવિધ પ્રવૃત્તિઓથી સભર, જીવંત, સર્વત્ર ચેતના નાચી રહી હોય એવો અહેસાસ થયા વગર રહે નહિ. પૂરો પરિસર-કૅમ્પસ, ડાયનેમિક લાગે. ક્યાંય સ્થગિતતા નહિ, કશું નકારાત્મક નહિ, બધું જ સકારાત્મક-સર્જનાત્મક લાગે.

એક ખાસ પ્રસંગ. પહેલાં વિદ્યાર્થીમંડળના ચૂંટાયેલા પહેલા પ્રમુખ મારા ખાસ મિત્ર શંકરભાઈ-શંકર ઝાલાવાડી. શરીરનું કાઠું કસાયેલું, પહોળો-પહોંચતો મજબૂત બાંધો. ઊંચાઈ એવી કે સાતસો વિદ્યાર્થીઓના સમુદાયમાં પણ વાંસની જેમ જુદો

તરી આવે. મોટી ઉંમરે ભણવા દાખલ થયેલો. યુનિફોર્મની ચડ્ડી પહેરવામાં તેને શરમ આવે. શર્ટિંગ કરવાની પણ શરમ આવે. શનિવારે શાળા સવારની. ત્રીજા પિરિયડમાં બેન્ડ સાથે સમૂહ ક્વાયત લેવાય. સમગ્ર શાળા મેદાન ઉપર હોય. અઠવાડિયે આ એક દિવસ યુનિફૉર્મ ફરજિયાત. કોઈ અપવાદ ચલાવી ના લેવાય. શિયાળાના એક શનિવારની સવાર. કડકડતી ઠંડી. શંકર શાળામાં કદી દિવસ ના પાડે–એની પૂરી હાજરી હોય. શનિવારે આવે, પણ પૂરા ઠાઠમાઠ સાથે - શૂટેડ-બૂટેડ થઈને. ગરમ સ્વેટર, મફલર, શાલ સાથે ગણવેશની તો વાત જ કેવી ? છડેચોક ગણવેશના નિયમનો ભંગ. શંકર વિદ્યાર્થીઓનો નેતા, વિદ્યાર્થીમંડળનો પ્રમુખ. આ તો લોકશાહી, તેનું માન પણ સચવાવું જોઈએને ! વ્યાયામશિક્ષકશ્રી ચતુરભાઈસાહેબ સ્નેહથી શંકરનું ધ્યાન દોરે. પણ શંકરને ગણવેશની ભારે શરમ. શું થાય ? ચતુરભાઈને બહાનાં બતાવીને ગલ્લાંતલ્લાં કરે. ભલા ચતુરભાઈ આચાર્યસાહેબને વાત કર્યા સિવાય બીજું શું કરી શકે ? સાહેબના ધ્યાન ઉપર આવ્યું એટલે સાહેબે શંકરને પોતાની ઑફિસમાં બોલાવ્યો ને કારણ પૂછ્યું. શંકરે ઉત્તર વાળ્યો : ‘સાહેબ, મારો શરદીનો કોઠો છે. તેથી મારા બાપાએ ગરમ પેન્ટ, શર્ટ, સ્વેટર, મફલર, શાલ વગેરે સાથે શાળાએ આવવાનું કહ્યું છે. બાપાનું કહ્યું તો કરવું જોઈએને સાહેબ ?’ સાહેબ મલકાયા. કંઈ ના બોલ્યા. શંકરને વર્ગમાં જવાનું સૂચવીને, પોતાના વહીવટી કામકાજમાં પરોવાઈ ગયા. આમ ને આમ બે શનિવાર તો પસાર થઈ ગયા. પણ તે પછીના શનિવારે શંકર મફલર અને શાલ લાવેલો નહિ. બાકીનું બધું બાપાએ કહેલું તે મુજબનું. રિસેસનો સમય. મધ્યસ્થ સીડીનું સ્થાન. શંકરને નીચેથી ઉપર જવું ને સાહેબને ઉપરથી નીચે આવવું. વચ્ચે ભેટો થઈ ગયો. સાહેબે મફલર, શાલ વગરના શંકરને જોયો. પોતાની કોટે મફલર હતું તે તરત જ ઉતારીને શંકરના ગળે વીંટાળી દીધું અને તેના ગાલે, ચહેરે, માથે પોતાના માયાળુ હાથ પસવારતાં પસવારતાં કહેવા લાગ્યા : “ભાઈ, તને ક્યાંક શરદી થઈ જશે. મફલર ભૂલી ગયો તો શું થઈ ગયું ? તારે મારી પાસે આવવું હતું ને ? મારું મફલર તો છે ને ? લે તારા ગળે, મારા હાથે જ તને વીંટાળી આપું. અને સાંભળ ! હજીયે તને ટાઢ વાતી હોય તો મારી ઑફિસમાં, મારી ખુરશીના હાથા ઉપર મારી ગરમ શાલ પડી છે. તું ઑફિસમાં જા, તે લઈ લે ને ઓઢી લે. તને શરદી તો ના જ થવી જોઈએ ને ?” પરિણામ ? **‘નમઃ શાન્તાય તેજસે’** એવા તેજપુંજ સમક્ષ, વાત્સલ્ય મૂર્તિ સામે શંકર ઊભો ના રહી શક્યો. શરમનો માર્યો દોડીને વર્ગમાં મારી પાસે રડતો જાય ને વાત કહેતો જાય. શંકર બીજા શનિવારે પૂરા ગણવેશમાં, શર્ટિંગ સાથે (શર્ટ ચડ્ડીમાં નાંખીને) શંકરની ગણવેશ બાબતની બધી શરમોને સાહેબની

એ આંખોની શરમ જીતી ગઈ. જાણે શંકર ઉપર જાદુ થઈ ગયો. **હૃદયો ઉપર રાજ એમનમ થાય છે ?**

એક હરિજન વિદ્યાર્થી-ડુંગરભાઈ બાલાભાઈ ચાવડા. ખૂબ ગરીબ પણ ઘણો હોશિયાર. સાહેબે તેનો હાથ પકડ્યો. ક. પા. છાત્રાલયમાં દાખલ કર્યો. તેનો છાત્રાલયનો રહેવા-જમવાનો, ભણવાનો, પુસ્તકો, નોટો, કપડાં-લત્તાં, યુનિફોર્મ, નહાવા-ધોવાના સાબુ, માથામાં નાંખવાનું તેલ એમ બધો જ ખર્ચ સાહેબ ઉપાડતા. ડુંગર મારો મિત્ર મને બધી વાત કરે તેથી મને ખબર.

મારી કિશોરાવસ્થાથી જ પુરાણકથાઓ વાંચવાનો, વ્યાખ્યાનો સાંભળવાનો મને ભારે શોખ. તેમાં દેવ, દાનવ, માનવની વાતો આવે. માનવ તો આપણે બધા છીએ જ. દાનવો મારી કલ્પનાનો વિષય રહ્યો. **દેવ પણ મારી કલ્પનાનો વિષય રહેત—જો સાહેબનાં દર્શન ન થયાં હોત તો. સાહેબનું આંતરજગત દેવ જેવું સમૃદ્ધ. બાહ્ય દેખાવ પણ દેવ જેવો લાગે.** સત્ત્વગુણ સાક્ષાત્ સદેહે આપણી સન્મુખ હોય એવું અનુભવમાં આવે. શરીરમાંથી પવિત્રતાનાં તેજકિરણો પ્રગટતાં હોય, બધી બાજુએ પ્રસરતાં હોય એવું આભામંડલ લાગે. તેમનો ઔંશમાત્ર પૂરા પર્યાવરણને બદલી નાખવા પ્રભાવક હતો.

એક ઘટનાનું વારંવાર પુનરાવર્તન થતું મેં જોયું છે. સર્વ વિદ્યાલય રેલવે સ્ટેશનથી એક પાર કડી ગામ. સાહેબ કૅમ્પસમાં રહે. ક્યારેક તેમને ગામમાં આવવાનું થતું. સ્ટેશન રોડથી ગામમાં આવતાં, બજારની બંને હરોળમાં દુકાનો. નાના મોટા વેપારીઓ. જ્યારે જ્યારે સાહેબ ગામમાં ચાલતા આવતા ત્યારે ત્યારે તેમને જોઈને વેપારીઓ, ગ્રાહકો બધા ઊભા થઈ જતા ને બે હાથ જોડીને તેમનું અભિવાદન કરતા. તેઓ પસાર થઈ જાય ત્યાં સુધી ઊભા રહે - બંને હાથ જોડેલા રાખીને, પછી જ પોતાનું સ્થાન ગ્રહણ કરે. આવું એકવાર નહિ, અનેક વાર બનેલું છે.

તેમની પ્રતિભા બહુમુખી હતી. માતા જેવું હૃદય હતું ને પિતા જેવું મન. દરેકને માટે તેઓ ફ્રેન્ડ, ફિલોસોફર એન્ડ ગાઇડ હતા. તેમના સંપર્કમાં જે કોઈ વ્યક્તિ આવી તેને તેઓ મર્મજ્ઞ, માર્ગદર્શક મિત્ર જેવા લાગતા. પોઝિટિવનેસ-વિધાયકતા-હકારાત્મકતા તેમના વ્યક્તિત્વની વિશેષતા હતી. એને કારણે તેમની આસપાસના વાતાવરણમાં નકારાત્મકતા (નેગેટીવનેસ)ટકી શકતી નહોતી.

સોળે કળાએ ખીલેલા પૂર્ણિમાના પૂર્ણચન્દ્રની હાજરીમાં, તારાઓ ઝાંખા લાગે તેમ સાહેબની ઉપસ્થિતિમાં મંડળના કર્ણધારોને પોતાને માટે લાગતું. લઘુતાગ્રંથિની લાગણી, ગુરુતાગ્રંથિનો દેખાડો કરવા તેજોદ્વેષ કરતી બની ગઈ. વ્યાવહારિક દૃષ્ટિએ પોતે ઉપરી; સાહેબ કર્મચારી; જેમને પોતે નીમેલા. પોતે ાલિક-ટ્રસ્ટી; સાહેબ તો

એક નોકર-સેવક. દુનિયાને આની ખબર પાડવા શૂરાતન ચડી ગયું. ખરેખર તો પોતાની શાળાના આચાર્યને મળતા સન્માનથી હોદ્દેદારોએ રાજી થવું જોઈએ તેને બદલે ખફા થયા. સાહેબને અપમાનિત કરવા લાગ્યા. સંસ્થા અને વિદ્યાર્થીઓના હિતમાં જ્યાં સુધી સહન થઈ શક્યું ત્યાં સુધી સ્વમાનશીલ આચાર્ય સહન કર્યે ગયા. પણ જ્યારે હદ આવી ગઈ ત્યારે રાજીનામું આપી દઈને આત્મગૌરવ જાળવી લીધું. રાજીનામું પાછું ખેંચી લેવા કહેવામાં આવ્યું, પણ આ નાટક થોડું હતું ? અણનમ આચાર્ય અસ્મિતા સાચવીને, આત્મસમ્માનભેર છૂટા થઈ ગયા. કડી છોડી, તેમના વતન પાસેની બાવળાની શાળાના આચાર્ય બન્યા.

ક.પા. કે. મંડળ અને સ.વિ.કે. મંડળના અમુક હોદ્દેદારોએ સંસ્થાની કટોકટીના આ કાળમાં, છાત્રાલયમાં, છાત્રોની સભા સાહેબની ગેરહાજરીમાં ભરી. સાહેબ તે દિવસે, તે સમયે, તેમના ક્વાર્ટરમાં બેસી રહેલા. તેમને બોલાવાયેલા નહિ. અમુક હોદ્દેદારોએ છાત્રસમુદાયને કહ્યું : ‘‘તમે બધા નાથિયામાં શું ભાળી ગયા છો ?’’ ખલ્લાસ ! છાત્રોની દબાયેલી સ્પ્રિંગ છટકી. ભારેલો અગ્નિ ભભૂકી ઊઠ્યો. છાત્રસમુદાય દ્વારા હોદ્દેદારો ઘેરાઈ ગયા. ટપલીદાવ શરૂ થઈ ગયો. તે દિવસે, તે સમયે પેલા ‘વક્તા-હોદ્દેદાર’ કુટાઈ જ જાત. જો સાહેબ તેમની વહારે સમયસર ન આવી પહોંચ્યા હોત તો. કોઈકે સાહેબને સમાચાર પહોંચાડેલા. તેથી સાહેબ સ્થળ ઉપર તાબડતોબ આવી ગયેલા. પછી તો તેમની હાજરી જ પૂરતી હતી. એકદમ શાન્તિ છવાઈ ગઈ. સાહેબે પેલા ‘હોદ્દેદાર-વક્તા’ને પહેલાં બચાવી લીધા. પછી બાકીના બધા હોદ્દેદારોને સલામત કર્યા. છાત્રસમુદાય વતી તેમની માફી માગી અને સર્વેને સહીસલામત ત્યાંથી વિદાય કર્યા. જો સાહેબને કોઈકે ઘટનાના સમાચાર જ ન આપ્યા હોત તો ? સાહેબ તેમના ક્વાર્ટરમાંથી બહાર જ ન નીકળ્યા હોત તો ? તો ‘‘ન બનવાનું બની જાત’’. **જેઓ પોતાને માટે અનહદ દુઃખનું કારણ બનેલા તેમના જ રક્ષક સાહેબ બન્યા. અપકાર ઉપર ઉપકાર. સંતો અને સજ્જનોનો સ્વભાવ જ ઉપકાર કરતા રહેવાનો હોય છે. સાહેબ આ કોટિની વ્યક્તિ હતા.** કોઈનું બૂરું કરવાની વાત તો બાજુ ઉપર રહી, પણ સાહેબ સ્વપ્નમાં પણ કોઈનું બૂરું વિચારી શકતા નહોતા. સહુનું ભલું જ ઇચ્છતા સાહેબ પૂજ્ય છગનભાનો ‘‘કર ભલા, હોગા ભલા’’ જીવનમંત્ર આત્મસાત્ કરી ચૂક્યા હતા. તેથી પણ ઉપર ‘‘કર ભલા, હોગા ભલા’’ જીવનમંત્ર તો આપણા જેવી સામાન્ય વ્યક્તિને સધિયારો આપવા માટે છે. પૂ. છગનભા, પૂ. બાપુભાઈ ગામી, પૂ. નાથાભાઈસાહેબ જેવા સંતો માટે તો ‘‘ભલા હોગા યા ન ભી હોગા, મગર તું તો ‘ભલા’ કરતા ચલા જા, ‘ભલા’ જીતા ચલા જા. તેરા સ્વભાવ હી ભલા કરનેકા

બનાતા ચલા જા. તુ ભલાઈ કે સિવા ઓર કુછ કર હી નહિ સકતા એસા તૂ અપનેકો બનાતા ચલા જા'' જ જીવનમંત્ર બની જતો હોય છે. ''કર ભલા, હોગા ભલા''માં કર્મફળની એષણાની બૂ કે ગંધ આવે છે. હોગા ભલા ને છેકી નાખીને, ''કર ભલા'' એટલું જ જો રાખવામાં આવે તો જ તે કર્મફલ ત્યાગવાળો કર્મયોગ બની જાય. તેની સુગંધ કંઈ ઔર જ હોય. સ.વિ.ની ઉપરોક્ત ત્રિપુટી, આ કોટિની હતી - કર્મફળ ત્યાગવાળું કર્મ કરનારી.

એ કટોકટીકાળમાં ડહોળાયેલું વાતાવરણ કદાચ, મોહનભાઈસાહેબ આચાર્ય તરીકે કડી આવવાનું સ્વીકારે તો થાળે પડી શકે એવું હોદ્દેદારોને લાગતાં તેઓએ મોહનભાઈનો અમદાવાદમાં રૂબરૂ સંપર્ક કર્યો. શ્રી મોહનભાઈએ શરત મૂકી : ''નાથાભાઈસાહેબ સંમતિ આપે તો જ કડી આવવાનું સ્વીકારું, નહિ તો નહિ.'' નાથાભાઈસાહેબને આની જાણ કરાઈ. સાહેબે વિના વિલંબે મોહનભાઈને કહેવડાવ્યું : **''મારી પૂરી સંમતિ છે. એટલું જ નહિ પણ મારી ઇચ્છા છે કે તમે કડી જાઓ જ. મને ઘણો આનંદ થશે. વ્યક્તિ કરતાં સંસ્થા મહાન છે. સંસ્થા બચી જવી જોઈએ. કડીમાં તમારા જવાથી સંસ્થા સચવાઈ જશે એવો મને તમારામાં ભરોસો છે.'' આ પછી જ મોહનભાઈ કડી આવ્યા. આ ઘટનામાં નાથાભાઈસાહેબનું આંતરજગત કેવું ઉમદા વિચારોથી સમૃદ્ધ હતું તે જણાઈ આવે છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં ''सर्वभूतहितेरताः''ની જે વાત આવે છે તે પૂજ્ય નાથાભાઈસાહેબમાં દેખાય છે. વિચાર-વાણી-વર્તનનું એકત્વ જણાય છે. આચાર અને વિચાર નોખા-નોખા નહિ, પણ એક જ કાચ જેવી નિર્મળ, પારદર્શક વ્યક્તિનું આ લક્ષણ છે. આચરણમાં ઉમદાપણું હોય તે આચાર્ય. નાથાભાઈસાહેબ, આવા ખરા અર્થમાં આચાર્યશિરોમણિ હતા.**

બીજો એક પ્રસંગ. ૧૯૫૯-૬૦માં કડી, સર્વ વિદ્યાલયની એક શાખા નવીન સર્વ વિદ્યાલય, વડનગરમાં હું શિક્ષક. કડી મારું મૂળવતન. તેથી અવારનવાર આવવાનું થાય. ૬૦-૬૧માં કડીથી સાતેક કિ.મી. દૂરના ગામ જાસલપુરની હાઈસ્કૂલમાં આવ્યો, ત્યારે તો કડીમાં દર શનિ-રવિ આવવાનું બને. '૬૧-'૬૨માં બી. એડ્. કરવાનું મેં વિચારી રાખેલું; પણ તે પહેલાં, ટીચિંગ પાવર વધે ને સફળ, સાયન્ટિફિક ટીચિંગ મેથડ કેવી હોય તે પ્રાયોગિક ધોરણે જોવાજાણવા, અનુસરવા મળે તે માટે હું ઉત્સુક. સર્વ વિદ્યાલય-કડીમાં રજા ન હોય અને માટે રજા હોય એવા દિવસોનો ઉપયોગ આ માટે કરવા હું ઇચ્છતો હતો. એવા એક દિવસે હું સ. વિ.- કડીમાં જઈ ચડતો. પૂજ્ય સાહેબને મળતો. વિનંતી કરતો : ''સાહેબ, મને તમારા પિરિયડમાં, વર્ગમાં બેસવાની રજા આપો. મારે તમારાં લેસન જોવાં-શીખવાં છે.''

જવાબમાં સાહેબે કહ્યું : ''તું ગમે ત્યારે મારા પિરિયડમાં આવી શકે છે. મારું ટાઈમટેબલ તું ઉતારી લે, તારી પાસે રાખ.''

તેમણે મને રજા તો આપી જ દીધી. પણ પછી મને કહે : **''જો, સાંભળ, બળદેવ. તું મારા લેસન તો જોજે જ પણ તને ખબર છે ? આપણી શાળામાં ગણિત-વિજ્ઞાનના એક સુંદર શિક્ષક આવ્યા છે. તેઓ મારા કરતાં પણ સરસ ભણાવે છે. તું, તેમનાં લેસન પણ જોજે. તને નવું જોવા-જાણવા શીખવા મળશે. હું તેમને કહી દઉં છું.'' આમ કહી તેમણે શ્રી હરિભાઈ સાહેબ (એચ. જી. દેસાઈ-સૂરતના)ને બોલાવ્યા પરસ્પર પરિચય કરાવ્યો.** (આ જ દેસાઈસાહેબ, આગળ ઉપર, ૧૯૬૧-૬૨ના વર્ષમાં વિદ્યાનગરની બી.એડ્. કૉલેજના) કલાસમાં મને ભણાવવાના હતા.

તે વખતે મને આશ્ચર્ય થયેલું : **પૂ. નાથાભાઈસાહેબથી પણ સારું ગણિત-વિજ્ઞાન કોણ ભણાવી શકે ?**

પણ, મારું તો કામ થઈ ગયું. મેં બંને સાહેબોનો ભરપૂર લાભ લીધો. આ ઘટનાએ મને એ રીતે પ્રભાવિત કરેલો કે, **''આ તે કેવા આચાર્ય છે ? પોતાના હાથ નીચે નોકરી કરતો એક મદદનીશ શિક્ષક, ભણાવવામાં, પોતાનાથી પણ ચડી જાય તેવો છે એવું સહજ સ્વીકારે છે, એટલું જ નહિ પણ જાહેરમાં કહીને કબૂલે પણ છે.'' મેં આજ દિન સુધી આવા સરલ આચાર્ય બીજા જોયા નથી.** જે પણ આચાર્ય મેં જોયા છે તે તો પોતે સર્વોપરિતાનો દેખાવ કરનારા અને શિક્ષક પોતાનાથી ચડિયાતો હોય તો પણ તેને ઊતરતો દેખાડવાનું, કહેવાનું પસંદ કરનારા જોયા છે. ''ઠીક છે. સારું ભણાવે છે, પણ મારા જેવું બહુ સારું નહિ.'' એવી માનસિકતાવાળા આચાર્યો જોયાજાણ્યા છે.

'પ્રૉફેશનલ સાઈકોલૉજી' કોઈને છોડતી નથી. બધા ઉપર હાવી થઈ જતી હોય છે. તેનાથી બચવું મુશ્કેલ, લગભગ અશક્યવત્. તેનાં જમા પાસાં છે તેમ ઉધાર પાસાં પણ છે. સારાં-જમા પાસાંને આવવા દેવાં ને ખરાબ-ઉધાર પાસાંને આવતાં અટકાવવાં એ કોઈ વિરલા જ કરી શકે. પ્રાથમિક શિક્ષકનું જેમ એક મોડેલ પ્રચલિત બની ગયું છે - પંતુજીનું, તેમ શિક્ષણક્ષેત્રે ભણાવવાનું, ઉ.મા. કૉલેજ કે પછી યુનિ. લેવલે હોય - નિશ્ચિત સ્વરૂપ આપોઆપ બની જતું હોય છે. સકારાત્મક પાસાંને પોતાનામાં સમાવીને તથા નકારાત્મક પાસાંને પોતાનામાં પ્રવેશ નહિ આપવાનું મનોબળ દાખવીને સાહેબ વિરલ વ્યક્તિ બની શકતા તેમાં તેમની જાગરૂક્તા (અવૅરનેસ) દેખાઈ આવે છે.

## ૩૭.

# આદરણીય નાથાભાઈ દેસાઈ : આચાર્ય-સંસ્મરણ

**શશિકાંત શાહ**
૪૭, રચના સોસાયટી, જોધપુર, અમદાવાદ-૧૫

જીવનમાં નાનામોટા યાદગાર પ્રસંગો સારાખરાબ બન્યા જ કરતા હોય છે. કદાચ આનું નામ જ જીવન હશે. પણ હા, અમુક આરણીય બનાવો વ્યક્તિની આગવી વિરાસત બને છે, અને અતીતની આવી વિરાસતો ક્યારેક વાગોળવી પણ ગમે છે. મારા માટે આવી એક સ્મરણીય વિરાસત છે અને તે મારો ૧૯૪૫-૪૬ના વર્ષ દરમિયાન તે વખતના છઠ્ઠા (Prematric) ધોરણનો કડી સર્વ વિદ્યાલયમાં અભ્યાસ. ત્યારે વંદનીય સ્વ. નાથાભાઈ દેસાઈ અમારા આચાર્ય હતા.

આ પણ યોગાનુયોગ છે. આમ તો મારે કડી અને સર્વ વિદ્યાલય સાથે ક્યારેય નાતો ન થાત. હું તો પાટણમાં ભણતો હતો. પણ ૪૫-૪૬માં મારા પિતાશ્રી તે વખતે ગાયકવાડ સરકારમાં સરકારી ડૉક્ટર હતા. અને તે વર્ષે તેમની બદલી કડીમાં થયેલી અને મને તેમણે કડી બોલાવેલ અને સર્વ વિદ્યાલયમાં મૂકેલો. એક વર્ષ બાદ તેમની બદલી બીજે થતાં મેટ્રિકમાં તો હું પાછો પાટણ ગયો. યોગાનુયોગ ખરો ને ?

સર્વ વિદ્યાલયનું વાતાવરણ તે વખતે એક ઉપવન જેવું હતું. બધું જ શિવમ્-સુંદરમ્. વૃક્ષો, હરિયાળી, મોકળાશ, પ્લેગ્રાઉન્ડ, શિક્ષકો અને તેના શિખરરૂપ નાથાભાઈ જેવા આચાર્ય જાણે જોઈલો આધુનિક ઋષિઆશ્રમ. વધારામાં વાતાવરણમાં ગુંજતા છગનભા અને બાપુભાઈનાં સ્મરણો અને સંભારણાં. શિક્ષકો પણ કેવા ? ઉમેદભાઈ, કલ્યાણભાઈ, રામભાઈ, રાવલસાહેબ, વાલજીભાઈ, પટ્ટણી સાહેબ, રતિભાઈ નાયક અને અન્ય. જાણે જોઈ લો વરસાદી મેઘધનુષ્ય. અને **આ બધામાં નાથાભાઈસાહેબ સોનામાં સુગંધ પૂરતા.**

**નાથાભાઈની છબી હજીય હૃદયમાં અંકિત અને અકબંધ છે. ખાદીનું સફેદ ધોતિયું, સફેદ ઝભ્ભો અને સફેદ ટોપી. બધું ચોખ્ખુંચણક- પાનીથી માથા સુધી. જેવાં વસ્ત્ર તેવો માણસ—ચોખ્ખોચણક. શિક્ષક તરીકે અને માણસ તરીકે અજોડ અને અનોખો શિક્ષક આચાર્ય.**

નાથાભાઈસાહેબ ક્યારેક અમારું મેથ્સ અને ફિઝિક્સ લેતા. લેબોરેટરીનાં પ્રયોગોમાં દિલ દઈને અમને મદદરૂપ થતા. મને યાદ છે કે એક વખત લેબોરેટરી

રૂમમાં અમે વિદ્યાર્થીઓ વિદ્યુત (ઇલેક્ટ્રિકસિટી)નો પ્રયોગો કરી રહ્યા હતા. મારો પ્રયોગ બરાબર જામતો ન હતો, તેમણે મારી પાસે આવીને–જેમ બાપ નાના દીકરાને ભણવામાં પ્રેમથી મદદ કરે તેમ–મદદ કરેલી. નહિ ક્યાંય ફડક કે કડવું કે કડક વેણ. ચહેરાના હાવભાવમાં પણ સરળતા અને સલૂકાઈ.

આવો જ બીજો એક પ્રસંગ યાદ આવે છે. આઝાદી પહેલાંનો સમય હતો. કડી ગાયકવાડી રાજ્યમાં આવતું. શાળાનું સમયાંતરે રાજ્ય તરફથી શૈક્ષણિક ઇન્સ્પેક્શન આવતું. આવું એક ઇન્સ્પેક્શન આવેલું, તે વખતના ફિઝિક્સના શિક્ષક (નામ યાદ નથી આવતું) અમારો વર્ગ લેતા હતા. તે દરમિયાન ઇન્સ્પેક્ટર અને નાથાભાઈસાહેબ પ્રવેશ્યા. અમે બધાયે ઊભા થઈને તેમનું અભિવાદન કર્યું. ત્યારબાદ અમારા ફિઝિક્સના શિક્ષકે કલાસ આગળ ચલાવ્યો. તે બંને બાજુમાં ઊભા રહીને નિરીક્ષણ કરી રહ્યા હતા–ખાસ તો ઇન્સ્પેક્ટર. ઇન્સ્પેક્ટર અને નાથાભાઈ જોડે કંઈ હળવેથી વાતચીત થતી અમે જોઈ. ઇન્સ્પેક્ટર શિક્ષકની શીખવવાની પદ્ધતિથી થોડાક નાખુશ દેખાયા. ફિઝિક્સ તો નાથાભાઈનો પ્રિય વિષય હતો. તરત જ તેમણે ઇન્સ્પેક્ટરસાહેબને સલૂકાઈથી પૂછ્યું : 'May I ?' ઇન્સ્પેક્ટરે કહ્યું : 'Yes.' શિક્ષકને જરાપણ ખોટું કે માઠું ન લાગે તે રીતે તેમણે ચોક હાથમાં લઈને પાઠ આગળ ચલાવ્યો. ઇન્સ્પેક્ટર ખુશ થઈ ગયા. કહ્યું : 'That's the method.' વાતાવરણ હળવુંફૂલ, ક્યાંય રોષ કે કડવાશ નહિ, શિક્ષકમાં પણ.

ક્યારેક અમને વિદ્યાર્થીઓને તેમને જરૂર પડે મળવામાં સંકોચ થતો નહિ. હંમેશાં પ્રેમ અને વાત્સલ્યથી આવકારે, મુશ્કેલીઓ સાંભળે અને નિરાકરણ કરે.

**આવા હતા અમારા નાથાભાઈસાહેબ, ઉદાત્ત, અને બધાના પ્રેરણાસ્રોત. જાણે જોઈ લો કોઈ વાત્સલ્યમૂર્તિ, નિસ્પૃહી અને નિષ્કામ યોગી. હા, જરૂર પડે ત્યારે એમને કડક થતા પણ જોયા'તા.**

નાથાભાઈસાહેબને અંતરનાં ઊંડાણમાંથી હાર્દિક શ્રદ્ધાંજલિ.

૪૫-૪૬ની સાલનું સ્મરણ વાગોળતાં અને લખતાં ક્યાંક હકીકતદોષ રહી જાય પણ તત્ત્વ અને ભાવ તો જળવાઈ રહ્યો છે. ક્યાંક હકીકતદોષ હોય તો દિલગીરી.

## ૩૮.
# ને અમે ધ્રૂજી ગયા....

**શ્રી કાન્તિભાઈ શંકરદાસ પટેલ**
(સરપંચ, વેકરા)
પૂર્વવિદ્યાર્થી, સર્વ વિદ્યાલય, ક. પા. આશ્રમ, કડી,

મારા પૂ. પિતાશ્રી કડીની સંસ્થા સાથે અને તેમના કાર્યકર્તાઓ સાથે પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે જોડાયેલા હતા. પૂ. છગનભા અને પૂ. દાસકાકા તેમજ શ્રી ધનાભાઈ વકીલ વગેરે ફંડ-ફાળા માટે મારા ગામ આવતા ત્યારે મારા પિતાશ્રી ઉદારહાથે મદદ કરતા, કારણ અમારા આખા પંથકમાં તેઓ ઘણા અર્થમાં સામાજિક કાર્યકર્તા હતા. પગપાળા પ્રવાસે નીકળેલા વિદ્યાર્થીઓ પણ અમારે ત્યાં મહેમાનગતિ કરતા. ખોટી પંચાતો કરવાથી દૂર રહેવા પિતાશ્રી સલાહ આપતા અને પંચને આબરૂ ઊપણવાનું ખળુ કહેતા. સરકાર સારું કામ ન કરે તો તેને વૉટ આપવા કરતાં કૂતરાની ચાટમાં નાખવાનું કહેતા. મારા પિતાશ્રી કેળવણીના અને ખાસ કરી સ્રીકેળવણીના પણ હિમાયતી હતા. કડી કન્યાકેળવણીમાં તેમણે સેવાઓ આપેલી. કડી પંથકમાં સૌપ્રથમ ટ્રેક્ટર લાવેલા. અસત્ય સામે લડી લેવાના તો ખાસ હિમાયતી. સ્વભાવે આકરા અને સાચા બોલા હોવાથી લોકો સામાન્ય રીતે તેમનાથી દૂર રહેતા. કન્યાશાળામાં દીકરીઓની રખેવાળી કડકાઈથી કરતા. સ્વતંત્રતામાં માનતા, સ્વચ્છંદતામાં નહિ.

કડી સંસ્થામાં મને ભણવા મૂકેલો. શ્રી નાથાભાઈ મારા ગુરુ હતા. મલખમ, લાઠીદાવ, રોમન રીંગમાં મને મજા પડતી. સંસ્થામાં વ્યાયામ શિક્ષક પૂ. ચતુરભાઈ અમને ખૂબ જ પ્રેમ આપતા. આપણી સંસ્થાના શુભેચ્છક અને સાહિત્યકાર સીતારામ શર્મા જેમણે દાસકાકાને મધ્યમમાં રાખી એક નવલકથા લખી. પૂ. છગનભાને લક્ષમાં રાખી નાટક લખ્યું. તેઓ શ્રી ચતુરભાઈને સંસ્થાના હનુમાનજી કહેતા હતા. ચોમાસામાં નાની કડીનું તળાવ ભરાય એટલે રેણ કરેલા ડબ્બાઓ તૈયાર કરાવી બે ડબ્બાનો કાથીતરાપો બનાવી અમને તરવાનું શીખવવા લઈ જતા. કસરતમાં પણ મોડાવહેલા પડીએ તો તેમની વ્હીસલની દોરી ખભા ઉપર સટાક કરતી પડી જાય. ૬ વાગે સવારે કસરત માટે ઘંટ વાગતાંની સાથે દરવાજે તેમની વ્હીસલ વાગે અને અમે રૂમમાંથી ભાગીએ. છટકી જાય તે દોરીથી બચી જતો. વ્યાયામમાં રમત-ગમતોમાં કડી સંસ્થાને ગૌરવ અપાવવામાં શ્રી નાથાભાઈસાહેબ અને શ્રી ચતુરભાઈનું યોગદાન નોંધપાત્ર રહ્યું છે.

મારામાં મારા પિતાશ્રી કરતાં મારા માતુશ્રીના ગુણ વધારે, એટલે મારામાં ઉગ્રતાનું પ્રમાણ ઓછું. આશ્રમમાં પણ ઉધમાત નહિ, તોફાન નહિ. શ્રી નાથાભાઈ આગળ શાંત અને શિસ્તબદ્ધ વિદ્યાર્થી તરીકેની છાપ.

જોગાનુજોગ એકવાર મિત્રોએ ચોરીછૂપીથી સિનેમા જોવા જવાનો આગ્રહ કર્યો અને હું ગયો, પણ પૂ. દેસાઈસાહેબના હાથે પકડાઈ ગયો. મને કહ્યું : ''તું ગુનો કરે તેવો નથી, પણ મિત્રોના ખેંચાણમાં આવી ગયો.'' પિતૃવાત્સલ્યભાવથી મને ભીંઝવી નાખ્યો. 'હવે પછી આવું કરતો નહિ.' તેવી શીખ આપી. સજા કરી નહિ. આશ્રમમાં રહ્યો ત્યાં સુધી ક્યારેય સિનેમા જોવા ગયો ન હતો.

પૂ. નાથાભાઈ માંદગીના કારણે ડૉક્ટરની સલાહથી હવાફેર માટે પંચગની ગયા હતા. તેમની હાજરીના પ્રભાવથી આશ્રમનું વાતાવરણ એકદમ શાંત રહેતું. શિસ્તની બાબતમાં કોઈ ચૂંચાં કરે નહિ, પણ તેમના જવાથી વ્યાયામ વગેરેની બાબતમાં અશિસ્ત આવી ગઈ. મોટા વિદ્યાર્થીઓ અશિસ્ત આચરતા થઈ ગયા.

થોડાક સમય બાદ આરામ કરી દેસાઈસાહેબ પરત આવ્યા ત્યારે આખો આશ્રમ આનંદથી નાચી ઊઠેલો.

બીજા દિવસે સવારે જ તેમને સંસ્થાના કથળેલા વાતાવરણની ખબર પડી. સવારે તમામ વિદ્યાર્થીઓને મેદાન પર ભેગા કર્યા. **મોટાઓની જુદી હરોળ કરી અને પૂ. ચતુરભાઈની વ્હીસલની દોરીથી એક પછી એકને ફટકારવા લાગ્યા. અમે નાના એટલે આ ભયથી ધ્રૂજવા લાગ્યા. પૂ. સાહેબ અમારી લાઈન પાસે આવ્યા અને અમને પંપાળતા જાય અને મોટાઓને ઉદ્દેશી બોલ્યા : 'આ બાળકો તમને જોઈ શીખે છે, તમારું અનુકરણ કરે છે. તમે શિસ્ત નહિ પાળો તો આ બાળકોનું ઘડતર કેવું થશે ?** એટલું બોલી ચાલતા થયા.

આ સંસ્થા સાથે આજ સુધી મારો લગાવ રહ્યો છે. નાના-મોટા પ્રસંગે હાજરી પણ આપું છું. આજે પણ પૂ. નાથાભાઈનું સ્મરણ વિસરાતું નથી. ગામનાં કામો પ્રમાણિકપણે ઉત્સાહથી કરું છું. તેનું કારણ નાથાભાઈએ આપેલા સંસ્કારો છે. આજે પણ તેઓ મારું પ્રેરકબળ છે. મારા જીવનનું સિંચન પણ એમાંથી થતું જોઉં છું.

પૂ. સાહેબે માણસ તરીકે 'Thinking Man' થવાનું શિક્ષણ આપ્યું છે તેને વાગોળું છું અને સારા માણસ થવાનો પ્રયત્ન કર્યા કરું છું. પૂ. સાહેબને સ્મૃતિવંદના કરી વિરમું છું.

## ૩૯.
## એક અનોખું વ્યક્તિત્વ :

**પ્રા. કેશુભાઈ એ. પટેલ**
ઘાટલોડિયા, અમદાવાદ
ઉપપ્રમુખ : ડરણજૂથ કેળવણી મંડળ, ડરણ
ટ્રસ્ટી : સ્ત્રી કેળવણી ઉત્તેજકમંડળ (SKUM)

સદા સ્મિત વેરતા પૂ. નાથાભાઈ એન. દેસાઈનું જીવન ભવ્ય, દિવ્ય અને ભાતીગળ હતું. પ્રવૃત્તિ તેમનો ખોરાક અને શિસ્ત તેમની સુવાસ હતી. નમ્રતા, વિનય, વિવેક, પ્રશાંત મુદ્રા, સુગ્રથિત વ્યવસ્થા, વિધાયક અભિગમ, શૈક્ષણિક પ્રવૃત્તિઓમાં વ્યસ્તતા તેમના દૃષ્ટાંતરૂપ અલંકારો હતા. યશ-નામની ભીખ વિના, ગુપ્ત રીતે વિદ્યાર્થી હિતનાં કાર્ય કરવાં તે ઉત્તમ આચાર્યને શોભે તેવો અનુકરણીય ગુણ હતો.

સફેદ ઝભ્ભો, ધોતી અને ટોપીમાં સજ્જ એવા ઊજળા વાનવાળા પૂ. એન. એન. દેસાઈને જોવા, સ્યાદ્‌વાદ વાણી બોલતા તેમને સાંભળવા એ લ્હાવો હતો. દર શનિવારે સમૂહકવાયતમાં ટૂંકી બાંયનું સફેદ શર્ટ, બ્લૂ ચડ્ડી, પગમાં મોજડી અને સુંદર ફ્રેમવાળા ચશ્મા પહેરી તમામ સ્ટાફગણ અને વિદ્યાર્થીઓને આચરણ દ્વારા ઉપદેશ પૂરો પાડતા પૂ. નાથાભાઈ આજે પણ આંખ આગળ દૃશ્યમાન થઈ જાય છે. કેવું અનોખું વ્યક્તિત્વ !

### નિવાસીશાળાને અનુરૂપ આચાર્ય :

ગુરુકુલ યાદ અપાવે તેવું સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ - કડીના ક. પા. આશ્રમ (બોર્ડિંગ) સહિતના કૅમ્પસનું સમગ્રતયા ઉત્તરદાયિત્વ નિભાવવાની તેમની ક્ષમતા, કૅમ્પસમાં જ નિવાસસ્થાન, સમગ્ર સ્ટાફગણ અને વિદ્યાર્થી આલમ તેમજ ગૃહપતિશ્રીઓ સાથેનો પ્રેમસભર નાતો અને તે રીતે સાત્ત્વિક અસરકારકતા ઊભી કરી બધા પાસે કામ લેવાની આવડત એ તેમની વિશિષ્ટતા હતી. અત્યારના રેસિડેન્શિયલ કૅમ્પસમાં કોઈ આચાર્ય આવી જવાબદારી કે ઉત્તરદાયિત્વ નિભાવતા નથી તેમજ કોઈ શિક્ષક સ્વૈચ્છિક રીતે તે જ સંસ્થામાં ગૃહપતિ રહેવા તૈયાર હોતા નથી. કન્યાશાળા અને કન્યા છાત્રાલયોમાં પણ ગૃહમાતાઓ તરીકે જે તે સ્કૂલની શિક્ષિકાઓ હોતી નથી, તેથી જ અભ્યાસમાં તેઓ પૂરક બની શકતી નથી અને તેમના વ્યક્તિગત કારણોને લીધે દુ:ખી હોઈ ગૃહમાતા તરીકે સફળ

જતી નથી તેવો મારો વર્ષોનો અનુભવ છે અને તેથી પૂ. નાથાભાઈસાહેબ નિવાસીશાળાને અનુરૂપ આચાર્ય હતા તેમ સહેજોસહજ બોલાઈ જવાય છે. તેઓશ્રી સવારે સ્કૂલ સમય પહેલાં અને રાત્રે ૮થી ૧૦ વાગ્યાના સમયમાં બોર્ડિંગમાં રાઉન્ડમાં નીકળે ત્યારે એસ.એસ.સી.ના વિદ્યાર્થીઓના ગણિતના ઘણાખરા પ્રશ્નો, મુશ્કેલીઓનો ઉકેલ વિદ્યાર્થીઓને આપતા. અમારા માટે તેમનું જ લખેલું બીજગણિતનું પાઠ્યપુસ્તક તેમની જ પાસે ભણવાનો લ્હાવો હતો અને તેથી જ આશરે દસ જેટલા વિદ્યાર્થી ગણિતમાં ૧૦૦માંથી ૧૦૦ ગુણ લાવતા હતા.

સાયં પ્રાર્થનામાં સંગીતશિક્ષક ચતુરભાઈ અને ગૃહપતિઓ સાથે અવારનવાર હાજર રહી સંસ્કારોનું સિંચન કરતા પ્રાતઃ સ્મરણીય પૂ. નાથાભાઈ અમારા માટે હમેશાં અવિસ્મરણીય છે અને અવિસ્મરણીય રહેશે.

## તને સાંભરે રે ? હાં જી મને કેમ વિસરે રે..

હાઈસ્કૂલમાં સાથે રહીને ભણેલા સહાધ્યાયી મિત્રોને ભૂલી શકાતા નથી. કૃષ્ણ-સુદામાનું ઉદાહરણ (સાંદિપનીઋષિના આશ્રમનું) આ માટે જાણીતું છે.

અમારા સહાધ્યાયી શ્રી કે.બી. પટેલ (કંબોઈ, યુ.એસ.એ.)ના પુત્રનાં લગ્ન નિમિત્તે મહેસાણા જવાનું થયું ત્યારે તેમના વેવાઈની સાથે અમારા મિત્ર શ્રી અનિલભાઈ ટી. પટેલ (પૂર્વઉદ્યોગમંત્રી, ગુજરાત રાજ્ય) લણવાવાળા બેઠા હતા. અમે થોડા સહાધ્યાયી મિત્રો કડીના એક કોર્નરમાં બેઠા હતા અને સર્વ વિદ્યાલયનાં સંભારણાં ચાલુ થયાં. આ સાંભળતાં અનિલભાઈથી પણ ન રહેવાયું. તેઓ પણ વચ્ચેથી ઊઠી કોર્નરમાં આવ્યા અને અમારી સાથે વાતોમાં જોડાયા. ત્યારે તેમણે ૧૯૬૦ની ક.પા. આશ્રમમાં રહી ભણતા મિત્રોને, ૨૫થી ૩૦ વર્ષ બાદ, ભેગા કરવાની જવાબદારી મને સોંપી. આ પ્રૉજેક્ટનું નામ તેમણે પસંદ કર્યું, ‘તને સાંભરે રે ? હાં જી મને કેમ વિસરે રે...’ ત્યારથી દર વર્ષે કડી, નાનીકડી, ડરણ, શેરથા, સુજાતપુરા, કલ્યાણપુરા અમદાવાદ.... વગેરે સ્થળે અમે મિત્રો, દંપતીસહિત નિયમિત મળીને સાંદિપની ઋષિ સમા પૂ. નાથાભાઈને હંમેશાં યાદ કરીએ છીએ. ક.પા. આશ્રમના નવા મકાનમાં ‘‘૧૯૬૦ના સહાધ્યાયી મિત્રો’’ની તકતી લગાવી છે. (તેના રૂ.૫૧૦૦૦/- સંયુક્ત સ્વૈચ્છિક ફાળો હતો.) આ મિત્રોમાં, શ્રી વિષ્ણુભાઈ (સદ્ભાવ એન્જિ.) ઇસનપુરવાળા; શ્રી શંકરભાઈ પટેલ (સોજીત્રા); શ્રી જયંતિભાઈ (વિમલ-મહેસાણા) મણિપુર વગેરે છે. આ મેળાવડામાં સર્વશ્રી મોહનભાઈસાહેબ, પૂ. ગણેશભાઈ કા. પટેલ જેવા ગુરુજીઓ પણ હાજર રહે છે.

## પૂ. શ્રી નાથાભાઈ અમારાં આદર્શ અને ઓળખ :

કેટલાક માતાના નામથી ઓળખાતા હોય છે, જેમકે કુન્તીપુત્ર ભીમ, ગંગાપુત્ર ભીષ્મ, દેવકીનંદન વાસુદેવ, જીજાબાઈપુત્ર શિવાજી, ગાંધારીપુત્ર દુર્યોધન વગેરે તો કેટલાક પિતાના નામથી જાણીતા બનતા હોય છે, જેમકે અર્જુનપુત્ર અભિમન્યુ, ભીમપુત્ર ગટોરગચ્છ વગેરે. તેવી જ રીતે કેટલાક પોતાના ગુરુથી ઓળખાતા હોય છે, જેમકે, દ્રોણાચાર્યશિષ્ય અર્જુન, પરશુરામશિષ્ય કર્ણ, રામકૃષ્ણ પરમહંસશિષ્ય સ્વામી વિવેકાનંદ વગેરે. તેવી જ રીતે અમે આજે પણ પૂ. નાથાભાઈસાહેબના શિષ્ય તરીકે ઓળખાવવામાં ગૌરવ અનુભવીએ છીએ, કેમકે તેઓ અમારા આદર્શ છે, તેમનું જીવન યક્ષ જેવું હતું. તેઓ જ અમારો જ્ઞાનયજ્ઞ હતા, પ્રેરણામૂર્તિ હતા. આવા ગુરુવર્યને અમારા કોટિ-કોટિ વંદન. આવા ગુરુ આપણી ગંગા, ગૌરવ અને ગરિમા છે, એટલે જ એચ.જી. વેલ્સે કહ્યું છે કે,

*"The teacher is the maker of History"*

Really, we are proud of respected N. N. Desai.

## ૪૦.

## અજાતશત્રુ, મેધાવી નાથાભાઈ દેસાઈસાહેબ

**ઈશ્વરભાઈ જી. પટેલ**
પૂર્વઆચાર્ય
બલોલ, ગાંધીનગર,
સર્વ વિદ્યાલય કે. મં., કડી

**જગતમાં એવા માણસો ક્વચિત જ જોવા મળે જેઓ રાગદ્વેષ અને અહંથી પર હોય છે. સ્વ. નાથાભાઈસાહેબ તેમાંના એક હતા.** કડીની આપણી કેળવણીની સંસ્થાનું એ ગૌરવ હતું કે તેને ભૂતકાળમાં આવા એક મેધાવી આચાર્ય સાંપડેલા. ગુરુકુળો તો આવા આચાર્યથી જ શોભે.

વ્યક્તિનું હીર પરિચયથી પરખાય. આજથી ૬૦ વર્ષ પહેલાંની વાત. મારે પ્રથમ તેમને મળવાનું થયું, તે બપોર પછીના સમયે, રવિવારે. તેઓશ્રી સર્વ-વિદ્યાલયના મકાનના ઉપરને મજલે આચાર્યની ઑફિસમાં કાર્યમગ્ન હતા. પટાવાળાની અનુમતિ પછી હું અંદર દાખલ થયો. કામ કરતાં કરતાં તેઓશ્રીએ મને આવકાર્યો અને આવવાનું કારણ પૂછ્યું. ખાદીનાં કપડામાં સજ્જ, ગૌરવર્ણ, આધેડ વય, બપોર પછીના સમયે પણ ઑફિસમાં કાર્યરત વ્યક્તિની છાપને અંતરમાં વાગોળતાં મેં જવાબ આપ્યો : ‘‘સાહેબ, આપને ત્યાં શિક્ષકની જરૂર હોય તો હું જોડાવાના વિચારથી પૂછવા આવ્યો છું.’’ ‘‘તમારી લાયકાત શું છે ભાઈ ?’’ તેમણે પ્રશ્ન કર્યો. ‘‘સાહેબ, આમ તો બરોડા કૉલેજનું Final B.Sc. (Botany)નું બીજું સત્ર પૂરું કર્યું છે, પરંતુ, વધુ તૈયારી પછી બીજા વર્ષે પરીક્ષા આપવી, જેથી કલાસ આવે. તેથી આ ગઈ પરીક્ષા આપી નથી.’’ મારો જવાબ. મારા તરફ થોડીવાર જોઈ બોલ્યા : ‘‘તમે અત્યારથી હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાવા માગો છો ?’’ તમે ક્યા ધોરણમાં કયા વિષય લઈ શકો ?’’ મેં કહ્યું : ‘‘હું ધો.૮થી એસ.એસ.સી. સુધીમાં ગણિત સિવાય વિજ્ઞાન, ભાષા, સમાજશાસ્ત્ર ગમે તે વિષય લઈ શકું.’’

તેઓશ્રીએ તરત જ પટાવાળાને કહ્યું કે, આ ભાઈને છાત્રાલયમાં ભાની રૂમ પર લઈ જઈ, ત્યાં રહેવાની અને રસોડે જમવાની વ્યવસ્થા કરો. મને કહ્યું કે, કાલે સ્કૂલમાં આવી અરજી આપી તમારું ટાઈમ ટેબલ મેળવી લેજો. અને એકલા રહેવાનું હોય તો અઠવાડિયામાં બિસ્તર લાવી દેશો.

આમ, તેમની હીરપારખુ દૃષ્ટિ અને તાત્કાલિક નિર્ણય લેવાની ક્ષમતા જે એક ઉત્તમ આચાર્યમાં હોવાં જોઈએ તેનું સ્મરણ અત્યારે ઘણી વખત થાય છે. ગણિતશાસ્ત્રમાં તેઓની માસ્ટરી રાજ્યભરમાં સુવિદિત હતી. બીજગણિતનાં હાઈસ્કૂલ માટેનાં પુસ્તકોના તેઓશ્રી લેખક હતા અને જ્યારે વર્ગમાં તેઓશ્રી બીજગણિત ભણાવતા હોય ત્યારે વર્ગ એ સ્વર્ગ બની રહેતો એવું કથન તેમના વિદ્યાર્થીઓના મુખે સાંભળવા મળતું. તેઓશ્રી પોતાનો વિષય એટલી તન્મયતા અને સહજતા-સરળતાથી ભણાવતા કે કાચા વિદ્યાર્થીઓ પણ તન્મય બની જતા અને રસપૂર્વક તૈયાર થતા.

એક વખત ધો. ૯ માં મારો ગુજરાતીનો પિરિયડ, તે વર્ગનો અમારે ગુજરાતીનો હસ્તલિખિત વાર્ષિક અંક બહાર પાડવા વિદ્યાર્થીઓ સાથે મેં વિચારેલું. તે દિવસે વર્ગમાં, અંકનું નામ શું રાખવું તે અંગે ચર્ચા ચાલી. મેં વિદ્યાર્થીઓને પૂછ્યું ? જુદાં જુદાં નામ આપવા લાગ્યા. મેં કહ્યું : ‘તમે એક એક ઊભા થઈ નામ સૂચવો અને હું બોર્ડ પર લખતો જાઉં.’ વિભિન્ન સુંદર નામોથી બોર્ડ ભરાઈ ગયું. પછી મેં કહ્યું : હવે હું બોર્ડ પરનું એક એક નામ બોલું અને જેમને પસંદ હોય તેટલા હાથ ઊંચા કરે. એ રીતે એક પછી એક નામ આગળ તેને મળેલા મતની નોંધ કરી અને સૌથી વધુ મતવાળું સુંદર નામ સર્વાનુમતિથી પસંદ કર્યું. સૌએ તાળીઓ પાડી. વર્ગમાં અમને ખ્યાલ ન આવે તે રીતે બહારની લૉબી પરની બારીના કમાડ ઑથેથી આ પ્રક્રિયા શ્રીમાન નાથાભાઈસાહેબ જોઈસાંભળી રહ્યા હતા, અને પછી હોઠમાં મૃદુ હસતા હસતા લૉબીમાંથી પસાર થયા. તે વખતે લોબીના ખૂણા પરના વર્ગમાં એક શિક્ષકભાઈ પોતાનો વિષય ભણાવે, તેણે નાથાભાઈસાહેબને હસતાં હસતાં જતા જોયેલા.

પિરિયડ પૂરો થતાં સ્ટાફરૂમમાં તે ભાઈ મારી પાસે આવી મને કહે : ‘‘ઈશ્વરભાઈ, તમે આ ગયા પિરિયડમાં ધો.૯ના ગુજરાતીના પિરિયડમાં એવું તે શું કર્યુ કે આચાર્યસાહેબ ખુશ થતા થતા પસાર થયા ? અમે ચાર વર્ષથી ભણાવીએ છીએ, છતાં સાહેબ આટલા ખુશ થતા નથી અને તમે ત્રણ ચાર મહિનામાં આ શું કર્યું ?’’ મેં વિગત જણાવી. તેણે કહ્યું : ‘‘તમે તો હજુ બી.એડ્. થયા નથી ને આ બી.એડ્.ની ઉત્તમ રીતિ ક્યાંથી આવી ગઈ ?’’ મેં કહ્યું કે, સાચા જન્મજાત શિક્ષકને બી.એડ્.ની શી જરૂર ?

મારા બે ચાર માસના સમયગાળામાં મેં જોયું કે શ્રીનાથાભાઈસાહેબ હાઈસ્કૂલના શિક્ષકો, વિદ્યાર્થીઓ, છાત્રાલયના વિદ્યાર્થીઓ, ગૃહપતિઓ, ગોશાળાના

કર્મચારીઓ, રસોડાના રસોઈયાઓ અને કેળવણીમંડળના માનનીય કર્મચારીઓ બધાની નાડ પારખે અને તે પ્રમાણે કામ લે અને પોતે કામ કરે તેના ફલસ્વરૂપે તેઓશ્રી સૌને પ્રિય થઈ પડેલા. અત્યારે પણ તેમના વિશાળ શિષ્યગણના હૃદયમાં તેમની છબી છે.

**કદાચ કોઈ નાના મોટા કારણસર કોઈના મનમાં તેમને માટે જુદો ભાવ હોય તો પણ તે સૌને માટે તેમનું મન હસતું અને પ્રેમભર્યું જ હોય. તેઓ પ્રેમમૂર્તિ હતા, અજાતશત્રુ હતા. તેમને માટે સૌ આપ્તજન હતા. પૂજ્ય નાથાભાઈ દેસાઈની એક ફોરતી સુવાસ હતી.**

બુદ્ધિમાં, ગણિતના લેખક અને ઉત્તમ શિક્ષક ઉપરાંત અન્ય બધા જ વિષયોમાં તેમની સૂઝ, સમજ અને દર્શન ઊંચાં હતાં. ખરેખર તેઓ એક મેધાવી પુરુષ હતા. આવા આચાર્યથી સર્વ વિદ્યાલય પણ ઊજળું હતું. તેઓશ્રીના હાથ નીચે શ્રીમોહનભાઈ (લેખક) જેવા શિક્ષક અને ગૃહપતિ પણ તેઓશ્રીનું બળ બની રહેલા અને મારા જેવાને પ્રેરણા મળતી.

શ્રી નાથાભાઈસાહેબનાં સંચાલન (એડમિનિસ્ટ્રેશન) અંગે જોતાં, સુપરવિઝન રાઉન્ડ વખતે, જરૂર જણાય ત્યાં શિક્ષકને સૂચનની કાગળની પાતળી સ્લીપ આપતા.

હું એકાદ વર્ષ જેવું ત્યાં રહ્યો. બી.એસસીની પરીક્ષા પણ પાસ કરી, પછી દિવાળીની રજાઓ પૂર્વે સર્વ વિદ્યાલયની વડનગરની શાખા—નવીન સર્વ વિદ્યાલયના આચાર્ય શ્રી કલ્યાણભાઈનો ફોન નાથાભાઈસાહેબ પર આવ્યો કે અમારે ત્યાંથી એક ગ્રેજ્યુએટભાઈ અધવચ્ચે રાજીનામું મૂકી જતા રહ્યા છે. તેમનો એસ.એસ.સી.નો કોર્સ બાકી છે. આ દિવાળી વેકેશનમાં કોઈ શિક્ષકભાઈ આવી વડનગર રહી કોર્સ પૂરો કરી આપે તો સારું. શ્રી નાથાભાઈસાહેબે મને વાત કરી. મેં હા પાડી. વેકેશનમાં દિવાળી જતી કરી રજાઓમાં ત્યાં વડનગર રહી જે બાકી હતા તે વિષયોનો કોર્સ પૂરો કર્યો. વિદ્યાર્થીઓ ખુશ થયા. લીધેલા કોર્સની સ્લીપ આચાર્ય કલ્યાણભાઈના ટેબલ પર મૂકેલી. રજાઓ ઊઘડતાં કલ્યાણભાઈસાહેબ ખુશ થયા. કડીથી મારી બદલી વડનગર કરાવી મને ચાલુ પગારે બી.એડ્. માટે મોકલવામાં આવ્યો અને બી.એડ્. પછી શ્રી કલ્યાણભાઈ અને શ્રી નાથાભાઈનાં સૂચનથી સ.કે.મં.કડીની શાખા, બલોલની હાઈસ્કૂલમાં મને આચાર્ય તરીકે મૂકવામાં આવ્યો. આ વિગત એટલા માટે જણાવી કે પોતે એક હાઈસ્કૂલનું સંચાલન કરતાં કરતાં શાખા હાઈસ્કૂલના આચાર્ય માટે ક્ષમતાને પારખી વ્યક્તિને કેવી રીતે તે અંગેની મોકળાશ અને તક આપવી તે પણ તેઓશ્રીના સુસંચાલનના એક ભાગરૂપ હતું.

છાત્રાલયની પ્રવૃત્તિઓમાં પણ તેઓશ્રી ગૃહપતિ શ્રી મોહનભાઈ અને વ્યાયામશિક્ષક શ્રી ચતુરભાઈ સાથે સમય કાઢીને જોડાયેલ રહેતા.

મહેસાણા જિલ્લા આચાર્યસંઘના તેઓ પ્રાણરૂપ હતા અને આચાર્યોના તેમજ શિક્ષણના હિતના પ્રશ્નો માટે સદા સક્રિયતાથી કાર્ય કરતા. જિલ્લાના આચાર્યોની મોટાભાગની વાર્ષિક જનરલ સભાઓ કડી સર્વ વિદ્યાલયમાં થતી.

મહેસાણા જિલ્લાની હાઈસ્કૂલો માટે ત્રિમાસિક, છમાસિક, વાર્ષિક પરીક્ષાઓનાં પેપરો કઢાવા અને છપાવાનું કામ-મહેસાણા જિલ્લા માધ્યમિક શાળાસંઘ કરતું અને જે તે સ્કૂલ સૂચિત દિવસે કડી પ્રેસમાંથી પોતાનું બંડલ મેળવી લેતી. આ સંઘના તેઓશ્રી પ્રમુખ અને પ્રાણ હતા. શાળાસંઘના મંત્રીને માથે પેપરો જે તે વિષયના નિષ્ણાત જે તે હાઈસ્કૂલના શિક્ષક પાસે કઢાવી એકઠાં કરી કડી પ્રેસમાં મોકલવાનું રહેતું.

એક વખત મ.જિ. માધ્યમિક સંઘની કડી મુકામની વાર્ષિક સભામાં પ્રમુખની નિયુક્તિ પછી મંત્રીની નિયુક્તિ માટે નિર્ણય કરતી વખતે શ્રી નાથાભાઈસાહેબે મારા નામનું સૂચન કર્યું. હું હા, ના કરતો હતો ત્યારે તેઓશ્રીએ આગ્રહ કર્યો અને સ્પષ્ટતા કરી કે ઈશ્વરભાઈ એમ.એ.બી.એસસી., બી.એડ્., રા. રત્ન છે તેથી બધા જ વિષયોનાં પેપરો સારી રીતે ચેક કરી શકે એ માટે મારો આગ્રહ છે. છેવટે સૌની સંમતિથી મેં હા પાડી અને વર્ષો સુધી એ કામ કર્યું.

## ૪૧.
## પરગજુ શ્રી નાથાભાઈસાહેબ

**માણેકલાલ લ. પટેલ** (ચાચરવાડી વાસણા)
૧, ગુરુશિખર સોસાયટી, વાસણા, અમદાવાદ

શ્રી નાથાભાઈ દેસાઈ ચાચરાવાડી વાસણા (તા. સાણંદ- જિ. અમદાવાદ)ના વતની હતાં. તેઓનું કુટુંબ-વડવા વિરમગામથી ચાચરાવાડી વાસણા-મોસાળમાં આવેલું અને કાયમી વસવાટ કરેલો. આમ તો સૌ દેસાઈછોકરા (બળદેવભાઈ-કાન્તિભાઈ-નટુભાઈ-નાથાભાઈ) અમદાવાદ ખાતે નોકરીમાં કે ભણતરમાં હતા. પૂ. નાથાભાઈ ભાઈઓમાં મોટા હતા. માતુશ્રી કાશીબા મુખ્યત્વે ચાચરાવાડી વાસણા રહેતાં હતાં. તે જમાનામાં શ્રી નાથાભાઈ બી.એસસી., બી.એ. બી.એડ્. થયેલા અને ડબલ ગ્રેજ્યુએટ ગણાતા. પૂ. નાથાભાઈ અમદાવાદની શાળામાં સિનિયર શિક્ષક હતા. તેઓ તેમના સારા આચાર-વિચાર વહેવાર માટે જાણીતા હતા. તેઓ સુધારાવાદી હતા. **વેકેશનમાં પૂ. નાથાભાઈ ચા. વાસણા આવતા. ગામ ચોરે લોકો સાથે બેસતા. સગાંવહાલાંની ખબર લેતા. ગામઘડતરની સલાહ આપતા. સરકારની મદદ માટે અરજીઓ કરાવતા. કહેવાય છે કે બ્રાહ્મણ ન મળે તો પોતે સત્યનારાયણ ભગવાનની કથા પણ કરતા, જરૂર પડે લગ્નવિધિ પણ કરી આપતા. આમ, ગામમાં સૌને-ગામને મદદરૂપ થતા. ગામમાં પ્રિય હતા.**

સને ૧૯૪૪માં હું તથા સોમાભાઈ (બંનેનાં વતન ચા.વા) જેતલપુર ખાતે પાંચમા ધોરણમાં ભણતા હતા. કડી સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ ખાતે પૂ. શ્રી નાથાભાઈની પ્રિન્સિપાલ તરીકે નિમણૂક થઈ, તેઓ ગૃહપતિ તરીકે પણ રહ્યા. ચા. વાસણાના અમને ચાર જણને તેઓ સર્વ વિદ્યાલય-કડી અભ્યાસાર્થે લઈ ગયા. તેમના માર્ગદર્શન તથા હૂંફ તળે અમે કડીથી એસ.એસ.સી. કર્યું. પાછળથી અન્ય બે-ત્રણ જણ પણ કડી સર્વ વિદ્યાલય ખાતે અભ્યાસ કરી, નાથાભાઈની મદદ-સહાનુભૂતિ-માર્ગદર્શન તળે એસ.એસ.સી થયા.

શ્રી નાથાભાઈ ખૂબ મહેનતુ હતા, શિસ્તપાલનના આગ્રહી હતા. વહેલા સવારે પરોઢિયે ઊઠે, હોસ્ટેલની રૂમે રૂમે ફરે, વિદ્યાર્થીઓને જગાડે, ઉઠાડે. આમ સૌ વિદ્યાર્થીઓ સવારે નિત્યક્રમ કરી, વ્યાયામ માટે વ્યાયામશાળાએ વહેલા સમયસર પહોંચી જતા. સૌ વિદ્યાર્થીઓને વ્યક્તિગત ઓળખતા હતા. તેઓ

છોકરાંના સ્વાસ્થ્યની પણ કાળજી લેતા—દવાદારૂ કરતા. કોઈના હાથે ખસ-ફોલ્લા થતા તો જાતે તેને સાફ કરી દવા લગાડી આપતા. સાંજે સામૂહિક પ્રાર્થનામાં તો અચૂક હાજર હોય જ.

શ્રી નાથાભાઈ ગણિત, વિજ્ઞાન, ભાષા વગેરે વિષયોમાં નિષ્ણાત હતા. - કોઈપણ વિષય ભણાવી શકે. તે જમાનામાં કોઈપણ વિદ્યાર્થીને ખાનગી ટ્યૂશન ન હતાં, તેવો રિવાજ કે પ્રથા પણ ન હતાં. એસ.એસ.સી.ની તૈયારી માટે શાળાના અભ્યાસ પછી સાંજના ગણિત, વિજ્ઞાન, અંગ્રેજી વગેરેના વધારાના વર્ગ લેવાતા અને શિક્ષકો પણ વધારાના વળતર વિના ફરજ સમજી આવા વર્ગ લેતા. તેઓ નાથાભાઈ પણ સાંજના ઘણા વિષયોના વર્ગ લેતા. ભારે પરિશ્રમ કરતા. આથી કડી સર્વ વિદ્યાલય હાઈસ્કૂલનું એસ.એસ.સી.નું પરિણામ ઘણું સારું આવતું. વર્ષોવર્ષ ઘણા વિદ્યાર્થીઓ ખાસ કરીને ગણિત-વિજ્ઞાન વિષયમાં સુવર્ણ ચંદ્રકો મેળવતા હતા. મને પણ ગણિતમાં પ્રૉફેસર સ્વામીનારાયણ ચંદ્રક મળ્યો હતો.

**વેકેશનમાં વિદ્યાર્થીઓને ફંડ ફાળા માટે ગામડે મોકલતા. વિદ્યાર્થીઓ ગામ ચોરે નાટકો ભજવતા. વડીલોનો સંપર્ક કરતા, ઉઘરાણું કરતા ને સંસ્થા માટે ફાળો એકઠો કરતા હતા. વિદ્યાર્થીઓને સાથોસાથ આ રીતે ગ્રામજીવનનો અનુભવ થતો - જાહેર જીવનની તાલીમ મળતી.**

પૂ. શ્રી નાથાભાઈએ કડી આશ્રમ તથા શાળામાં અનન્ય સેવા અને સમય આપ્યાં છે. પણ સાથોસાથ મહેસાણા જિલ્લાના નગરોમાં શૈક્ષણિક હેતુ માટે પ્રવાસો કર્યા છે, ફર્યા છે અને અન્ય શાળામાં બોર્ડિંગ ઊભી કરવામાં મદદરૂપ રહ્યા છે.

**આમ તો પૂ. શ્રી નાથાભાઈનો પગાર મર્યાદિત હતો છતાં તેઓ તેમની આવકના ૧૦% રકમ સામાજિક કામો, શૈક્ષણિક કામો તથા વિદ્યાર્થીઓને નાણાકીય મદદ કરવા વાપરતા. આમ તેઓ કરકસરવાળું સાદું જીવન જીવતા. ખાદી પહેરતા.**

એક વખત ગેરસમજ થઈ. પ્રાર્થનાસભામાં આગેવાનો ને ટ્રસ્ટીઓએ હોસ્ટેલને તાળાં મારવાની વાત છેડી. વિદ્યાર્થીઓએ હડતાલ પાડી. ઘણાં વિદ્યાર્થીઓ પોતાના વતન ને ગામડે પહોંચી ગયા. હોસ્ટેલનાં રસોડાં બંધ રહ્યાં. જે આગેવાન વિદ્યાર્થીઓ રોકાયા હતા તેમને આવા સંજોગોમાં કોઈ પ્રકારે દ્વેષભાવ રાખ્યા વિના પોતાને ઘેર જમાડ્યા હતા. આમ તેઓ દરિયાવ દિલના હતા.

સ્કૂલ ખાતે ખાસ મહેમાનોને નિમંત્રણો આપવામાં આવતાં. એક વખત ભારતના મહાન વૈજ્ઞાનિક અને નોબેલ વિજેતા શ્રી રામન આવેલા. તેમણે

પ્રવચનમાં જણાવેલું કે ''ભારે અતિભારે દબાણથી માનવકૃત 'હીરા' બનશે અને બૂટમોજડી ઉપર લગાવે તેટલા સસ્તા હશે. કે. લાલ જાદુગર અન્ય જાદુગરોને આમંત્રણ અપાતાં. તેઓ તેમના પ્રયોગો કરતા. અને વિદ્યાર્થીઓને તે કળા સમજાવતા. આવા કોઈ પ્રસંગે એવું યાદ છે કે પૂ. નાથાભાઈએ જણાવેલ કે ''જ્ઞાન-વિજ્ઞાનના કારણે માણસનું માથું પ્રમાણમાં ઘણું મોટું હશે.'' આમ પૂ. શ્રી નાથાભાઈ, વિદ્યાર્થીઓના સર્વાંગી વિકાસ માટે આવાં પ્રવચનો, પ્રવાસો અન્ય કાર્યક્રમો ગોઠવતા.

મારી નાણાભીડ ધ્યાનમાં રાખી, તેઓ મને સ્કૂલ ફી માફી આપતા; અન્ય સદ્‌ગૃહસ્થો પાસેથી જાતે માંગ મૂકી નાણાં મેળવતા અને વિદ્યાર્થીઓને મદદરૂપે આપતા. આમ ગરીબ વિદ્યાર્થીઓને સહાયરૂપ થતા હતા.

એસ.એસ.સી. પછી કડી છોડ્યા પછી મારા આગળના અભ્યાસ માટે, પણ તેઓ ચિંતિત રહેતા. મારા મુંબઈ ખાતેના ઈજનેરી અભ્યાસ દરમ્યાન પણ શ્રી પિતાંબર પટેલ દ્વારા, નાણાકીય સહાય માટે તેઓ મદદરૂપ રહ્યા છે.

**તેઓ સંસારમાં રહી સંત પુરુષ તરીકે જીવ્યા છે. સેવામય નિસ્વાર્થ જીવન ગુજાર્યું છે. સામાજિક - શૈક્ષણિક ક્રાંતિના ભાગીદાર છે. અનેક વિદ્યાર્થીઓના હૃદયમાં વિરાજેલ છે. આજે પણ તેમની સુવાસ છે.**

તેમના વિદ્યાર્થીઓએ ફાળો કરી, દક્ષિણારૂપે કડી ખાતે તેમના નામની સંસ્થા ઊભી કરવામાં મદદરૂપ બન્યા છે.

## ૪૨.
## એક તપસ્વી આચાર્ય

**ગણેશભાઈ કા. પટેલ**
પૂર્વશિક્ષક, ગૃહપતિ અને હેડમાસ્ટર તથા
કૅમ્પસ ડાઈરેક્ટર, સર્વ વિદ્યાલ-કડી

સર્વ વિદ્યાલય પરિસર, કડીમાં દાખલ થઈએ કે તુરત જ જાણે કોઈ ગુરુકુલમાં પ્રવેશ કર્યાનો અહેસાસ થાય. ગગનગામી લીમડા, આકાશને આંબવા મથતા. ઊભલા અને છત્રીઆકારે પથરાયેલા આસોપાલવ અને પીળાં ફૂલથી શોભી ઊઠતાં શિરીષ વૃક્ષોની વનશ્રી વચ્ચે ૫૦ એકર જેટલા ભૂભાગ ઉપર અત્યારે તો અનેક વિદ્યાશાખાઓ ધરાવતી હાઈટેક એજ્યુ. આપતી ગગનચુંબી ઈમારતો આકાશ સાથે વાતો કરી રહી છે. અહીંનું શૈક્ષણિક પર્યાવરણ આજે પણ અકબંધ છે. સંસ્થાની મજબૂત પ્રણાલિકાઓ અને પંરપરાએ સંસ્થાને શિક્ષણના વટવૃક્ષનું સ્વરૂપ આપ્યું છે. 'કર ભલા, હોગા ભલા'ના નિરંતર મંત્રનાદ કરતી સંસ્થાના આદ્યસ્થાપક પૂ. છગનભાની અર્ધપ્રતિમા સામે જ વિદ્યાર્થીઆશ્રમનું (છાત્રાલય) અદ્યતન ગૃહ આકાશની રમણીયતાને ઝીલતા એક મેદાન સાથે શોભી રહ્યું છે જ્યાં રવીન્દ્ર રંગભૂમિ (પ્રાર્થના તથા અન્ય પ્રવૃત્તિઓ માટે) અને નાના-નાના છોડવાઓ અને લીમડા-આસોપાલવથી શોભી ઊઠતો બગીચો બગીચો છે. અહીંથી દસેક મિનિટના અંતરે પ્રિય સર્વ વિદ્યાલય સોહી (શોભી) રહ્યું છે.

**આ તપોભૂમિ અને તપોવનની પાછળ એક ઋષિ જેવા આચાર્યનું તેજ પડેલું છે. ઉજ્જ્વળ પરંપરાઓ ઊભી કરીને તેમણે એ પરંપરાઓને પ્રેમ અને પરુષાર્થનું સિંચન કરીને મજબૂત બનાવી છે. એ હતા વિદ્યાર્થીવત્સલ અને ભારે લોકાદર પામેલા સદ્‌ગત નાથાભાઈ ના. દેસાઈ.** સૌ કોઈ એમને એન.એન.દેસાઈસાહેબના નામે જ ઓળખે. એમના નામ અને કામની એક અમીટ છાપ આજે પણ એવી ને એવી જ છે.

**શિક્ષણ એમને માટે વ્યવસાય નહિ, પણ ધર્મ હતો. શાળા એમનું મંદિર અને વિદ્યાર્થી એમનો આરાધ્ય દેવ. એમનું આચાર્યત્વ અહીં સોળે કળાએ વિકસેલું. એમના હાથે જે કોઈ શિક્ષા-દીક્ષા પામ્યા તેમને જાણે જીવન જીવવાનો એક કસબ પ્રાપ્ત થઈ ગયો. એમના વિદ્યાર્થીઓ આજે પણ ના. ના. દેસાઈસાહેબના વિદ્યાર્થી હોવાનું ગૌરવ અનુભવે છે. એ સૌ માટે દેસાઈસાહેબનો સ્પર્શ એ સુવર્ણસ્પર્શ બની ગયો. પોતાના જીવનઘડતરનો યશ એ સૌ કોઈ હોંશે હોંશે**

**આજે પણ તેમને જ આપે છે.** મેનેજમેન્ટથી માંડીને વિશાળ વાલીવર્ગ સૌ કોઈ એમના પ્રેમને વશ થઈ વર્તે. એમનું આચાર્યત્વ કેમ દીપી ઊઠ્યું ? એમનો એ સોળસત્તર વર્ષનો કાર્યકાળ સર્વ વિદ્યાલયનો સુવર્ણકાળ કેમ બની ગયો ?

કારણો શોધવા દૂર જવું પડે એમ નથી. **સૌથી મોટું કારણ એ જ કે સ્થળ અને કાળથી ઉપર ઊઠીને આ તપસ્વીએ પોતાની તમામ શક્તિ-ભક્તિ અહીં કામે લગાડી. માણસ જ્યારે પલાંઠી વાળીને બેસે છે ત્યારે અનેક ચમત્કારો સર્જાય છે. સાધુ-સંતો જ ચમત્કાર સર્જી શકે એવું કોણે કહ્યું ? સફેદ કપડાંમાં પણ (ખાદીનાં) પોતાના કામથી તેમણે સાધુપુરુષ કરતાં પણ વધુ ઊંચાઈ પ્રાપ્ત કરી હતી. કેળવણીના માધ્યમ દ્વારા તેમણે હજારો વિદ્યાર્થીઓના જીવનબાગને મહેંકતા કર્યા.**

આ ગુરુકુળમાં કેન્દ્રસ્થાને છાત્રાલય હતું. છાત્રાલય એ જે તે સંસ્થાનું ધબકતું હૃદય છે. તમે જો નિવાસીશાળાઓ (રેસિડેન્શિયલ) છાત્રાલય સાથેની જોઈ હોય તો એ શાળાઓનું તેજ નોખું-અનોખું હોય છે. છાત્રાલય એ ચોવીસ કલાક ચાલતી નિરંતર શિક્ષણકાર્ય કરતી ઘડતરશાળા છે. **નાથાભાઈસાહેબે એક સત્ય પકડ્યું અને તે એ કે છાત્રાલય એ સમગ્ર શિક્ષણની ઈમારતનો પાયો છે.** આ સત્યની કેડી ઉપર ચાલીને છાત્રાલયના મુખ્ય અધિપતિ અને સર્વ વિદ્યાલયના આચાર્ય તરીકે એ વખતના ધુરંધર શિક્ષકો-ગૃહપતિઓ અંબાલાલભાઈસાહેબ, રામભાઈસાહેબ મોહનભાઈસાહેબ વગેરેની શક્તિ-ભક્તિ કામે લગાડીને એવું વાતાવરણ પેદા કર્યું કે સમાજ અને રાજ્યને વિવિધક્ષેત્રે સબળ નેતૃત્વ પૂરું પાડનાર અનેક યુવાનો આ સંસ્થામાંથી તૈયાર થયા. પોતે ગણિત-વિજ્ઞાનના ખાં. વ્યાયામની પ્રવૃત્તિઓથી મેદાનો ગજવતા ચતુરભાઈસાહેબને કેમ ભૂલાય ? સર્વ વિદ્યાલયનો વિદ્યાર્થી ગણિત-વિજ્ઞાન અને વ્યાયામમાં એકકો. સર્વ વિદ્યાલયની વ્યાયામની ટીમ મેદાન ઉપર આવે એટલે સામેની ટીમના છક્કા છૂટી જાય. શિક્ષણજગતમાં આજે પણ સર્વ વિદ્યાલયનો સિક્કો જામેલો છે.

દેસાઈ સા.ને ભણવું અને ભણાવવું બંને ગમે. જેને ભણવું ન ગમે તે સારો શિક્ષક-અધ્યાપક ન બની શકે. ગૃહપતિભાઈઓને એમના અંગત કામ માટે ફ્રી (મુક્ત) કરીને શનિ-રવિએ છાત્રાલયમાં લીમડા નીચે પલંગ પર બેસીને છાત્રોને ગણિત શીખવે. શાળામાં અવેજી પિરિયડમાં પણ જે તે વિષયને રસપૂર્વક ભણાવે. વર્ગમાં જતા પહેલાં એ વિષય અંગે જાણકાર શિક્ષકભાઈને બોલાવીને ખૂટતી કરતી વિગત મેળવી લે. બોલો, પછી વર્ગ એ સ્વર્ગ બને કે નહિ ? કાચાપોચા

શિક્ષકોના શિક્ષણ કાર્યનું નિરીક્ષણ કરીને વાત્સલ્યપૂર્ણ માર્ગદર્શન આપે. **શાળાના વાર્ષિક નિરીક્ષણ વખતે આવતા શિક્ષણાધિકારીઓ પણ દેસાઈસાહેબની પ્રયોગશીલતા, વહીવટી દક્ષતા અને આયોજનથી પ્રભાવિત થઈ જતા.**

શાળા અને છાત્રાલય અનેક અભ્યાસપૂર્વક પ્રવૃત્તિઓથી એવાં ધમધમે કે વાતાવરણ જીવંત અને ધબકતું લાગે. દરેકને કામમાં જોતરવાની અદ્‌ભુત શક્તિ તેમની પાસે હતી. તમામ શૈ. પ્રવૃત્તિઓ જેવી કે વિજ્ઞાનના પ્રયોગો અને નિદર્શન, વિજ્ઞાનમેળા, આનંદમેળા, સાહિત્યિક જ્ઞાનસત્રો, વ્યાયામ સંમેલનો, હસ્તલિખિત અને વાર્ષિક અંક, વાર્ષિક કાર્યક્રમ (નાટકો, નૃત્ય સંગીત, મીમીક્રી, મનોરંજન અને સંસ્કારપોષક કાર્યક્રમો) પ્રવાસ, શિક્ષકદિન ઉજવણી, મેદાની રમતો, શનિવારની માસ ડ્રીલ (એ વખતે સાહેબ 'શર્ટ, ચડ્ડી, ટોપી અને મોજડીમાં સજ્જ હોય), **સમૂહપ્રાર્થના, વાલી સંપર્ક વગેરેનું સમયબદ્ધ સમયપત્રક તૈયાર કરે અને એ અંગેની રસરુચિ ધરાવતા શિક્ષકોને એ પ્રવૃત્તિઓની જવાબદારીની સોંપણી એવી રીતે કરે કે શિક્ષકોની સજ્જતાને પણ ધાર નીકળતી જ રહે. તેઓ પ્રેમનું એવું ચુંબકીય વ્યક્તિત્વ ધરાવતા હતા કે જે સૌને પોતાના કરી દે.** આ બધી પ્રવૃત્તિઓ કદી શાળાના બોર્ડની પરીક્ષાના પરિણામમાં બાધક બની નથી. આવી પ્રવૃત્તિઓ હંમેશાં શિક્ષણ માટે બાધક નહિ પણ સાધક બને છે. આજે તો શાળાઓ લગભગ કેદખાનાની (જેલ) કક્ષાએ પહોંચી ગઈ છે. આજના શિક્ષણશાસ્ત્રીઓને કોણ સમજાવે કે વિદ્યાર્થીનું સાચું ઘડતર તો આવી પ્રવૃત્તિઓથી થાય છે. આવી પ્રવૃત્તિઓ ચાલતી હોય ત્યાં પર્સનાલિટી ડેવલપમેન્ટ માટે અલગ વર્ગો, શિબિરો અને ઊંચી ફીની ઉઘાડી લૂંટના તૂતની શી જરૂર છે ?

**આ બધી પ્રવૃત્તિઓ દ્વારા દેસાઈસાહેબે 'નિશાળ બને વિશાળ' સૂત્રને કાર્યાન્વિત કર્યું હતું. આવી પ્રવૃત્તિઓ દ્વારા જ શાળા અને સમાજ જોડાય છે.** આમ આ પ્રવૃત્તિઓ શાળા અને સમાજ વચ્ચે 'સેતુ' બને છે. પ્રવૃત્તિઓ વિનાની શાળા મરવા પડે છે પ્રવૃત્તિઓ શાળાને પ્રાણવાયુ પૂરો પાડે છે. શાળા દ્વારા સમાજને સંસ્કાર, શીલ અને સદાચારનો સંદેશ બાળકોના માધ્યમ દ્વારા પહોંચવો જોઈએ. કોઈ પણ શાળા કે કૉલેજ એ ગામ કે શહેર માટે સંસ્કાર કેન્દ્ર અને વિદ્યાકેન્દ્ર ન બને તો એની શી જરૂર છે ? જે શાળા આવી પ્રવૃત્તિઓ કરે છે તેનાં મૂળ સમાજમાં ઊંડા જતાં જાય છે. સમાજ એને પોષે છે. સાહેબની આ જ કમાલ કે આવડત હતી કે તેમણે સંસ્થાને જીવંત સ્વરૂપ આપ્યું હતું. **સર્વ વિદ્યાલયને આજે પણ એના વિદ્યાર્થીઓ દાનરૂપે પોષી રહ્યા છે એના મૂળમાં આ માતૃસંસ્થાએ સીંચેલા સંસ્કાર છે.**

આચાર્યે વહીવટી કામ સાથે ફિલ્ડવર્ક પણ કરવાનું હોય છે. દેસાઈસાહેબની એ વિશેષતા હતી કે વહીવટી કામ આટોપીને ઑફિસ છોડી દે અને શાળાની લૉબીઓ અને વર્ગોમાં ફરીને છાત્રાલય તરફ જાય. લૉબીમાંનો આચાર્યનો એક આંટો ઘણું કામ કરી દે છે. બધું જીવંત બની જાય છે. દેસાઈસાહેબ છાત્રાલયના ભોજનાલયની વ્યવસ્થા અને સ્વચ્છતાને પણ ધ્યાનમાં લે. રસોડામાં પણ જાય અને અનાજનો બગાડ તો નથી થતો ને તે ખાસ જુએ. જરૂર કરતાં વધારે રસોઈ બનતી હોય તો તે અને વધેલું-ઘટેલું પણ બરાબર જુએ. રસોઈયા અને કોઠારી સાથે પણ વાતચીત કરે. ત્યાંથી રૂમો તરફ જાય અને પિરિયડ છોડનાર ગાંગડુ વિદ્યાર્થીઓની નોંધ કરી ગૃહપતિઓ અને વિષયશિક્ષકોને સાવધ કરે. મોજડીના હળવો પ્રસાદ પણ આવાઓને ખાસ આપે. મેદાન ઉપરનાં વાડોલિયાં પણ એમનો પ્રેમસ્પર્શ પામે. યુરીનલ્સ અને લેટ્રીન્સની સ્વચ્છતા ઉપરથી શાળાની સ્વચ્છતાનો ખ્યાલ આવે. દેસાઈસાહેબ ત્યાં પણ જાય. **દિવાલો ઉપરનું ગંદુંગોબરું લખાણ એમની નજર બહાર જાય નહિ. આ બધાની મનમાં નોંધ થઈ જાય.**

કોઈ વિદ્યાર્થી કે છાત્રને એના ગુના માટે શારીરિક શિક્ષાને બદલે દેસાઈસાહેબ એને એવી શિક્ષા કરે કે એને એમાંથી કંઈક શીખવા મળે. અનિયમિત, પિરિયડ છોડનાર, વારંવાર પિક્ચર્સ જોનાર, તોડફોડ કરનાર, ચોરીચુગલીમાં સપડાયેલ તથા વ્યસની વિદ્યાર્થીઓ અને છાત્રોને તેઓ દિવાલ ઉપરનું લખાણ સાફ કરવાનું, પેશાબખાનાંની સફાઈ કરવાનું, વાડોલિયાનું ઘાસ કાઢીને ગોદ કરવાનું અને વાડ કરીને પાણી પાવાનું, રોડ ઉપરના ખાડા-ટેકરા પૂરવાનું, ખૂણેખાંચરે પડેલો કચરો ઉઠાવવાનું કામ સોંપે અને એ થઈ જાય ત્યારે તે વિદ્યાર્થીઓને ધન્યવાદ પણ આપે. જરૂર પડે મોજડીનો ઉપયોગ પણ કરે. એ મોજડીનો પ્રસાદ તો સત્યનારાયણની કથાના પ્રસાદ કરતાં પણ વધુ મીઠો લાગે. છાત્રાલયના છાત્રોની સફાઈટુકડીઓ દરરોજ ઊભા અને આડા સાવરણા, કોદાળી-પાવડા, ટોપલા, પાણીની ડોલો સાથે રસ્તાઓ અને મેદાનની સાફસફાઈ કરીને સ્વચ્છતા અને સ્વાવલંબનના પાઠ ભણે. સમય મળે ત્યારે સાહેબ પુસ્તકાલયમાં જાય અને ત્યાંની ઈસ્યૂબુક જોઈને શિક્ષકો તથા વિદ્યાર્થીઓની વાચનપ્રિયતા પણ ચકાસે. વિદ્યાર્થીઓ વધુ વાંચતા થાય એ માટે એમની કક્ષા પ્રમાણેનાં પુસ્તકોની પસંદગી કરીને વર્ગ પુસ્તકાલયો પણ શરૂ કરાવે. રિસેસમાં અવારનવાર સ્ટાફ સાથે ચા પીએ અને આત્મીયતાપૂર્વક વાતો કરે. **આજે કેટલા આચાર્યો આવું આત્મીયતાભર્યું વર્તન કરતા હશે ?** ચા પીને વર્ગ રજિસ્ટરો પણ જુએ અને અનિયમિત વિદ્યાર્થીઓની નોંધ કરી વાલીને જાણ કરે.

માણસમાંથી મહાત્મા બનવા માટે ઝીણાંઝીણાં અને નાનાં-નાનાં કામ જ મહત્ત્વનાં હોય છે. આવાં નાનાં ને મોટાં કામ અંગેની એમની જાગૃતિ શાળારૂપી યંત્રના દરેક ભાગને જીવંત રાખતી. આને જ તપ કહેવાય અને એ કરે તે તપસ્વી.

**એ કંઈ મોટા વક્તા, લેખક કે કવિ નહોતા. ગણિત-વિજ્ઞાનનાં પુસ્તકોના લેખક ખરા, પણ અન્ય વિષયો ઉપર તેમણે ક્યાંય બહુ લખ્યું હોય એવું લાગતું નથી. એમના અંગેની બીજી કોઈ ઝાઝી નોંધો પણ પ્રાપ્ય નથી. ખરું કહીએ તો એ શબ્દોના નહિ, પણ કાર્યના કસબી હતા. એમના ઉમદા આચરણથી જ એમનું આચાર્યત્વ દીપી ઉઠતું હતું. આજે પણ તેઓ હજારો વિદ્યાર્થીઓ અને વાલીઓના હૃદયસિંહાસન ઉપર બિરાજમાન છે.** એમનું નિર્મળ હાસ્ય અને પ્રેમથી છલોછલ હૃદય આજે પણ દરેક વિદ્યાર્થીના હૃદયના ખૂણામાં એમની સ્મૃતિવિશેષ રૂપે જીવંત છે. આજે શિક્ષણની ક્ષિતિજે આવા આચાર્ય ક્યાંય દેખાય છે ખરા ?

## ૪૩.

# કરુણામૂર્તિ નાથાભાઈ દેસાઈસાહેબ

**નટવરભાઈ પટેલ**
માનદ્ સહમંત્રી-પૂર્વગૃહપતિ,
શ્રી અમીન પુ. જ. ક. પા. વિદ્યાર્થી ભવન, નારણપુરા, અમદાવાદ-૧૩

વજ્રાદપિ કઠોરાનિ મૃદુની કુસુમાદપિ। ઉક્તિ સ્વ. સહૃદયી નાથાભાઈ દેસાઈને સંપૂર્ણ લાગુ પડે છે. તેમણે આજીવન શિક્ષકનો ભેખ ધારણ કરીને અનેક છાત્રોનું જીવન ઉન્નત કર્યું છે.

હું પણ સર્વ વિદ્યાલયની ભગિનીસંસ્થા શેઠ જી.સી. એ.વી. સ્કૂલ, પિલવાઈ હાઈસ્કૂલમાં મુ. શ્રી છગનભાઈસાહેબના સાનિધ્યમાં ભણતો હતો. તેમની લખેલી ચોપડી છાત્રો સારી રીતે સમજી શકે તે રીતે તૈયાર કરી હતી. તે ચોપડીના અભ્યાસક્રમથી હું ભણેલો અને પુલકિત થયેલ, કારણકે તે સમયે મુ. શ્રી નાથાભાઈસાહેબને મેં જોયેલા નહિ. તે સમયે મારી ઉંમર ૧૪ વર્ષની હતી.

શ્રી અમીન પુ. જ. કડવા પાટીદાર ભવનમાં મુ. નાથાભાઈસાહેબ શરૂમાં કારોબારી સભ્ય હતા. હું ભવનમાં ગૃહપતિ તરીકે સેવામાં આવ્યો ત્યારે પણ નાથાભાઈસાહેબ નિવૃત્ત થઈને કા. સભ્ય તરીકે સેવા માટે આવતા હતા.

સર્વ વિદ્યાલય, કડી હાઈસ્કૂલમાં વર્ષો સુધી સંસ્થા અને છાત્રોની તન, મન, ધનથી નિઃસ્વાર્થ સેવા કરી. તેમના અનેક વિદ્યાર્થીઓ ડૉક્ટરો, એન્જિનિયરો, ફાર્માસિસ્ટ્સ, એડવોકેટ, ઉદ્યોગપતિઓ, રાજકારણીઓ, સમાજસેવક, સંતો, વહીવટદારો થયા છે. અનેક છાત્રો પરદેશ અભ્યાસ કરવા ગયા અને બીજા મિત્રો અને સગાસંબંધીઓને લઈ ગયા. તેમના ઘણા છાત્રો પરદેશમાં અને ભારતમાં કરોડપતિ થયા છે, તે સ્વ. નાથાભાઈસાહેબને આભારી છે.

સર્વવિદ્યાલય કડીમાંથી રાજીનામું આપ્યું. શ્રી એ.કે. વિદ્યામંદિર બાવળાના ટ્રસ્ટી અને શિક્ષકો ભેગા થઈને મુ. સ્વ. નાથાભાઈસાહેબને કડી જઈને વિનંતી કરી કે આપે આ સંસ્થાને ખૂબ પગભર કરી છે અને સેવા પણ કરી છે. હવે અમારી માતૃસંસ્થામાં લાભ આપો. તે વિનંતી સાહેબે સ્વીકારી. ૧૯૬૨માં સરકારે એન.સી.સી. ફરજિયાત કરી હતી. તે વખતે તેના કેમ્પ અનેક સ્થળે યોજાતા. હું 1st Guj. BN. N.C.C.નો ઑફિસર હતો અમારી બટાલિયનના વડા મેજર દારૂવાલા બાવળામાંથી નાથાભાઈને મળ્યા. પણ અગાઉના કેમ્પવાળાએ અશિસ્ત કરેલી તેથી સંસ્થામાં કેમ્પ કરવાની ના પાડી. હું સાહેબને મળી આવ્યો તેમને

શિસ્તની ખાતરી આપી. તેમણે અમને કેમ્પ કરવા દીધો. આ પુસ્તકના સંપાદક ડૉ. મંગુભાઈ પટેલ પણ એન.સી.સી. ઑફિસર હતા. અમને બંનેને મળી નાથાભાઈ રાજી થયેલ.

મુ. નાથાભાઈસાહેબ નિવૃત્ત થતાં અમદાવાદમાં અમીન સોસાયટીમાં તેમના બંગલે રહેવા લાગ્યા. ૧૯૬૯ વાડજ બસ સ્ટેન્ડેથી હું બુલેટ લઈને પસાર થતો હતો, ત્યાં મેં સાહેબને ઊભેલા જોયા. તુરત જ તેમની પાસે ગયો. આપને ક્યાં જવું છે ? હું આપને મારી સાથે લઈ જાઉં. મારે મુ. બબાભાઈને ઘરે જવું છે. (સ્વ. બબાભાઈ નૂતન ફેલોશીપ સ્કૂલના માલિક અને આચાર્ય હતા.) મેં તેમને મારી બુલેટ પર ધીરેથી બેસાડ્યા કારણ તેમની તબિયત ઘણી નાજુક હતી. રસ્તામાં ભવનના છાત્રોના વિકાસની, શિસ્ત અભ્યાસ અને ચારિત્ર્યની વાતો કરતા ધીમી ફક્ત ૫ કિ.મી.ની ગતિએ પસાર થતા હતા. કડી સંસ્થામાં તેમજ બાવળા સંસ્થામાં આચાર્ય હતા ત્યારે તેમના અનેક વિદ્યાર્થીઓ કૉલેજમાં અભ્યાસ કાળ દરમ્યાન આપણા ભવનમાં રહેતા હતા, તેથી ભવનના વહીવટ, શિસ્ત, અભ્યાસ અને ચારિત્ર્યથી વાકેફ હતા અને ઘણા ખુશ થતા. અંતરથી આશીર્વાદ આપતા. ભવનની શિસ્ત અને પ્રાર્થનાથી તો તેઓ ખૂબ ખુશ હતા અને મને પ્રોત્સાહિત કરતા. એટલામાં લાલ બંગલા આગળ એકદમ ધીમી ગતિએ અમે પસાર થતા હતા ત્યાં એક રિક્ષાવાળાએ યુટર્ન લઈ પાછળથી અમને ટક્કર મારી, જેથી હું એકબાજુ, સાહેબ બીજી બાજુ. બુલેટ નમી ગઈ અને રિક્ષાએ પલટી ખાધી. સદ્ભાગ્યે તે જમાનામાં ટ્રાફિક નહિવત્ હતો. આ રોડ સી.જી. રોડ તરીકે જાહેર પણ થયો નહોતો. મેં તુરત જ સાહેબને ઊંચકીને ઊભા કર્યા. સદ્ભાગ્યે અમોને કોઈને ઈજા થઈ ન હતી. મેં રિક્ષાવાળાને કહ્યું કે, તું મારી પાછળ આવ. મારે પોલીસકેસ નથી કરવો. અમે બંને ભવનમાં આવ્યા અને રિક્ષા પણ ભવન આવી ઊભી રહી. મુ. નાથાભાઈસાહેબને કોફી આપી અને મુ. બબાભાઈને બંગલે મૂકી જવા જણાવ્યું, આપની જાણ ખાતર કહું કે મુ. બબાભાઈ રા. પટેલસાહેબ ૧૯૩૦માં ભવનના પ્રથમ ગૃહપતિ હતા. એ વખતે ભવનને પોતાનું મકાન ન હતું. સ્વ. બબાભાઈ સાહેબ હયાત હતાં ત્યાં સુધી ભવનની વારંવાર મુલાકાત લેતા, કારણ તે પાટીદાર સોસાયટીમાં ૮ નંબરના બંગલામાં રહેતા.

નાથાભાઈસાહેબે કહ્યું : પેલા ગરીબ રિક્ષાવાળાને જવા દો અને પોલીસ કેસ ન કરો. બીચારો ગરીબ માણસ **આજે કમાશે નહિ તો સાંજે તેનાં બાળકો શું ખાશે ? રિક્ષાનું ભાડુ કે હપ્તા ક્યાંથી ભરશે. તેમની આંખમાં દયા અને**

**અનુકંપા હતી. હું તેમની કોમળતા અને ઋજુતાને જોઈને એટલો પ્રભાવિત થયો અને મનોમન તેમને વંદી રહ્યો. મને એમનામાં પ્રભુનાં દર્શન થયાં. હું તેમને ઈશ્વર પછીના માનવ માનતો હતો. હું એમનો વિદ્યાર્થી ન હતો તેનું મને મનોમન દુઃખ થયું. આવા પવિત્ર આત્માઓને પ્રભુ લોકના કલ્યાણ અર્થે જ ધરતી પર મોકલતા અને મોકલતા રહેશે તેવી પ્રભુને પ્રાર્થના.** તે રિક્ષાવાળાને મેં જવા દીધો અને સાહેબને પાટીદાર સોસાયટી - મુ. બબાભાઈને ત્યાં પહોંચાડ્યા. તેમના વિશે દયા અને કરુણા વિષે તેમના છાત્રો પાસેથી ખૂબ સાંભળ્યું. છાત્રોની ખૂબ સેવા કરી અનેક લોકોને આર્થિક મદદ કરી.

મુ. નાથાભાઈસાહેબને બેસ્ટ, ઉત્તમ શિક્ષક તરીકેનો રાષ્ટ્રિય ઍવૉર્ડ એનાયત થયો. આગલા વર્ષે મુ. કલ્યાણભાઈ આચાર્ય ના. મ. નૂતન સર્વ વિદ્યાલય, વિસનગરને મળ્યો હતો. કડી સર્વ વિદ્યાલયમાં નાથાભાઈસાહેબ આચાર્ય હતા. ત્યારે શ્રી કલ્યાણભાઈ ત્યાં શિક્ષક હતા. તેમની પાસેથી કલ્યાણભાઈએ જ્ઞાન, શિસ્ત અને ચારિત્ર્યના પાઠ શીખેલા. આ ઍવૉર્ડ માટે ગુજરાતના શૈક્ષણિક જગતમાં ખૂબ ચર્ચા થયેલી. સ્વ. નાથાભાઈસાહેબને પોતાના અનુયાયીના ઍવૉર્ડથી જ ગર્વ હતો. તેમની કેટલી ભવ્ય ઉમદા ભાવના. તે સમયે પસંદગીકારો માટે ચર્ચાનો વિષય બન્યો હતો. આવા નિવૃત્ત, હોશિયાર, કેળવણીને વરેલા, પરગજુ આચાર્યશ્રીને રાષ્ટ્રિય ઍવૉર્ડ મળ્યો તેથી તેમને બિરદાવવા માટે જ્ઞાતિના આગેવાનો શિક્ષણપ્રેમી, વડીલો અને તેમના પ્રેમીઓ વગેરે એક મેળાવડાનું આયોજન આશ્રમરોડ પરની નૂતન ફેલોશિપ હાઈસ્કૂલમાં કર્યું હતું.

અગાઉ મેં તેમની કોમળતા-મૃદુતા વિષે વાત કરી. પણ છાત્રોના કલ્યાણ માટે સારા આચાર્યે પણ કઠોર થવું ઘટે. ક્યારેક કઠોર થતા. તે સારા શિક્ષક અને વિદ્વાન હતા.

## ૪૪.
## સંનિષ્ઠ કેળવણીકાર

**રતિભાઈ કે. દેસાઈ**
નિવૃત્ત આચાર્ય, શ્રીરામ સર્વ વિદ્યાલય,
જોટાણા. તા. જિ. મહેસાણા

મુ. શ્રી નાથાભાઈસાહેબ માટે શું લખવું એ જ એક પ્રશ્ન થાય છે. અતિશયોક્તિ નહિ, પણ એમના આબેહૂબ વાસ્તવિક જીવનનો ઉલ્લેખ કરીએ તોપણ તેમને કેટલો ન્યાય આપી શકીએ એ પણ મૂંઝવણ છે, છતાં આ લેખ લખી મોકલવાની હિંમત કરું છું.

તેઓ શિક્ષણક્ષેત્રે અનોખી શક્તિ ધરાવતા હતા. ઉત્તમ શિક્ષક, ઉમદા, કાર્યદક્ષ અને નેતૃત્વ શક્તિ ધરાવતા સફળ આચાર્ય હતા, કુશળ અને આદર્શ વહીવટકર્તા હતા. ફરજ પ્રત્યે પૂરતા સભાન અને સાથી કાર્યકર્તાઓની ફરજ પરત્વે પ્રેમાળ આગ્રહ રાખતા હતા. વ્યવસાય ક્ષેત્રે જરૂરી આવડત અને સંપૂર્ણ ગુણો ધરાવવા ઉપરાંત તેઓ એક આદર્શ અને અનુકરણીય માનવી હતા. તેઓ ઉપદેશોથી નહિ પણ આચરણથી બીજાઓને તેમના તરફ આકર્ષી શકતા હતા. આવું એક વિરલ વ્યક્તિત્વ અને પ્રતિભા ધરાવતી વ્યક્તિ પૂ. છગનભા સ્થાપિત સંસ્થા સર્વ વિદ્યાલય, કડીને પ્રાપ્ત થઈ તે પણ ખુશીની ઘટના છે.

ઉત્તર ગુજરાતની માધ્યમિક શાળાઓના આચાર્યોને માર્ગદર્શન અને દોરવણી આપતા, તેમની મૂંઝવણના સમયે ઉપયોગી બનતા. વ્યવસ્થાપકમંડળોને પણ ઉપયોગી બનતા. હમણાં મારા સાંભળવામાં આવ્યું છે કે થોડા વર્ષો પહેલાં આચાર્ય મંડળની મિટિંગમાં જિલ્લા શિક્ષણાધિકારી સાહેબે અગાઉના ચાર ભૂતપૂર્વ આચાર્યોનો ઉલ્લેખ કરીને બિરદાવ્યા હતા તેમાં પણ શ્રી નાથાભાઈસાહેબ ટોચના ક્રમે હતા. તેઓએ તે સમયના અવિભાજિત મહેસાણા જિલ્લા માધ્યમિક શાળા સંઘનું ઉત્તમ સંચાલન કર્યું હતું. પરીક્ષાના પ્રશ્નોનું ધોરણ અને ગુપ્તતા ઉચ્ચ કક્ષાની હોઈ અન્ય જિલ્લાઓની સારી શાળાઓ આ સંઘમાં જોડાતી હતી.

તેઓશ્રી વિજ્ઞાન અને ગણિતના શિક્ષક હતા. આ બંને વિષયોનું ઊંડું અને અગાધ જ્ઞાન હોવાને લઈને તે વિષયોના ઠરેલ અભ્યાસ અનુસાર પાઠ્યપુસ્તકો લખતા હતા, જેને ગુજરાતની ઘણીખરી શાળાઓ અભ્યાસક્રમમાં અપનાવતી હતી.

**જીવનમાં સર્વ વિદ્યાલયની પ્રગતિ, ઉન્નતિ, વિકાસ અને બાળકોનું હિત જ લક્ષ્યમાં રાખ્યું હતું અને સંસ્થાને જ ઘર અને માતા સમાન માનતા હતા. હોશિયાર અને તેજસ્વી વિદ્યાર્થીઓને ખાસ બોલાવી-બેસાડી માર્ગદર્શન આપતા**

**હતા, જેથી વિદ્યાર્થીઓ તેમની ઉજ્જવળ કારકિર્દી બનાવી શકે. આવી હતી તેમની ઉમદા ભાવના.**

શાળાના સમય દરમિયાન તેઓ પોતે આચાર્ય હોવા છતાં વિદ્યાર્થી-ગણવેશ ખાખી ચડ્ડી-સફેદ શર્ટ પહેરતા હતા. આ બાબત દર્શાવે છે કે તેમના દિલમાં-મનમાં વિદ્યાર્થીઓ વસતા હતા. જીવનમાં હું, મારા પ્રિય વિદ્યાર્થીઓ અને સર્વ વિદ્યાલય જ એમનો મુદ્રાલેખ હતો.

તેઓ પ્રવાસ દ્વારા બાળકોમાં જ્ઞાન અને અન્ય માનવીય ગુણોના વિકાસ માટે ઘટતા પ્રવાસો યોજતા.

બે વખત અમારા આચાર્યમિત્રોનો સમાવેશ કરી પ્રવાસ કરેલા. પ્રવાસ અંગેની સઘળી જરૂરિયાતો અને સુવિધાઓ સાથેનું આયોજન નોંધપાત્ર અને પ્રશંસનીય રહેતું. **કરકસર અને નાની નાની બાબતોમાં એ જે ચીવટ ધરાવતા હતા તે પૂજ્ય મહાત્મા ગાંધીજીની યાદ અપાવે તેવી હતી. સાચા અર્થમાં ગાંધીવાદી હતા, અને એ રીતે જીવન જીવ્યા. કોઈ મુદ્દાઓ કે પ્રસંગોમાં વિચારસરણીમાં મતભેદ થાય ત્યારે તેવા પ્રસંગોમાં પણ કોઈના પણ પ્રત્યે કુભાવ કે કટુતા ના રાખતા. આમ તેઓશ્રી અજાતશત્રુ સમાન હોવાનો ઉલ્લેખ કરીએ તો તે અયોગ્ય નહિ લેખાય.** કોઈ કોઈ સમયે કોઈ વિદ્યાર્થી ગેરશિસ્ત આચરે, છાત્રાલયના નિયમોનો ભંગ કરે ત્યારે તેઓ તેમના સ્વભાવ વિરુદ્ધ ગુસ્સે થઈ વિદ્યાર્થીને શારીરિક શિક્ષા કરતા હતા. કોઈ વખત તેમની મોજડીનો ઉપયોગ પણ કરતા, પણ વિદ્યાર્થીઓ એ શિક્ષાને પ્રસાદ ગણી આવકારતા અને એમની મોજડીનો સ્પર્શ અમારા શરીરને ક્યાંથી ? એમ માની ગૌરવ અનુભવતા હતા. લાયક અને જરૂરિયાતવાળા વિદ્યાર્થીઓને તેઓ પ્રેમથી અંગત રીતે આર્થિક સહાય પણ ગુપ્ત ભાવે કરતા હતા. વિદ્યાર્થીઓ જીવનમાં આગળ વધે, પ્રગતિ કરે તે માટે તેઓ શક્ય બને એટલા મદદરૂપ થતા.

આચાર્ય તરીકેની તેમની જ્વલંત, ઝળહળતી, તેજસ્વી કારકિર્દીને લઈને કેન્દ્ર સરકારે તેમને રાષ્ટ્રીય ઍવૉર્ડથી નવાજ્યા અને બહુમાન કર્યું. **રાષ્ટ્રીય ઍવૉર્ડ કરતાં પણ અધિક તેમના પ્યારા વિદ્યાર્થીઓ, વાલીઓ, જનસમુદાય અને શિક્ષણચિંતકોના પ્રેમનો જીવંત હૃદયઍવૉર્ડ તેઓ મેળવી ચૂક્યા હતા.**

એમના વિશાળ વિદ્યાર્થીઓના સમુદાયે એમની શ્રદ્ધાંજલિ સભામાં એમની સ્મૃતિને જીવંત રાખવા માટે મોટું ફંડ એકઠું કરી કંઈક સ્મારક ઊભું કરવાનો નિર્ણય કર્યો. ફંડ સારું એવું ભેગું કરી સર્વ વિદ્યાલય, કડી કેમ્પસમાં જ એમના નામની શાળા ઊભી કરવા કેળવણીમંડળને રકમ ભેટ આપી. કેળવણીમંડળે તેનો સ્વીકાર કરી એમના નામની શાળા શરૂ કરી. વિશાળ વિદ્યાર્થીગણ અને કેળવણીમંડળ પણ ધન્યવાદ અને આદરને પાત્ર છે.

સર્વ વિદ્યાલય, કડી છોડવાનો જ્યારે તેઓ નિર્ણય લીધો ત્યારે તેમના વતનરૂપ મોસાળ ચાચરાવાડી વાસણા નજીક આવેલી બાવળા કેળવણી મંડળ સંચાલિત આ.કે. વિદ્યામંદિર સ્કૂલમાં જોડાવાની ઈચ્છા ધરાવતો એક પત્ર કેળવણી મંડળ, બાવળાના સભ્યને લખ્યો. આ બાબત એમની નિખાલસતા, સરળતા, દંભ-રહિત સ્વભાવ-પ્રકૃતિનાં દર્શન કરાવે છે. સદર સભ્યશ્રીએ મંડળના મા. પ્રમુખશ્રીને પત્ર વંચાવ્યો. **પ્રમુખશ્રીએ બાવળા કેળવણી મંડળના આગેવાનોને ભેગા કરી શ્રી નાથાભાઈસાહેબને બાવળા લાવવા માટે સંમતિ આપી. જેમના ઉપર પત્ર આવ્યો હતો તે સભ્યશ્રી એ શ્રી નાથાભાઈસાહેબને રૂબરૂ બોલાવવાનું સૂચન કર્યું. પણ પ્રમુખશ્રીએ એવું જણાવ્યું કે આવા પ્રખર, પીઢ, અનુભવી અને તેજસ્વી વ્યક્તિને રૂબરૂ ના બોલાવાય, આપણે તેમને તેડવા જવું પડે. આ બતાવે છે કે એક કેળવણીકાર, નિષ્ણાત શિક્ષણશાસ્ત્રી અને સમર્પિત આચાર્ય તરીકેની તેમની કીર્તિ અને પ્રતિભા કેટલી છવાઈ ગઈ હતી !**

તેઓના અંગત જીવન અંગે મારી જાણકારી મુજબ થોડોક ઉલ્લેખ કરું. તેઓ અત્યંત પ્રેમાળ હતા. તેમના માતુશ્રીનું નાનપણમાં અવસાન થયેલ. તેમનાં બીજાં માતુશ્રી, તેમનાં બીજાં સંતાનો હોવા છતાં શ્રી દેસાઈસાહેબ સાથે રહેવાનો વધુ આગ્રહ રાખતાં હતાં. **શ્રી દેસાઈસાહેબનો ઉમદા, ઉદાર સ્વભાવ, અન્ય માટે ઘસાવાની વૃત્તિ, સૌને ઉપયોગી બનવાની ભાવના, શાંત, સૌમ્ય ધીરજભર્યું વલણ સૌને પ્રેરણા આપતું હતું.**

**મુ. શ્રી નાથાભાઈસાહેબની વિચારસરણી, વલણ અને એમના દરેક કાર્યને તેમના સ્વ. ધર્મપત્ની ચંચળબહેનનું અનુમોદન અને સંપૂર્ણ સમર્પિત સહકાર રહેતો હતો. સ્વ. ચંચળબહેનના ઉમદા, ઉદાર અને સેવાભાવી વલણ-વર્તનથી શ્રી દેસાઈસાહેબ કેટલીક સામાજિક જીવનની બાબતોમાં નિશ્ચિંત રહેતા હતા. ચંચળબહેન પણ આદરને પાત્ર હતાં.**

શ્રી નાથાભાઈસાહેબનું અતિનાજુક સ્વાસ્થ્ય હોવા છતાં અને એક ફેફસું હોવા છતાં પણ ફરજ અને કર્તવ્ય નિષ્ઠાપૂર્વક બજાવતા. કર્તવ્ય અને ફરજ આગળ સ્વાસ્થ્યને મહત્ત્વ આપતા ન હતા. એનો અર્થ એ નહિ કે સ્વાસ્થ્યની બેપરવા કરતા કે અસાવધ રહેતા. પણ સ્વાસ્થ્ય-તંદુરસ્તીને પંપાળતા નહિ.

વધુ તો શું લખું ? આ લખાણ પણ તેમના ઊંડાં, વિશાળ, ઉદાર અને કર્મયોગી જીવન અંગે કેટલો ન્યાય આપશે તે મારે મન એક સવાલ અને મૂંઝવણ છે.

વિદ્યાર્થીઓ, વાલીગણ તેમજ ઉત્તર ગુજરાતનો સમગ્ર શિક્ષિત સમાજ અને શિક્ષણક્ષેત્રમાં અત્યંત પ્રિય અને આદરણીય મુ. શ્રી નાથાભાઈ દેસાઈસાહેબને આપણા લાખ લાખ વંદન હો. પ્રભુ એમના આત્માને સદાય શાંતિ આપે તેવી પ્રાર્થના.

## ૪૫.
## દેસાઈસાહેબ : એક કર્મઠ આચાર્ય

**ડૉ. પ્રભુદાસ આઈ. પટેલ**
પૂર્વઆચાર્ય, શ્રી વિદ્યાનગર હાઈસ્કૂલ, અમદાવાદ
પૂર્વસભ્ય - ગુજ. પબ્લિક સર્વિસ કમિશન

**''गुणाः पूजास्थानं गुणिषु न च लिंगम न च वयः''**

લગભગ પચાસ વર્ષ પહેલાંની વાત છે. અમે શ્રી રામ સર્વ વિદ્યાલય જોટાણાના વિદ્યાર્થીઓ મેટ્રિકની પરીક્ષા આપવા કડી ગયેલા (માર્ચ ૧૯૫૯)ને વખતે પ્રથમ વખત આદરણીય સદ્‌ગત દેસાઈસાહેબને જોયા. શિક્ષણના એક હરતા ફરતા તીર્થ જેવા !... અને એક એવી છબી હૃદયમાં કોતરાઈ ગઈ કે આજ સુધી ભૂસાઈ નથી.

શિક્ષણ સમાજમાં નિષ્ઠાવાન અને પ્રમાણિક આચાર્યોની ખૂબ જ આવશ્યકતા છે. છેલ્લાં ઘણાં વર્ષોથી ખંતીલા અને શિક્ષણને ધર્મ સમજી કામ કરનારા આચાર્યોની અછત ઊભી થઈ છે. આ સંજોગોમાં એન. એન. દેસાઈસાહેબ સાક્ષાત્ કડી કૅમ્પસમાં હરતા ફરતા દેખાય. દેસાઈસાહેબ શિક્ષણના પ્રકાશસ્તંભ જેવા દેખાય. ગુજરાતના શિક્ષણજગતનો ઈતિહાસ લખાશે ત્યારે દેસાઈસાહેબનું નામ સુવર્ણ અક્ષરે હશે. કડી સર્વ વિદ્યાલયમાં દેસાઈસાહેબ શિક્ષણની ગંગોત્રી હતા.

સ્વભાવે થોડા કડક લાગતા દેસાઈસાહેબ વિદ્યાર્થીના મનની આંતરિક સરહદોનું રક્ષણ કરવા હંમેશા તત્પર રહેતા. **તેમણે કડીમાં સદ્‌વર્તન અને સદાચારના ફૂલ બિછાવેલાં અને તેથી આજે પણ દેસાઈસાહેબ તેમના વિદ્યાર્થીઓમાં મહેંકતો ગુલદસ્તો બની ગયા છે. તેમના જીવનમાં સ્વસ્થતા અને ચિત્તમાં શિક્ષણનો ધર્મ હતો.**

દેસાઈસાહેબ ભલે શ્રેષ્ઠ વક્તા નહોતા, શ્રેષ્ઠ લેખક કે કવિ પણ નહોતા પરંતુ શ્રેષ્ઠ કામ કરવાની તમન્ના દાખવતો એક અજાયબ માનવતાનો ગુણ હર પળે નિહાળી શકતા હતા. તેમની વિદ્યાપ્રતિભા વિરલ હતી. હજારો માનવીમાં જ્વલ્લે જ જોવા મળતી. વિરલ જ્ઞાનવિભૂતિ હતા. તેમની બરોબરી કરી શકે તેવો આચાર્ય આજે મળવો મુશ્કેલ છે. દેસાઈસાહેબ એટલે તેમના વિદ્યાર્થીઓ માટે ભૂલવો હોય તો પણ ન ભૂલાય તેવો એક પિતાતુલ્ય ચહેરો.

પૂ. દેસાઈસાહેબની અસ્તિત્વની સુગંધ એવી ઊઠી કે આજે પણ એ એટલી જ અકબંધ છે. દેસાઈસાહેબ જાણતા હતા કે 'Children pay more attention to what we do than what we say.' બાળકો આપણે જે કહીએ તેના કરતાં

જે કંઈ કરીએ તેના તરફ વધારે ધ્યાન આપે છે. માટે તેમનું આચરણ હંમેશાં વિદ્યાર્થીઓ માટે પ્રેરણારૂપ હતું.

પૂ. દેસાઈસાહેબ જેવા શિક્ષક/આચાર્યથી ગુજરાતનું શિક્ષણજગત ઊજળું છે. તેમનો ખુશનુમા ચહેરો અને પ્રસન્ન મુખમુદ્રાથી તેમની પ્રતિભા અધિક આકર્ષક બનતી. તેઓ જેટલું કહેતા એટલું કરતા અને કરતા એટલું જ કહેતા. 'He said what he did and did what he said'. **પૂ. દેસાઈસાહેબ એવું દૃઢપણે માનતા કે "આપણે શીખવીએ છીએ એટલે બાળક શીખતું નથી; પરંતુ બાળક શીખે છે એટલે આપણે શીખવી શકીએ છીએ. બાળકની નિરીક્ષણ શક્તિ, જિજ્ઞાસાવૃત્તિ અને મનની પ્રસન્નતા જાળવી રાખે તો તે તેની મેળે બધું જ શીખશે."**

કડીમાં શિક્ષણક્ષેત્રે એક ઊંચી છલાંગથી સર્વ વિદ્યાલયને એક મજબૂત સંસ્થા બનાવી. છોડને ઉગાડી શકાય, ફોરમ કે સુગંધને નહિ. તેને માટે પલાંઠી વાળી ચોવીસ કલાક ચિંતન, મનન અને પુરુષાર્થ કરવો પડે જે દેસાઈસાહેબે કર્યું. કડી હોય કે બાવળા તેમની લોકપ્રિયતાને કોઈ સરહદો નડી નથી.

પૂ. દેસાઈસાહેબ સતત સત્તર વર્ષ સુધી સર્વ વિદ્યાલય કડી. સંસ્થામાં તેમની તમામ તાકાત ખર્ચીને ગુજરાત અને ભારતમાં કડીને ગુંજતું–મહેંકતું કર્યું... અને એક પાકો નિશ્ચય કરીને કડી છોડ્યું. કર્મચારીઓ, વિદ્યાર્થીઓ, વાલીઓ, શિક્ષકોમાં અત્યંત પ્રિય એવા દેસાઈસાહેબે કોઈ પૂજારી અડધી રાત્રે મંદિર છોડે એ રીતે વેકેશનમાં સર-સામાન લઈ બાવળા ભણી દોડી ગયા ! એક સલામ સદ્ગત દેસાઈસાહેબને ! ધન્ય છે તેમના સહજ ભાવને !

સર્વ વિદ્યાલય-કડીના ઘડવૈયા, એ સંસ્થામાં તેમનું અવિસ્મરણીય પ્રદાન, તેમની દુર્લભ સૌજન્યશીલતા, પ્રખર ગાંધીવાદી, અત્યંત ઉમદા અને સાલસ વ્યક્તિત્વ કેટકેટલાં વિશેષણો વાપરી શકાય તેમને માટે ! શિક્ષણ પાછળ આખું આયખું આપનાર એ સદ્ગત દેસાઈસાહેબને શત્ શત્ પ્રણામ. તેમનું નિતાંત પવિત્ર અને રચનાત્મક જીવન આપનારી પેઢી માટે આદર્શરૂપ બની રહેશે.

સદ્ગત દેસાઈસાહેબની સાથે તેમની સાથેના બીજા ત્રણ આચાર્યોને પણ ભૂલી શકાય નહિ. એક જોટાણા-શ્રીરામ સર્વ વિદ્યાલયના શ્રી રતિભાઈ કે. દેસાઈ, બીજા વિસનગર નૂતન હાઈસ્કૂલના કલ્યાણભાઈસાહેબ અને ત્રીજા પિલવાઈના શ્રી છગનભાઈ પટેલ. એ ચારે પ્રખર વિદ્વાન આચાર્યો મહેસાણા જિલ્લાનું ગૌરવ હતા.

**જીવન એનું જ સાર્થક થયું કહેવાય "ગની"**
**કે વ્યક્તિ હાજર હોય નહિ ને નામ બોલાયા કરે.**

## ૪૬.
## ક્યાં ગઈ એ વાડ ?

**સી. કે. પટેલ**
પ્રમુખ, એન. એફ. આઈ. એ. (યુ. એસ. એ.)
૧૨, નંદિગ્રામ સોસાયટી વિ. ૧, નારણપુરા, અમદાવાદ-૧૫

કડી, સર્વ વિદ્યાલયમાં ભણનાર અને ભણાવનાર બંને માટે ગૌરવ લેવા જેવું ગણાતું. પૂ. છગનભા જે સંસ્થાના આદ્યસ્થાપક હતા તે સર્વ વિદ્યાલય કડીની બોર્ડિંગમાં શરૂઆતમાં મારા માટે પાંજરે પુરાવા જેવું થયેલું, પરંતુ થોડાક જ દિવસો પછી ગૃહપતિ, વ્યાયામના શિક્ષકો અને પૂ. દેસાઈસાહેબનો પિતા જેવો ભાવ મળતાં હૈયું હેઠે બેસેલું અને પછી તો...

એ વર્ષો સર્વ વિદ્યાલયના કેમ્પસમાં ગાળ્યાં તે ક્યારેય ભૂલી શકાય તેમ નથી. અત્યારે મારી જે કંઈ પણ સ્થિતિ છે તેના મૂળમાં પૂ. દેસાઈસાહેબના નેતૃત્વમાં જે કંઈ શિખ્યા-ભણ્યા અને ગણ્યા તે કારણભૂત છે.

**ક્યાં ગઈ એ વાડ, અને ક્યાં ગયા એ વેલા !**
**ક્યાં ગયા એ સાહેબો ક્યાં ગઈ એ વિદ્યા !**

વિદ્યા તો આજે પણ અપાય છે, પણ સંસ્કારસિંચન અને જીવનઘડતર તો સર્વ વિદ્યાલય, કડીનું જ ! એ અવસર હવે ફરી જોવા માટે આંખો મીંચીને જ બેસવું પડે. **વિદ્યાર્થીઓ માટે ચોવીસ કલાકની ચિંતા સેવનારા એ સર્વ વિદ્યાલયના સુકાની પૂ. દેસાઈસાહેબને ખાખી ચડ્ડી ને શર્ટમાં જોનારાનાં પણ જીવન ઊજળાં બની ગયાં છે.**

શ્રી ચતુરકાકા, શ્રી ગણેશભાઈ સાથે રમાતી કબડ્ડી અને ખોખોની રમતોએ તો જીવનમાં ખેલદિલી (સ્પોર્ટ્સમેનસ્પિરિટ)ની ભાવના રગેરગમાં વ્યાપી ગયેલી. ગૃહપતિ જાદવભાઈસાહેબ પણ અત્યારે મારા સ્મરણમાં છે. હું કડી સર્વ વિદ્યાલયનો વિદ્યાર્થી હોવાને નાતે એમ.જી. સાયન્સ કૉલેજ અમદાવાદમાં કબડ્ડીનો કેપ્ટન બનેલો. પ્રૉ. પી.સી. પટેલ એવા મતના હતા કે જ્યાં સુધી કડી, સર્વ વિદ્યાલયનો વિદ્યાર્થી હોય ત્યાં સુધી બીજો કોઈ ટીમનો કેપ્ટન બની શકે જ નહિ; તે મારું અહોભાગ્ય હતું !

હા, પણ મારે વાત કરવી છે પૂ. નાથાભાઈસાહેબની. એવું ભાગ્યે જ બને કે જે પુસ્તક જેણે લખ્યું હોય તે જ પુસ્તક લખનાર જ વર્ગમાં ભણાવતા હોય.

પૂ. દેસાઈસાહેબના ગણિતનાં પુસ્તકો ગુજરાતના મોટાભાગના જિલ્લાઓની માધ્યમિક શાળામાં ચાલતાં. તે વખતે મહેસાણા જિલ્લા માધ્યમિક શાળાસંઘ ચાલતો હતો અને તેનું સૂકાન તેમજ મુખ્ય કાર્યાલય કડી-સર્વ વિદ્યાલય હતું તેવું મને યાદ છે. વર્ષો સુધી જ્યાં સુધી પૂ. દેસાઈસાહેબ કડીમાં રહ્યા ત્યાં સુધી આ સંઘનું નેતૃત્વ-પરીક્ષા-સંચાલન-કાર્યક્રમો દેસાઈસાહેબે સંભાળેલું. કડી સર્વ વિદ્યાલયમાં લગભગ સત્તર વર્ષ સુધી આચાર્ય તરીકેનો કારભાર એ ત્યાંનો સુવર્ણયુગ હતો !

પૂ. દેસાઈસાહેબના ભૂ. પૂ. વિદ્યાર્થીઓએ અમદાવાદ એચ.કે. કૉલેજ હૉલમાં તેમને સન્માનવા માટેનો કાર્યક્રમ રાખેલો. મારું સદ્ભાગ્ય હતું કે તે વખતે હું ગુજરાત-અમદાવાદમાં હતો. મને બરોબર ખ્યાલ છે કે તેમના ભૂ.પૂ. વિદ્યાર્થીઓ એટલી મોટી સંખ્યામાં ઉપસ્થિત રહ્યા હતા કે ઊભા રહેવાની પણ જગ્યા નહોતી. પૂ. દેસાઈસાહેબ પ્રત્યેની સદ્ભાવના, આદર, માન, એટલાં બધાં ગહન હતાં કે હું તો આભો જ બની ગયેલો. અગાઉ કડી અભ્યાસકાળ દરમિયાન મેં જે નહિ અનુભવેલું તે પૂ. દેસાઈસાહેબનું સાચું દર્શન મને તે વખતે થયેલું, **એક દેવ જેવો આચાર્ય. આરતી ઉતારવા જેવો સદ્પુરુષ - માનવ નહિ, પણ મહામાનવ.** પૂ. દેસાઈસાહેબને કોટિ કોટિ વંદન !

# પ્રકરણ-૬

# નાથાભાઈ : આ. કે. વિદ્યામંદિરનો દસકો ૧૯૬૧ થી ૧૯૭૧

## ૧.
## આ. કે. વિદ્યામંદિરની વિકાસયાત્રા

**શ્રી અચરતલાલ અમૃતલાલ પટેલ**
પ્રમુખ, બાવળા કેળવણીમંડળ.

શરૂઆતનાં વર્ષોમાં, વેપાર ધંધામાં આગળ પડતું બાવળા ગામ કેળવણીના ક્ષેત્રમાં તદ્દન પાછળ હતું. ૧૯૩૦-૩૨ની સ્વતંત્રતાની ચળવળ દરમ્યાન ગામમાં લોકજાગૃતિ આવી હતી. તેણે સ્થાનિક યુવાનોને સમાજહિતની પ્રવૃત્તિઓ કરવા પ્રેરણા આપી. લોકલ બોર્ડ તરફથી ચાલતા અંગ્રેજી વર્ગના શિક્ષક શ્રી મુકુંદરાય, ધર્માદા દવાખાનાના સેવાભાવી **ડૉ. કનુભાઈ** તથા ગામના ઉત્સાહી યુવકો, બાવળાના કેળવણીક્ષેત્રે વ્યવસ્થિત કાર્ય થવું જોઈએ એમ હંમેશા વિચારતા. આથી તે સૌના પરિશ્રમથી ઘણા વર્ષો બાદ ધો.૮ અને ત્યારબાદ બીજા વર્ષે ધો.૮ અને ધો.૯ના એમ બે વર્ગોની શરૂઆત કરવામાં આવી. તે વખતે કલ્પના પણ નહોતી કે આ નાના સરખા બીજમાંથી પચીસ વર્ષે એક મહાન વટવૃક્ષ જેવી - બાલમંદિરથી માંડીને એસ.એસ.સી.ના વર્ગો સુધી શિક્ષણ આપતી - સંસ્થાઓ બનશે. આજે બાલમંદિર, કુમારમંદિર અને વિવિધલક્ષી માધ્યમિક શાળાનું સંચાલન કરવાની જવાબદારી બાવળા કેળવણીમંડળના શિરે છે એ મારા માટે અત્યંત હર્ષની વાત છે.

૧૯૪૦માં ધો.૮ અને ૧૯૪૧માં ધો.૯ અમે ચલાવ્યું. તેની ખોટ પૂરી કરવાની જવાબદારી મેં, **સ્વ. શિવલાલ મૂળજીભાઈએ** તથા **શ્રી ઈશ્વરભાઈ હરગોવિંદદાસ દેસાઈએ** લીધેલી. સમય જતાં અમને લાગ્યું કે શાળાને પોતાનું મકાન અને જરૂરી મેદાન હોવું જોઈએ. આથી પ્રારંભિક કેળવણી મંડળને બદલે અમે રીતસરનું બંધારણ ઘડી બાવળા કેળવણી મંડળ બનાવ્યું. **દેસાઈ હરગોવિંદદાસ નારણદાસે** મકાન અને ક્રીડાંગણ માટે અમને મોખાની જમીન બક્ષીસ આપી

અમારી શરૂઆતની મુશ્કેલીઓ હળવી કરી. એ રીતે એમનો મંડળ આભાર માને એટલો ઓછો. મકાન બાંધવા માટે વિચારણા કરવા એક મિટિંગ ગામના સદ્‌ગૃહસ્થોની ભાઈ શ્રી જીવણભાઈની દુકાન પર બોલાવી. સૌએ ઉત્સાહથી જવાબ વાળ્યો અને **સ્વ. આત્મારામ કેશવલાલ**નું શાળા સાથે નામ જોડવાની શરતે તેમના પુત્રો શ્રી હીરાભાઈ, ઈશ્વરભાઈ અને શ્રી ભોગીલાલે શરૂમાં જ મંડળને જરૂરી દાન આપ્યું. ત્યાં હાજર રહેલા અન્ય વેપારીભાઈઓએ પણ પ્રારંભિક જરૂરિયાત પ્રમાણેનું ફંડ લખાવ્યું અને ખૂટતી રકમનું થઈ પડશે એ વિશ્વાસે અમે મકાનનું બાંધકામ શરૂ કર્યું. **શ્રી જીવણભાઈ**એ રાત કે દિવસ જોયા વિના અંગત દેખરેખ નીચે શાળાનું શરૂઆતનું મકાન તૈયાર કરવામાં ખૂબ કાળજી અને ખંત બતાવ્યાં. આ રીતે શાળાને પોતાનું મકાન થતાં કેળવણી મંડળને રજિસ્ટર્ડ કરાવી, જૂન ૧૯૪૨થી શાળા આ મકાનમાં બેસવા માંડી. સદ્‌ભાગ્યે શાળાના આચાર્ય તરીકે **શ્રી ઈશ્વરભાઈ લલ્લુભાઈ પટેલ** અને મદદનીશ શિક્ષક તરીકે **શ્રી ભાનુભાઈને** અમે મેળવી શક્યા એ મારા માટે હર્ષની વાત છે. બંનેએ સહકારથી કામ કરી અમારી યુવાન પેઢીમાં આદર્શ ગુણોનું સિંચન કર્યું. શાળાની શરૂઆતમાં જે બીજા શિક્ષકો અમને મળ્યા હતા તે પણ ઉત્સાહી, નિષ્ઠાવાન અને રાષ્ટ્રીય ભાવનાથી રંગાયેલા હતા. ઉપરાંત જ્ઞાન અને શીખવવાની પદ્ધતિમાં પણ નિષ્ણાત હતા. તેઓ સૌ વિદ્યાર્થીઓ સાથે ઓતપ્રોત બની કામ કરતા એ સંસ્થાનું સદ્‌ભાગ્ય હતું.

૧૯૪૨માં શાળા ભાગ્યે જ દોઢેક માસ ચાલી હશે ત્યાં સ્વતંત્રતાની લડત આવી પડી. અમે સૌ કાર્યકરો, ઘણાખરા શિક્ષકો અને કેટલાક વિદ્યાર્થીઓ પણ આ લડત દરમિયાન જેલ ભેગા થઈ ગયા. શાળાનું કામ ખોળંભે પડ્યું અને શાળા સાત મહિના બંધ રહી. પણ ત્યારબાદ શાળાએ સંતોષકારક અને ઝડપી પ્રગતિ કરવા માંડી. પરિણામે આજે વિવિધલક્ષી હાઈસ્કૂલ માટે ૪૦ ઓરડાઓવાળું અને કુમારમંદિર અને બાલમંદિર માટે ત્રણ માળનું સુંદર મકાન અમે બનાવી શકવાને ભાગ્યશાળી બન્યા છીએ. દશકાઓથી પ્રમુખ તરીકે કામ કરી રહેલ વ્યક્તિ માટે આથી વિશેષ ગૌરવ લેવા જેવી બીજી કઈ બીના હોય !

બાળકની શિક્ષણ ગ્રહણ કરવાની શક્તિના વિકાસ માટે બાલમંદિરની પણ જરૂરિયાત દરેક ઠેકાણે સ્વીકારાઈ છે. એ જોતાં ૧૯૫૪ની સાલમાં અમે એક બાલમંદિરની શરૂઆત કરી. **સ્વ. કેવળભાઈ દેસાઈભાઈ**નું નામ જોડવાની શરતે **પુત્રો શ્રી હરિભાઈ** અને **શ્રી રણછોડભાઈએ** બાલમંદિર માટે યોગ્ય દાન આપી

પોતાના પિતાશ્રી તરફનું ઋણ અદા કર્યું. આજે આ કે. દે. બાલમંદિર જિલ્લામાં એક નમૂનેદાર ગણાય છે, તેનો સર્વ યશ **આચાર્ય શ્રી શાંતિકુમાર પંડ્યા**ને ફાળે જાય છે. તેમણે એક નિષ્ઠાથી નાનાં ભૂલકાંઓ સાથે એકાકાર બની બાલમંદિરને રાજ્યકક્ષાએ પ્રતિષ્ઠા અપાવવા સખત જહેમત ઉઠાવી છે એમ જો આ પ્રસંગે કહું તો યોગ્ય જ લેખાશે. તેમનું ઋણ કેળવણીમંડળ ભાગ્યે જ ભૂલશે.

બાળકોને બાલમંદિરથી માધ્યમિક શાળાંત સુધી એકસૂત્રી કેળવણી મળે તો સારું એમ સમય જતાં મંડળના કાર્યકર્તાઓને લાગ્યું. એટલે આવશ્યક સખાવત અને ફંડ સાથે અમે વ્યવસ્થિત રીતે સને ૧૯૬૦ માં કે. દે. કુમારમંદિરની પણ શરૂઆત કરી અને એ રીતે બાલમંદિરમાં દાખલ થનાર બાળક માધ્યમિક શાળાની કેળવણી આપણા મંડળ મારફત ચાલતી સંસ્થાઓમાં જ રહી પૂર્ણ કરી શકે એવી વ્યવસ્થા ગોઠવાઈ. બાલમંદિર અને કુમારમંદિર માટે તળાવ પરની ધર્માદા મહાજનની જમીન શેઠ શ્રી જીવણભાઈએ અમને આપી, અમારા કાર્યમાં જરૂરી સરળતા કરી આપી. બાલમંદિરને અને કુમારમંદિરને નમૂનેદાર શાળા બનાવવાનો યશ ઉત્સાહી શિક્ષકો, આચાર્ય અને દાન આપનાર મહાનુભાવો અને વેપારીભાઈઓને ફાળે જાય છે એમ હું માનું છું.

સંસ્થાઓ ઊભી તો થાય છે, પરંતુ તેના વિકાસ માટે કાયમી આવકો ન હોય તો મંડળ અને સંસ્થાઓની પ્રગતિ રૂંધાય છે. શરૂઆતમાં સંસ્થા માટે કાયમી આવક ઊભી કરવાનો વિચાર બાવળા ગામના **વેપારીભાઈઓ** આગળ અમે રજૂ કર્યો. સર્વાનુમતે સૌ **રૂના વેપારી ભાઈઓએ** સ્વૈચ્છિક રીતે કપાસના પિલામણ અને રૂની ગાંસડી પર નિયત કરેલા દરે ફાળો આપવાનું સહર્ષ સ્વીકાર્યું, જે આજ દિન સુધી પણ ચાલુ જ છે. આથી સંસ્થાના જરૂરી વિકાસ માટે આર્થિક મૂંઝવણનો પ્રશ્ન દૂર થયો. મંડળની પ્રગતિના પાયામાં એમનો હિસ્સો ખૂબ મોટો છે, અને એ બદલ બાવળા કેળવણીમંડળ એમનું કાયમ માટે ઋણી રહેશે એનો ઉલ્લેખ કરી આ પ્રસંગે ધન્યતા અનુભવું છું.

આજે બાવળા કેળવણીમંડળે એક પચીસી પૂરી કરી છે, અને ખૂબ વિકાસ સાધ્યો છે, ત્યારે એના પાયામાં રહી પ્રાણ પૂરનાર સૌ મહાનુભાવોનો અત્રે હાર્દિક આભાર માનું છું. સમાજ ઘડતરની આ પ્રવૃત્તિની શરૂઆત કરનાર યુવાન કાર્યકરો **ડૉ. કનુભાઈ, શ્રી ગોવિંદલાલ નારણદાસ, શ્રી સકરચંદ હરગોવિંદદાસ** તથા **શ્રી ઝીણાભાઈ અમીન, શ્રી ઈશ્વરભાઈ અમીન** અને અન્ય યુવકોનો ઉત્સાહ જ આ વિશાળ વટવૃક્ષ ખડું કરવામાં નિમિત્તરૂપ બન્યો છે. તેમણે એક યા બીજા

પ્રકારે જુદા જુદા તબક્કે સંસ્થાઓની તન મન યા ધનથી સેવા કરી છે એ બદલ હું કૃતજ્ઞતા વ્યક્ત કરું છું.

સંસ્થાઓ માટે પ્રારંભિક અવસ્થામાં આવશ્યક દાન કરનાર **સ્વ. આત્મારામ કેશવલાલના** પુત્રો, **સ્વ. કેવળભાઈ દેસાઈભાઈના** પુત્રો તથા જમીનનું દાન કરનાર **સ્વ. હરગોવિંદદાસ નારણદાસ** તથા **સ્વ. ચુનીલાલ નારણદાસના** પુત્રોનો આ પ્રસંગે હાર્દિક આભાર માનું છું, તે જ રીતે ભવિષ્યમાં નવીન કેળવણી સંસ્થાઓ માટે ઉપયોગી થઈ પડે એ દૃષ્ટિએ સ્ટેશન પાસેનું આશરે ૭ વીઘાનું અત્યંત કિંમતી ખેતર બક્ષિસ આપવા બદલ **ગાંગડ ઠાકોરસાહેબ**નું તથા તે ખેતરનો ખેડહક્ક સ્વેચ્છાએ જતો કરવાની કબુલાત લખી આપવા બદલ સ્વ. **શ્રી મગનલાલ સાંકળચંદ**નું પણ મંડળ ઋણી રહેશે.

ગરીબ તથા સામાન્ય સ્થિતિના વિદ્યાર્થીઓને ફી તથા પુસ્તકોની મદદ કરવા **પુરુષોત્તમદાસ નાથાભાઈ ટ્રસ્ટ** રચી મોટી રકમ ફાજલ પાડવા બદલ તેમના પુત્રોનો તથા આવી જ મદદ કરનાર **શ્રી મહિપતલાલ અંબાલાલ પટેલ** તેમજ ધર્માદા મહાજનના **શેઠ શ્રી જીવણલાલનો** પણ જરૂરી જમીન તથા ફી સ્વરૂપે બાળકોને યોગ્ય મદદ આપવા બદલ હું આભાર માનું છું.

સાથે સાથે શાળાનું સંચાલન ખૂબ સફળતાપૂર્વક અને ખંતથી સંભાળવા બદલ **શ્રી મુકુન્દરાય વ્યાસ, શ્રી ઈશ્વરભાઈ પટેલ, શ્રી શાંતિલાલ ભટ્ટ, શ્રી ધીરૂભાઈ દોશી** તથા વર્તમાન **આચાર્ય શ્રી નાથાલાલ દેસાઈને** પણ હાર્દિક ધન્યવાદ આપું છું. ઉપરાંત જૂના શિક્ષકો તરીકે કાર્ય કરી ગયેલ ઉત્સાહી અને સદ્‌ભાવી શિક્ષકો **શ્રી સોમાભાઈ ખો. પટેલ** તથા શ્રી ભાનુભાઈ પટેલ અને વર્તમાન શિક્ષકો સંસ્થાની પ્રગતિમાં યશભાગી છે એનો પણ આજ આનંદ અનુભવું છું. એ જ રીતે કુમારમંદિર અને બાલમંદિરના બાળકોના ઘડતરનો યશ ત્યાગી કર્તવ્યનિષ્ઠ સેવક એવા આચાર્ય **શ્રી શાંતિકુમાર પંડ્યાને** ફાળે જાય છે એનો પણ વિચાર કરતાં આનંદ અનુભવું છું.

છેલ્લે બાવળા અને આજુબાજુના ગામના વાલીઓ કે જેમણે અમારામાં વિશ્વાસ મૂકી કેળવણી નિમિત્તે તેમનાં બાળકો સોંપ્યાં એ બદલ તેમનો પણ હું અત્યંત આભારી છું.

આજે કેળવણી મંડળની પચીસી ઉજવાઈ રહી છે ત્યારે બાવળાની જનતાની સદ્‌ભાવના અને ઉત્સાહનાં ફરીથી દર્શન થયાં છે. કેળવણી મંડળ હસ્તક ચાલતી

સંસ્થાના વિકાસ માટે જરૂરી ફંડની આ પ્રસંગે આવશ્યકતા ઊભી થતાં બાવળાના જૂવાન વર્ગે ઉત્સાહથી એ પડકાર ઝીલી લીધો અને સૌના સહકાર અને પ્રેમથી થોડા જ સમયમાં રૂા. ચાર લાખ ઉપરના દાનનાં વચનો મેળવ્યાં છે. આથી કેળવણી મંડળની ઘણાં વર્ષો સુધીની જરૂરિયાતો પૂરી થશે. એનો યશભાગી બાવળા ગામનો જુવાન કાર્યકર વર્ગ છે એમ વિચારતાં હર્ષ અનુભવું છું.

અંતમાં બાવળા કેળવણી મંડળ ઉચ્ચતર કેળવણીની સંસ્થાઓ વિશે વિચારે એ સમય હવે નજીક આવી ગયો છે. તદુપરાંત ટેકૂનિકલ સંસ્થા પણ બાવળામાં કેળવણી મંડળ હસ્તક ચાલે એ જોવાની મારી અભિલાષા છે. દાનશૂરા વેપારીભાઈઓ, અન્ય નાગરિકો અને ઉત્સાહી કાર્યકરો આ નવી દિશા તરફ આગળ વધે અને એ માટે પરમકૃપાળુ પરમાત્મા જરૂરી બળ અને સદ્‌બુદ્ધિ આપી રહે એવી નમ્ર પ્રાર્થના. – જયહિંદ.

## ૨.

# મારું બીજું વતન-બાવળા

**શ્રી નાથાભાઈ ના. દેસાઈ**
આચાર્ય, આ.કે. વિદ્યામંદિર

આમ તો હું પાસેના ચાચરાવાડી વાસણા ગામનો વતની, પણ બાવળામાં મારા એટલા બધા સંબંધો છે કે નાનપણથી શરૂ કરીને આજ સુધી ઘણો સમય હું બાવળામાં રહ્યો છું, ફર્યો છું અને રમ્યો-ખેલ્યો છું અને લાભ્યો છું અને આમ બાવળા મારું બીજું વતન બન્યું છે.

મારા પિતાનું મોસાળ અહીં જ સાણંદિયા કુટુંબમાં સ્વ. છગનભા કવિને ત્યાં. કવિની ખડકીમાં દાદીમાં સાથે અવારનવાર અહીં આવીને તે કુટુંબનો હૂંફાળો પ્રેમ હું પામ્યો છું. તેમાંય શ્રી ડાહ્યાભાઈ કવિ અને (અને તેમના દોસ્ત શ્રી દમાભાઈ દેસાઈ) મારાથી સહેજ જ મોટી ઉંમરના, એટલે તેમની સાથે તો દોસ્તીની ગાંઠ બંધાયેલી. વેકેશનમાં આવું ત્યારે તેમની સાથે તેમની નોકરીની દુકાનોમાં લાંબો સમય બેસતો અને બાવળાનો પરિચય પામતો. બાવળાના એ શરૂઆતના પરિચયમાં મારાં વાત્સલ્યમયી પાલીમાસી (આપણી કન્યાશાળાની આચાર્યા જીવકોરબહેનનાં બા)નો સગી બા જેવો પ્રેમ તો કેમ વિસરાય ?

મારા પિતાનો અભ્યાસ અહીં તેમના મોસાળમાં જ થયેલો, એટલે તેમને અહીંનો સારો પરિચય. તેથી અહીંથી સ્વ. શ્રી આત્મારામભાઈ કેશવલાલ, સ્વ. શ્રી પુરુષોત્તમભાઈ નાથાલાલ અને સ્વ. શ્રી કેશવલાલ કુબેરદાસ વ. મુરબ્બીઓ તેમના ઉઘરાણીના કામે વાસણા આવતા ત્યારે અમારે ત્યાં જ ચા પીતા અને તેમનો લાડભર્યો સ્નેહપરિચય મને થતો. મારા પિતા તેમના ગુરુ સ્વ. શ્રી અમૃતલાલ માસ્તર વિષે અવારનવાર મને આદરભર્યા શબ્દોમાં વાતો કરતા. વળી મારા કાકા રતિલાલ દેસાઈનું મોસાળ પણ અહીં જ. શ્રી શિવલાલ મૂળજીભાઈને ત્યાં, અને તેમણે પણ બાલ્યાવસ્થામાં અહીં જ રહીને અભ્યાસ કરેલો; અને વળી તેઓ મારી જ ઉંમરના, એટલે અમે મૂળજીભાને ત્યાં સાથે રમતા. ત્યાં સ્નેહથી પિવડાવાયેલ મીઠા દૂધની મીઠી સ્મૃતિ હજુ પણ તાજી છે. મુ. ઈશ્વરભાઈ દેસાઈનું કુટુંબ એ તો અમારું દેસાઈ કુટુંબ, એટલે ત્યાં પણ સ્વ. પાર્વતીમાનો સ્નેહ હું પામતો અને અમારા દાદા અને કુટુંબની વાતો મને તેમની પાસેથી સાંભળવા મળતી. અમારા નાના ગામની ઘણી વ્યક્તિઓને બાવળામાં વેવાઈસંબંધ, અને તેમનાં સગાં એ અમારું ગામ નાનું હોવાથી આખા ગામનાં સગાં જેવાં થઈ ગયેલાં. એ રીતે ઘણી

ફોઈઓને ત્યાં હું સદ્‌ભાવથી આમંત્રણ મેળવતો. આમ શ્રી અમૃતલાલ શ્રીધરભાઈ (બબુભાઈ) તથા અંબારામભાઈ વકીલનો પરિચય થયેલો. વળી મારા પિતાએ થોડો સમય રૂનો વેપાર પણ કરેલો એટલે પણ બાવળા સાથેની મારી આત્મીયતા વધેલી.

અભ્યાસકાળ દરમ્યાન અહીંથી અમદાવાદ ભણવા આવનાર વિદ્યાર્થીઓ સાથે છાત્રાલયમાં રહેવાનું થતાં તેમનો પરિચય થયો. તે પૈકીમાં હાલના આપણા મંત્રી શ્રી ઝીણાભાઈ અમીન એક છે. શ્રી મહીપતભાઈ પટેલનો પ્રથમ પરિચય મને અમદાવાદમાં થયો અને શ્રી જેઠાભાઈ પરીખનો પરિચય મને મારા સહછાત્ર તેમના ભાઈ કચરાભાઈના નાના ભાઈ તરીકે થયેલો.

અભ્યાસ અને નોકરી માટે હું અમદાવાદ લગભગ પચીસ વર્ષ રહ્યો. તે ગાળા દરમ્યાન દરેક વેકેશનમાં હું અચૂક બાવળા આવતો. વધુ સમય ન હોય તો બે ચાર કલાક માટે પણ અવશ્ય આવી જતો. મારા પિતાના અવસાન પછી મુ. સાંકળચંદ કવિ અમારા કુટુંબના મુરબ્બી અને સલાહકાર રહ્યા છે. એટલે તેમની સાથેનો સંબંધ ઉત્તરોત્તર ગાઢ બનતો ગયો છે. વળી મારા નાનાભાઈ કાન્તિભાઈનાં લગ્ન શ્રી કેશવલાલ અમીનને ત્યાં થયાં, એટલે અમીન કુટુંબ સાથે વધુ ઊંડો સંબંધ થયો.

સને ૧૯૪૪માં હું કડીમાં આચાર્ય તરીકે જોડાયો. એ ૩૦૦-૩૫૦ વિદ્યાર્થીઓના છાત્રાલયવાળી સંસ્થામાં કામ એટલું રહેતું કે ત્યારબાદ બાવળા અને વાસણામાં પણ આવવાનું ઓછું થઈ ગયું. છતાંય સંબંધો તો વધતા જ ચાલ્યા. શ્રી. શાંતિભાઈથી શરૂ કરીને બધા આચાર્યોના પરિચયમાં હું રહ્યો છું. **અહીંના આગેવાન મુરબ્બીઓ આ કાળ દરમ્યાન બાવળામાં જોડાવાનું મને કહેતા, પણ ત્યાંના વિદ્યાર્થીઓ, સહકાર્યકરો અને આજુબાજુના ગામડાના વાલીઓનો પ્રેમભાવ મને ત્યાંથી છૂટવા દેતો નહિ. ત્યાં કામ કરવાનો એક નશો હતો. સત્તર વર્ષના ત્યાંના કામ પછી કેટલાક કાર્યકરો સાથે મનમેળ ઓછો થતાં અને દૈવાનુયોગે તે જ સમયે બાવળામાં આચાર્યની જગા ખાલી હોવાથી અહીં આવવાનું શક્ય બન્યું. સંસ્થાના વ્યવસ્થાપકોએ મને લઈ લેવાનો તરત જ નિર્ણય કર્યો, અને બાવળા પ્રત્યેના મારા પ્રેમભાવને લીધે હું અહીં જોડાઈ ગયો.**

સને ૧૯૬૧ થી આજ સુધીનો સમય સંસ્થાના ઝડપી વિકાસનો સમય છે. સને ૧૯૬૧માં હાઈસ્કૂલમાં આશરે ૧૦૫૦ વિદ્યાર્થીઓ હતા. આજે ૧૭૫૦ જેટલા છે. એટલે વર્ષે સરેરાશ સંખ્યા ૧૦૦ જેટલી વધતી રહી છે. બાલમંદિરમાં પણ એવો જ ઝડપી વિકાસ થયો છે, અને તેને પહોંચી વળવા આપણા કાર્યવાહકોએ શક્ય તેટલો વધુ પ્રયત્ન કર્યો છે. આ વર્ષોમાં તેમણે સંસ્થાની બંને શાળાઓમાં થઈ ૧૭ જેટલી વધુ રૂમો બાંધી છે. વળી સરકારે ધો.૫, ૬ અને ૭ માટે નવી

નીતિ અપનાવી છે તેથી તે ધોરણો માટે મળતી ગ્રાન્ટ ઓછી થઈ, અને તે ધોરણોના નવા વર્ગોમાં સમૂળગી બંધ થઈ છે, છતાં પણ તેમણે બાળકોને સારી કેળવણી મળે તે ઈરાદે એ વર્ગો ચાલુ રાખી સારી એવી ખોટ સહન કરી છે. ઝડપી વિકાસને કારણે આપણે હાઈસ્કૂલમાં અને કોઈક વાર બાલમંદિરમાં પાળી દાખલ કરવાની જરૂર પડી છે, તેથી સંસ્થાની પ્રગતિ રુંધાઈ છે. પણ અહીંના કાર્યકરો અને યુવાન વર્ગ ખૂબ જાગૃત છે, અને સમય આવ્યે પોતાનું નૂર બતાવી શકે છે તે આપણે જાણીએ છીએ. આ રજત જ્યંતીના પ્રસંગે સંસ્થાને વધુ વિકસાવવા તેમણે જે કમર કસી છે તેથી આ વસ્તુ પ્રત્યક્ષ થાય છે. બાવળા અને આજુબાજુનાં ગામડાંને જે ત્રણ સુંદર સંસ્થાઓનો લાભ મળે છે તે તેમના ઉત્સાહને લીધે જ.

અહીં આવ્યો ત્યારથી મને અહીંના સજ્જનોનો સુંદર સહકાર સાંપડ્યો છે. અહીં આવ્યા પછીની મારી પહેલી જરૂરિયાત હતી મકાનની. મુ. અચાકાકા, શ્રી ઝીણાભાઈ અને મહીપતભાઈ-જેઠાભાઈએ મને યોગ્ય મકાન મેળવવામાં સારી મદદ કરી. **લગભગ ૧૦ વર્ષની ઉંમરથી જ ખુલ્લી અને સ્વચ્છ જગામાં રહેવાને ટેવાયેલો હોવાથી ગંદકી પ્રત્યે આ જીવ સુગાળ.** ઉપરના સજ્જનોએ મને સરસ મકાન મેળવી આપ્યાં-બહુ જ યોગ્ય ભાડે અને તેય સરળ સ્વભાવના ઘરમાલિકોનાં. ભાઈશ્રી ભોગીભાઈ અને ચૂનીભાઈનાં કુટુંબોએ અમને તેમનાં કુટુંબીઓ જ બનાવી દીધાં છે, એટલો તેમનો સ્નેહ અમે પામ્યાં છીએ. સંસ્થાના ભૂતપૂર્વ મંત્રીશ્રી ગોવિંદભાઈનો પ્રત્યક્ષ પૂર્વપરિચય તો મને નજીવો જ હતો. (જોકે તેમના નામથી તો હું પરિચિત હતો જ) પણ શાળામાં અમે સાથે કામ શરૂ કર્યું ત્યારે તેમની કાર્યકુશળતા અને નિઃસ્વાર્થ સેવાનો મને ખ્યાલ આવ્યો. સંસ્થાની એક પાઈ પણ નકામી ન બગડે તેવી તેમની જાગૃતિ. પોતાના કામ કરતાં સંસ્થાના કામને તેમણે પ્રથમ અગત્યતા આપી છે. એમના પ્રેમથી હું તેમનો નિકટનો મિત્ર બની ગયો છું. તેમના જયેષ્ઠ સુપુત્ર ભાઈ ચીનુભાઈ (બી.એસસી. એમ.એડ્.) હવે બાવળામાં સ્થિર થયા છે. તેમણે જે રીતે કામ કરવા માંડ્યું છે તેથી આશા પ્રગટે છે કે તેમની સેવાનો લાભ સંસ્થાને મળશે. શ્રી ઝીણાભાઈ પણ એવી જ કાળજીભરી રીતે પોતાની નાજુક તબિયત હોવા છતાં સંસ્થાનો વહીવટ કરી રહ્યા છે. મુ. શ્રી અચાકાકાને તેમના પ્રિય ટેલિફોનોના કોલો વચ્ચે સંસ્થા અને ગામનું કેમ વધુ હિત થાય તેનું નિરંતર ચિંતન કરતા કોણે નથી જોયા ? સેવાભાવી અને સરળ હૃદયી મુ. ઈશ્વરભાઈ દેસાઈ પોતાના કામ કરતાં જાહેર જનતાનું જ કામ વધુ કરે છે એ આપણાં સૌભાગ્ય છે. મુ. વાડીભાઈ સંસ્થાથી અતડા રહેતા લાગે-કોઈ વાર અમને ડરાવે પણ ખરા, પણ મુશ્કેલ પરિસ્થિતિમાં તેમની સહાય અમને કિંમતી થઈ પડી છે. જગાને અભાવે આ યાદી બહુ લાંબી નહિ કરું

પણ શકરાભાઈ, ગોવિંદભાઈ, રામુભાઈ અને કાન્તિભાઈ વકીલના નેતૃત્વ નીચેનું યુવાન જૂથ યાદ ન કરું તો નગુણો ગણાઉં. આમ તો એ બધા ખૂબ સક્રિય ન લાગે, પણ સંસ્થાનું હિત તેઓ કાયમ વિચારતા રહે અને સમય આવ્યે એવું કામ કરી બતાવે કે આપણને તેમને માટે ખૂબ માન થાય.

**ખાનગી શાળાઓના આચાર્યને મૂંઝવતો સમય વિદ્યાર્થીઓને ઉપલા ધોરણમાં ચડાવતી વખતનો. આચાર્ય ઉપર અનેક લાગવગો અને દબાણો આવે. બાવળાના નાગરિકોને મારે ધન્યવાદ આપવાના કે આ દૂષણથી તેઓ મુક્ત છે અને મારા પર એવું દબાણ કોઈ કદી પણ લાવ્યું નથી. વ્યવસ્થાપક મંડળના સભ્યો પણ કદી પોતાના હોદ્દાનો દુરુપયોગ કરતા નથી. અને એમના મારા પ્રત્યેના પ્રેમે અત્યાર સુધીના અહીંના કોઈ પણ આચાર્યને ન મળ્યું હોય તેવું સ્થાન આપ્યું છે અને હું અહીં જોડાયો ત્યારથી મને વ્યવસ્થાપક મંડળનો સભ્ય બનાવ્યો છે અને અમે સૌ સંસ્થાની પ્રગતિના વિચારો સાથે બેસીને કરીએ છીએ.**

ઉત્તર ગુજરાત કરતાં બાવળાના વિદ્યાર્થીઓમાં અભ્યાસવૃત્તિ કંઈક ઓછી છે, છતાં પ્રેમાળપણામાં તેમનાથી કમ નથી જ એમ મને લાગ્યું છે. શાળાનું હિત તેમના હૃદયમાં છે. જોકે સંસ્થા એ બીજી માતા છે એવો ચોક્કસ ભાવ વધુ વિકસિત થાય તે જરૂરનું છે. અભ્યાસવૃત્તિ પણ વધે તે માટે પ્રયત્નશીલ બનવાનું તે સૌને માટે જરૂરી છે. અભ્યાસમાં અમારે ઘોંચપરોણો કરતા જ રહેવું પડે, નહિ તો તેઓ લહેરમાં પડી જાય, છતાં મેટ્રિકના વર્ગમાં આવે ત્યારે એવા જાગે કે જાણે પહેલાંના છ વર્ષના આ વિદ્યાર્થીઓ જ ન હોય ! તેમની મોડે મોડે ઊગતી આ ધગશે અમને એસ.એસ.સી.ના પરિણામોમાં કાયમ યશ અપાવ્યો છે. જો આ ધગશ વહેલી જાગે તો ૧૦૦ ટકા પરિણામ મને અશક્ય લાગતું નથી. સંતોષ છે કે ઉત્તરોત્તર વાચનરસ વિદ્યાર્થીઓમાં વધતો જાય છે અને તેનાં સારાં પરિણામ ભવિષ્યમાં આવશે જ.

**પ્રથમ મદદનીશોની બાબતમાં હું અહીં વધુ નસીબદાર છું. શ્રી મહીપતભાઈ, શ્રી જેઠાભાઈ અને શ્રી પ્રહ્‌લાદભાઈ મારો ઘણો બોજ સ્વેચ્છાએ ઉપાડી મને સુંદર મદદ કરે છે. શ્રી ભોગીભાઈ અને બીજા - આ ગામના જ વતની શિક્ષકોની તો આ માતૃ-સંસ્થા છે. તેઓ અને બીજા ઘણા શિક્ષકો ઉત્સાહથી કામ કરે છે,** એટલે પાળી પદ્ધતિ દૂર થતાં આપણે અચૂક વધુ પ્રગતિ કરી શકીશું. હું સમયનો થોડો લોભી છું, અને શાળાના શિક્ષણ સમયમાં (અને પાળીપદ્ધતિને લીધે તે ઓછો મળે છે) કાપ મને ખૂંચે છે. વિવિધ ઈતર પ્રવૃત્તિઓને શાળામાં અગત્યનું સ્થાન છે. વર્ગમાં શીખી ન શકાય તેવી જીવનોપયોગી ઘણી વસ્તુઓ

વિદ્યાર્થીઓ તે મારફતે શીખે છે. પાળીપદ્ધતિ દૂર થતાં આ વાત અમારા ધ્યાન બહાર નહિ જાય.

સંસ્થાની ભવિષ્યની પ્રગતિ માટે કેટલાંક સાદાં સૂચનો રજૂ કરું. મોટાં મોટાં નહિ, પણ સાદાં જ.

**સંસ્થાની પહેલી જરૂર છાત્રાલયની છે. વિદ્યાર્થીઓ સાથેના છાત્રાલયમાં પ્રાપ્ત થતા નિકટ સંપર્કથી સારો શિક્ષક શાળાના વર્ગમાં ન કરી શકાય તેવું વિદ્યાર્થીઓનું સુંદર ઘડતર સાધી શકે છે. સંસ્થાની આર્થિક મુશ્કેલીને લીધે છાત્રાલય શરૂ કરવાનું હજુ શક્ય બન્યું નથી.** શાળાના મકાનમાં જ જગા ન હોય ત્યારે છાત્રાલય શરૂ કરી શાળાની સંખ્યામાં વધારો શી રીતે કરાય ? પણ હવે આર્થિક સરળતા થશે તો આ પ્રદેશની જે જનતાને લીધે બાવળા ઊજળું છે તેના હિતમાં આપણે નજીકના ભવિષ્યમાં એક છાત્રાલય જરૂર ઊભું કરીએ. જમીન તો છે જ.

**ભારતનો મુખ્ય ધંધો હમણાં કેટલાંક વર્ષો સુધી તો ખેતી જ રહેવાનો. દેશમાં જેટલી ખેતીની પ્રગતિ થશે તેટલો જ દેશ સુખી થશે. આપણા ફાર્મની ખેતી વિદ્યાર્થીઓ અને આજુબાજુના ગામના ખેડૂતો માટે નમૂનારૂપ થવી જોઈએ.** ફાર્મમાં જમીન ઓછી છે અને પાણી ખારું છે. વળી ભેળાણનો ત્રાસ પણ વધુ છે. મીઠું પાણી મળે તેવું એક બોરિંગ કરી સુધરેલી ખેતીનો પ્રત્યક્ષ પ્રયોગ આપણા ફાર્મ પર ન થાય ત્યાં સુધી ખેતીનું શિક્ષણ ઘણું ઓછું ધ્યેયસાધક થશે.

આપણે ત્યાં અભ્યાસ કરી ગયેલી ઘણી ખરી બહેનો કોઈ વ્યવસાયમાં ભાગ્યે જ જોડાય છે. **તેઓ મુખ્યત્વે તો ગૃહિણી જ બનવાની છે. માટે તેમને ઉપયોગી ગૃહવિજ્ઞાનનો અભ્યાસક્રમ આપણી શાળામાં વહેલી તકે શરૂ કરવાની જરૂર છે. શરૂઆતમાં આ બાબતમાં આપણા મનમાં શંકાઆશંકા જન્મે, પરંતુ તેની આવશ્યકતા વિષે કોઈ શંકા રાખવાની જરૂર નથી; તે ખૂબ જ ઉપયોગી થશે.**

બીજાં મોટાંમોટાં સૂચનો કરતો નથી, કારણ કે ટેક્‌નિકલ સંસ્થા મોટું દાન મળે તો જ તે શરૂ કરી શકાય. વળી અહીં દર વર્ષે આશરે ૧૨૫ વિદ્યાર્થીઓ એસ.એસ.સી. પાસ થાય અને તેઓમાંથી કેટલાક ધંધે જોડાઈ જાય, અને બીજા જુદા જુદા વિષયોની કોલેજોમાં જોડાઈ વહેંચાઈ જાય, એટલે એક જાતની કૉલેજ માટે અહીં પૂરતા વિદ્યાર્થીઓ ન મળે. આજુબાજુ નજીકમાં બીજી હાઈસ્કૂલો પણ નથી, એ સમગ્ર પરિસ્થિતિ વિચારતાં હમણાં કોઈ કૉલેજ બાવળામાં ખોલવી પોષાય તેમ નથી. એટલે આપણો પ્રયત્ન એ હોવો જોઈએ કે આપણી શાળાનો કોઈ વિશિષ્ટ શક્તિવાળો વિદ્યાર્થી નાણાંને અભાવે ઉચ્ચ કેળવણીથી વિમુખ ન રહે.

## ૩.

## આ.કે. વિદ્યામંદિરનો રજતજયંતી મહોત્સવ

## (સ્થાપના ૧૯૪૦ - ૧૯૬૫)

૧૯૬૫માં બાવળા મુકામે આ મહોત્સવ ઊજવવામાં આવ્યો. ૧૯૪૦માં સ્થાપેલ આ સંસ્થાને ૨૫ વર્ષ પૂરાં થતાં હતાં. આ સમયે શ્રી નાથાભાઈ દેસાઈ આચાર્યપદે હતા. તેમને સારા આચાર્યનો રાષ્ટ્રપતિ ઍવૉર્ડ ૧૯૬૩માં આ શાળાના આચાર્યપદે હતા ત્યારે મળ્યો.

આ મહોત્સવ વખતે શ્રી નાથાભાઈ જાણીતી વ્યક્તિઓને મહેમાનો તરીકે લઈ આવ્યા હતા.

શ્રી ઉમાશંકર જોષી, શ્રી યશવંત શુકલ અને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનાર શ્રીમતી મૃણાલીનીબહેન વિક્રમ સારાભાઈને સાંસ્કૃતિક કાર્યક્રમ માટે લઈ આવ્યા હતા.

શ્રી નાથાભાઈએ પોતાના દશ વર્ષના પરિશ્રમ દ્વારા આ સંસ્થાને ગુજરાતની શૈક્ષણિક સંસ્થાના નકશા પર ઉચ્ચ સ્થાને મૂકી દીધી.

ઘણા ઓછા લોકોને ખબર હશે કે શ્રી દેસાઈસાહેબ ૧૯૪૪માં સર્વ વિદ્યાલય કડીમાં અમદાવાદની શાળા છોડી જોડાય છે એ વાતની ખબર પડતાં બાવળા ગામના આગેવાનો અને ટ્રસ્ટીઓ નાથાભાઈને વિનંતી કરવા ગયા કે તમે બાવળાની સંસ્થામાં જોડાઓ. પણ વચનબદ્ધ આચાર્ય દેસાઈસાહેબે કહ્યું : ‘કડી સંસ્થામાં જોડાવાનું મેં વચન આપી દીધું છે. મારાથી વચનભંગ ન થાય’. બાવળાના નાગરિકોની ઇચ્છા ૧૯૬૧માં પૂર્ણ થઈ. કડી સંસ્થાના ડહોળાયેલા શૈક્ષણિક વાતાવરણે સ્વમાની આચાર્યને રાજીનામું આપવાની પ્રબળ ઇચ્છા કરી આપી. બાવળાની સંસ્થાના ટ્રસ્ટીઓ તેમને માનભેર લઈ આવ્યા. ઇતિહાસ પુનરાર્વતન પામે છે તેનું આ શ્રેષ્ઠ ઉદાહરણ છે.

શ્રી નાથાભાઈસાહેબના સમયગાળામાં સંખ્યા અને પ્રવૃત્તિઓ ધૂસકે ને ભૂસકે વધી ગઈ. એન.સી.સી. ઉપરાંત કડી સંસ્થામાં થતી બધી પ્રવૃત્તિઓને બાવળા શાળામાં દાખલ કરી, ઊજળાં પરિણામો આવ્યાં. વિવિધક્ષેત્રે શાળા નામાંકિત બની તેનો યશ નાથાભાઈને જાય છે.

ત્યાંથી પ્રાપ્ત આ હેવાલો આ વાતની સાક્ષી પૂરે છે. ત્યાંના વિદ્યાર્થીઓ પણ તેમના ગુણગાન ગાવામાં થાકતા નથી.

રજતજયંતી વખતે તેમના સોવિનિયર (સ્મારકગ્રંથ)માં શ્રી નાથાભાઈએ કરેલ કાર્યનાં લેખાંજોખાં થયાં છે. બાવળા કેળવણી મંડળના પ્રમુખ શ્રી અમરતકાકાએ પણ તેમની શક્તિનાં ભરપેટ વખાણ કર્યાં છે. તેમને વર્તમાન આચાર્ય શ્રી નાથાભાઈ દેસાઈને હાર્દિક ધન્યવાદ આપ્યા હતા. શ્રી નાથાભાઈએ સૂચવ્યા પ્રમાણે આશ્રમની આ સંસ્થા પાસે સુવિધા હોત તો ચાર ચાંદ લાગી જાત. આ સોવિનિયરમાં કેળવણીના કસબીઓ દ્વારા સુંદર હેતુપ્રેરક લેખો પ્રગટ કરવામાં આવ્યા છે. મૂર્ધન્ય સાહિત્યકાર ઉમાશંકર જોષી, શ્રી યશવંત શુકલ, પુરુષોત્તમ માવલંકર, શ્રી પીતાંબર પટેલ, ફાધર વાલેસ, પ્રૉ. આર. કે અમીન, શ્રી હરભાઈ ત્રિવેદી, પ્રૉ. રજની પટેલના લેખો નોંધપાત્ર ગણાવી શકાય.

શ્રી નાથાભાઈ માનતા : વિદ્યાર્થીનો અનાદર તે ઈશ્વરનો અનાદર છે.

આ શાળાના પૂર્વશિક્ષકના શબ્દો હતા.

રમણીય, વિદ્યામંદિર વિદ્યામંદિર :
ઈશ્વર પોતાનો 'અનુગ્રહ',
તારા પર ઠાલવો.

આ હતો સંસ્થા પ્રત્યેનો શિક્ષકોનો લગાવ.

આ સંસ્થાના વિદેશમાં વસતા પૂર્વવિદ્યાર્થીઓએ પણ પોતાના લેખોને પણ વહાલસોયી માતાને વખાણી છે. પૂર્વશિક્ષક શ્રી હરિભાઈ પરીખ લખે છે : ''આચાર્યપદે સૌજન્યશીલ, વિદ્વાન અને કર્તવ્યનિષ્ઠ વ્યક્તિ તરીકે શ્રી નાથાભાઈ દેસાઈ શાળાનું સુંદર સંચાલન કરી રહ્યા છે તે જાણી પરમ આનંદ થાય છે.''

શ્રી ગિરીશ પરીખ એમ. એસ. (યુ.એસ.એ) આ સંસ્થાના પૂર્વવિદ્યાર્થી લખે છે, **''હાલ આ. કે. વિ.ને શ્રી નાથાભાઈ દેસાઈ જેવા કેળવણીના ભેખધારી આચાર્ય મળ્યા છે એ શાળાનું સદ્‌ભાગ્ય છે. એમના નેતૃત્વતળે શાળા સુંદર વિકાસ કરી રહી છે. એમની પાસે શિક્ષણ લેવાની તક મને નથી મળી તેનો વસવસો છે.''**

શ્રી નરસિંહભાઈ વાઘેલા મંત્રી, વિદ્યાર્થી પ્રતિનિધિ મંડળ (આ.કે. વિવિધલક્ષી વિદ્યામંદિર) લખે છે, ''શનિવારે સમાચાર વાંચન અને સ્કાઉટિંગની પ્રવૃત્તિ ૧૯૬૧-૬૨માં શરૂ થઈ. સ્કાઉટમાં નાના વિદ્યાર્થીઓ ખૂબ જ ઉત્સાહપૂર્વક જોડાય છે. તેમનો ગણવેશ પણ ઘણો સારો છે. આ સ્કાઉટના વિદ્યાર્થીઓને અત્યારે પણ સારી તાલીમ આપવામાં આવે છે. અત્યાર સુધીમાં તેમણે ઘણા કેમ્પ રાખેલા છે. **તેમને**

**એક વખતે અલ્હાબાદ કેમ્પમાં પણ લઈ જવામાં આવ્યા હતા.'' આ અમારા સ્કાઉટના પાંચ વિદ્યાર્થીઓએ ડૉ. રાધાકૃષ્ણનના હસ્તે પ્રમાણપત્રો મેળવેલાં છે. શાળાના આચાર્ય દેસાઈસાહેબને રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં રસ છે તેઓ અને શાળાના સ્કાઉટ માસ્ટરો વિદ્યાર્થીઓને સારો એવો ઉત્સાહ આપે છે.**

અમારા આચાર્ય કર્મવીર વ્યક્તિ છે. તેઓ આ શાળાનું સુકાની પદ ઈ.સ. ૧૯૬૧થી સંભાળે છે. અનેક મુશ્કેલીઓમાં પણ તેમની કુશાગ્ર બુદ્ધના ચમકારા અમને જોવા મળ્યા છે. શાળાની એક એક પ્રવૃત્તિમાં તેમની પ્રેરણા અને માર્ગદર્શન હોય છે. શાળાના સર્વ વિદ્યાર્થીઓ માટે અમારા આચાર્યશ્રીમાં આગવી મમતા અને લાગણી છે. તેમની નજરમાં દરેક માટે પિતૃપ્રેમ વરસતો હોય તેમ લાગે છે. **દરેક વિદ્યાર્થી તેમની પાસે પોતાની શૈક્ષણિક તથા બીજી મુશ્કેલીઓ વિના સંકોચે લઈ જઈ તેનો સંતોષજનક ઉકેલ મેળવી શકે છે. બાળકોની સાથે સરળતાથી ભળી જઈને પોતે બાળક બની જાય છે. તેઓનો આવો વિનોદી સ્વભાવ અમને ખૂબ ગમે છે.** તેમને ઈ.સ. ૧૯૬૩-૬૪નો શ્રેષ્ઠ શિક્ષકનો રાષ્ટ્રીય ઍવૉર્ડ મળેલો છે. અમારા આચાર્યશ્રી કેળવણી ક્ષેત્રે ગુજરાત રાજ્યમાં ખ્યાતનામ વ્યક્તિ છે. તેમણે ભારતનાં લગભગ બધાં જ અગત્યનાં સ્થળોએ પ્રવાસ કરેલા છે. આવા આચાર્ય અને આવો શિક્ષકગણ મેળવી કોણ હર્ષ ન અનુભવે ?

ધોરણ-૧૧ આ.કે. વિવિધલક્ષી વિદ્યામંદિરના વિદ્યાર્થીની કુ. નિરંજના ઉ. અમીન લખે છે.

''સ્કાઉટ પ્રવૃત્તિ અમારી શાળાની ધ્યાન ખેંચતી વિશિષ્ટતા છે. છેલ્લા થોડા વર્ષોથી અમારી શાળાને એક કર્મવીર આચાર્યની ભેટ મળી છે. જેમની નિષ્ઠા અને કાર્યદક્ષતા અદ્ભુત છે. એ શક્તિના કદરદાન રૂપે તેમને ઉત્તમ આચાર્ય તરીકેનો રાષ્ટ્રપતિ ઍવૉર્ડ મળ્યો છે. બધા જ શિક્ષકો વિશિષ્ટ પ્રકારની સર્વાંગી કેળવણી આપી રહ્યા છે. જે અમારું સદ્ભાગ છે. આવા પ્રકારના આચાર્ય અને શિક્ષકગણ પ્રાપ્ત કરી શાળા ગર્વ ન અનુભવે ?

૧૯૬૧માં ૭૮૭ વિદ્યાર્થીઓ અને ૨૩૫ વિદ્યાર્થીનીઓ હતી કુલે ૧૦૨૬ની સંસ્થા હતી. તે વધતાં વધતાં ૧૯૬૯માં ૧૨૩૯ વિદ્યાર્થીઓ અને ૫૦૪ વિદ્યાર્થીઓ હતી કુલે ૧૭૪૩ થઈ. શ્રી દેસાઈસાહેબના આગમન પછીની પ્રગતિ હતી.

સને ૧૯૬૧માં તેમણે કડી સંસ્થા છોડી. મહેસાણા જિલ્લામાં તેમની કારકિર્દીનાં આ કિંમતી સત્તર વર્ષોમાં તેઓ સારાયે જિલ્લાની લોકચાહનાના

અધિકારી બની ગયા હતા. જિલ્લાના કેળવણીના ક્ષેત્રમાં તેઓ શ્રદ્ધેય વ્યક્તિ ગણાતા. પ્રશ્નો ઊભા થાય ત્યારે તેમની મદદ લેવાતી. તેમને આ વર્ષે મળેલા ઍવૉર્ડ માટે મહેસાણા જિલ્લામાંથી પણ તેમનું નામ સૂચવાયેલું.

સને ૧૯૬૧થી તેઓ અમદાવાદ જિલ્લાના બાવળા મુકામે આ.કે. વિદ્યામંદિરના આચાર્ય તરીકે પોતાની સેવાઓ આપી રહ્યા છે. મહેસાણા જિલ્લાની જેમ જ અમદાવાદ જિલ્લો હવે તેમનું કાર્યક્ષેત્ર બન્યું હતું. આગવી સૂઝ, અનુભવી દૃષ્ટિ અને નિરભિમાની સેવાવૃત્તિથી તેઓ અહીં પણ કેળવણી અને સુધારણામાં અગ્રણીય બની રહ્યા હતા. થોડા સમય સુધી અમદાવાદ જિલ્લા (ગ્રામ-વિભાગ, આચાર્ય મંડળનું પ્રમુખપદ પણ શોભાવ્યું હતું. જિલ્લા વ્યાયામ મંડળના પ્રમુખ રહી ચૂક્યા છે. જિલ્લાની વ્યાયામ પ્રવૃત્તિઓ અને સ્પર્ધાઓને સુવ્યવસ્થિત કરવા માટે ભારે શ્રમ ઉઠાવ્યો હતો. બાવળા મુકામે તેમની હાજરીમાં ૧૯૬૨માં જિલ્લાની વ્યાયામ હરીફાઈઓ પણ ગોઠવવામાં આવી હતી.

ગુજરાત રાજ્ય આચાર્યસંઘના કારોબારી સભ્ય તરીકે પણ તેમણે નોંધપાત્ર સેવાઓ આપી હતી.

ગણિતશાસ્ત્ર અને વિજ્ઞાન વિષયક તેમનાં પાઠ્યપુસ્તકો ગુજરાત ભરમાં વ્યાપક લોકાદર પામ્યાં હતાં.

નિષ્ઠા, નેકદિલી, સદાચાર, સેવા, સૌજન્ય અને મિલનસારપણું એમના વ્યક્તિત્વનાં આગળ પડતાં લક્ષણો હતાં જે એમણે સૌ સાથે અવેર ને આત્મીયતાથી સ્વજન જેવા બનાવી મૂકતા. વિદ્યાવ્યાસંગ, ગુણરીતા, નમ્રતા અને સમતુલા એમના લોહીમાં જ વણાઈ ગયાં હતાં. ચહેરો જોતાં જ સરળતા, સંતોષ, ગરવી ગુજરાત અને સ્ફૂર્તિની છાપ પડતી હતી. એવા એ નમ્ર શાન્ત સજ્જન હતા. એમનું વ્યક્તિત્વ મધુરતા અને ભદ્રતાથી એવું ભર્યું ભર્યું લાગતું હતું કે ગમ ખાવાના, જતું કરવાના કે મુંઝવાના પ્રસંગો આવ્યા હોય તો પણ એની જાણ સુદ્ધાં એમણે બહાર આવવા દીધી નથી. સારપમાંથી, નિજ કર્તવ્યના ઈષ્ટ મૂલ્યમાંની શ્રદ્ધા તેમણે ક્યારેય ચલિત થવા દીધી નથી. જીવનનો ઉચ્ચગ્રાહ તેઓ કદી ચૂક્યા નથી.

## ૪.
## મને કેમ વીસરે રે

**ભોગીલાલ અમૃતલાલ પટેલ**
ભૂતપૂર્વ હેડમાસ્ટર, આ.કે. વિદ્યામંદિર, બાવળા,
૪૫-બી, શાંતિનગર સોસા., બાવળા.

એમનું નામ નાથાભાઈ પણ નાથાભાઈ દેસાઈ નામથી સૌ ઓળખે. દેસાઈસાહેબ કહો એટલે બાવળા અને કડીનું નાનું છોકરું પણ ઓળખે. તેમની પાસે અભ્યાસ કરવાની તક તો મને મળી ન હતી, પરંતુ બી. એડ્.ના અભ્યાસ વખતે સર્વ વિદ્યાલય, કડીની સંસ્થામાં પાઠ આપવા જવાનું બન્યું. ત્યારે નાથાભાઈસાહેબ સંસ્થામાં આચાર્ય તરીકે ન હતા પણ તેમના કાર્યની પ્રત્યક્ષ ઝાંખી જોવા મળી, તેમની શક્તિનાં દર્શન થયાં, તેમનું નામ સાંભળી અને તેમનું કાર્ય સંસ્થામાં જોઈને જાણે કે મારી આંખો અંજાઈ ગઈ. સંસ્થાની દરેક વસ્તુ જાણે તેમના ઉત્તમ કાર્યની ઝાંખી કરાવતી હતી. દેસાઈસાહેબની કાર્ય કરવાની રીત તેમજ બીજા પાસેથી કામ લેવાની રીત ખૂબ જ અનોખી હતી.

એક આદર્શ કેળવણીકાર બનવા માટે કેવાં કાર્ય અને કેવા ગુણ કેળવવા પડે તેનું ભાન થયું. ઈ.સ. ૧૯૪૦ સુધી બાવળામાં માત્ર ધોરણ-૭ સુધી જ ભણવાની વ્યવસ્થા હતી. એ પછીનો અભ્યાસ કરવા માટે અમદાવાદ, કડી, ધોળકા, વીરમગામ... વગેરે જેવી દૂર જગ્યાએ જવું પડતું હતું, પરંતુ વાલીઓ તથા સંસ્થાઓ માટે વિચારનાર વર્ગે નિર્ણય કર્યો કે બાવળામાં પણ આઠમાં ધોરણની વ્યવસ્થા કરવી જ જોઈએ. અમે ફક્ત ૧૪ વિદ્યાર્થીઓ જ ભણવા માટે તૈયાર થયા. એ નાનકડી ઓરડીમાં જ વર્ગ શરૂ કર્યો. પહેલાં ધોરણ-૮ અને પછી બીજા વર્ષે ધોરણ-૯ પણ શરૂ થયું. શિક્ષક માત્ર બે જ, પણ વિદ્યાર્થીઓ હોશિયાર અને સુખી ઘરનાં હતા. ધોરણ-૯માં માત્ર ૯ વિદ્યાર્થીઓ હતા, પણ ખૂબ જ ઉત્સાહથી ભણ્યા. પરંતુ ધોરણ.૧૦નો વર્ગ શરૂ થઈ શક્યો નહિ. તેથી કેટલાક અમદાવાદ તો કેટલાક જેતલપુર ગયા અને બે વર્ષ પછી ધોરણ-૧૦ અને ૧૧ શરૂ થયા. સંસ્થામાં આચાર્ય, શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ ખૂબ જ મહેનતુ હતા.

ઈ.સ. ૧૯૬૧ જૂનની ૧૨મી તારીખે 'દેસાઈસાહેબ' અમારી સંસ્થામાં આચાર્ય તરીકે જોડાયા, ત્યાર પછી સંસ્થાનું નસીબ ઊઘડ્યું. નાથાભાઈસાહેબે આર્ટ્સ અને બી.એસ.સી. બંનેનો અભ્યાસ કર્યો હતો. હું ઈ.સ. ૧૯૪૪માં શિક્ષક

તરીકે જોડાયો હતો. તેમની સાથે અભ્યાસ કરવાની તક તો ન મળી, પરંતુ શૈક્ષણિક કાર્ય કરવાની તક મળી. શાળા સંચાલનની કુશળતા માટે કેવી તૈયારીઓ કરવી પડે તે જાણવા મળ્યું, તેમજ સફળ આચાર્ય માટે કેવા ગુણ કેળવવા પડે તેનું ભાન થયું.

દેસાઈસાહેબની શીળી છાંયડીમાં હજારો વિદ્યાર્થીઓ ભણ્યા અને સારી પ્રગતિ કરી. તેઓ વિદ્યાર્થીઓ, શિક્ષકો અને વાલીઓ વચ્ચે કડીરૂપ હતા. બાવળા ગામમાં મેલડી માતાનું મંદિર તથા મંદિર પાસે મુખીનું ફળિયું આવેલું છે. એક વખત નાનાભાઈ સાહેબ ખાદીનો સફેદ ઝભ્ભો, ખાદીની સફેદ ધોતી તથા ખાદીની સફેદ ટોપી પહેરીને મારા ઘર આગળ આવીને મારા વિશે પૂછ્યું. આથી મેં તેમને પૂછ્યું કે, એવું શું કામ પડ્યું કે આટલી મોડી રાત્રે તમારે અહીં આવવું પડ્યું ? ત્યારે તેમણે કહ્યું કે, ‘મારે શાળામાં જવું છે. મને વાંચ્યા વગર ઊંઘ નથી આવતી.’ આથી અમે બંને શાળામાં ગયા અને શાળામાં ઘણા સમય સુધી પુસ્તકો વાંચ્યાં અને તે પછી શાળામાં જ સૂઈ ગયા.

અમે બંને વાંચવાના ખૂબ જ શોખીન. તેમની ઑફિસ જાણે કે ગુરુકુળની ઝાંખી કરાવે છે. તેમની બધી જ પ્રવૃત્તિઓનો હું સાથીદાર હતો. તેમણે ઉપાડેલ બધા જ કાર્યોમાં હું પૂરો સહકાર આપતો. નાથાભાઈસાહેબને વ્યાય્મ તથા સ્કાઉટમાં ખૂબ જ રસ હતો. તેઓ સ્કાઉટનો ગણવેશ પણ પહેરતા હતા. તેમની સેવાની કદરરૂપે તેમને આદર્શ શિક્ષકનું બિરુદ મળ્યું હતું. જ્યારે તેઓ શાળામાં આવે ત્યારે બધા વિદ્યાર્થીઓ તથા શિક્ષકો નમન કરતા. એક આદર્શ આચાર્યમાં કેવા ગુણો હોવા જોઈએ તે જાણવું હોય તો એકવાર દેસાઈસાહેબને મળવું જ જોઈએ. જોકે અત્યારે તો તેઓ હયાત નથી. પરંતુ આજે પણ તેમની તસ્વીર જોતાં જ તેમને પ્રણામ કરવાનું મન થાય છે. તેમની તસ્વીર જોતાં જ તેમની વર્ષો પહેલાંની ખુરશી, તેમની કહેલી વાતો તેમની સાથે વિતાવેલો સમય બધું જ મારી આંખ સામે આવી જાય છે. જ્યારે મને જાણ થઈ કે તેઓ હયાત રહ્યા નથી ત્યારે મારી આંખમાં પાણી આવી ગયું. એવા ધરતીના પનોતા પુત્ર તથા વિદ્યાર્થીઓનું જીવન ઘડનાર શિલ્પીને મારા કોટિ કોટિ વંદન.

# ૫.

# ૫. પૂ. નાથાભાઈનાં વિવિધ સંસ્મરણો

**મનુભાઈ માવજીભાઈ પગી**

બાવળા કેળવણીમંડળના તમામ વ્યવસ્થામંડળના સભ્યોને અમે રૂબરૂ મળ્યા. પ્રતિભાવ સારો દાખવ્યો હતો. ૧૯૬૧-૭૧ના દશક સુધીમાં પૂ. નાથાભાઈની જીવનપ્રતિભા, જીવનશૈલીના યાદગાર પ્રસંગો, શિક્ષણક્ષેત્રે યોગદાન વિગેરે માહિતી આપવા વિનંતી કરેલી. તેના પ્રત્યુત્તરમાં આ શાળાના ભૂતપૂર્વ ગ્રંથપાલ અને શ્રી નાથાભાઈસાહેબના વિદ્યાર્થી મનુભાઈ માવજીભાઈ પગી તેમજ સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ અને કર્મચારી શ્રી બળદેવભાઈ એમ. પગી, લક્ષ્મણભાઈ પી. પટેલ, રૂપાજી મોડિયા હોય. મનુભાઈ માવજીભાઈ પગી દ્વારા તૈયાર કરેલ સીડી તેમજ લખાણો મળ્યાં છે. તેના આધારે શ્રી નાથાભાઈની જીવનશૈલી અંગે જાણવા મળે છે. નિવૃત્તિના છએક મહિના પહેલાં પરિવાર અમદાવાદમાં અમીન સોસાયટીમાં ભાડાના મકાનમાં રહેવા આવી ગયેલો, એટલે સાહેબ એકલા વાનપ્રસ્થાન જેવું જીવન જીવતા હતા. એક નાનકડા રૂમમાં પોતાનું રહેઠાણ ગોઠવી દીધેલું. બને ત્યાં સુધી બધું જ કામ જાતે કરી લેતા. માત્ર ભોજનનું ટિફિન તેમનાં બહેન જીવકોરબહેનને ત્યાંથી આવતું હતું. એ મામા-ફોઈના સંબંધમાં બહેન થતાં. તેમણે છૂટાછેડા લીધેલા અને નાથાભાઈએ પી.ટી.સી. કરાવેલું અને શિક્ષિકા બની પગભર થાય તેવું ભણતર આપેલું. તેઓ શિક્ષિકા બનેલાં. ભાઈ-બહેનનો પ્રેમ અદ્‌ભુત હતો. દેસાઈભાઈઓના કહેવા મુજબ સામાજિક સબંધો ગોઠવવામાં તેમનો અમૂલ્ય ફાળો હતો. બહેન તેમની પૂરેપૂરી કાળજી રાખતી અને મનુભાઈ પગીને જરૂરી સૂચનાઓ પણ આપતાં. સાહેબનો વાચનશોખ તેમને વાંચેલા અને ખરીદેલ પુસ્તકો જ આપણને કહી જાય છે.

## ૬.
## જીવનપ્રતિભા પૂ. નાથાભાઈસાહેબ

- મનુભાઈ માવજીભાઈ પગી

**પ્રસ્તાવના :**

''गुरुर्देवोभव''

સાદર પ્રણામ !

સ્વ. નાથાભાઈસાહેબમાં ''આચાર્ય'' શબ્દને યોગ્ય ગુરુના અંશો સમાન હતા. વિદ્વાન, પ્રેરણાદાયી ને જ્ઞાનના આદર્શ ભંડાર હતા. મહાજ્ઞાની ને કરુણાસાગર મંગલમૂર્તિ જેવા લાગતા હતા. સ્વ. નાથાભાઈ નારણદાસ દેસાઈસાહેબને ખરા અંતઃકરણથી તેમની સ્મૃતિઓને શાળાજીવનથી જોયેલી. બાળપણથી જોયેલા - જાણેલા ને મારા જીવનમાં તથા શાળાના સ્ટાફ સાથે તથા શાળાના શૈક્ષણિક વિકાસમાં વર્ષો સુધી યોગદાન આપનાર એવા આદર્શ ગુરુ આચાર્યને કોટિ-કોટિ વંદન હો. શાળાજીવન દરમ્યાનની યોગ્ય ને મારી જાણ-પ્રમાણે જોયેલી, જાણેલીને અનુભવેલી વિગતોને કાગળ-કલમના સહારે ઉતારવાનો નમ્ર પ્રયાસ કર્યો છે.

મારાં આ લખાણમાં ઘણી ચકાસણી કરીને અંતે મેં માહિતીઓ વિવિધસ્થળોએથી મેળવી છે. તેમની સ્મૃતિઓને શોધી કાઢવામાં હાલના કર્મચારીભાઈ શ્રી રૂપાજી મોડિયાનો પણ મને ઘણો ફાળો સાંપડ્યો છે.

બાવળા કેળવણીમંડળ, બાવળાએ સ્વ. નાથાભાઈ નારણદાસ દેસાઈસાહેબનાં સંસ્મરણો વિષે લખવાનું મહાન કાર્ય સોંપ્યું. મને તે સમયમાં સાહેબની સાથે વધુ નિકટતા હતી તે જાણી મને સત્કાર્યને એક પ્રેરણાદાયી પુસ્તક સ્વ. આચાર્યશ્રીની યાદો તથા શિક્ષણમાં તેઓનું કેવું યોગદાન હતું તેવી વિગતો, ફોટાઓ, ફોટો-સીડી, વગેરે માહિતી સાંપડી છે તેનો આનંદ છે.

શાંત, નમ્ર ને પ્રતિભાશાળી ગૌરવવંતી જીવનશૈલી જીવનાર એટલે સ્વ. નાથાભાઈસાહેબ. જીવનમાં કોઈના આત્માને જરા પણ દુઃખ ન થાય તેવું વિચારતા હતા. શિક્ષણના ગુરુપદે બિરાજેલા તેવા સાચા ને ઉમદા અર્થમાં તેઓ શ્રી ''આચાર્ય'' હતા.

ગરીબ-વિદ્યાર્થીઓને આર્થિક રીતે મદદરૂપ થવાના ગુણો તેમનામાં હતા. કોઈ એવા જરૂરિયાતમંદ વાલીઓ હોય તેઓને પણ મળતા. કહેતા : બાળકને

ભણાવો, નોટો, ચોપડીઓની ચિંતા કદી ન કરશો. તેમને જરૂરી શિક્ષણ માટે હું સહકાર આપીશ. કોઈને નોટો, કોઈને કપડાં કે ગણવેશની સગવડ ન થતી હોય તેવા વાલીઓની આર્થિક સ્થિતિ વિષે ચકાસણી કરતા. તેમની આવક જોતા અને મદદ કરવી યોગ્ય લાગે તો સદા એમ કરવા તત્પર રહેતા હતા.

**સ્વ. આચાર્યશ્રી ''શાંત ગુરુમૂર્તિ'' સમાન હતા. પ્રાર્થનામાં બેઠા હોય તો જાણે ધ્યાનમગ્ન ગૌતમ બુદ્ધ બેઠા હોય તેવો પ્રભાવ દેખાતો હતો.''**

ઊંચી પડછંદ કાયા, ગૌરવર્ણી કાયા, નંબરવાળા ચશ્મા, ખાદીની ટોપી, ખાદીનો ઝભ્ભો-ધોતી ને પગમાં કાળા કલરની મોજડી. સૌ કોઈ તેઓની સાથે આત્મીયતાથી વાતો કરી શકે તેવો સ્વભાવ.

આટલાં વર્ષો વહી ગયાં છતાં એ વખતના એમના વિદ્યાર્થીઓનાં બાળકોનાં પણ બાળકો આ વિરલ મૂર્તિને યાદ કરે છે. તો એવું કંઈ એમનામાં જોયું હશે ત્યારે ને ? બાળકોનાં પણ બાળકો આજે ભણે છે તેવા સમયે આવા વિરલ ને આદર્શ આચાર્યને યાદ કરીને પુસ્તકરૂપે સૌના દિલમાં સમાવી લેવાની ભાવના આજના બાળકોને કેવા આચાર્ય હોય તેનાં દર્શન કરાવી જશે તેમાં કોઈ બેમત નથી ?

મારા પિતાજી સ્વ. માવજીભાઈ પગી આ શાળામાં તે વર્ષોમાં પ્યૂન તરીકે હતા. શાળાના કંપાઉન્ડમાં એક ઓરડીમાં રહેતા હતા. આઠ જણનું ભરણપોષણ ટૂંકા પગારમાં મારા પિતાજી કરતા હતા. ૧૯૬૦ની સાલનો સમયગાળો હતો. નાના ભાઈ-બહેનોમાં હું મોટો હોઈ મને ભણવાની પ્રેરણા આપતા હતા. મારા પિતાજી કહેતા કે, ''આ ગુરુદેવને પગે લાગીને આશીર્વાદ માંગજે'' ભણવામાં તને મદદરૂપ થાય તેવા સાહેબ છે.

આચાર્યસાહેબ સાથે એક પ્યૂનના સંતાન તરીકે અને વિદ્યાર્થી તરીકે હું તેઓના સતત સંપર્કમાં રહેતો હતો. એ વર્ષોમાં ભણવા માટે પુસ્તકો તથા ફીની રકમ પણ આપતા. ૧૯૬૯ની સાલમાં ઓલ્ડ એસ.એસ.સી. પાસ થયા પછી મને સતત કહ્યા કરતા હતા કે, ''તું ઘરમાં મોટો છે. તારાં નાનાં ભાઈ-બહેનો છે તેને ભણાવવાં પડશે, તેનો વિચાર કર, ટૂંકા પગારમાં તું તારા પિતાજીને મદદરૂપ થઈ જા.''

ઓલ્ડ એસ.એસ.સી. પાસ હોવાથી કૉલેજમાં જવાના અભરખા હતા. પણ ભવિષ્યનો સમય ભણેલા માટે કેવો કપરો આવશે તેનું ભવિષ્ય સાહેબે ભાખી

લીધું હતું. ''ભણેલા નોકરીઓ માટે ભટકતા હશે, નોકરીઓ નહિ મળે. પટાવાળા તરીકે મને લેવામાં તેઓશ્રીનો ફાળો રહ્યો હતો. શરૂમાં પુસ્તકો કેમ ગોઠવવાં, કેમ ઈસ્યૂ કરવાં, વિદ્યાર્થીઓને પસંદગીનાં પુસ્તકો સરળતાથી કેવી રીતે મળી શકે તેવી ગોઠવણી, વિષયવાર યાદી, ભાષા પ્રમાણેની યાદી તૈયાર કરાવીને લાઈબ્રેરીના કામના શ્રી ગણેશ તેઓશ્રીના શુભહસ્તે તેમના સાનિધ્યમાં શરૂઆત કરી. એક પ્યૂનને લાઈબ્રેરીમાં ખુરસીમાં બેસીને કામ કરવાનું પ્રથમ સ્થાન આપેલું.

સ્વ. આચાર્યશ્રી નાથાભાઈ દેસાઈએ ઓલ્ડ એસ.એસ.સી. પાસ પટાવાળાને પ્રાથમિક કક્ષાએ લાઈબ્રેરી સાથે નાતો જોડ્યો. ''શિક્ષણ અને સાહિત્ય'' એ વર્તમાન સમયમાં જ્ઞાનનો ઉપયોગી ખજાનો છે. વિદ્યાર્થી અવસ્થામાં નવું જાણવાની જિજ્ઞાસા હોવી જોઈએ તેવું કહેતા. દરેક વિદ્યાર્થીને અલગ અલગ વાચનની રુચિ હોય છે. તેમને ગમે તે વિષયનાં પુસ્તકો શોધીને આપવાની આપણી ફરજ બને છે.

રિસેસના સમયમાં મારી પાસે ''ઈસ્યૂ કાઉન્ટર'' પાસે વિદ્યાર્થીઓને કતારબદ્ધ રીતે ઊભા રાખતા. ભાઈઓની તથા બહેનોની લાઇન કરાવતા. વધુ ભીડ જણાય તો અલગ રિસેસ ફાળવતા હતા. વધારેમાં વધારે ચોપડીઓ વાંચો તેવું સદા કહેતા હતા.

''ગુજરાત પુસ્તકાલયમંડળ''માં તાલીમ પણ અપાવી હતી. છેવટે ગ્રંથાલયવિજ્ઞાન પ્રમાણપત્ર પરીક્ષા પણ અપાવેલી. આમ ૧૯૪૨ની સાલની શાળામાં જૂનામાં જૂની લાઈબ્રેરીને સમૃદ્ધ લાઈબ્રેરીનો દરજ્જો તેઓશ્રીએ આપેલો.

ગ્રંથપાલમંડળના સેમિનારો થતા. તેમાં ગ્રંથપાલોને મુખે એક જ વાત મને સાંભળવામાં આવતી કે, અમદાવાદ જિલ્લામાં ગ્રામ્ય વિસ્તારમાં બાવળા ગામની શાળાની લાઈબ્રેરી મોટામાં મોટી છે; ઘણાં બધાં પુસ્તકો છે. એ વખતના આચાર્યશ્રીએ ખાસ રસ દાખવીને ગ્રંથપાલને આગવી ગ્રંથાલયસૂઝ આપી છે. બહુ સારો વહીવટ છે. વાચકો વધુ પુસ્તકો વાંચે, પુસ્તકો જુએ, નોટિસબોર્ડમાં નવાં પુસ્તકોની યાદી, રેપર વગેરે જુએ, વિષયલક્ષી પ્રકરણોનાં પુસ્તકો વિષે વાંચે તેવો આગ્રહ રખાતો હતો. સ્વ. આચાર્યશ્રી લાઈબ્રેરીના કામકાજમાં ખાસ ધ્યાન આપતા હતા. કોઈ અશબ્દ ન બોલે, કોઈ તોફાન ન કરે, કોઈ અવ્યવસ્થા ન સર્જાય, પુસ્તકો વ્યવસ્થિત ગોઠવીને રખાય તેવું વિદ્યાર્થીઓને તથા મને કહ્યા કરતા હતા.

મને 'ડૉક્ટરની ખુરશીનું સ્થાન' ગણાવતા હતા. ડૉક્ટર જેવો નમ્ર અને પ્રેમાળ સ્વભાવ લાઈબ્રેરિયનનો હોવો જોઈએ. ડૉક્ટર દર્દીની નાડી, તેનો ભાવ :

જોઈને દર્દનું નિદાન કરી લેતા હોય છે, તેમ વાચકોની વાંચનની નાડ (પરખ) કરી લેતાં શીખવું પડે. તેનો વાંચનનો ભાવ (રુચિ) કેવા પ્રકારની છે તે જાણી લેવું પડે, તો જ પસંદગીનાં પુસ્તકો વાચકો વાંચી શકે.

સ્વભાવ પોલીસવાળા જેવો ગરમ તેજ, ગુસ્સાવાળો, કડક કદાપિ ન જોઈએ. વાચકોને લાઈબ્રેરીમાં આવવું ગમે, વાંચવા બેસવું ગમે, કબાટોમાં કે ઘોડા પર યોગ્ય પુસ્તકો મરજી પ્રમાણે જાતે જોઈ શકે તેવો માર્ગદર્શક (ગાઈડ) બની મર્મભાષી સ્વભાવ રાખે તે ગ્રંથપાલ જ વધુ વાચકોનો પ્રેમ સંપાદન કરી શકે છે.

**મલખમનો લાકડાનો થાંભલો :**

આ થાંભલો ગોળ-લિસ્સો હતો. તેને દિવેલ લગાડવામાં આવતું હતું. સાંજે વ્યાયામમાં તેનો ઉપયોગ ન જણાય ત્યારે તેને કંતાનની કોથળી બનાવીને પહેરાવી દેવાતી હતી. થાંભલાને કોઈ નખ ન મારે કે ખરબચડો ન કરી નાખે તેનું ધ્યાન રાખવાનું ખાસ કહેતા હતા. તેઓ સાચી ચીવટના ચોકીદાર હતા.

**ખેતીવાડી ફાર્મ :**

એમાં બે મોટા પતરાવાળા ઓરડા. સ્વ. નાથાભાઈ ખેતીવાડીનાં ઓજારો, ખાતર, બિયારણ ન પલળી જાય તે માટે ચોમાસામાં આ ઓરડામાં મુકાવી દેતા હતા. એક વખતે ત્યાં ચીકુ, લિંબુ જામફળ, બોર, મેંદી, કાકડી, દૂધી, ગલકાં, ભીંડો, ગવાર વાવતા હતા. તેવા સ્થળે હાલ નીલગીરીનાં મોટાં વૃક્ષો છે.

ગાડું છે, પણ બળદ નથી. પણ-બળદગાડું કહેવાય તેવું ગાડું ખેતીવાડી ફાર્મમાં છે. ખેતીવાડી ફાર્મમાં ખેતીવિષયક મુલાકાત લેવા અવારનવાર આવતા તે વખતે તેમને બેસવા માટે એક ખાસ લાકડાની ખુરસી રાખતા.

**નાસ્તાવિભાગ :**

લારીઓમાં વેચાતા ખુલ્લા પદાર્થો ખાવા જોઈએ નહિ. બજારમાં, હલકી ગુણવત્તાવાળો, વાસી નાસ્તો વેચાતો હોય છે. વિદ્યાર્થીઓએ આવા નાસ્તા ન ખવાય. એ આરોગ્યને નુકસાન કરે છે તેવો સ્વ. સાહેબને ખ્યાલ રહેતો. ઘણા વિદ્યાર્થીઓ ઘેરથી નાસ્તાના ડબા લાવીને નાસ્તો કરતા હોય છે. ઘણા નાસ્તો લાવતા પણ નથી હોતા.

હળવો નાસ્તો બહારથી, ગમે ત્યાંથી ન લેતાં શાળામાંથી વ્યવસ્થા થાય તેવું ઈચ્છતા હતા. તે વખતે ''નહિ નફો નહિ નુકસાન''ના હેતુથી ''નાસ્તા વિભાગ'' કબાટ બનાવેલું. તેમાં સીંગ-ચણા-વઘારેલા મમરા-પારલેનાં બિસ્કિટ જેવી ખાદ્ય વસ્તુઓ રાખવામાં આવતી. ઉત્સાહી વિદ્યાર્થી એનો વહીવટ કરતા હતા.

રિસેસમાં પ્રાર્થનાભૂમિ પાસે, લૉબીમાં બેસીને વેચાણ કરતા હતા. ઘણા વિદ્યાર્થીઓ આ ''નાસ્તાવિભાગ''માંથી નાસ્તો લેવા આવતા હતા તેની મને યાદ છે.

## ખેલાડીઓને રમવા દેજો :

વ્યાયામમાં હોશિયાર હોય, મલખમના દાવ બેઝીમના દાવ, વૉલીબોલ ભાલાફેંક, બરછીફેંક, ગોળાફેંક, ડીસફેંક, રીંગફેંક, ક્રિકેટનાં સાધનો હોકીઓ વગેરે શારીરિક શિક્ષણનાં અગત્યનાં સાધનો હતાં.

આવી રમતોના સારા ખેલાડીઓ આ શાળાની ખાસ દેન ગણાતી. અમદાવાદ જિલ્લાની હરીફાઈઓ, રાજ્ય કક્ષાની હરીફાઈઓ વગેરે હાઈસ્કૂલના રમતના મોટા મેદાનમાં (હાઈવેની બાજુમાં) થતી. ત્યાં મંડપો બંધાતા, પાણીની વ્યવસ્થા થતી. બહારના હરીફો, ખેલાડીઓ, તેમની શાળાને સ્પર્ધામાં લઈને આવતા હતા. આમ રમતગમત માટે બાવળા આ.કે. વિદ્યામંદિરનું સ્થાન તેમના સમયગાળામાં આગવું હતું.

આવા ખેલાડીઓને સતત તાલીમ મળતી રહે તેવા પ્રયત્નો થતા. આવા ખેલાડીઓને શાળા શરૂ થાય તે પહેલાં તથા શાળા છૂટ્યા પછી પણ રમાડી શકાય તેવી સગવડ કરી આપતા હતા. વ્યક્તિગત કે ગ્રૂપમાં વિદ્યાર્થી ખેલાડીઓ રોકાતા હતા.

મારા પિતાજી સ્વ. માવજીભાઈને વ્યાયામના રૂમમાં મૂકેલાં રમતનાં સાધનો ગણીને બતાવી રાખેલાં અને વ્યાયામ શિક્ષક તથા વિદ્યાર્થીઓને પણ આ બાબતની જાણ કરવામાં આવેલી હતી.

વ્યક્તિગત કે ગ્રૂપનો સભ્ય તે સાધન ગણીને, નોંધીને નોટમાં નોંધ કરી લેતો હતો. રમીને તે જ્યારે પણ પરત આપવા આવે ત્યારે તે ગણીને જમા લઈ લેવા માટે કહેતા હતા. લેનાર તથા પરત લેનારની સહીઓ કરીને તારીખ સમયની નોંધ કરાવાતી હતી. જેથી કોણે કોણે કયા સાધનોનો ઉપયોગ કર્યો છે. કયા વિષયમાં ને કઈ રમતમાં વિદ્યાર્થી રસ લે છે તે જાણી લેવાતું હતું તેવું મને યાદ છે. આવા સ્વ. નાથાભાઈસાહેબ વખતે વ્યાયામક્ષેત્રે શાળા મોખરે હતી.

## આનંદમેળો :

સ્વ. નાથાભાઈ દેસાઈસાહેબના તે વખતના વર્ષોમાં ''આનંદમેળો'' ભરાતો હતો.

આ કે. વિદ્યામંદિર, બાવળાની આ સ્કૂલમાં વિશાળ મેદાન છે. ઉપરાંત રમતગમત માટેનું મોટું મેદાન હાઈવેની બાજુમાં શાળાની સામેની બાજુમાં આદ્રોડા ચોકડી પાસે આવેલું છે. ઘણીવાર ત્યાં પણ આનંદમેળો ભરાતો હતો. જેમાં ચગડોળ વગેરે મોટી આઈટમો ત્યાં રહેતી હતી.

શાળાના આ કમ્પાઉન્ડમાં જનમાષ્ટમીનો મેળો ભરાતો તેને આનંદમેળો પણ કહેતા હતા. આ મેળાની વિશેષતા વિષે જાણી લઈએ.

શાળાના દરેક વર્ગોમાં આની જાણ કરવામાં આવતી હતી. વિદ્યાર્થીની મૌલિક શક્તિનો વિકાસ, આગવી સૂઝ અને રચનાત્મક પ્રવૃત્તિ પ્રત્યેનો તેમનો લગાવનો ખાસ ખ્યાલ રાખવામાં આવતો હતો.

અલગઅલગ બુદ્ધિસ્તરના વિદ્યાર્થીઓ શિક્ષકોના માર્ગદર્શન હેઠળ પ્રવૃત્તિઓમાં જોડાતા હતા. જાતે પ્રોજેક્ટ, સ્ટોલ, રંગોળી તૈયાર કરતા હતા. જરૂર પડે શિક્ષકની સલાહ લઈ વધુ સારું કેમ થઈ શકે તેવું વિચારી લેતા હતા.

''વેસ્ટમાંથી બેસ્ટ''ની ભાવના રહેતી હતી. જુદાં જુદાં રંગો બનાવવા માટે, રંગોળી સજાવવા માટે રાત્રે કે દિવસે અનુકૂળતા મુજબ ઈંટોને વાટી નાંખતા લાલ પાવડર તૈયાર કરી દેતા. રેતીનો ઉપયોગ કરતા, તેને હળદરથી રંગી દેતા હતા. રાઈ, ઘઉં, અનાજ ચોખા વગેરેનો ઉપયોગ કરી લેતા હતા. જુદાં જુદાં પાંદડાંનો ઉપયોગ કરતા હતાં. કાચ પણ ખાંડી લેતા હતા. બંગડીઓના વિવિધ કલરના તૂટેલા કાચના ટુકડાની પણ ડિઝાઈન કરતા હતા.

### સ્વ. નાથાભાઈસાહેબ અને બેટરી

સ્વ. નાથાભાઈસાહેબ છેલ્લે શાળાની તેમની ઑફિસને જ ઘર માનેલું. તેમાં જીવનજરૂરિયાતની નાનીમોટી ચીજો તેમની પાસે રાખતા હતા.

રાત્રિ દરમ્યાન ઉનાળામાં ઑફિસની સામે જ ખુલ્લા મેદાનમાં ખાટલો ઢાળીને શાંતિથી ઊંઘી જતા હતા. ત્રણ સેલવાળી એવરરેડી બેટરી તૈયાર રાખતા હતા. એને પોતાના ખાટલા પાસે મૂકી રાખતા હતા.

રાત્રિ દરમિયાન કોઈ કૂતરાનો ભસવાનો અવાજ આવે તે દિશામાં જાગીને પ્રકાશ ફેંકતા. ઘણીવાર તો પોતે પણ બેટરી લઈને ઑફિસની આજુબાજુ મેદાનમાં આંટો મારી લેતા મેં એમને જોયા હતા.

જ્યારે જ્યારે પાવરનો પ્રકાશ ઓછો થઈ જતો લાગે તો નવા પાવર મંગાવી રાખતા હતા. રાત્રિના સમયમાં બેટરી તો ખાસ પોતાની પાસે હાથવગી રાખતા હતા.

મારાં પિતાજી સ્વ. માવજીભાઈ પગીને પણ એક એવી જ બેટરી લઈ આપી હતી. મારા પિતાજી પણ રાત્રે અંધારામાં બેટરી લઈને શાળાની આજુબાજુ વેરાન જગ્યાએ જ્યાં કૂતરાઓ ભસતાં હોય અને ચોરનો ભય જણાતો હોય તેવી જગ્યાએ લાકડીને બેટરી લઈને એકલા આંટો મારી આવતા હતા.

દિવસે મારા પિતાજી અને સ્વ. સાહેબ વાતો કરતા હોય કે માવજીભાઈ આજે કૂતરાં આ તરફ બહુ જ ભસતાં હતાં. હું જાગતો હતો. આમ રાત્રિની ચોકીની ખાતરી આડકતરી તરીકે કરી લેવાનું ચૂકતા નહોતા.

## શિક્ષકોને શું કહેતા હતા ?

શિક્ષકને પોતાના વિષય ઉપરાંત અન્ય વિષયોની તથા જનરલ નોલેજની અદ્યતન માહિતીથી વાકેફ રહેવું જોઈએ તેવો આગ્રહ રાખતા હતા.

દા. ત. વિજ્ઞાન વિષય માટે પાઠ ઉપરાંત વિજ્ઞાનમાં નવી કોઈ શોધખોળ થઈ હોય તો તેની માહિતી શિક્ષકે સામયિકોમાંથી વાંચવી પડે. વિજ્ઞાનદર્શન, વિજ્ઞાનપ્રગતિ, સાયન્સ ટુ-ડે, સફારી જેવા અંકોનો અભ્યાસ પોતે કરી લેવો પડે.

લાઈબ્રેરી તે વખતે આમાંથી જેટલાં સામયિકો લાઈબ્રેરી માટે આવતાં તેમાંથી પોતે લઈને વાંચી જતા હતા. ત્યારબાદ કયા અંકમાં કયા ધોરણને લગતી કઈ ઉપયોગી માહિતી આવી છે તે વાંચીને વિષયશિક્ષકે તે એક લાઈબ્રેરીમાંથી મેળવીને વાંચ્યો છે કે કેમ તેવું જાણી લેતા હતા અને શિક્ષક સાથે તે વિષય બાબત ચર્ચા કરી લેતા હતા. આ તેઓની વિષયની આગવી સૂઝ હતી.

કેટલાંક ખાસ પુસ્તકો તેમના ટેબલ ઉપર ગોઠવીને મૂકેલાં રાખતા હતા. તે આ પ્રમાણે હતાં :

(૧) સાર્થ ગુજરાતી જોડણીકોશ
(૨) ભગવદ્‌ગોમંડળ ભાગ : ૧થી ૯ (હાલ બધા જીર્ણ હાલતમાં છે)
(૩) જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણી : તમામ ભાગ સાચવીને રાખતા, જેમાં જુદી જુદી વિદ્યાશાખા પ્રમાણે રહેતા.
(૪) જ્ઞાનકૌશલ્ય પ્રકાશનશ્રેણી : કેટલીક પુસ્તિકાઓ હાલ લાઈબ્રેરીમાં સચવાયેલી છે. જે ઉપયોગી વિષયોની માહિતી વાચકોને પૂરી પાડે છે. આ પુસ્તિકા : રમ્યભૂમિ ગુજરાત-૧૩ લેખની ભેટ. પ્રથમ આવૃત્તિ : (રતિલાલ સાં. નાયક) જન/૩૪૧૨ (જે પુસ્તિકા ઉપર સાહેબે પોતાની સહી કરેલી છે) ૧૩, સ્નેહકુંજ, એકસાઇઝ ચોકી, આંબાવાડી, અમદાવાદ-૬
વર્ષ : ૧૯૬૨ કિંમત પચાસ નયા પૈસા.

(૫) પરિચય ટ્રસ્ટ : સંપા, વાડીલાલ ડગલીની પુસ્તિકાઓનું લવાજમ ભરવામાં આવતું હતું. આવી પુસ્તિકાઓ પણ ઘણી સચવાયેલી છે.

(૬) ભારતની એકતાનાં વિવિધ પાસાં : પુસ્તિકા, પબ્લિકેશન્સ ડિવિઝન : મિનિસ્ટ્રી ઑફ ઈન્ફર્મેશન એન્ડ બ્રોડકાસ્ટિંગ : ભારત સરકાર તા.૨૬-૩-૬૫. (આકાશવાણીએ પ્રસારિત કરેલ આઠ વાર્તાલાપો આ પુસ્તિકામાં છે. ચીની આક્રમણ પહેલાં આ વાર્તાલાપો અપાયા હતા. નં. ૨૪૧).

**શ્રમદાન :**

સ્વ. નાથાભાઈ એન. દેસાઈસાહેબ શ્રમને ખાસ મહત્ત્વ આપતા હતા. તેમના સમયગાળા દરમ્યાન શાળાના મુખ્ય પ્રવેશ દ્વારા પાસે મોટા ત્રણ માળના રૂમોનું નિર્માણ થયેલું. આ રૂમો બધા રૂમો કરતાં વિશેષ હતા.

કાલાં-કપાસની સિઝન તે વખતે પ્રચલિત હતી. કાલાં ફોલવાનો ભાવ એક કે બે રૂપિયા જેટલો રહેતો હતો. તેનાં ઠાલિયાંનો ભાગ અલગ થતો તથા તેમાંથી નીકળતા ગાંગડાનો ભાવ પણ અલગ રહેતો હતો. તે ભરવાડ લોકો ગાયોને ખવડાવવા માટે લઈ જતા હતા. માત્ર કપાસ જ જીનમાં જોખીને જમા કરાવવાનો થતો હતો.

આમાંથી એક ઓરડાનું જ્યારે ધાબું ભરવાનું થયું ત્યારે વિદ્યાર્થીઓ માટે શાળામાં ખાસ ટ્રક ભરીને - જોખીને પાસેના સહકારી પ્રેસમાંથી તથા કોદાળિયા જીનમાંથી કાલાં લાવેલા. તે કાલાંનું શ્રમકાર્ય વિદ્યાર્થીઓ પાસેથી ઈતર પ્રવૃત્તિ ગણીને લેવામાં આવેલું.''

કાલાં વિદ્યાર્થીઓ દ્વારા ફોલાવવામાં આવેલાં અને તેમાંથી જે આવક થઈ તેમાંથી ધાબાનું કામ કરવામાં આવેલું. જાતે તબકડાં લઈને ધાબું ભરવામાં મોટા વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો.

આ પ્રસંગ સ્વ. નાથાભાઈ એન. દેસાઈ ''શ્રમ-દાન'' તરીકે ગણાવતા હતા. આ પ્રસંગ ''ઈંગ્લિશ મીડિયમ સ્કૂલ''ના ઉદ્‌ઘાટન સમારંભ દરમ્યાન શાળાને તે વખતે શ્રી ભાલચંદ્રભાઈ જોઈતારામભાઈ પટેલ સાથે ભણતા વિદ્યાર્થી કનુભાઈ પટેલે આ પ્રસંગ કહ્યો હતો. તે આજના આળસુ વિદ્યાર્થીઓને સમજવા જેવી વાત છે.

''જીવનમાં શ્રમનું મહત્ત્વ હોવું જોઈએ.''

**શૈક્ષણિક ફિલ્મો, માહિતી ખાતાની ફિલ્મો તથા અન્ય ઐતિહાસિક ફિલ્મોનો આનંદ માણો :**

અભ્યાસલક્ષી ફિલ્મો વર્ગખંડના વિદ્યાર્થીઓને બેસાડીને અલગ રૂમમાં દર્શાવાતી હતી. આ ફિલ્મો-સ્લાઇડો દ્વારા પાઠ્ય-પુસ્તકોના પાઠોને પુષ્ટિ મળતી હતી. બ્લેકબોર્ડમાં ચિત્ર-આકૃતિ દ્વારા જે સમજ અપાતી તેનાથી વધુ માહિતી આવી ફિલ્મસ્ટ્રીપો, સ્લાઇડો દ્વારા વિદ્યાર્થીઓને શૈક્ષણિક મનોરંજન આપતી હતી.

ઇતિહાસ અંગે ''માલવપતિમુંજ, શેઠ સગાળશા, નરસિંહ મહેતા, ગ્રામનિવાસ, રામાયણ, મહાભારત, રાણકદેવી જેવી ફિલ્મો દર્શાવાતી. ઉપરાંત સામાજિક હેતુલક્ષી પણ હોય. દોસ્તી, સંત જ્ઞાનેશ્વર, રાણા પ્રતાપ, મેંદી રંગ લાગ્યો જેવી ફિલ્મો બનાવવામાં આવતી હતી.''

અમદાવાદમાં ''આર. તોલાટ''માં આવી ફિલ્મો મળતી હતી. અઠવાડિયે કે પંદર દિવસે એકવાર આવી ફિલ્મોની આપ-લે કરવા મોટી થેલીઓ લઈને જવાનું થતું હતું. શરૂઆતમાં સાહેબ સ્કૂલના લેટરપેડ ઉપર કઈ ફિલ્મો પાછી આપી, કેટલા રોલ હતા તે ગણીને પટ્ટીઓ ક્રમ પ્રમાણે રીલમાં વીંટીને વ્યવસ્થિત ત્યાં મોકલવામાં ખાસ ધ્યાન આપતા, અને હવે પંદર કઈ સારી જોવા લાયક ફિલ્મ છે તેની માહિતી મોકલવાનું કહેતા અને સારી હેતુલક્ષી ફિલ્મ લાવવાનું કહેતા હતા. ત્યાં ''બાલાભાઈ'' નામની વ્યક્તિને મળવાનું કહેતા હતા. તે વ્યક્તિ આટલા વર્ષો પછી પણ વૃદ્ધાવસ્થામાં પણ આર. તોલાટમાં હાલ છે. પછી તો લાવવાનું નામ પડે એટલે નાથાભાઈ દેસાઈસાહેબે મનુભાઈને મોકલ્યા છે તેવું જાણી લેતા હતા. પછી લખાણની પણ શી જરૂર હોય. માત્ર સાહેબના નામથી જ જે ફિલ્મો જોઈએ તે લઈ જજો એવું કહેતા હતા.

આવી ફિલ્મો દર્શાવવા પાણીની મોટી ટાંકી, ઑફિસ નં-૧ બારીની બહાર ફિલ્મો દર્શાવવાના પડદા પણ દિવાલમાં બનાવવામાં આવેલા. લાઇટના પોઇન્ટ પણ ત્યાં લગાવેલાં, હાલ પણ છે. પણ પરદા હાલ ત્યાં નથી.

માત્ર મહિને ૨ રૂપિયા (બે રૂપિયા)ના દરથી રાત્રે ફિલ્મો દર્શાવી પાસ આપવાની પ્રથા હતા. રાત્રે સ્કૂલમાં ફિલ્મ જોવાનો આનંદ કંઈ ઓર જ રહેતો હતો.

**તોલમાપ વિષે તથા એની ઉપયોગિતાના ખ્યાલો :**

સ્વ. નાથાભાઈસાહેબ જ્યારે જ્યારે વર્ષને અંતે પસ્તીનો નિકાલ કરતા તે વખતે જુદાજુદા પસ્તીવાળા આવતા. ભાવ-તાલ નક્કી કરતા અને જેનો ભાવ યોગ્ય ને વ્યવસ્થિત તોલ હોય તેને પસ્તી આપવા માટે તારીખ-સમય વિષે કહેતા

હતા. પસ્તી ભરવાના તથા બાંધવા માટેની સૂતળી-કોથળા તમે લઈને આવજો તેવું કહેતા હતા. પ્રાર્થનાભૂમિના સ્ટેજ પાસે પસ્તી તૈયાર રાખવાનું કહેતા. ખેતીવાડી ફાર્મમાંથી તોલવાનો મોટો કાંટો-વગેરે મંગાવી રાખતા. એક તરફ પસ્તી, એક તરફ વજન કાંટો તૈયાર. એક તરફ પસ્તીવાળો, બીજી તરફ પટાવાળાઓ. કાંટા પાસે સાહેબ ખુરશી નાખીને બેસી જતા હતા. પસ્તીનો પ્રકાર, કેવા પ્રકારની પસ્તી છે તેનું નિરીક્ષણ, આપતાં પહેલાં કરી લેતા હતા. બીજું, કે તે નકામાં પાઠ્ય-પુસત્કો કે કોઈ અન્ય પુસ્તક નકામું જણાય તો જાતે ચકાસી જોતા હતા. સારું ને ઉપયોગી લાગે તો જુદું કરાવી દેતા. બુક બાઇન્ડિંગ કરાવીને ચાલી શકે તેમ છે તેવું કરી દેતા.

જૂનાં પાઠ્ય-પુસ્તકો હોય અને તે ચાલુ પાઠ્ય-પુસ્તકના સંદર્ભમાં મુદ્દાઓ લાગતા હોય તો તેની નોંધ કરી લેતા અને તેવાં પાઠ્ય-પુસ્તકો શિક્ષકો સંદર્ભ ગ્રંથ તરીકે ઉપયોગ કરે તેવું કહેતા હતા.

પસ્તીનો તોલ કરતાં પૂર્વે જાતે બંને પલ્લાને ચેક કરી લેતા. ૫ કિ.ગ્રા., ૧૦ કિ.ગ્રા., ૨૦ કિ ગ્રા. તથા નાના મોટા તોલમાપના કાટલા પાસે રાખીને બરાબર તોલ થાય, કોઈ વધઘટ ન થાય તેનો આગ્રહ રાખતા હતા. વધારે પસ્તી ટ્રક ભરાય કે ટેમ્પો ભરવો પડે તેવું લાગે તો સ્કૂલની પાછળની ''સિદ્ધેશ્વર રાઈસ મિલમાં વજન કરાવી લેવડાવતા હતા.''

વર્ષોની ઉત્તરવહીઓ, જૂનાં છાપાઓ, જૂના અભ્યાસક્રમનાં બદલાયેલાં પાઠ્યપુસ્તકો જો હોય તો, કે અન્ય નકામી કોઈપણ વસ્તુ કે પસ્તીનો જ્યારે જ્યારે નિકાલ કરવામાં આવતો ત્યારે સાહેબ કોઈના પર આધાર કે વિશ્વાસ ન રાખતા. સ્કૂલના હિતમાં સાચું ને યોગ્ય જણાય તેવા જ વિચાર અમલમાં મૂકતા હતા.

ઉપયોગી ને કામની વસ્તુ જો રિપેરિંગ કરીને ચાલી શકે તેમ જણાય તો રિપેરિંગ પણ કરાવી લેતા હતા. દા. ત. તૂટેલી ખુરસીઓ, તૂટેલ બેન્ચ, કોઈ કબાટના નકૂચા કે કાચ ફૂટી ગયેલો લાગે તો વેકેશન દરમિયાન બધાં કામ ભેગાં કરીને આ સમયમાં રિપેરિંગ કરાવી રાખતા હતા. બ્લેકબોર્ડ વર્ગોમાં જઈ જાતે ચેક કરી લેતા હતા. જે બોર્ડમાં લખવામાં મુશ્કેલી લાગે કે ડાઘા પડી ગયા હોય, ઝાંખા પડી ગયેલાં લાગે તો તે વર્ગને નોંધી લેતા હતા અને તેને બ્લેક કલરથી રંગી લેવામાં આવતું હતું.

શાળામાં કઈ કઈ વસ્તુઓ ઉપયોગમાં આવશે અને તેની ઉપયોગિતા વિષે સતત ધ્યાન આપતા હતા. આવી આગવી સૂઝ ધરાવતા હતા. દરેક શાળાઓમાં

આવી વિચારસરણીવાળા જો આચાર્યો હોય તો જ આ.કે. વિદ્યામંદિર જેવી નામના મેળવી શકે છે.

**પ્રિન્ટિંગ પ્રેસ :**

બાવળામાં એક જાણીતો ગોપાલ પ્રિન્ટિંગ પ્રેસ. એ જૈન દેરાસરના સામેના ખાંચામાં આવેલો છે. પ્રેસના માલિક શ્રી રસિકભાઈ આત્મારામભાઈ પટેલ.

શ્રી રસિકભાઈ, એન. એન. દેસાઈ આચાર્ય તરીકે શાળામાં નહોતા તે અગાઉ અહીં ભણી ચૂકેલા હતા. એક ભૂતપૂર્વ વિદ્યાર્થી જ્યારે પોતાનો પ્રિન્ટિંગ પ્રેસ ચલાવતો હોય તો તેને પણ માર્ગદર્શન મારે આપવું જોઈએ તેવું પોતે માનતા હતા.

શ્રી રસિકભાઈ પટેલ મેલડીમાતાના ચોકમાં રહેતા હતા. તેમની બાજુમાં સ્વ. નાથાભાઈસાહેબનાં બહેન જીવકોરબહેન રહેતાં હતાં. તેથી અવારનવાર સાહેબ સાથે પ્રિન્ટિંગ પ્રેસ બાબતની વાતો કરતા હતા.

શ્રી રસિકભાઈના કહેવા મુજબ તેઓએ તેમનો ''ગોપાલ પ્રિન્ટિંગ પ્રેસ'' ૧૯૬૪માં સ્થાપ્યો, ત્યારે શાળામાં રાત્રિઅભ્યાસગૃહની વ્યવસ્થા હતી. સાહેબ રસિકભાઈને કહેતા કે, તારા પ્રેસનાં ગુજરાતી ભાષા-શુદ્ધિ, જોડણી તથા તેના પ્રૂફરીડિંગ વખતે મારો સંપર્ક કરજે. રાત્રિ અભ્યાસગૃહમાં મારી પાસે આવી જવું. હું તને પ્રૂફરીડિંગ કરી આપીશ.

રસિકભાઈ અવારનવાર સ્વ. દેસાઈસાહેબ પાસે પ્રૂફરીડિંગ કરાવવા આવતા હતા. આજે આટલાં વર્ષો પછી પણ રસિકભાઈએ પોતાના પ્રેસમાં બેસીને આ પ્રસંગ કહ્યો હતો. તે પ્રસંગ સાહેબની સ્મૃતિમાં એક વધુ ઉમેરો કરી જાય છે.

**જીવકોરબહેન અને ભાઈનો સ્નેહ :**

સ્વ. નાથાભાઈ દેસાઈસાહેબનાં એક બહેન જીવકોરને હું જાણતો હતો. આ જીવકોરબહેનનો સ્વભાવ પણ મૃદુ ને ઘણો જ પ્રેમાળ હતો. સાહેબ છેલ્લા કેટલાક મહિનાઓ ''શાળા મારું ઘર'' માનીને રહ્યા તે દરમ્યાન ટિફિન જીવકોરબહેનને ત્યાંથી આવતું હતું. મેલડીમાતાના ચોક સામે તે બહેન રહેતાં.

આ ટિફિન પણ હું લેવા જતો હતો. ઘણીવાર મારે વહેલુંમોડું થઈ જતું તો મને જીવકોરબહેન વઢતાં હતાં કે નાથાભાઈસાહેબને રસોઈ તો ગરમાગરમ જ જમવાની હોય, તેથી જરા પણ મોડું ન ચાલે. સાહેબને કહેજે કે ટિફિન ઑફિસમાં પહોંચ કે તરત જ જમી લે. નહિતર રસોઈ ઠંડી થઈ જશે. હું સાહેબને ટેબલ પર ટિફિન, ડીસ, વાટકી, ચમચી, પાણીના ગ્લાસ વગેરે તૈયાર કરી દેતો અને

સાહેબને જમી લેવાનું કહી દેતો. સાહેબ જમી લેતા, પછી ટિફિન તો પટાવાળા પાસે ધોવડાવી લેતા હતા. પણ હું તે જમતા ત્યારે ખાસ બાજુની ખુરશીમાં બેસી રહેતો હતો. સાહેબ મને તેની પાસે બેસવાનું કહેતા હતા. ટિફિનમાં કેટલું જમ્યા, શું ન ખાધું, કેટલી રોટલી ખાધી તેવું જીવકોરબહેન મને પૂછતાં. ક્યારેક ક્યારેક શાળામાં સાહેબ પાસે આવીને ભાઈને (સાહેબને) જમવા બાબતની ખાતરી કરીને કહેતાં કે જમવામાં કોઈ તકલીફ હોય, ખોરાકમાં સુધારો વધારો કરવા જેવો લાગે તેની તકેદારી રાખતાં હતાં. પ્રેમથી સાહેબ જમતા. પ્રેમથી જીવકોર બહેન ટિફિન બનાવી દેતાં, સગડીથી તાજી ઊતરતી ભાખરી કે રોટલી કે શાક ટિફિનમાં ભરાવીને મોકલતાં. થોડીવાર હોય તો હું બેસીને રાહ જોતો. આવાં પ્રેમાળ બહેન હોય તો ભાઈના આયુષ્યનાં વર્ષો વધી જાય છે.

સાહેબ ભલા, નમ્ર-પુણ્યશાળી ને ઉત્તમ આત્મા હતા. નાથાભાઈસાહેબને ખરા અંતઃકરણથી–પ્રેમથી જમાડતાં હતાં તેવાં જીવકોરબહેનને કેમ આ સમયે ભુલાય ?

**રાત્રિઅભ્યાસગૃહ :**

આર્થિક રીતે નબળા તથા જે વિદ્યાર્થીને ઘેર લાઇટની કે વાંચવાની કોઈ તકલીફ હોય તેવા વિદ્યાર્થીઓ માટે તેઓ સદા ચિંતિત રહતા હતા. એકવાર તેમની ઑફિસમાં શાળા છૂટ્યા પછી કેટલાક શિક્ષકોને બોલાવીને એક મિટિંગ કરેલી જેમાં જુદા જુદા વિષયોના શિક્ષકો હતા.

બીજા દિવસે મને સવારે દૂધ પીતાં પીતાં વાત કરી : ''રાત્રિ અભ્યાસગૃહમાં છોકરાઓ ભણવા માટે આવશે. તને પણ કંઈ ન આવડતું હોય તો આવજે. ખાસ કરીને ગણિત-વિજ્ઞાનને અંગ્રેજી જેવા વિષયોના શિક્ષકો પોતે રાત્રે એકાદ કલાક આવીને ભણાવી જતા હતા.''

''રાત્રિઅભ્યાસગૃહ હાલના વાચનાલય ખંડની ઉપરની ''પ્રયોગશાળા રૂમ''માં રાખતા. મોટો રૂમ હોવાથી વિદ્યાર્થીઓ પોતે સૂઈ શકે અને પોતાનો બિસ્તરો વીંટાળીને બાંધીને ત્યાં પ્રયોગશાળામાં મૂકી દેતા હતા.''

**શિક્ષકો માટે તથા વિદ્યાર્થીઓને રાત્રે પાણી પીવા માટે એક માટલી લાવવાના મને પૈસા આપેલા. તે માટલી ભરવાની મને જવાબદારી સોંપેલી. મને મહિને ૩૦ (ત્રીસ) રૂપિયા તે પેટે પોતે આપતા હતા. હું પૈસા લેવાની ના પાડું, તો કહેતા કે, ''તારે નોટો-પેન્સિલો વગેરે લાવવા માટે કામ આવશે, તારા પિતાજીને એટલો ઓછો ખર્ચ થાય માટે તું લઈ લે.''**

મને પણ મોડે સુધી વાંચવા માટે ત્યાં બેસાડી દેતા. હું વાંચીને ''પુસ્તકાલય'' ખંડમાં સૂઈ જતો. મને કહેતા કે, 'વહેલા જાગી જજે, પ્રયોગશાળા રૂમ બંધ કરી દેજે.' કારણ કે, વાંચીને વિદ્યાર્થીઓ વહેલા પોતાના ઘેર જતા રહેતા હતા. સાહેબ પોતે ઑફિસમાં પણ મોડે સુધી જાગતા ને વાચન-લેખન કરતા હતા. અવારનવાર રાત્રિ દરમિયાન છોકરાઓ શું વાંચે છે, લખે છે તેવું જાણવા માટે પ્રયોગશાળામાં પોતે આંટાફેરા મારતા રહેતા હતા.

હું, પુસ્તકાલયમાં સૂતો હોય ત્યારે ''આગળની બારી ખુલ્લી રાખજે, જેથી મારે તને જગાડવા બૂમ ન પાડવી પડે'' તેવું કહેતા. ઘણીવાર ગ્લાસ લાઈને ઉપરની સીડીથી ઊતરે, મને બૂમ મારે. ન જાગું તો ગ્લાસનું પાણી મારા મોં ઉપર નાંખીને જગાડી દેતા હતા. ચાર સેલની એવરરેડી બેટરી રાખતા. બેટરી કરીને પણ ક્યારેક જગાડતા. આમ સૌને ભણવા માટે સતત જાગૃત રાખતા અને રખાવતા હતા.

**દૂરબીન :**

પ્રવાસ વખતે પણ દૂરબીન સાથે લઈ જવાનો આગ્રહ રાખતા હતા. પ્રવાસે જનારે ખાસ દૂરબીન લઈ જવું જોઈએ તેવું કહેતા હતા. દૂરની વસ્તુ વિદ્યાર્થીઓને નજીકથી જોવડાવતા. વિદ્યાર્થીઓ પ્રવાસમાં ખુશ થઈ જતા હતા.

**સાઈકલ :**

ઑફિસના કામકાજ માટે સાઈકલનો સૌ કોઈ ઉપયોગ કરી શકતા હતા; ચાવી ઑફિસમાં રાખતા હતા.

માનદ ગ્રંથપાલ,
આ. કે. વિદ્યામંદિર - બાવળા

## ૭.

## નાથાભાઈ નારણદાસ દેસાઈ : આ. કે. વિદ્યામંદિર, બાવળા

મનુભાઈ માવજીભાઈ પગી

(અક્ષર, અક્ષરમાં, આપનું નામ હતું)

ના. – નામ ''નાથાભાઈ''. શિક્ષણક્ષેત્રે આગવું હતું નામ.

થા. – થાક નથી મને, ભણાવવાનું ધ્યેય જ મારું હતું કામ.

ભા. – ભાઈ, ભાગ્ય ચમકાવજો, ઉચ્ચ ડિગ્રી, સાથે તમારું નામ

ઈ. – ''ઈશ્વર-અલ્લાહ'' એક જ છે, પ્રાર્થનામાં પવિત્ર નામ.

ના. – ''નારો લગાવો'', ગુંજે સર્વત્ર બોર્ડમાં તમારું જ નામ.

ર. – રમ્યભૂમિ કેળવણીની, ૧૯૬૧થી ૧૯૭૧માં હતું આપનું નામ.

ણ.(ન) – ''નમ્રતા-શિસ્ત ને એકાગ્રતા શિખવાડ્યાં'' એવા સાહેબનું લઉં હું નામ.

દા. – દાખલા ગણો, પ્રયોગો કરો, ''જ્ઞાન-વિજ્ઞાન'' માં તો આપનું જ નામ.

સ. – સજ્જનોને ''સદ્‌ગુરુની પ્રેરણા'' મળે તેવા જ્ઞાનીમાં હતું આપનું જ નામ.

દે. – ''દેવી સરસ્વતીના વિદ્યાધામ'' જ્ઞાન-ભક્તોને જ્ઞાન-માર્ગના પથ-દર્શકમાં હતું આપનું જ નામ.

સા. – સાનિધ્ય ગમે ને વાણી ગમે. ''દીકરા-દીકરી''નું સંબોધન કરતાંની લાગણીમાં હતું આપનું જ નામ.

ઈ. – ''ઈશ્વરનું સ્મરણ, પ્રાર્થનામાં ચિત્ત-ધ્યાન આપો'', વિદ્યા-ફળશે જરૂરથી એવી જ્ઞાન-વાણીમાં પણ આપનું નામ.''

આ. – આત્મીયતા અમને ગમતી હતી, સાહેબ, આપની !

કે. – કેળવણીનો બાગ કીધો, જ્ઞાનપુષ્પોમાં, મ્હેંક, સાહેબ, આપની !

વિ. – વિદ્યાભણીને નામ ઉજાળ્યું અમે, ગુરુ સેવા કરવી ગમે સાહેબ, આપની !

દ્યા. – ધ્યાન-સિદ્ધિ ભણતર થકી એવી પ્રેરણા સાહેબ, આપની !

મં. – મંદિર કે વિદ્યામંદિર ? પ્રભુપૂજા કે જ્ઞાનપૂજા ? બંને ભક્તિ જ સાચી. મનની અગરબત્તી મેં પેટાવી સાહેબ, આપની.

દિ. – દિલમાં હતી કરુણા ને મનમાં પ્રેમની ભાષા હતી સાહેબ, આપની !

ર. – રમો, ભણો ને પ્રગતિપંથે આગળ વધો, કર્મ-ધર્મનો સથવારો કરતા, પણ પ્રેરણા તો સાહેબ, આપની !

બા. – બાળપણ, ભણતર, જવાનીનું ચણતર. ઉચ્ચ-આદર્શોની ઈમારતો જોતા ‘‘ગુરુ’’ સેવા સાહેબ, આપની.

વ. – વહેલા ઊઠો, પ્રાતઃ સ્મરણ, પ્રભુનું કરો ‘‘દેવી સરસ્વતી પ્રસન્ન થશે’’ એવી પ્રેરક ભાવના સાહેબ, આપની.

લા. – લાખ લાખ દીવડા ઝાંખા પડે શિક્ષણ ભણતર વગરના લોકોના આદર્શ શાળામાં શિક્ષણના કોડિયામાં સદા તેજ ઝળહળતા રહો, ‘નાથાભાઈની શાળા’ કહેતા લોકો. ગુજરાતમાં નામના સાહેબ, આપની.

# પ્રકરણ-૭

# ભાવાંજલિ

## ૧.
## સ્વ. આચાર્ય નાથાભાઈ દેસાઈને

**ઈશ્વરભાઈ પટેલ**
પૂર્વઆચાર્ય, બલોલ-ગાંધીનગર,
સર્વ વિદ્યાલય કેળવણી મંડળ-કડી.

(અનુષ્ટુપ)

અજાત-શત્રુ કહેવાને જીભને કોઈ સ્થાન તો
લાધ્યું માત્ર તમારામાં, ગીતાને જીવતા ઋષિ,
ન કો ભાગ્ય હતું મારું, થવાને શિષ્ય વર્ગનો,
કિંતુ આ જગના વર્ગે સદાના ગુરુ થૈ રહ્યા.

નિર્મળ પ્રેમની ગંગા હાસ્યપૂર્ણ મુખાબ્જથી
અને વૈજ્ઞાનિકી મેધા ગણિતે રમતી સદા,
આંખની નિર્મળી દ્યુતિ, હોઠનો મરકાટ એ
હજારો શિષ્યને માટે આજે યે જીવતાં રહ્યાં

કર્મના વિવિધા ક્ષેત્રે સમાજે શિષ્ય આપના
જીવન્તી આપની સ્મૃતિ ચિરકાળ રમી રહી,
સહ્યું આપે ઘણેરું ને વિષનાં અમૃતો કર્યાં
ધર્યાં તે જગની સામે સદાયે હસતા રહી.

સંસ્થાઓ ગુરુકુલોએ ઊજળા પ્રાણ ધારિયા,
આચાર્ય ગરવા ત્યાં જે સંસ્થારૂપ બની રહ્યા.

## ૨.

## ના. ના. સૌના નાના

ત્રિકમભાઈ પટેલ

ક. પા. વિદ્યાર્થીઆશ્રમ,
સર્વ વિદ્યાલય, કડી
આ બે સંસ્થાઓ, ગુજરાતમાં
કહેવાતી સર્વથી વડી.

કહેવાતું : 'No knowledge without college'
પણ કૉલેજનો રાજમાર્ગ કડી તો જાણીતું
એક સૂત્રથી, 'No study without kadi'

કડી, અમારા ઘડતરમાં, આંતરચેતનામાં,
ગઈ છે જડાઈ. જ્યાં અમારી આકૃતિ ઘડાઈ.
ઘડવૈયા આચાર્ય ના. ના. દેસાઈ.

જોતાં જ એક મૂર્તિ કોરાઈ જાય અંતરમાં
સાદગીથી શોભતા મૂઠી ઊંચેરા માનવની
પથ્થરને ઘડતાં ક્યારેક શિલ્પીયે થાપ ખાઈ જાય.
પથ્થરમાં દેવની મૂર્તિ જોવામાં,
પણ ના. ના. એ ખેતરની માટીથી
ખરડાયેલા ખેડૂતપુત્રને ઓળખવામાં ક્યારે થાપ ખાધી નથી.

ખોળી ખોળીને છાત્રોને આકાર આપ્યા છે.
એટલે તો આજે એમના વિદ્યાર્થીઓ
વિવિધ ક્ષેત્રોમાં વ્યાપ્યા છે.
અગણિત આચાર્યો, શિક્ષકો, પ્રોફેસરો, વકીલો, ડૉક્ટરો
ઇજનેરો, વેપારીઓની એક વણઝાર
ખૂંદે છે ધરતી આ દેશની તેમ પરદેશની.
એ સૌ ગૌરવ લે છે ના. ના. ના વિદ્યાર્થી હોવાનું.
અને કડી આશ્રમ-શાળાના છાત્ર હોવાનું.

આશ્રમ-શાળા હેતથી વરસી પડે
અમ લઘુક શિશુ-શિર પડે.
દ્વારે પ્રવેશતાં જ સૌ માટ હેતનો
હાથ પસારી સ્વાગતે ઊભા હોય ગૃહપતિ.
‘નાના’ના સાંનિધ્યે અમે શીખ્યા :
‘બોલવું માપસર; આચરણમાં અધિક’
કર્તવ્યમાં ન કરો પ્રમાદ.
આ શીખ ધરી જશો જગતમાં
ક્યાંય પાછા નહિ પડો.
પ્રબોધ્યું અમને ના. ના. એ
શું અમારા એ ખરે જ ‘નાના’ હતા,
કે નવા અવતારે ગાંધી ?

## ૩.

## હે ગરવા ગુરુવર્ય,

**રમેશ ત્રિવેદી**
૩૩, રૉયલ વ્યૂ સોસાયટી,
કડી-કરણનગર રોડ, કડી. (ઉ.ગુ.)-૩૮૨૭૧૫

હે નાથાભાઈસાહેબ,
ભલે તમે ધારણ કર્યા ન્હોતાં ભગવાં વસ્ત્ર
કે શિર પર ન્હોતું ભલે કોઈ સુવર્ણ-છત્ર
તોપણ
ધવલ-નિર્મલ ખાદીધારી તમે
અમારા હૃદયસિંહાસને બિરાજતા રાજવી હતા.
(શ્રી નાથાભાઈ એન. દેસાઈ હતા.)
ભીતરથી સાધુ-સંત સાંઈ હતા.
તમે સદા
યુનિફોર્મ/શિસ્તનો દૃઢાગ્રહ રાખતા હતા
ને તેથી સ્તો
સૌ પહેલાં સ્વયં તમે
ચડ્ડી-ખમીસ પ્હેરી સ્કૂલે આવતા હતા
સૌને શિસ્તના મૂક પદાર્થપાઠ પઢાવતા હતા
કહેણી તેવી રહેણીનું આચરણ કરતા હતા તમે
શ્રેષ્ઠ આચાર્યપદને ગૌરવ બક્ષતા હતા તમે
નાથાભાઈસાહેબ,
તમે તો કેવું અઢળક વહાલ વરસાવ્યું હતું,
આચાર્ય-શિક્ષકગણ, વિદ્યાર્થી-સેવક પરિવાર પર !
આજેય સૌની નજરમાં સ્થાન છે તમારું
પ્રેમવારિસભર મેઘ સમ સૌથી ઉપર !
હે ગરવા ગુરુવર્ય,
તમે હતા સાદગીપ્રિય, ઉદારને શાંતચિત્ત

મુખપર સદા પ્રસન્ન-મધુર સ્મિત
હૃદય વિશાળ ગગન સમું, ચહે સૌનું હિત
હા, કદીક માત્ર ને માત્ર
શિસ્તને કારણે જ
નારિકેલફલ સમા કઠોર ભાસતા તમે
પણ ભીતરથી તો અતિ આર્દ્ર હતા તમે,
ફૂલથી ય વિશેષ કોમળ હતા તમે,
હે નાથાભાઈસાહેબ,
સદા પુણ્યસ્મરણ તમારું
ચિત્તમાં રમે
વારંવાર શિર આ આપને નમે !

## ૪.

## એ હવે ક્યાં ?
(પૂ. શ્રી ના.ના. દેસાઈને)

**ભગવત સુથાર**
એ-૧૯, એટલાન્ટા પાર્ક, કડીકરણનગર રોડ,
ગાયત્રી મંદિર પાસે, કડી-૩૮૨૭૧૫ (ઉ.ગુ.)

ઉષા તો આવશે રોજે
પણ ક્યાં એ હશે ઉષા,
ઢળી જે મુજ પર પ્રથમ સ્મિતે ?
શબ્દો તો અનેક બોલાશે
પણ ક્યાં એ હશે શબદ
ગુંજ્યો હવામાં પ્રથમ મિલને ?
પુષ્પો તો ક્યાં ઓછાં ખીલે છે ?
પણ ક્યાં હવે એ પુષ્પ
મળ્યું જે સ્નેહનું પ્રથમ નજરે ?
વસંતો કેટલી આવશે
પણ હવે ક્યાં એ વસંત
જે હૈયે હૈયે લસંત ?
શિક્ષા તો કેટકેટલી થશે
પણ ક્યાં એ હવે શિક્ષા
મળી જે મમ ગાલે એક તમાચે ?
જીવનશિલ્પી ક્યાં નથી ?
પણ એ મૃદુલ સ્પર્શ
હવે ઉસ્તાદનો ક્યારે થશે ?
કીમિયા તો અનેક હશે જગે
પણ હવે ક્યાં એ
કીમિયો માટીમાંથી માનવનો,
પશુમાંથી દેવત્વનો ?

સંધ્યા તો કોને નહિ આવે ?
પણ હવે એ સંધ્યા ક્યાં,
કરી જે ગઈ નિરાધાર ?
ન રડું પાવન નિધન
આપનું, રડું હું નિજ લઘુત્વને !
એ હવે ક્યાં નિર્વાણમંત્ર ?
વધ્યું છે શું તેજ સૂરજચંદરનું ?
વધી છે શું ગતિ પવનની ?
વધી છે શું સુરભિ પુષ્પની ?
વિસ્તર્યું છે શું આકાશ વિશેષ ?
ગર્જને શું મદમસ્ત અધિક રત્નાકર ?
ખડખડ ઈશ ! તું કાં હસે ?
શું મૃત્યુ જ મરી ગયું ?
શું મૃત્યુ જ નિરાધાર બની ગયું ?
શું ગર્વ બૃહસ્પતિનો
થયો ખંડ ખંડ ?
શું મૃત્યુ જ પોતે
મૃત્યુને રડી રહ્યું ?
શું ખોટ સદ્‌ગુરુની પડી તને ?
સાલશે તને ?

# શ્રી ના.ના.દે.ને

પૂજ્યતા આપની આ દિલમાં વસી, અહંભાવ છેદતી
સોમ શશી વરસાવે જ્યોત્સના સ્વયંઆત્મભાવની.
ગુરુત્વ આપ ગુરુવર્યનું માપવા માપપટ્ટી શાની?
રૂક્ષતા હૈયામાં શંકરસમ કર્તવ્યની, હૈયાની, પ્રેમની.
ના છાબ ફૂલોતણી, ના થાળ હીરામાણેકનો સત્કારું સદ્ગુણોથી.
થાળ ભરી પ્રેમ, ત્યાગ, સેવા, સત્ય અને અહિંસાનો સદ્ભાવથી.
લાભ દીધો શતોમુખી અમ વિદ્યાર્થીજગને અમોઘ શક્તિથી.
લખાવી, લખાવી, ટીપી, ટીપીને માટીમાંથી માનવ કર્યાં સ્વશક્તિથી.
નામ લઘુ, દર્શન ગુરુ, વય લઘુ, કાર્ય ગુરુ પ્રેમ છે દિલથી.
વૈરાગ છે એક જ માત્ર સેવા, સેવા સાચી કર્તવ્યથી, હૃદયથી.
નમન કરું છું, વંદું છું સ્નેહથી, હાર્દથી, કર્તવ્યનિષ્ઠાથી.
દાસત્વનો ભાવ ના લગારે આપમાં, સ્વામીત્વના અહંકારથી
સદા આપ જાગૃત છો એજ ભાવથી આપ છો કર્તવ્યશિરોમણી!
દેવું, ન લેવું એજ એક જીવનમંત્રના ભેખથી,
વિદાઈ તનમનધનથી, શિક્ષણક્ષેત્રે સાચા શિક્ષકના ત્યાગથી
ઈશને પણ વિચાર છે શું સર્જન છે મારું સર્વશક્તિથી!
તે નમે શિર મારું, હૃદય મારું હે અવિનાશી! વાત્સલ્યથી.

— ભગવાન ના. સુથાર

## સન્માનનીય શ્રદ્ધેય શ્રી. નાથાભાઈ ના. દેસાઈ સા. ને

દોહા

સન્માને ભારતપતિ, એથી અદકું કાંય,
નાથાભાઈ નમાવીયાં, અમ શીર તવ પદમાંય.

ઉજળામણુ સરિતાજળે, ઉજ્વળ કીધાં કામ,
ગરવા શિક્ષણુ ક્ષેત્રમાં, દીપાવ્યું, શુભ નામ.

કેળવણીના બાગમાં, માળી બન્યા અજોડ,
સજર્યાં સૌરભથી ભર્યાં, બાળક રૂપી છોડ.

(૧)

ઈતિહાસ ભર્યાં રૂડા ભારતના, સન્માનતા રાષ્ટ્ર ગુરુજનને
એના આદરે આનંદ અંતરને,
ગુરુ દ્રોણુ અને ગુરુ સાંદિપની તણું સ્થાન અમર અજર બને;
એવા ગૌરવવંત ગુરુપદનાં માન ભારતના પતિ પ્રેમે કરે.

(૨)

ગરવો બનીયો ઈતિહાસ જગતનો, ગાઈને ગાન ગુરુજનનાં
સનમાન એ ભારતના સૂતનાં,
ગુરુદેવ ગણુાય રવીન્દ્ર કવિવર, ભારત કૂખ જવલંત ઝગે;
એવા ગૌરવવંત ગુરુપદનાં માન ભારતના પતિ પ્રેમે કરે.

(૩)

ઘેલા વિવેકાનંદની વાણી મહીં ગરકાવ બની પ્રજા પશ્ચિમની
ભવ્યતા સરજી ભૂમિ ભારતની,
એના મોહની મંત્રશા વાણી પ્રવાહમાં, સૃષ્ટિ દિવાની બની જ તરે;
એવા ગૌરવવંત ગુરુપદનાં માન ભારતના પતિ પ્રેમે કરે.

(૪)

એવો ભાસ્કર ભારતનો અવની મહીં પૂંજ પ્રકાશના પાથરતો
ઉર ઊરનાં અંધારાં એ હરતો,
એના જ્ઞાન કિરણુ દિલે ઝીલવા જગ માછલી મુખ વિકાસી રહે;
એવા ગૌરવવંત ગુરુપદનાં માન ભારતના પતિ પ્રેમે કરે.

(૫)

ગુર્જરીનાં પટે પગલાં ભરવા લઈ દેહને શિક્ષણુ મૂર્ત બને
એનાં ઓજસ દિગંતમાં ઉછળે,
એની ગૌરવ ગાથાઓ પાંખ કરી જગ વ્યોમમાં વિહરતી જ ફરે;
એવા નિર્મળ નાથાભાઈનાં આદર ભારતના પતિ પ્રેમ કરે.

—: દોહા :—

ગાવા ગુણુલાં આપનાં, ક્યાં મળતો અધિકાર?
બાળક "બાપુજી" કહી, દે છે જ્યાં પડકાર!

દિસિ વણુથંભી વહો, આરોગ્યે આરોહ,
"એ'લાલ" અભિનંદતાં, અંતર પામે મોહ.

લી. આપના ગુણુસરોવરે ઝીલતો,

**અંબાલાલ લા. બારોટ**

શિક્ષક, કડી કુમારશાળા નં. ૨

## I. M. J. Sarva Vidyalaya
## આઈ. એમ. જે. સર્વ વિદ્યાલય

બલોલ તા. મહેસાણા (ઉ. ગુ.) * **BALOL** Ta. Mehsana (N. Guj.)

ક્રમાંક ..................

Date ૨3 – ૧૧–197૧

પૂજ્ય સ્મરણ દિવંગત નાથાભાઈ દેસાઈ સાહેબનાં પરિવાર-જનો,

કડી સર્વ વિદ્યાલયની એક શાખા આઈ. એમ. જે. સર્વ વિદ્યાલય બલોલનો આ પરિવાર નાથાભાઈ દેસાઈ સાહેબના અવસાનના સમાચારથી વ્યથિત છે; અને સ્ફટિક જેવા નિર્મલ હૃદયથી, પોતાના પરિચયમાં આવનાર સૌ કોઈને સત્યના મૃદુ પ્રકાશ પ્રત્યે અભિમુખ કરનાર એક સાચા પુરુષને ગુજરાતે અને આ સમાજે ગુમાવ્યો છે તેનું ઘેરું દુઃખ અનુભવે છે.

નાથાભાઈ દેસાઈ સાહેબનો સાચો પરિચય તેમના અનેક અનેક વિદ્યાર્થીઓની વાણી, હૃદય અને આંખમાં જોવા મળે છે. સ્પષ્ટ જીવનદર્શનવાળા અને જીવનનાં વિષોને ઘોળી પી જઈ મુખપર પાવનકારી સ્મિત ફરકાવનાર તેમને હવે સમયના કયા પડ ઉપર ખોળીશું!

પ્રભુ તેમના આત્માને ચિર શાન્તિ અર્પે એ માત્ર પ્રાર્થના નથી રહી પરંતુ તેના તેઓ સાચા અધિકારી બની ચૂક્યા છે.

આ સંસ્થા પ્રત્યેનો તેમનો સમભાવ અને મમતા હવે અમને માણવા નહીં મળે તેનું અમને દુઃખ છે.

આપ સૌ પરિવાર જનોને તેમની ખોટનું દુઃખ સહન કરવા પ્રભુ શક્તિ અર્પે એ પ્રાર્થના.

— ઈશ્વરભાઈ પટેલ.
આચાર્ય
આઈ. એમ. જે. પરિવાર ~~તરફ~~ની શોકસભા તરફથી.

। संघे शक्तिः कलौ युगे ।

**● મહેસાણા જિલ્લા માધ્યમિક શિક્ષક સંઘ ●**

કાર્યાલય : તંબોળીવાડો, ઘીવટી, પાટણ.

જા. નં. ૭૯/૧૯૭૧-૭૨ તા. ૨૭-૧૧-૧૯૭૧

પ્રમુખ :
શ્રી નરોત્તમભાઈ બી. પટેલ
શેઠ વી. કે. ભૂલા હાઈસ્કૂલ,
પાટણ.

*

ઉપપ્રમુખ :
શ્રી મથુરભાઈ પી. પટેલ
કે. જી. હાઈસ્કૂલ,
ચરાડા.

*

મંત્રી :
શ્રી ભોગીલાલ ગી. પટેલ
ધી ન્યૂ પ્રોગ્રેસીવ હાઈસ્કૂલ,
મહેસાણા.

*

મંત્રી :
શ્રી વિરમભાઈ એમ. ચૌધરી
શેઠ બી. એમ. હાઈસ્કૂલ,
પાટણ.

*

કોષાધ્યક્ષ :
શ્રી વિઠ્ઠલભાઈ એમ. પટેલ
સી. જે. પંચાલ જયભારતી વિદ્યાલય,
સોજીત્રા.

પ્રતિ,
શ્રી કિશોરકુમાર દેસાઈ,
અમદાવાદ.

સ્નેહી ભાઈશ્રી,
સાદર વંદન.

આપના પરમ પૂજ્ય પિતાશ્રી સ્વર્ગવાસી થયા જાણી મહેસાણા જિલ્લાની શિક્ષક આલમ દુઃખ અનુભવે છે અને તેથી તા. ૧૨-૧૧-૭૧ ના રોજ ઉપરોક્ત સંઘની કારોબારીએ સદ્ગતને શ્રદ્ધાંજલિ આપતો નીચે મુજબ ઠરાવ કર્યો છે.

ઠરાવ

મહેસાણા જિલ્લામાં કેળવણીના ધામ સમું પ્રખ્યાત સર્વવિદ્યાલય, કડીમાં અને પછી [illegible] નિષ્ઠાવાન અને જાગૃત આચાર્ય તરીકે વર્ષો સુધી શિક્ષણના વિવિધ ક્ષેત્રે સેવા આપનાર શ્રી નાથાભાઈ એન. દેસાઈના સ્વર્ગવાસથી આ સભા દુઃખ અનુભવે છે અને સદ્ગતના આત્માને પરમકૃપાળુ પરમેશ્વર શાંતિ અર્પે તથા તેમના કુટુંબીજનોને આ ઘા સહન કરવાની શક્તિ આપે એવી [illegible].

**Shree P. G. and R. K. Vakharia High School.**

(Management :- Kolavda Juth Kelavani Mandal)

(૧૧૫)

**KOLAVDA-GERITA**

Ta. Vijapur, Dist. Mehsana. (N. G.)

O. R. No. ૧૫૫
૭૧-૭૨

Date ૧૫-૧૨-197૧.

પ્રતિ
ડૉ. શ્રી બળદેવભાઈ નારણદાસ દેસાઈ,
ઠે.:- ૭, અમીન સોસાયટી,
સરદાર પટેલ કૉલોની પાસે,
રેલ્વે ક્રોસીંગ પાસે, અમદાવાદ-૧૪.

શોક ઠરાવ.

ઉત્તમ કેળવણીકાર તેમજ સારા એવા લેખક શ્રી નાથાભાઈ નારણદાસ દેસાઈના થયેલ નિધન બદલ અમે આ શાળાના તમામ કર્મચારીઓ તેમજ છાત્ર-પરિવાર દુઃખની લાગણી અનુભવીએ છીએ.

સ્વ. શ્રી દેસાઈ સાહેબ ઉત્તમ કેળવણીકાર હોઈ, શિક્ષણ જગતમાં તેઓની ખોટ ખૂબ સાલશે. તેમના નિધનથી તેઓના કુટુંબીજનો ઉપર આવી પડેલી આપત્તિને સહન કરવાની શક્તિ, પરમ કૃપાળુ પરમાત્મા તેમને અર્પે એજ પ્રાર્થના.

સદ્‌ગતના આત્માને પ્રભુ ચિર શાન્તિ અર્પે એવી અમે સૌ પ્રાર્થના કરીએ છીએ એજ

લિ. આપનો,
રા. [signature]
આચાર્ય,
શ્રી પા. ગો. એન્ડ રી. કા. વખારીઆ હાઈસ્કૂલ,
કોલવડા-ગેરીતા. તા. વિજાપુર. (ઉ. ગુ.)
શાળા પરિવાર વતી

Harshad P. Patel.
15-16, Sangam, Old Prabhadevi Rd.
Bombay 25.

Telegrams: Telephone:

**Eastern Industries**

Kasturchand Mills Estate,
Dadar Road,
Dadar (West), Bombay-28, D.D.
INDIA.

*Manufacturers of*
CAMERA BRAND
Ferro-Prussiate Papers, Ammonia-Papers,
other Sensitized Papers, and
Drawing office requisites.

Ref. No.______ Date ૯–૧૧–19૭૧.

આદરણીય તારાબહેન, સંયમબેન, ગિરીશ તથા સૌ કુટુંબીજનો,

પૂજ્ય શ્રી નાથાભાઈના અચાનક અવસાનથી અમને સહુને ઘણો જ શોક અને દુઃખ થયું છે. આવા જ સત્પુરુષોના સમાચાર સાંભળ્યા અને તેઓ એવો આઘાત લાગ્યો કે ઘડીભર માની પણ ન શકાય.

તમે એક સ્વજન ગુમાવ્યું છે તેમ અમે પણ પ્રેમસભર સ્વજન ગુમાવ્યું છે.

ઈશ્વર આ દુઃખ સહન કરવાની સહુને શક્તિ આપે અને સદ્ગત આત્માને શાંતિ અર્પે તે જ ઈચ્છા.

સર્વેને અમારી વતી સાંત્વન આપશો.

સદ્ગતે કુટુંબની અને સમાજની જે સેવા કરી છે તે કોઈ ભૂલી શકે તેમ નથી. પ્રભુ આપણા સર્વને તેમની માફક જ સમાજની સેવા કરવાની શક્તિ અને પ્રેરણા આપે એમ પ્રાર્થના.

લી. હર્ષદના વંદન.

Phone : 34

# *Science College, Kadi* (*North Gujarat*)

No ____________ Date ૧૦-૧૧-૭૧

**શોક ઠરાવ.**

આજે તા. ૧૦-૧૧-૭૧.ના રોજ મળેલી સભામાં સાયન્સ કોલેજ - કડીના પ્રિન્સિપાલશ્રી, સ્ટાફસભ્યો અને વિદ્યાર્થી ભાઇબહેનો ગુજરાતના અગ્રગણ્ય કેળવણીકાર, ઉત્તમ શિક્ષક અને સર્વ વિદ્યાલય - કડીના ભૂતપૂર્વ આચાર્યશ્રી એન. એન. દેસાઇનું દુઃખદ અવસાન થતાં શોક. અને દુઃખની ઊંડી લાગણી અનુભવીએ છીએ.

એમના કુટુંબીજનો પર આવી પડેલા આ અસહ્ય દુઃખને સહન કરવાની પ્રભુ શક્તિ આપે, અને સદ્ગતના આત્માને પ્રભુ ચિર શાંતિ અર્પે એવી અમારી સહુની પ્રભુપ્રાર્થના.

*Principal,*
*Science College,*
*KADI. (N.G.)*

☎ 35

*Gujarat Vyayam Pracharak Mandal.*

**RAJPIPLA.** [ Dist. Broach : W. Rly. ]

*Ref. No.* ૬૦૨

*Date* ૧૨-૧૧-૧૯૭૧

પ્રતિ :-

સ્વ. શ્રી નાથાલાલ દેસાઈનાં કુટુંબીજનો જોગ

૭, અમીન [illegible],
અમદાવાદ-૧૪

પીઢ કેળવણીકાર અને સંનિષ્ઠ નાગરિક શ્રી નાથાલાલ દેસાઈના તા. ૭-૧૧-૭૧ના રોજ થયેલા દુઃખદ અવસાનથી ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ અને તેના કાર્યકરો ઊંડો આઘાત અનુભવે છે. શ્રી નાથાલાલ દેસાઈ ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળના વર્ષોસુધી સક્રિય સભ્ય હતા અને તેમના અવસાનથી કેળવણીક્ષેત્રે તથા વ્યાયામક્ષેત્રે વ્યાયામ મંડળને મોટી ખોટ પડી છે. પ્રભુ સદ્ગતના આત્માને શાંતિ અર્પે એવી અભ્યર્થના.

લિ,

[signature]

મંત્રી,
ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ

FLAVOURING ESSENCES, FOOD COLOURS, FRUIT CRUSHES, SYRUPS ETC.

11th November, 1971.

Respected Desai Sahab,

This is a sad time for your family. For me it is a deep personal tragedy because the light has gone out and there is darkness in your family. But this is not an ordinary light this light guided your whole family for all time. It is proud for your family that your brother had give his whole life to give Education and Education is the base of National Devlopment.

May God give you strength to bear this lose. Truly yours,

– With regard. Ashok P. Dave.
(Store Dept)

# સંસ્થાની તવારીખ

| | |
|---|---|
| તા. ૮-૬-૧૯૧૯ | સંસ્થાની સ્થાપના. |
| તા. ૨૨-૩-૧૯૨૦ | વિદ્યાર્થીઆશ્રમની શરૂઆત |
| તા. ૧-૩-૧૯૨૨ | ત્રણ ધોરણની અંગ્રેજી શાળાની શરૂઆત |
| તા. ૧૫-૯-૧૯૨૩ | શેઠશ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદના શુભહસ્તે આશ્રમના મકાનનું ખાતમુહૂર્ત. |
| જૂન, ૧૯૨૫ | ઉદ્યોગશિક્ષણની શરૂઆત. |
| તા. ૪-૧-૧૯૨૬ | શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબની સંસ્થાની મુલાકાત. |
| ઈ.સ. ૧૯૨૮ | ગુજરાત ગૌશાળાની શરૂઆત. |
| તા. ૨૭-૭-૧૯૨૯ | પૂ. મહાત્મા ગાંધીજીની સંસ્થાની મુલાકાત. |
| તા. ૧૬-૧૨-૧૯૩૩ | સંસ્થાનો બાર વાર્ષિક (અર્ધરૌપ્ય) ઉત્સવ રા.બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈના પ્રમુખપદે. |
| તા. ૧-૪-૧૯૩૪ | કન્યા વિદ્યાકુંજની સ્થાપના. |
| તા. ૧-૪-૧૯૩૫ | વિદ્યાલયમાં મેટ્રિકનો વર્ગ ખોલવામાં આવ્યો. |
| તા. ૨૨-૧૧-૧૯૩૫ | સર્વ વિદ્યાલયને અલગ સંસ્થા બનાવી. |
| તા. ૨-૫-૧૯૩૭ | સંસ્થાના આદ્યસંસ્થાપકશ્રી છગનલાલ પીતાંબરદાસ પટેલ (છગનભા)ને સંસ્થાના નવાજૂના વિદ્યાર્થીઓ તરફથી માનપત્ર અર્પણ કરવામાં આવ્યું. |
| તા. ૨૨-૧૨-૧૯૪૦ | શ્રી છગનભાનું અમદાવાદ મુકામે અવસાન થયું. |
| તા. ૨૪-૬-'૪૧ | સંસ્થાના પ્રમુખશ્રી સ્વામીનારાયણસાહેબનું અવસાન. |
| તા. ૨૩-૪-'૪૨ | શેઠશ્રી મફતલાલ ગગનભાઈ તરફથી બંધાયેલ પ્રાણ-સુખલાલ સરસ્વતી સદનનું ખાતમુહૂર્ત શેઠશ્રીના પૌત્ર શ્રી અરવિંદભાઈ તથા શ્રી પ્રેમચંદભાઈ રણછોડદાસના શુભહસ્તે. |

| | |
|---|---|
| તા. ૬-૫-'૪૨ | વિસનગર શાખાના છાત્રાલય—વિદ્યાર્થીનિવાસના મકાનનું ખાતમુહૂર્ત, શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરીના શુભહસ્તે. |
| જૂન, ૧૯૪૨ | વીસનગર વિદ્યાર્થી નિવાસની શરૂઆત. |
| તા. ૯-૫-૪૩ | સર્વ વિદ્યાલયના આચાર્ય અને આશ્રમના મુખ્ય ગૃહપતિ શ્રી બાપુભાઈ ગામીનું અવસાન. |
| તા. ૫-૬-'૪૪ | શ્રી નાથાભાઈ નારણદાસ દેસાઈની સર્વ વિદ્યાલયના આચાર્યપદે નિમણૂક. |
| તા. ૧૧,૧૨-૩-'૪૫ | સંસ્થાનો રૌપ્ય મહોત્સવ, પાટડીના દરબાર શ્રી પ્રતાપસિંહના પ્રમુખપદે. |
| તા. ૧૨-૩-'૪૫ | શ્રી પ્રાણસુખલાલ સરસ્વતી સદનનું ઉદ્‌ઘાટન, શેઠ શ્રી દુર્ગાપ્રસાદ લશ્કરીને શુભહસ્તે. |
| તા. ૩૦-૪-૧૯૫૧ | આદ્ય સંસ્થાપક સ્વ. છગનભાનું પૂતળું સંસ્થામાં મૂકવામાં આવ્યું. |
| જૂન, ૧૯૬૧ | શ્રી નાથાભાઈ દેસાઈનું આચાર્યપદેથી રાજીનામું. |
| ૧૯૬૧થી ૮૪ | શ્રી મોહનલાલ પટેલ આચાર્યપદે. |

# અનોખા આચાર્યના નોખા શિષ્યો

[બીજી આવૃત્તિ પ્રસંગે]

અનોખા આચાર્ય નાથાભાઈ ના. દેસાઈવિષયક ગ્રંથના વિમોચનને હજુ તો માત્ર સો ઉપરાંત દિવસો થયા છે અને વિમોચન પ્રસંગનાં સંવેદનો પણ લુપ્ત થયાં નથી, ત્યાં **એ ગ્રંથની બીજી આવૃત્તિ કરવી પડે એવો ધન્ય સમય આવી પહોંચ્યો.** પુનર્મુદ્રણની વાત શરૂ થઈ અને અનોખા આચાર્યના નોખા શિષ્યો વરસી પડ્યા. એમાં નાથાભાઈ પ્રત્યેના આદરનાં દર્શન થાય છે અને ભાવવિભોર બની જવાય છે.

પહેલી આવૃત્તિના નિમિત્ત બનેલા **સ્વ. લવજીભાઈ ભીમદાસ પટેલ ટ્રસ્ટ અને એમના પનોતા પુત્રો બીજી આવૃત્તિ પ્રસંગે ઊણા ન ઊચર્યા. એમણે રૂ. ૨૫,૦૦૦/-ના દાનની જાહેરાત કરી** જેનો પડઘો બીજા કેટલાક શિષ્યોના અંતરને ઢંઢોળી ગયો. એમાં સર્વશ્રી દિનેશભાઈ ચાવડા, શ્રી પીતાંબરભાઈ પટેલ, ડૉ. રામભાઈ, ડૉ. મણિભાઈ અને શ્રી ભાઈલાલભાઈ (સુરત) જેવા શિષ્યોએ રૂ. ૫-૫ હજાર આપી પણ દીધા.

આમ તો બીજી આવૃત્તિ માટે રકમની તૂટ નહોતી, પણ નાથાભાઈના એ શિષ્યોનો ઉમંગ અને ઉત્સાહ જોઈ અમે કશી જ આનાકાની કરી ન શક્યા અને એમનું મન સાચવવા રકમનો સાદર સ્વીકાર પણ કર્યો.

નાથાભાઈને માનવ નહિ, પણ મહામાનવ કહેવા પડે એટલું ઉદાત્ત એમનું વ્યક્તિત્વ. એમના સંપર્કમાં આવનાર હરકોઈ ક્ષણવારમાં એમને પોતીકા માનવા લાગે એવું સૌજન્યપૂર્ણ એમનું વર્તન.

જેમણે એમના વિદ્યાર્થીઓને અમાસની અંધારી રાતે આકાશદર્શન કરાવ્યું એ ઘટના ભલે ગ્રહો-નક્ષત્રોના નિરીક્ષણની હોય, પણ એમણે અમારા જીવનમાં જે પ્રકાશ પાથર્યો એ તો 'એક ન ભૂતો ન ભવિષ્યતિ' જેવી વિરલ ઘટના છે. અનેકના જીવનના પથદર્શક બનેલા આ આચાર્યને ફરીથી લોકો વચ્ચે વિહરતા કરવાની આ તક મળી એને પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ અને ગ્રંથસંપાદકો **ડૉ. મંગુભાઈ પટેલ અને પ્રા. ત્રિકમભાઈ પટેલ ધન્ય અને રૂડો અવસર ગણી ગુરુઋણ અદા કરવાની કોઈ ક્ષણ જતી કરવા ઇચ્છતા નથી. અસ્તુ.**

# ગુરુઋણ અદા કરનારા સહયોગીઓ

| | |
|---|---|
| ૫૧૦૦૦-૦૦ | લવજીભાઈ ભીમજીભાઈ પટેલ ટ્રસ્ટ |
| ૨૫૦૦૦-૦૦ | શ્રી શિવાભાઈ બબાભાઈ પટેલ, જોટાણા |
| ૨૧૦૦૦.૦૦ | ડૉ. સી. કે. પટેલ, વિદ્યાનગર |
| ૨૧૦૦૦.૦૦ | કિરીટભાઈ ના. દેસાઈ |
| ૨૧૦૦૦.૦૦ | શ્રી વિષ્ણુભાઈ પટેલ (સદ્‌ભાવ એન્જિનિયરિંગ) |
| ૧૫૦૦૦.૦૦ | અનીલકુમાર પટેલ, એપોલો ગ્રૂપ |
| ૧૧૧૧૧-૦૦ | નરોત્તમભાઈ આઈ. પટેલ, ઉમિયાધામ, સુરત |
| ૧૧૦૦૧.૦૦ | માણેકલાલ પટેલ, ચાચરાવાડી વાસણા |
| ૧૧૦૦૦-૦૦ | શ્રી પીતાંબરભાઈ, સાયન્ટિફીક ઓફિસર, અમદાવાદ |
| ૧૧૦૦૦-૦૦ | જી. જી. પટેલ, મંત્રી, SKUM |
| ૧૧૦૦૦.૦૦ | કાંતિભાઈ ગુરુ, ઊંઝા |
| ૧૧૦૦૦.૦૦ | વિસુભાઈ બી. પટેલ, વડોદરા |
| ૫૦૦૦.૦૦ | ડૉ. મંગુભાઈ પટેલ (લેખકશ્રી) |
| ૫૦૦૦.૦૦ | પ્રા. ત્રિકમભાઈ પટેલ (લેખકશ્રી) |
| ૫૦૦૦.૦૦ | પદ્મશ્રી ભોળાભાઈ પટેલ |
| ૫૦૦૦.૦૦ | વિઠ્ઠલભાઈ અં. પટેલ |
| ૫૦૦૦.૦૦ | ઈશ્વરભાઈ અં. પટેલ |
| ૫૦૦૦-૦૦ | કેશવલાલ પટેલ, લણવા |
| ૫૦૦૦-૦૦ | શ્રી મનુભાઈ અંબાલાલ, કાંઝ |
| ૫૦૦૦-૦૦ | હર્ષદભાઈ પોપટલાલ પટેલ |
| ૫૦૦૦.૦૦ | કાન્તિભાઈ શંકરદાસ, સુરેશ્વરી સોસાયટી |
| ૫૦૦૦.૦૦ | લક્ષ્મીપ્રસાદ ચંદુલાલ અમીન |
| ૫૦૦૦.૦૦ | અંબાલાલ ત્રિ. પટેલ |
| ૫૦૦૦.૦૦ | નારણભાઈ પટેલ, શેરથા (સૂરત, ઉમિયાધામ) |
| ૫૦૦૦.૦૦ | શંકરલાલ ગુરુ, ઊંઝા |
| ૫૦૦૦.૦૦ | અંબાલાલ સો. પટેલ, વામજ |
| | ઉપરાંત નાની-મોટી રકમ આપનાર સહયોગીઓનો આભાર |